# રેસાલહાએ ખુરશેદ.

તેનાં પુરાતન ધાર્મિક ધમોળચો,

તેની રાહેરસમ તથા ક્રિયાઓ

અને

કદીમ પારસી તવારીખના અગત્યના બનાવો.

## ભાગ ૩ જો.


લખનાર અને મંડળી તરફથી પ્રગટ કરનાર

ખુરશેદજી એરચજી પાવરી.



કીંમત રૂા. ૫.

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રીન્ટીંગ
વર્કસ, નંબર ૧૪૧ લાલબાગ, પરેલ, મુંબઈમાં મી૰ મેહરજી બેરાંમજી
મીઠાઈવાલાએ છાપ્યું છે, અને દસ્તુર સાહેબ ખુરશેદજી
એરચજી પાવરીએ ગોવાल્યા ટેંકરોડ, મોતીવાલા
મેનસન પાંચમે માળે, ગ્રાંટરોડ મુંબઈમાં
પોતાને માટે પ્રગટ કીધું છે.

મારા મરહુમ પેદર

# એરવદ એરચજી હોરમજી પાવરી.

જેવણુ એક પાકા યોજદાથ્રગર મોબેદ હતા

અને

જેમની શાળામાં મોબેદી પેશાની મેં તાલીમ લીધી હતી

તે

માનવંત પિતાની પાક યાદગારીમાં ફરજંદ તરીકેની મારી

પવિત્ર ફરજ દાખલ આ પુસ્તક ઘણાં

માન સાથે હું અર્પણ કરૂંછું.

# ખુલાસો.

આ પુસ્તકમાં દીનાઇન અને ઇરાની તવારીખની જુદી જુદી ૨૨ બાબદો ઉપર થયલાં લખાણોનો સંગ્રહ છે. એક પુસ્તકના બાહારના સુંદર દેખાવ કે તેના દલદાર કદ ઉપરથી તેની કીંમત આંકવી જોઇએ નહી, પણ તેમાં અપાયલા અપક્ષ વિચારો ઉપરથી તેનું બિનતઅસુબીએ તોલ થવું ઘટે છે. પ્રથમ વાંચક વર્ગને સાંકળિયાં તરફ નજર નાખવા એલતેમાસ કરૂં છું, જે ઉપરથી તે પાછલ ખપાવવામાં આવેલી મેહેનતની થોડીબી કદરનો ખ્યાલ આવી શકશે.

હું ઘણા આગલ વધેલા હદબહાર વિચાર ધરાવનારાઓમાંનો એક નથી, તેમજ કોમના પછાત વર્ગમાં પ્રવેશ થયલી નાપસંદ રસમોનો વખાણનાર બી નથી, પણ ટોળાની સાચી દીનદારી, બેહેતરી અને તરકકીનો **મધ્યમ માર્ગ** પસંદ કરનારો છું. હું નવા વિચારવાલા કે જુના વિચારવાલા કોઇબી પક્ષને પંપાળનારો નથી. મારા વિચારો મારાં સાચાં અંતકરણનો નમ્ર અવાજ છે. આ મારો પ્રમાણિક એકરાર છે અને તેમાં કેટલે દરજજે સચ્ચાઇ છે તે જોવાને ચંચલ વાંચક વર્ગ દરેક શકિતવાન છે. હાથ ધરેલાં લખાંણોમાં ધાર્મિક અસલ્યાત જાલવવા, તેને અખંડ રાખવા અને તે ઉપર અમલ કરવા હું ઘણા ભાર અને જોશ સાથ બોલ્યો છું.

એમાં લખાંણો ત્રણ વર્ગમાં વેહેંચાયલાં છે. પેહેલામાં જરથોશ્તી ધાર્મિક ધર્માજીઓનો સમાવેશ થાય છે, બીજામાં દીનની રાહેરવેશ અને રેવાજી ક્રિયાઓ ઉપર વિવેચન કીધું છે અને ત્રીજામાં ઇરાનની પુરાતન તવારીખના, અકસર **શાહ જમશેદ** ની જીંદગી સાથ જોડાયલા બનાવોનું સુંદર વર્ણન થયું છે.

આ લખાંણો ધર્માભ્યાસિઓ માટે લખાયાં નથી. તેઓ સર્વ દીનદાર બાનુઓ અને ગ્રહસ્થોને એક સરખી રીતે વાંચવા લાયક છે અને એમ જયારે હું બોલું છું ત્યારે તે બિનઆધારે બોલતો નથી. કશીપણ ડોળધાળુ સરસાઇનો દાવો કીધા વગર જણાવીશ કે, આ લખાંણો કોઇને આડે રસ્તે ઉતારનારા વિચારોથી બીલકુલ સ્વચ્છ અને નિરાળા છે. તેમાં "**મોબેદ વર્ગનું ખાસ ભણતર**" એ નામની વઅજ તરફ તથા "**મોબેદોનો ઉચ્ચ પેશા**" એવા મથાલાંના લખાણ તરફ મોબેદ વર્ગનું હું લક્ષ ખેંચું છું. વળી "**દીનદારી અને યકીનદારી**", "**દીનદારો અને**

જીંદગી" તથા "મુકતાદની ક્રીયા શું અચુક અને અખંદ છે?" એ વિષયો વાંચવા ખાસ વ આમને હું ખાસ ભલામણ કરૂં છું. જીંદગીની અગત સુધારાને નામે જેઓ ના પાડે છે તે સાહેબોને સુધારાને ચાહનાર હોઇને અને સુધારાની છાવણી હેઠળ રહીને બી આ ભાનભુલા ભાઇઓની ભુલ ભાંજવામાં હું ખોટો ગણાઇશ નહીં. આજ કોમ વચ્ચે કમનસીબે તઅસુબીનું વાતાવરણ હરતી ધરાવે છે અને તેમાં ગમે એવા અંતઃકરણના ઉદગારો તથા અપક્ષ વિચારોને ગેરઇનસાફ થતો રહયો છે. એવા સંજોગો વચ્ચે અંધકારની કાળી વાદલીથી ઘેરાયલાં વાતાવરણમાં આ નબળો અવાજ લાયક જોર મારી નહી શકે, કે ઘટતી અસર નીપજાવી નહી બી શકે, તોપણ કંઇપણ બદલાની ઉમેદ વગર કોમી તથા દીની બેહેતરીની એકજ નિષ્ટાથી કામ લેનારે નિરાશ થવાતું નથી. વખત એવો બળવાન છે કે, તે અજ્ઞાનતાનાં અંધકારને લાયક પ્રસંગ મલતાંજ પોતાની પ્રબળ અસર હેઠળ દાબી દે છે અને પોતાની પાછળ જ્ઞાનની રોશનીના મહાન ફેરફારો લેતો આવે છે.

મારાં આગલાં બે પુસ્તકોનાં લખાંણોનો દેશાવરોની દરેમહેરોના કેટલાક મોબેદ પંથકીઓએ પોતાનાં ભાષણોમાં ઉપયોગ કીધેલો હું ખુશી સાથ જોઇ શકયો છું અને થોડંક દાખલામાં ભણેલા સાહેબોથી તેનો છુટથી ઉપયોગ થતો જોઈ હું બિહદ ખુશી થયો છું.* મને નામ સાથે કામ નથી, હું કીર્તીનો કદી લોભી નથી, સીધી કે આડકટરી કોઇ બી રીતે તેનો લાયક થવામાંજ લીધેલી મેહેનતનો સંતોષકારક બદલો મલેલો હું સમજું છું.

પુસ્તકના સેવટના ભાગમાં આવેલા "વધારા" નાં લખાણ તરફ વાંચનારા સાહેબોનું હું ધેઆન ખેંચું છું. તેમાં જુના કે નવા વિચારવાલા કોઇબી પક્ષ તરફથી દીનાઇનના બાબમાં જયારે જ્યારે હદ કુદાવી જવામાં આવી છે ત્યારે ત્યારે તે પક્ષને હદમાં રેહેવા મારા મધ્યમ વિચારો હું બાહાર પાડતો રહયો છું તેમજ આ પુસ્તકમાં કોમના અમુક વર્ગ તરફથી દીનાઇનના બાબમાં હદબાહાર

---

* "૦૦૦૦ તમારાં કેટલાંક આગલાં લખાણો બી એવીજ ખંતથી આપે રચેલાં છે, જેની નકલ ઓછી શકિતના અથોરનાનો કરે છે. એટલુંજ નહી પણ તેમાંથી દસતુર મોબેદોએ પોતાનાં લખાણોમાં પાંણાના પાંણા ઉતારી લીધાં છે એ બીના તમોને મુબારક બાદી આપવા જોગ છે૦૦૦"

લા. નેક દોઆગો, દારાબ દસતુર પેશોતન સંજાણા. મુંબઇ રોજ ૧૫ માહ ૧૧ સને ૧૨૭૧ યઝદજરદી.

થતાં અતેરાં માટે હું ઘણું બોલ્યો છું. વળી મુંબઇનાં સ્થાનીક "કયસરે હિન્દ" પત્રમાં ઇસ્વી ૧૯૦૦ ના સાલથી ૧૯૦૧ ના સેવટ સુધી ઉધરતાં બાળકોને ધાર્મિક કેળવણી આપવાની સૌથી જરૂરની અને પહેલી અગત્યની ફરજના સંબંધમાં જે લખાણો જારી રહયાં હતાં, તેમાનાં થોડાક લખાણો પાછલા ભાગમાં "સુધારો" એવાં મથાલાં હેઠળ આ ટકે રજુ કીધાં છે અને બીજાં વર્તમાન પત્રોમાં આવેલાં લખાંણો બીજી જોગવાઇએ હું જાહેર હજુર ધરીશ. આ ચાલુ લખાણોનાં વ્યહવારૂ પરીણામ તરીકે ઇસ્વી ૧૯૦૧ ના વર્ષમાં મુંબઇમાં "ધર્મની કેળવણી આપનારી કમીટી"ની સ્થાપના થઇ હતી અને પાછલથી તેનો સંગીન "રીપોર્ટ" બાહાર પડયો હતો. તેની અપક્ષપાત તપાસ લેવા "કયસરે હિન્દ"ના મરહુમ અધિપતિએ આ અહના લખનારને એલતેમાસ કીધી હતી અને તે ઉપાડી લેવામાં આવી હતી. તેમાં મારા સુધારક પક્ષને ઘટીત સુચનાઓ કરવામાં હું પછાત પડયો નહી હતો. તે નુકતે ચીનીએ કેળવણી પામેલા ગૃહસ્થો ઉપર સારી અસર કીધી હતી અને બાળ કેળવણીના ધોરણ માટે ભારે ચરચા ઉભી કીધી હતી. આ બાબે મજકુર અધિપતિ સાહેબે મારા તરફ કેટલાંક પત્રો લખ્યાં છે અને ધર્મની ભાષાઓની કેળવણીનાં પિતા મરહુમ શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાજીએ આ છુપે નામે લખનારની પિછાણ અને મુલાકાત માટે પોતાની ખાહેશ દર્શાવી હતી. પણ મોઢાઇ નહી મારવાના કારણે તે મુલાકાત કરવાનું ઉપકાર સાથે ના પાડયું હતું.

મારાં આગલાં કેટલાંક જાહેર લખાણો બાબે કેટલાક માનવંત દસતુરો, ધર્માભ્યાસિઓ અને આગેવાન ગૃહસ્થોએ જે અભિપ્રાયો આપ્યા છે તે જાહેરમાં મુકવા હું મુનાસેબ જોતો નહી હતો અને તેથી તેઓ બાહાર પાડ્યા નહી હતા. પણ મારા કેટલાક મિત્રોના આગ્રહથી આ પ્રસંગે તેઓમાંના થોડાક અત્રે આપવાની હું રજા લેઉં છું. માગીઆ વગર મલેલા આ અભિપ્રાયો માટે તે આપનારા માનવંતા સાહેબોનો હું આ ટકે જાહેર આભાર માનું છું.

નવસારીમાં બરપા થયલી "બઝમે રોઝે અહુરમઝદ" નાં વ્યહવારૂ પરીણામ તરીકે તેની કારોબારી કમીટીએ આગલ દીનાઇનનાં બે પુસ્તકો બાહાર પાડયાં હતાં અને આ તેનું ત્રીજું પુસ્તક છે. આ માટે મજકુર મંડળીને તથા તેના કારોબારીઓને વાજબી મુબારકબાદી ઘટે છે.

કર્તા.

# સાંકળ્યું.

સફે.

# વધારો.







# પારસી દખમું.

દખમું, એ ધર્મ સંબંધી ઘણો અગત્યનો સવાલ છે, અને એ બાબદમાં આ અદના લખનાર આગમજ બીજા એલમા અભ્યાસીઓએ બારીક જુસ્તેજુ ચલાવી છે અને તેનો એમાં હું ભાગ લઇ શકયો છું. અગર એમાં હું કાંઇબી કરી શકયો હોવું તો તે એટલુંજ કે, આગલા વિદ્વાન લખનારાઓની પુષ્ટીમાં હું બોલ્યો છું અને એ સિવાય ઝાઝું નવું એમાં હું દેખાડી શકયો નથી.

પારસી આરામગાહને સાધારણ રીતે દખમું કહેવામાં આવે છે. જે તેનું લાયક નામ નથી. બલકે ધર્મની રૂએ સેવટની આરામગાહને એ નામે ઓળખવું વાજેબ નથી. એ નામે ઓળખાતું હાલનું બાંધકામ ધર્મનાં ફર્માન સાથે બોલેબોલ મળતું આવતું નથી. સબબ વંદીદાદમાં દખ્મ ઉજદએજ અથવા દખ્મ એ બે નામો જમીનની નીચે ચોતરફથી ચણી લીધેલાં ભોંયરાંનાં બંધીઆર બાંધકામને અર્થે વપરાયું છે.* અને ત્યાં તેને એક જરતોસ્તીએ તોડવા અને તારાજ કરવાની તાકીદ કરવામાં આવી છે (૫-૭, ૪૯ તથા ૫૨) આ દખ્મનો ખરો ખુલાસો પાછલાં લખાણોમાંથી મળે છે અને તે વંદીદાદના અસલ અર્થને તદન મળતો આવે છે. એ નામ પેહેલવી દખ્મક તથા અજાન અને ફાર્સી દખ્મ અથવા દખ્મેહ મળે છે. એનો ખુલાસો પેહેલવી શરેહમાં આ મુજબ મળે છે. "અજાંન એટલે દખ્મક—જે જમીનની નીચે ખુરશેદ નેગીરસ્ન નહીં યાને આફતાબને જોતું નહીં, આફતાબનાં કિરણો તેની ઉપર પડે નહીં, એવું દખ્મુ" (૫-૩-૩૦) અને ફાર્સી ફરહંગ મુજબ "દખ્મ એક ભોંયરૂં છે, કે જેમાં મુદાં મુકે છે." "દખ્મ એટલે દખ્મેહ છે, કે જે મુદાંઓનું ભોંયરૂં હોય છે, અને સાધારણ રીતે મુદાંની પેટીનેબી કહે છે. અને ખસુસન ગબરો (જરતોસ્તીઓ) ઘોરોનાં મકાનને કહે છે." (બુરહાંને કાતે) અવસ્તા, પેહેલવી અને ફાર્સી કેતાબોની આ શાહદતો મુજબ પાર્સી આરામગાહ માટે દખ્મુ એ લાયક નામ નથી, પણ અસલ દખ્મું જમીનનાં પેટામાં ચણતર કીધેલાં એક ભોંયરાંનું નામ છે.

આપણે જોયું કે, દખ્મ જે લાસ મુકવાનાં એક બંધીઆર ભોંયરાંનું અસલ નામ છે તેને પાછળથી કોઇ વસ્તુ મુકવાનાં બાંધકામનું નામ મલ્યું છે. બીરઓન્ક

* આ અર્થ સર્વથી પેહલાં વિદ્વાન એરવદ શેહેરીઆરજીએ દેખાડયા છે. જ૦ અં૦ આંક ૫મો પાને ૯૬૦—૯૭૩.

તથા **કાજવીની** નામના બે ફારસી તવારીખનવીશો લખી ગયા છે કે, પાદશાહ ગુશ્તાસ્પે દીનને લગતાં લખાણો દખ્મેહમાં મુકવા ફર્માવ્યું હતું! આ તવારીખી લખાણમાં જોકે ગલતી થયલી છે, તોપણ ત્યાં તેની નોંધ લેવાનાં કારણો જાણવા જોગ છે. મુર્દાં મુકવાનાં **ભોંયરાંને** મળેલું દખ્મ નામ મશહુર હતું, અને અવસ્તામાં દખ્મનું વિશેષણ **ઉજ્જદએજ** મળે છે. એ વિશેષણ ઉપરથી ફારસી ભાષાનું **દેજ** નામ નિકલ્યું છે અને તેનો અર્થ કિલ્લો થાય છે. હવે પેહેલવી લખાણો મુજબ કીઆની ગુશ્તાસ્પ અને બીજા બાદશાહોએ દીન અને તવારીખનાં લખાણોનો સંગ્રહ કરાવ્યો હતો, અને તે લખાણો કિલ્લા જેવાં બચાવવાળાં બાંધકામોમાં મુકાવ્યાં હતાં. એવાં બે બાંધકામો હતાં. એક **ગંજેશસ્પીગાંન** અને બીજું **દેજે નપીશ્ત** હતું. અને આ બેમાં પાછલાનો અર્થ દીનનાં લખાણોનો કિલ્લો થાય છે. એ મુજબ દખ્મનું વિશેષણ **ઉજ્જદએજ** મળે છે અને તે ઉપરથી નિકળેલાં ફારસી રૂપો **દેજ** અને **દેજેનપીશ્તનાં** મળતાપણાંને લીધે, પાછલું બાંધકામ જે એક બાદશાહી કેતાબખાનું હતું, અને તેમાં જરતોસ્તી લખાણોનો સંગ્રહ હતો, તેને પરકોમના ફારસી લખનારાઓએ ભુલથી **દખ્મેહ** નામ આપ્યું હતું. એમાં જોકે બે નામોનાં મળતાપણાંને લીધે અનર્થ થયો છે, તોપણ એ બીના, દીની તથા તવારીખી લખાણોની જાળવણી માટે કિલ્લાનું બંધીઆર બાંધકામ, દખ્મના અસલ અર્થ બંધીઆર ભોંયરાંને આડકતરો ટેકો આપે છે.

ઉપલા તવારીખનવીશો મુજબ આ નામીચું કેતાબખાનું **શાહ ગુશ્તાસ્પના** હાથથી બરપા થયું હતું. તેઓ કહે છે કે "જયારે ગુસ્તાસ્પ "ઇસ્તખરમાં" આવ્યો ત્યારે ફરયાવ્યું કે તેઓ દખ્મેહ બનાવે, અને જંદ-અવસ્તાની કેતાબોનો સઘળો સંગ્રહ ત્યાં બાઆબરૂ મુકે" (રોજેતુસ સફા) આ પુરાતન પુસ્તકખાનાનાં લખાણના સંગ્રહ બાબદ જુદા જુદા લખનારાઓ નીચે મુજબ હેરફેર હકીકતો જાહેર કરે છે. **પ્લીની** જંદ-અવસ્તાના મજકુર સંગ્રહની ૨૦,૦૦,૦૦૦ વીસ લાખ બેત કહેછે. **દસ્તુર તન્સર** તથા **વીરાફનામામાં** એ લખાણો ચર્મપત્ર ઉપર અને સોનેરી શાહીથી લખાયલાં જણાવે છે. દસ્તુર **તન્સર** અને **મીરખોન્દ** એ બન્ને ઉપલાં લખાણો ૧૨,૦૦૦ બાર હજાર ચર્મપત્રો ઉપર લખાયલાં જાહેર કરે છે. **શત્રોઇહાએ**[1] **ઇરાન** નામનાં પેહેલવી પુસ્તકમાં તેની ૧,૨૦૦ બારસો પરગરદ લખાયલી કહે છે. તે ગુસ્તાસ્પનાં ફર્માનથી જરતોશ્ત સાહેબે લખેલી જણાવે છે અને તેમાં ગયોમર્દથી ગુશ્તાસ્પ સુધીના સાત નામીચા પાદશાહોની તવારીખનો સંગ્રહ એકઠો થયલો

૧ શત્રોઇ હાએ ઇરાન સફે ૫૩—૫૬ શામસુલ ઓલ્મા જી. જ. મોદી, બી. એ.

જાહેર કરે છે. આપણી બાબતવાલું **દેજેનપીશ્ત** નામનું આ કેતાબખાનું ગ્રીસના એકદર બાદશાહ **સીકંદરે** બાળી નાખ્યું હતું, અને પ્રાચીન વિદ્યા તથા તવારીખનો નાશ કીધો હતો. બીજું, **ગંજેશશ્પીગાંન** નામનું જે બાદશાહી પુસ્તકખાનું હતું, તે **સમરકંદ**નાં એક આતશબેહેરાંમની દરગાહ સાથ જોડાયલું હતું, અને દીની તથા તવારીખી લખાણોનો બીજો સંગ્રહ એ આતશકદેહના ખજાના તરીકે જલવાયલો હતો.

## પેશદાદી તથા કીઆની નામવરોનાં દખમાં.

**આપણા આગલા નામવર** નિયાગાંનોની લાસો શું **દખ્મનશીન થઇ હતી**? અગર હોય તો તે શું હાલનાં દખ્માં છે? પારસી તવારીખમાં **દખમાનાં** પુરાતન બાંધકામોની નોંધ જળવાયલી મળે છે. તેમાં જણાવવા મુજબ **ફેરેદુન, કેકોબાદ, કેકાઉસ, (અફ્રાસ્યાબ)** વગેરે પાદશાહો અને પેહેલવાનો દખ્મનશીન થયા હતા. એઓમાં કેટલાકોની લાસો દખ્મ (ભોંયરાં) ની અંદર **પેટીમાં** બંધ કરીને મુકી હતી, કેલીકને તખ્ત (ધ્રાહાંન) ઉપર મુકી હતી અને કેટલીકને ખુરસીઓએ લગાડી મુકી હતી (શાહનામું). ઉપલા એક દાખલા મુજબ બંધી તરફથી અંધીઆર **પેટી** દીનના હુકમ મુજબ ગોયા લાસને મુકવાનું દખ્મુ છે. લાસને ઠેકાણે પાડવાના દખ્મનશીનીના ઉપલા દાખલા જરતોસ્તી મજહબ જાહેર થવા અગાઉના છે, તેથી મજકુર નામવરોની લાસોને દખ્મનશીન થયલી યાને ભોંયરાંમાં ગાળેલી વાજબી જણાતી છે. પણ નવો મજહબ આશકાર થવા પછી એમ નામદારોને દખ્મ (ભોંયરાં) માં દફનાવવાના દાખલા નોંધાયા હોય તો, તે **રૂસ્તમ, સોહરાબ, જરીરેઇ** અને **દારાએ દારાબના** છે (શાહનામું). અને એ નામદારોને દખ્મનશીન થવાનાં વાજબી કારણો મલે છે. તવારીખ ઉપરથી જણાય છે કે **ઇરાનવેજ** મુલકના કીઆની પાદશાહ **ગુશ્તાસ્પના** જરથોસ્તી ધર્મને પુસ્તપનાહ મળી અને બાદશાહી ખાનદાન તથા ઇરાની **આલમે** એ ધર્મ જ્યારે અખત્યાર કીધો, ત્યારે જાબુલીઓ નવા મજહબથી નારાજ થયલા જણાય છે. કારણ કે તેઓએ નવો ધર્મ અખત્યાર કીધો હોય એમ તવારીખ યા ધર્મની સત્તાથી સાબેત કરવામાં આવ્યું નથી. અવસ્તામાં **રૂસ્તમ, સોહરાબ** અને કેટલાક બીજા જવાંમર્દ જાબુલીઓનાં નામોની શોધ થઇ નથી અને **ફરવરદીન યશ્તમાં** બીજા નામીચા પુરૂષો સાથે તેઓની નેકનામી અને કીર્તીની યાદ થયલી જણાઇ નથી. જરતોસ્તી મજહબ બરપા થવા પછી **ખ્યઓન** દેશનો યજદાંપરસ્ત **પાદશાહ અર્જાસ્પ** એ ધર્મનો કટ્ટો શત્રુ થઇ પડયો, અને નવા ઉગતા તથા તુરતના ફેલાતા જરથોસ્તી મજહબને દાબી દેવા તેણે ઇરાનવેજ ઉપર ત્રણ ત્રણ મરતબે હલ્લા લાવીને ખુનખાર જંગ જારી રાખ્યું, જેમાં બાદશાહી ખાનદાન તથા ઇરાની

આલમે નવી દીનને ખાતર મોટા ભોગો આપ્યા હતા. આ ભયભીત હુમલાઓ દરમ્યાન ઇરાનના બાદશાહોના સદા ફરમાનબરદાર, તાજ તરફ વફાદાર અને દેશના રક્ષણહાર દિલાવર જાબુલીઓ દીન અને દેશના બચાવમાં બાહાર આવેલા જણાયા નથી. દીનની પેહેલી નાશકારક લડાઇમાં ફતેહ મેળવી અને ફારેગ થઇને દેશનો બાદશાહ જાબુલી જાલના મેહમાન તરીકે જાબુલસ્તાન જાતે ગયો હતો, અને નવી દીનની ખુબીઓથી જાબુલીઓને વાકેફ કરવાની અને તેઓને પોતાના વિશ્વાસમાં લેવાની કોશેષ કીધી હતી. પણ પાદશાહ એ નેમમાં ફતેહમંદ ઉતરેલો જણાયો નથી. સબબ બાદશાહને દેશ બહાર દુરદરાજ નિકલેલો જોઇને, રૂઇનતન અસ્પંદીઆર નજરકેદ થયલો જાણીને અને આ શુરવીર શાહજાદાની ગેરહાજરીનો લાભ લેઇને શત્રુએ દેશ ઉપર બીજો જબુન હુમલો કીધો જેમાં પેગામબર સાહેબ જરતોશ્ત અને શાહનો બુજોર્ગ પેદર લોહોરાસ્પ જાંનથી બેજાંન થયા હતા. શાહજાદીઓ હોમાય, બેહેઆફ્રીદ દુશ્મનને હાથ લુટાયાં હતાં તથા ગુસ્તાશ્પના નબીરા નુશઆજરે પોતાનાં નામથી બરપા કીધેલું આજરેનુશ નામનું નામીચું આતશકદેહ તારાજ થયું હતું, જેની નાખુશ ખબર ઘોડેસ્વાર થયલી એક બહાદુર બાનુથી બાદશાહને મળતાંજ તે મંજલ દર મંજલ કાપતો ઇરાન તરફ દોડયો (શાહનામું વગેરે). આ વેળા સીસ્તાંનના એ શુરા સરદારોની દસ્તગીરી જોકે ઘણી કીમતી થઇ પડત, તોપણ એક બળવાન શત્રુના ભયભીત ધ્રુજારાના આ બુરા ઐયાંમમાં, દેશ અને દીનની સેવા ખાતર જાબુલીઓએ પોતાનાં બાજુ બળનો થોડોબી ઉપયોગ કીધો નહી અને દેશના બચાવમાં પોતાનો થોડોબી હિસ્સો આપ્યો નહીં. આ ઉપરથી જણાય છે કે, જુનો યજદાંપરસ્તી મજહબ માનનાર જાલ જાબુલી તથા તેના બહાદુર બેટા અને નામવર નબીરાઓની નવા ધર્મ તરફ પસંદગી ઉતરી નહીં હતી અને તેઓએ એ ધર્મ અખત્યાર કીધો નહીં હતો, જેથી તેઓની લાસો જરતોસ્તી ધર્મનાં ફરમાન મુજબ ખુર્શેદનેગીરશ્ન થઇ નહીં હતી, પણ "પાદશાહોના તરીકા મુજબ" ચણેલાં ભોંયરાં અને પેટીઓમાં દખ્મનશીન થઇ હતી. વળી નવો મજહબ બરપા થવા પછી દખ્મનશીન થવાનો બીજો દાખલો હખામની વંશના છેલ્લા કમનસીબ બાદશાહ દારાએ દારાબનો છે. આ તવારીખી દાખલામાં સમાયલી સચ્ચાઇનું સ્વભાવિક કારણબી આપણે જોઇ શકીએ છીએ, અને તે પરકોમના એક માહાન પુરૂષના હાથથી દારાની લાસની અવ્યવસ્થા થવાની કમનસીબ સર્જતનું છે. આપણે પાછળ અસ્તોદાંન એવાં મથાળાંથી શરૂ થતી બાબતમાં જોઇશું કે; આપણા નામાંકીત હખામની વડવાઓ લાસોને અવ્વલ-મંજલ પોહોચાડવામાં જરથોસ્તી ધર્મનાં ફર્માન ઉપર અમલ કરી ગયા છે. તેઓ

દીનના હુકમ મુજબ મુવેલાંની લાસોને માંસહારી પ્રાણીઓ પાસે ચારની કસવતા હતા. અને ત્યાર પછી તેનાં હાડકાં અસ્તોદાંનોનાં બાંધકામો બનાવી તેમાં મુકતા હતા. અને તોપણ એજ નામીચાં ખાનદાનનાં એક શાહાનશાહના શબને દખ્મનશીન થયલું જાહેર કરવામાં આવ્યું છે. એનું કારણ આ મુજબ મળે છે. તવારીખ મુજબ ગ્રીસના અજીત પાદશાહ સીકંદરે ઇરાન ઉપર ચઢાઇ કરી દારાને હરાવ્યો, જેથી તે નાહાસભાગમાં પડયો. તેને નાહસભાગ કરતો જોઇ એક મેસીડોન્યન સરદારે તેનો દુમ્બાલો પકડી તેને ઠાર માર્યો અને તેની લાસ સીકંદરને હવાલે કીધી, જેને તેણે બાઆબરૂ દખ્મનશીન કીધી હતી. આ મુજબ કમતાલેના શાહા દારાની લાસ હમદીન પારસીઓને હાથ રહી નહીં હતી, પણ તેનો કબજો સીકંદરને હાથ ગયો હતો, જે એક જુદ્દીન બાદશાહ હતો અને તેણે "દારાંને માટે દખ્મુ બનાવીને અને તેમાં તેનાં બદનને ખુશબોએ લગાડીને મુક્યું હતું અને તેનો દરવાજો બંધ કરી લીધો હતો" (શાહનામુ). ઉપર વર્ણવેલાં આ સઘળાં દખ્માં કોઇજ નહીં પણ અવસ્તા, પેહેલવી શરેહ, ફારસી ફરહંગ અને પારસી તવારીખ મુજબ બંધીયાર ભોંયરાં હતાં અને તેનો દરવાજો ભોંયરાં યા પેટીનું ઢાંકણું હતું.

હવે એ દખ્માં હાલનાં આપણા સાધારણ નામે ઓળખાતાં દખ્માં તો હતાંજ નહીં, અને તેને હાલનાં દખ્માં સાથે ભેળી નાખવાંબી જોઇતાં નથી. કારણ એ બન્નેની બાંધણી અને લાસ દફનાવવાની રીતમાં મોટો તફાવત પડે છે. હાલનાં દખ્માં અદના કે આલા તમામ જરતોસ્તી લાસો જ્યારે એકજ જગાએ એકઠી તથા ખુલ્લી-ઉઘાડી મુકવાનાં બાંધકામો છે, ત્યારે પુરાતન દખમાં એથી જુદીજ કીસમનાં હતાં. જેમ ખ્રીસ્તી કે ઇસલામી કબરસ્તાનો કે ઘોરસ્થાંનોમાં દરેક માણસની અકેક અલાહેદી કબરો બનાવી તેમાં લાશોને જુદી જુદી ભુમીદાહ કરવામાં આવે છે, તેમજ ફેરેદુન, કેકાઉસ, દારા વગેરે દરેકને માટે જુદાં જુદાં દખ્માં (ભોંયરાં) હતાં, તેથી તે હાલનાં દખમાં નથી. આગલા જમાનામાં એકલા ઇરાનીઓજ નહીં, પણ એક વેળા યાહુદી, ઇજીપશ્યન * અને બીજી પુરાતન પ્રજાઓ લાસોને ભોંયરાંઓમાં ગાળતી હતી અને એ રૂઢીને તેઓમાં જુદાં જુદાં નામો અપાયલાં હતાં. જેમ હાલમાં તેમજ આગલા વખતમાં લાસ દફનાવવાની અનેક રૂઢીઓ હતી, તે સઘળાંઓમાં ભોયરાંમાં ગાળવાની રૂઢી સૌથી ઉત્તમ અને ઉકમાઇવાળી ગણાતી હતી. અને અકસર અમીર-ઉમરાઓ તથા રાજા પાદશાહોની

---

* ઈજીપ્તના જગજાહેર પીરેમીડો બીજા નહીં પણ લાસો મુકવાનાં ભોંયરાંનાં પુરાતન બાંધકામો છે.

લાસો ઉત્તમ કારીગરીથી ચણતર કીધેલાં ભોંયરાંઓમાં દફનાતી હતી. આ રૂઢીમાં આગલા વખતમાં જોકે ઘણી ઉમદાઈ અને મોટાઈ મનાતી હતી, તોપણ દખ્મનશીનની એ રૂઢીને જરતોસ્તી મજહબે આરોગ્ય વિદ્યાના નિયમોનો ભંગ કરનારી, જનસુખાકારીમાં ખલલ કરનારી અને સૌથી બદતર જાહેર કીધી છે.

## વંદીદાદમાં વર્ણવેલું દખ્મ શું હાલનું દખ્મું છે?

અગરતાની અંદરની ગવાહીઓ ઉપરથી જણાય છે કે, **વંદીદાદમાં** વર્ણવેલું દખ્મ હાલનું દખ્મું નથી.

**વંદીદાદની ૭ મી ફરગરદમાં** લાસને ભૂમિદા કરવાના ત્રણ પ્રકારો મળે છે, અને એ પ્રકારો માણસ જાતની ચહડઉતર સ્થિતિના પ્રમાણ ઉપરથી થયલા છે. અદના માણસો મયસર નહીં હોવાથી લાસને જમીનપર ખુલ્લી નાંખતા હતા, મધ્યમ દર્જાવાળાઓ જમીનમાં ખાડો ખોદી લાસને દાટતા હતા, અથવા દાટીને તેની ઉપર બાંધકામ (કબર) કરી લેતા હતા અને અમીર ઉમરાવો ઉમદાઈ સાથે જમીનની અંદર ચોતરફથી બંધીઆર બાંધકામનું દખ્મ (ભોંયરૂં) બનાવી તેમાં લાસોને ગાળતા હતા. વંદીદાદમાં ભૂમિદાના જેમ ચોક્કસ પ્રકારો મળે છે તેમજ તેથી નિપજતાં નુકસાનકારક પરિણામનું વધતું ઓછું પ્રમાણ્ભી જણાવેલું છે, અને તે સુખશાંતિ વિદ્યાના નિયમ ઉપર રચાએલું છે. કોઈભી જાતની સંભાળ કે સાવચેતી વગર જમીનની સપાટીપર લાસ નાંખી મુકવાથી જે ખરાબ પરિણામો નિપજે છે, તે કરતાં વધારે ખરાબ દાટેલી લાસથી અથવા દાટીને તેના ઉપર બાંધકામ કરવાથી નિપજે છે, અને સૌથી વધારે ખરાબ પરિણામ દખ્મ યાને જમીનનાં પેટાંમાં ચણતર કીધેલાં ભોંયરાંથી નિપજતું જાહેર કીધું છે. **વંદીદાદમાં** ભુમિદાહની અપવિત્ર જમીનને પાક થવાની જુદી જુદી મુદતનું જે પ્રમાણ જણાવેલું છે, તે ઉપરથી મજકુર નુકસાનકારક પરિણામો ઉપજાવવામાં આવ્યાં છે. દાખલા તરીકે મુર્દાંને બેદરકારપણે જમીનપર નાખવાથી તે જમીન એક વર્ષે (ફ. ૪૫—૪૬), મુર્દાંને દાટેલી જમીન ૫૦ વર્ષે (ફ. ૪૭—૪૮) અને લાસને દખ્મમાં ગાલેલી જમીન, લાસ તદન ખાક થઈ જવા પછી પાક થાય છે (ફ. ૪૯–૫૦). હવે વંદીદાદમાં વર્ણવેલું દખ્મ હાલનુંજ દખ્મું હોય તો, તેનાં કરતાં મુર્દાંને બેદરકારપણે જમીનપર ફેંકવા કે દાટવાનું વધારે બેહેતર ગણાવું જોઈએ. વળી વંદીદાદમાં જણાવેલું દખ્મ હાલનુંજ દખ્મું હોય તો, જમીનપર મુર્દાં ફેંકી દેવા કે દાટવાની ઉપલી બેઉ રીતો કરતાં હાલની કેહેવાતી દખ્મનશીનની રૂઢી વધારે બદતર ગણાવી જોઈએ, પણ તેમ હોતું નથી, એમાં જે મોટો સમજ ફેર થયલો છે તે પાછળ આપણે તપાસીશું.

બીજુ, લાસ ઠેકાણે પાડવાના જુદા જુદા પ્રકારો મુજબ **વંદીદાદમાં** જુદા જુદા ધાતુ ઉપરથી નિકળેલાં ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપો મળે છે. **૭મી ફરગરદમાં** લાસને પાણીમાં હોમાવવાને **ફ્રબર** (ફ. ૨૫) અને આતશમાં નાખવા માટે બી **ફ્રબર** મળે છે (એજ). વળી ભૂમિદાહના પ્રકારોમાં લાસને જમીનમાં દાટવા અથવા દાટીને તેની ઉપર કબર કરવા **નિ-કંત** (ફ. ૪૭) દીનની શરિયતથી ઉલટી રીતે સાધારણ જમીન ઉપર લાસને નાખી મુકવા **નિ-ધા** (ફ. ૪૫) અને લાસને દખ્મમાં યાને જમીનનાં ભિત્તરમાં ભોંયરાંનું ફરતું બાંધકામ કરી મુકવા માટેબી **નિ-ધા** મળે છે (ફ. ૪૯) પણ દીનની શરિયત મુજબ લાસને ખુરશેદનેગીરશ્ન કરવા અને લાસ ખવાઇ જવા પછી તેનાં હાડકાંને એલાહેદાં પાડીને **અસ્તોદાંનમાં** મુકવા માટે **નિ-દથ** મળે છે. (પ.૬, ફ. ૪૪ તથા ૪૯). હવે **વંદીદાદમાં** વર્ણવેલું **દખ્મ** હાલનું જ દખ્મું હોય તો તેને માટે ક્રિયાપદના બે જુદા રૂપો નહીંજ મળવાં જોઇએ, અને જ્યારે દીનના ફરમાનથી ઉલટાં **દખ્મ** માટે **નિ-ધા** અને દીનના હુકમ મુજબ **ખુરશેદનેગીરશ્ન** થતી લાસો માટે **નિ-દથ** મળે છે, ત્યારે એ બે જુદાં રૂપો વચ્ચેનો તફાવત ખુલ્લો સમજી શકાય છે. અને તે લાસના બે રીતના જુદી જુદી વ્યવસ્થાને લગતો છે. માટે વંદીદાદે વર્ણવેલું **દખ્મ** હાલનું આપણું **ખુરશેદનેગીરશ્નનો** રહીવાલુ દખ્મું નથી.

ત્રીજુ, **વંદીદાદમાં** ભિત્તર ભોંયરાં માટે **દખ્મ ઉજદએજ અને દખ્મ** એવાં બે નામો મળે છે. એ બેમાંનાં આગલાં નામ સાથ જોડાયલું **ઉજદએજ** **દખ્મનું** વિશેષણ છે. હયાં આ બે નામોના સંબંધમાં વધારે તેહેકીક થવાની જરૂર છે. **વંદીદાદમાં દખ્મ ઉજદએજ** ત્રણ વાર મળે છે **અને દખ્મ** સાત કે વધુ વાર મળે છે. હવે આપણે જોઇશું કે એ બે નામો બે જુદા જુદા અર્થોમાં વેંહેચાયલા છે, કે તેઓ બન્ને એકજ મતલબ ધરાવે છે. પ્રથમ એ બન્નેથી નિપજતાં પરિણામો તપાસીશું. પેહેલું, લાસને **દખ્મ ઉજદએજમાં** મુકવાથી જમીન નાખુશ રહેછે (પ.૩, ૯) બીજું, તેને તારાજ કરવાથી જમીન ખુશહાલ થાય છે (પ.૩, ૧૩) અને ત્રીજું તેમાં લાસ ગાળવાથી દેવ-દરૂજ (દુઃખદર્દ) નો ઉપદ્રવ વધે છે (પ.૭, ૫૫—૫૬). હવે આપણે જોઇશું કે **દખ્મ ઉજદએજથી** નિપજતાં ઉપલાં ત્રણ પરિણામોમાંથી સીધી રીતે બે અને એ બેનો સાર લેતાં ત્રણે પરિણામો **દખ્મથી** નિપજતાં જાહેર કીધાં છે. પેહેલું, **દખ્મને** તારાજ કરવાની તાકીદ કરવામાં આવી છે (પ.૭, ૪૯-૫૨) અને બીજું, તેમાં લાસ મુકવાથી દેવ-દરૂજ (દુઃખ-દર્દ) નો ગોથા ખોરાક તૈયાર થાયછે અને કેટલીક જાતની તાપ તથા બીજા રોગોનો ઉપદ્રવ વધે છે (પ.૭, ૫૭—૫૮). એ મુજબ **દખ્મ** તારાજ થવાથી

સ્વભાવિક રીતેજ જમીન ખુશહાલ થાય છે. મજકુર દાખલા દેખાડે છે કે વંદીદાદમાં દખ્મ ઉજદક્ષેજ અને દખ્મ એ બે નામ બે જુદી મતલબે વપરાયલાં નથી પણ એ બન્નેથી નિપજતાં પરિણામો એક સરખાં નાશકારક જાહેર થયાં છે. આ ઉપરથી બે સિદ્ધાંતો કાઢી શકાય છે. પેહેલું, વંદીદાદમાં જ્યાં જ્યાં એ બે નામો વપરાયલાં હોય, ત્યાં ત્યાં તેને હાલનાં દખ્મા સાથે ભેળવાં જોઇતાં નથી અને બીજું, હાલની આરામગાહોને દખ્માને નામે ઓળખવી બી વાજેબ નથી.

ચોથું, વંદીદાદમાં દખ્મને તારાજ કરવાની જ્યાં તાકીદ ફર્માવી છે, ત્યાં તેના માપનું જે પ્રમાણ દર્શાવેલું મળે છે, તે એક માણસના માપ કરતાં વધારે નથી. ત્યાં મુવેલાંનાં શરિરનાં કદનાં પ્રમાણ બરાબર દખ્મ તારાજ કરવા કહે છે (૫૦૭, ૫૧). હવે વંદીદાદે દર્શાવેલું દખ્મ હાલનુંજ દખ્મું હોય તો તે એક માણસના કદ બરાબરનું હોવું જોઇએ. વંદીદાદનું દખ્મ એક માણસનાં કદ બરાબર જ્યારે પાંચ કે છ ફીટની લંબાઇ અને બે કે ત્રણ ફીટની પોહોળાઇ જેટલું હોય છે, ત્યારે હાલનાં કેહેવાતાં દખ્માં પચાસથી પોણોસો ફીટની લંબાઇ પોહોળાઇનો બોહોળો વિસ્તાર ધરાવે છે. આ ઉપરથી આપણે વગર શકે સાબેત કરીશું કે વંદીદાદનું જે દખ્મ તે હાલનાં દખ્માં નથી પણ તેઓ પરકોમનાં કબરસ્તાંનો અને ઘોરસ્તાંનો મિસાલ મુવેલાંની એકેક એલાહેદી લાસોને દફનાવવાનાં ભેયાંરાંનાં જુદાં જુદાં બાંધકામો છે.

## વંદીદાદની પરગરદ ૮ મી—એક ગુચવાડો—એક અપવાદ.

વંદીદાદની ૮ મી પરગરદમાં મુવેલી લાસના સંબંધમાં એક એવો સવાલ મળે છે કે:—"ઝાડના છાંયા તળે અથવા તો ઘાસનાં ઢાંકણ ઉપર (એટલે ઘાસ ઉગેલી જગાએ) જ્યારે કોઇ કુતરો અથવા માણસ મરી જાય ત્યારે આએ કે જે માજદયસ્નો તેઓ કેમ કરે (અથવા શું કરે)?" એના જવાબમાં કહે છે કે:— "ત્યારે હોરમજદે કહ્યું કે (તે માજદયસ્નો) દખ્મુ શોધે (તથા) તે દખ્મું તૈયાર કરે (અથવા બનાવે)" (૬. ૧–૨).*

ધર્મ સંબંધી આ ઘણો અગત્યનો પણ બિકટ સવાલ આપણને મોટા ગુચવાડામાં નાંખે છે. વંદીદાદમાં દરેક દાખલામાં દખ્મ બનાવવાનું તદન મના કરવામાં આવે, તેથી નીપજતાં નાશકારક પરિણામો વિગતવાર દર્શાવવામાં આવે, બાંધેલાં દખ્માને તોડવા અને તારાજ કરવાની તાકીદ ફર્માવવામાં આવે, તેઓને ફના કરવાનાં કામને ઘણું સવાબકારી ગણવામાં આવે (૫૦૭, ૫૧–૫૨) અને બીજાજ દાખલામાં

* મરહૂમ એરવદ કા. એ. કાંગાનો તરજુમો.

દખ્મ તૈયાર કરવા કહેવામાં આવે, એ બે એકેકથી ઉલટી બીના, ધર્મમાં એકેકથી વિરૂદ્ધ ફર્માનો અપાવાનો ગંભીર સવાલ ઉભો કરે છે. માટે આ અગત્યની બાબદ તરફ અભ્યાસી વર્ગનું ખાસ ધ્યાન ખેંચાવું ઘટે છે. આ ગુચવાડા ભરેલા શકમંદ સવાલના ભિત્તરમાં દાખલ થવાની લાં આપણે અદના કોશેશ કરીશું. ખરૂં છે કે હયાં દખ્મ શોધવા અને તૈયાર કરવા કહે છે, પણ યાદ રાખવું જોઇએ કે, હાલનું દખમું એક જરથોસ્તીનાં મરણ પછી શોધવા જવું કે તૈયાર કરવું પડતું નથી, અને જેમ હાલમાં તેમજ પુરાતન જમાનામાં પારસી આરામગાહો હમેશને માટે સદા તૈયાર કરી રાખેલી હોય છે. હવે સ્વભાવિક સવાલ ઉભો થાય છે કે લાં દર્શાવેલું દખ્મ કયું? એના જવાબમાં જણાવીશું કે એમાં કોઇ ચોક્સ સંજોગોમાં માણસ મરણ પામે તો તેને માટે દખ્મ શોધવા અને તૈયાર કરવા કહે છે. એની મતલબ દખ્મમાં એક પાર્સી લાસને સેવટની ઠેકાણે પાડી દેવાની જણાતી નથી, પણ તેને માટે થોડો વખત થોભી જઇ કાંઈ જુસ્તેજુ અને તૈયારી કરવાની નિકળે છે. અને એવી કોઇ તૈયારી કરવાના સંજોગો દેખાડનારો બીજો સવાલ, એજ સવાલની નીચે ફકરા ૪ થામાં જોવામાં આવે છે. લાં એક દાખલામાં દખ્મ નામ લાસની બીજીજ કોઇ કામચલાઉ વ્યવસ્થા માટે વપરાયલું જણાય છે, કે જે વ્યવસ્થા એ સવાલની હેઠલના બીજા સવાલના જવાબમાંથી મળે છે. વળી લાં "ઝાડના છાંયા તળે" અથવા "ઘાસનાં ઢાંકણ ઉપર" માણસ મરી જાય તો "દખ્મ શોધવા" કહે છે. પણ એક માણસનાં મરણને ઝાડનો છાંયો યા ઘાસનું ઢાંકણ એવી બે હાલત સાથે નિસ્બત શી? એને માટે, માણસ મરણ પામે તો કરવું શું? એટલાજ શબ્દો પુરતા થઇ પડત. અથવા વંદીદાદની ભાષામાં બોલ્યે તો "મુવેલાંને કયાં લઇ જઇએ? અને કયાં મુકયે?" એટલોજ સવાલ બસ હતો. મરણ ગમે ત્યાંભી થાય, ઝાડના છાંયામાં થાય કે બાહાર થાય યા ઘાસનાં ઢાંકણ ઉપર થાય કે નિચે થાય, એ સઘળું લાસને સેવટની ઠેકાણે પાડવા માટે એક સરખું છે. માટે મરનારની લાસની હાલતમાં ફેરફાર દર્શાવનારાં અને તેને માટે દખ્મ શોધાવનારાં આ કોઇ સબળ કારણો જણાતાં નથી. આ તો ચોકસ છે કે ૮ મી પરગરદના પેહેલા ત્રણ ફકરા પુરેપુરા સમજી શકાતા નથી. કશી પણ ડોળઘાલુ સરસાઇનો દાવો કરવા વગર જણાવીશું કે આ ફકરાઓની મુશ્કેલી ઓછી કરવા અવસ્તાના "સ્કૉલરો" થી થયલી કોઇભી કોશેશ આપણી જાણમાં નથી.

## દખ્મ—લાસનો કામચલાઉ ઓરડો.

ખરૂં છે કે મજકુર દાખલામાં દખ્મ શોધવા અને તૈયાર કરવા કહેછે, પણ એ સવાલ ચોક્સ વખત અને સંજોગ સાથે સંબંધ ધરાવે છે. એની મતલબ

લાસને તુર્તાતુર્ત ઠેકાણે પાડી દેવાની નથી પણ તેને માટે કેટલોક વખત સુધી થોભી જવાની જણાય છે. એમાં કોઇ ચોકસ સંજોગો વચ્ચે માણસનાં મરણનો અને તેની વ્યવસ્થાનો સવાલ બેશક સમાયલો છે, અને તે સંજોગો એજ પરગરદમાં, એજ સવાલની નીચે બીજા સવાલમાં ખુલ્લા થયલા હું જોઇ શકું છું. સવાલ એવો છે કેઃ—

"આએ ધર કે જે માજદયસ્નીનું તેમાં અગરજો કોઇ કુતરો અથવા માણસ મરી જાય (અને જો) વરસાદ વરસતો હોય, અથવા બરફ પડતું હોય, અથવા વાવાઝોડું થતું હોય, અથવા દીવસને વખતે અંધારૂં પંથરાઇ ગયું હોય, અથવા પશુ ઢોર આડે રસ્તે જતાં હોય (યાને અડચણ હોવાથી તેઓ સીધે રસ્તે જઇ નહીં શકતાં હોએ) (અથવા દુશ્મને ઘેરો ઘાલ્યો હોય), અથવા તો માણસોને કામકાજમાં ખલલ થતી હોએ (યાને કંઇ કજા બન્યાથી લોકોનો રોજગાર તદન બંધ પડી ગયો હોય તો), આએ કે જે માજદયસ્નો તેઓ કેમ કરે?" (ફ્. ૪)* એમાં આપણે કુદ્રતિ આફતનો સવાલ સમાયલો જોઇયે છીએ. ખરૂં છે કે આ બે જુદા સવાલો છે, પણ આ બીજા સવાલમાં પેહેલા મુશ્કેલ સવાલ ઉપર શરેહ થયલી હું સમજું છું, અને હુખ્મુ શોધવા અને તૈયાર કરવાના સંજોગો આ સવાલના જવાબમાં ખુલ્લા થયલા જણાય છે. ત્યાં પ્રથમ વસવાટથી વેગલી સાફ તથા સુકી અને ક્રિયાના સાધનોથી ચોકસ તફાવતે ઘરમાં એક એલાહેદી જગા પસંદ કરવા કહે છે (ફ્. ૫–૭) ત્યાર બાદ કહે છે કે :—

"ત્યાં તે માજદયસ્નો સખ્ત જમીનમાં અરધો પગ જેટલો (તથા) પોચી જમીનમાં અરધાં માણુસ પુર ઉંડો ખાડો ખોદે; (ત્યાર પછી) તે (ખોદેલી) જગાએ (તે માજદયસ્નો) રાખ અથવા મટોડું (અથવા છાંણ) લઇ જાએ (યાને તે ખોદેલી જગામાં નાંખે) (અને ત્યાર પછી) તેની ઉપરના ભાગમાં (યાને મટોડું, રાખ નાખ્યા પછી તેની ઉપર) ઇંટરડી અથવા પત્થર અથવા તો સુકી જમીનની ધુળ નાંખે." * (ફ્. ૮.) ત્યાર પછી એવી રીતે તૈયાર કીધેલી જગામાં એક દિવસથી એક માસની દરાજી સુધી અને જ્યાં સુધી આફત દુર થાય ત્યાં સુધી લાસને મુકી રાખવા જણાવે છે. આ એલાહેદી જગા કોઇજ નહીં પણ આફત સમયે થોડા વખત માટે લાસને અલગ મુકવાનું કામચલાઉ હુખ્મ યાને ઓરડો છે. લાસની કામચલાઉ જમાને આં ખુલ્લી રીતે હુખ્મ નામથી ઓળખાવી નથી, કારણ કે પેહેલા સવાલના જવાબમાં એ નામ પ્રગટ કરવામાં આવ્યું હતું.

---

* મરહુમ એરવદ કા. એ. કાંગાનો તરજુમો.

## કત—લાસનો કામચલાઉ ઓરડો—હદ દેખાડનારી લીટી.

**વંદીદાદની ૫ મી પરગરદમાં** સખ્ત શિયાળાની કુદરતી આફત સમયે મુરદાંને ઠેકાણે પાડવાનો સવાલ બીજી વાર મળે છે, અને એ સવાલના જવાબમાં દરેક ઘરો અને મોહોલ્લાઓમાં લાસને મુકવા માટે જે એક એલાહેદી જગા બનાવવા કહે છે તેનું નામ કત છે. (ફ. ૧૦) જેનો અર્થ ખોદેલી જગા અથવા ઓરડો થાય છે. હયાં એ જગાની તરતીબ એવી સમજાવી છે કેઃ—

માણસનાં કદના બરાબર પ્રમાણ મુજબ મુવેલાંની જગા બનાવવી. એમાં જરૂર કરતાં વધારે જમીનનો બગાડ નહીં કરવાની તાકીદ કરવામાં આવી છે, અને એવી ઘટતી કરકસરથી તૈયાર કીધેલી જગાને તેમાં **દાઈત્યો—કત** યાને મુવેલાંનો **લાયક ઓરડો** જણાવ્યો છે. (ફ. ૧૧) એવી રીતે તૈયાર કીધેલી જગામાં એક દિવસથી એક મહિનાની દરાજી સુધી અને આફત દુર થાય ત્યાં સુધી લાસને મુકી રાખવા જણાવે છે. અને આફત દુર થવા પછી દીનની શરિયત મુજબ **ખુરશેદ નેગીરશ્ન** થાય તેમ લાસને અવ્વલમંજલ પોંહોચાડવા ફર્માવે છે. (ફ. ૧૨–૧૩).

**વંદીદાદની ૫ મી** તથા **૮ મી** એ બેઉ પરગરદમાં કોઇ આફત સમય મુવેલાંને મુકવાની કામચલાઉ જગા અને તેની તર્તીબ મુકાબલામાં તદન મળતી આવે છે. પાંચમી પરગરદમાં એ જગાને કત નામથી ઓળખાવી છે, અને આઠમી પરગરદમાં લાસને થોડો વખત અલગ મુકવા માટે જે જગા તૈયાર કરવા કહે છે તેજ આ કત છે. આઠમી પરગરદમાં ચોથાથી આઠમા ફકરા સુધી એ જગાનું વર્ણન થયલું છે, તેમાં એ જગાનું ખાસ નામ મળતું નથી, કારણ કે બીજા ફકરામાં તે જગાને **દખ્મ** નામથી ઓળખાવી છે. એ **દખ્મ** તે જમીનમાં ઘટતાં પ્રમાણમાં ખાડો કરી એક ઓરડામાં લાસને થોડો વખત અલગ મુકવાની જગાનું નામ છે. આ ખુલાસા મુજબ **દખ્મ** એ ઘરના એક ઓરડામાં ખાડો ખોદી તેમાં લાસને મટ્ટીથી ઢાંકીને નહીં પણ ખુલ્લું—ઉઘાડું રાખીને અલગ મુકવાનો ગોયા એક ગુફો છે.

## દખ્મ—મુવેલું બચ્ચું જણનારી ઓરતનું ગર્ભસ્થાન.

હયાં દખ્મનો અર્થ મુર્દાંનો ગુફો કરવાની મારી આ નાકેશ કોશેશને ટેકો આપનારો એક અસરકારક દાખલો **વંદીદાદની** એજ પાંચમી પરગરદમાંથી મળે છે. ત્યાં મુવેલું બચ્ચું જણનારી એક બાઇડીનાં ગર્ભસ્થાનને ખુલ્લી રીતે **દખ્મ** નામથી ઓળખાવ્યું છે. (ફ. ૫૧). એનું કારણ ખુલ્લું છે કે બાળકનાં મરણથી બાઇડીનાં

ગર્ભસ્થાનને અપવિત્ર ગણ્યું છે, અને તેને ખાક ( રાખ ) અને ગોમેજ ( ગૌમૂત ) નાં એક જાતનાં "સોલ્યુશન" થી પાક કરવા ફર્માવ્યું છે ( એજ.) એ મુજબ મુવેલું બાલક બાઇડીના એક ગુફા જેવાં ગર્ભસ્થાનમાં થોડો વખત બી રહેવાથી તે ગોયા પેલાં મુવેલાં બાળકનું કામચલાઉ દખ્મ છે. અગરજો એક બાઇડીનાં ગર્ભસ્થાનને દખ્મ સાથ સરખાવવામાં અનર્થ થતો નથી, તો ખુદ મુર્દાને મુકવાની એક ગુફા જેવી એલાહેદી અને કામચલાઉ જગાને દખ્મ કહેવું વધારે વાસ્તવિક અને અર્થસૂચક ઠરેછે.

## સેવટનો સાર.

૮ મી પરગરદમાં લાસને દખ્મનશીન કરવાના મુશ્કેલ સવાલનો હયાં હવે આપણે ટુંક સાર ખેંચીશું. જરથોસ્તી ધર્મે મુવેલી લાસ તથા લાસ મુકેલી જગા એ બેઉને અપવિત્ર ગણી છે, અને ભૂમિદાહના પ્રકારોમાં દખ્મની જગાને સૌથી વધારે અપવિત્ર ઠરાવી છે. માટે કોઇ આફ્ત સમય ઘરના ઓરડામાં લાસ એલાહેદી મુકવાથી અપવિત્ર થયલી જગાને કામ ચલાઉ દખ્મ અને કતનું નામ મળ્યું છે. આફ્ત સમય લાસને અવ્વલમંજલ પોંહોચાડવાનું નહીં બની શકે તો ઘરના એક ઓરડામાં એલાહેદી જગા તૈયાર કરી તેમાં લાસ મુકવાનું જે ફર્માન અપાયું છે, તે ઉત્તર ધ્રુવ તરફ આવેલા ઇરાનવેજ મુલકના સખ્ત શિઆલા સાથ સંબંધ ધરાવે છે. આ જોકે નાચારીનો સવાલ છે, તોપણ ગમે એવી નાચારીનો સબબ હોવા છતાં, ઘરના એક એહેલાયદા ઓરડામાં જમીનમાં ખાડો કરી તેમાં લાસને એક દિવસથી એક માસની મુદત સુધી મુકી રાખવાથી અપવિત્ર થયલી જગા ગોયા પેલાં મુર્દાનું કામચલાઉ કત યા દખ્મ છે. મટ્ટીથી કે ચુના–પથ્થરનાં બાંધકામથી લાસને ઢાંકવા નહીં છતાં, ગુફા જેવા એક ઓરડામાં તૈયાર કીધેલી જગા કોઇજ નહીં, પણ લાસને અલગ મુકવાનું કામચલાઉ કત યા દખ્મ છે. માટે આ દાખલામાં દખ્મનો અર્થ મુર્દાનો કામચલાઉ ઓરડો, ગુફા કે ગુમ્બદ થાય છે. આ ખુલાસા પછી આપણે જોઇ શકીએ છીએ કે લાસને અવ્વલમંજલ લઇ જવાના સંબંધમાં વંદીદાદમાં એકેકથી ઉલટાં ફરમાનો અપાયલાં નથી. ખરૂં છે કે ૮ મી પરગરદમાં લાસને દખ્મનશીન કરવા જણાવ્યું છે, પણ એ ચોકસ સંજોગોમાં લાસને થોડો વખત મુકવા માટેનું કામચલાઉ દખ્મ છે, અને એ દખ્મ હાલનાં આપણાં જાણીતાં ખોટે નામે ઓળખાતાં દખ્માં નથી. અને વંદીદાદમાં દખ્મ યાને લાસને સેવટની ઠેકાણે પાડવાનાં ભોંયરાંને તોડવા અને તારાજ કરવાનાં જે ફર્માનો અપાયાં છે તે બેહેતર અને બરહક છે.

## તવારીખે ઉભો કીધેલો ગંભીર ગુચવાડો.

જરથોસ્તી મજહબે વિદ્યાની રોશનીનાં કિરણો આલમમાં આશકારા કરવા અવ્વલ, દેશના બાદશાહો અને અમીર ઉમરાઓની લાસો ઉમ્માદ સાથે ભોંયરાંનાં બાંધકામો ઉભાં કરી તેમાં ગાળવામાં આવતી હતી, અને એ મજહબ બરપા થવા પછી વંદીદાદમાં લાસોને ભોંયરાંમાં દફનાવવાની દખ્મનશીનની આ રૂઢીને ખુલ્લા અને સખ્ત શબ્દોમાં વખોડી કાઢી હતી, અને તોપણ એજ વંદીદાદની ૮ મી ફરગરદમાં એક ચોકસ સંજોગમાં લાસની અવસ્થા માટે દખ્મ તૈયાર કરવા ફર્માવ્યું છે. ત્યાંથી પેહેલો ગુચવાડો શરૂ થયો અને જરથોસ્તી આરામગાહે દખ્મનું ભુલ ભરેલું નામ ધારણ કીધેલું જણાય છે.

બીજું, પહેલવી લખનારા દાનેશવરો તથા એક ફાર્સી ફરહંગનવીસે દખ્મનો ખરો અર્થ જોકે દેખાડયો છે, તોપણ સર્વથી પહેલાં નામીચા શાયર ફીર્દોસીએ પેશદાદી અને કીઆની વંશના નામવરોની દખ્મનશીનીના ખરા દાખલા ઉપરથી, સાસાનીઓની આરામગાહોનેબી ધર્મે મના કીધેલાં દખ્મનુજ નામ આપ્યું છે. ત્યાં બીજો ગુચવાડો ઉભો થયો, અને આ તેમજ બીજા પાછલા તવારીખી દાખલાના આધારે હાલની આરામગાહોને દખ્મનાં ખોટાં નામથી ઓળખવામાં આવે છે. એ મુજબ દખ્મ નામના સંબંધમાં એક ભુલે બીજી અનેક ભુલોને સ્વભાવિક કારણ આપ્યું છે.

ત્રીજું, અવસ્તાના દખ્મનો ચોકસ ધાતુ જણાયો નથી, પણ તેનું વિશેષણ ઉજ્દએજ મળે છે. એમાંથી ઉજ઼ ઉપસર્ગ કાઢવા પછી જે રૂપ રહે છે તે દએજ છે, જેનો ધાતુ દિજ સંસ્કૃત દિહ છે અને તેનો અર્થ બાંધવું અથવા ઘેરી લેવું થાય છે. આ ઉપરથી પેહેલવી દજુ અથવા દજી અને ફાર્સી દેજ નામો નિકલ્યાં છે અને તેનો અર્થ કિલ્લો થાય છે. જેથી મીરખોન્દ તથા કાજવીની નામના ફાર્સી તવારીખનવીસો દેજેનપીશત નામના એક બાદશાહી કેતાબખાનાને દખ્મેહ કહી ગયા છે! એનાં કારણો જાણવાજોગ છે. હાલની આરામગાહની બાંધણી એક કિલ્લાને મળતી છે, અને બીજું કિલ્લાનું ફાર્સી નામ દેજ, દખ્મનાં વિશેષણ દએજનુંજ ટુંકું રૂપ છે, તેથી દેજેનપીશત નામના મશહુર કેતાબખાનાને ઉપલા તવારીખનવીસોએ ભુલથી દખ્મેહનું ખોટું નામ આપ્યું છે. એ મુજબ આરામગાહની બાંધણી અને નામનું મળતાપણું એ બે કારણોથી પાછલા પરકોમી તવારીખનવીસોથી ગંભીર ગુંચવાડો થયો છે, અને એવીજ ગફલતી જરથોસ્તી આરામગાહને દખ્મ નામ મલવામાં થયલી છે.

## બુલંદ ગાહ—નામીચી જગા.

આરામગાહ એ નામના અગત્યના સવાલનાં સેવટ ઉપર હવે આપણે આવીશું. આપણે જોઇશું કે એ નામ ખુદ **વંદીદાદમાં** મળે છે. ત્યાં પાર્સી લાસને અવ્વલમંજલ લઇ જઇ સેવટની મુકરર જગાએ મુકવા માટે એક લાયક નામ મળે છે, અને તે **બરેજીશ્ત** ગાતુ છે (૫૦૬ ફ. ૪૫). જેનું પેહેલવી **બાલેસ્તગાસ** અને પાજંદ—ફાર્સી **બુલંદતરગાહ** થાય છે, અને તેનો અર્થ **સૌથી ઉંચી જગા** (બીજા બોલોમાં નામીચી જગા) થાય છે. એ મુજબ આપણી સેવટની જગા યાને આરામગાહો માટે મજહબની રૂએ અગર કોઇબી વધારે લાયક નામ હોય તો તે **બુલંદતરગાહ** યા તેનું ટુંકું રૂપ **બુલંદગાહ** છે. આપણી સેવટની જગા આરામગાહ માટે **બુલંદગાહનું** જ્યારે લાયક નામ મળે છે, ત્યારે તેને મજહબે મના કીધેલાં **દખ્માને** નામે ઓળખવું રવા ગણાતું નહીં જોઇએ.

## ભસ્તું—પાર્સીઓનું બેહેશ્ત.

આપણી બુલંદગાહો પરકોમમાં ભસ્તું નામથી ઓળખાય છે. હવે આ નામ શું છે, તે એ નામ વાપરનારાઓથી મન માનતો ખુલાસો મળતો નથી. આ નામ સારાં તેમજ નઠારાં એ બે જુદાં રૂપોમાં વેંહેચાયલું મળે છે. પેહેલું, સાધારણ લોક વ્યવહારમાં એક માણસને શ્રાપ તરીકે મરી જવા કેહેતાં "ભસ્તે ગયો" એવા ખોટા અર્થમાં આ નામ મળે છે, અને બીજું, આ બેગાનું નામ, તેની ઉત્પત્તિ અને અર્થ બાબદ જુસ્તેજુ કરતાં માલમ પડયું કે તે ઘણી સારી મતલબ ધરાવે છે અને આપણી આરામગાહોને આ નામ ઇસ્લામીઓથી અપાયલું જણાય છે. ઘણા પાછલા વખતમાં ઇસ્લામીઓથી લખાયલાં કેટલાંક નાકેશ પુસ્તકો મારા વાંચવામાં આવ્યાં છે, તે પુસ્તકો મુજાવરો તરફથી મુરીદો—પરકોમના વટલેલોના ઉપયોગ માટે લખાયાં છે, અને તે ઉરદુ તથા ગુજરાતી એ બે મિશ્ર અને અશુદ્ધ ભાષામાં લખાયાં છે. તેમાં "ભસ્તું" અથવા ભસ્ત નામ "બેહેસ્ત"ના સારા અર્થમાં વપરાયલું વારંવાર મળે છે. દાખલા તરીકે "ભસ્તાં" અથવા "ભસ્ત" આઠ છે, અને તેમાં અલ્લાહ, રસુલ અને ફરેસ્તાઓનાં રેહેઠાણનાં જાખજા વર્ણનો થયલાં મળે છે. આ ઉપરથી જણાય છે કે **ભસ્તું** એ ફાર્સી **બેહેશ્તનું** અપભ્રંશ થયલું નામ છે, અને તેમાં પરકોમીઓથી આપણા સુખશાંતિના નિયમ ઉપર રચાયલા આ મુગા મહાલયને કુદરતી રીતેજ ઉકમાઇથી બેહેસ્તની ધાર્મીક ઉપમા અપાઇ છે !

# પુરાતન પારસી અસ્તોદાન.

એક પાર્સી લાસની માંસાહારી પ્રાણીઓથી ચાસ્ની થવા પછી તેનાં હાડકાંની વ્યવસ્થા કરવા ધર્મ ફરમાવે છે. **વંદીદાદની ૬ ઠી** પરગરદમાં મુવેલાં માણસનાં હાડકાંની વ્યવસ્થાના સવાલના જવાબમાં એક **ઉજદાન** બનાવવા કહે છે. જે ઉપરથી પેહેલવી ભાષાનું **અસ્તોદાન** નામ નિકળ્યું છે, તે અવસ્તા **અસ્ત** અને **ઉજદાન** એ શબ્દો મળીને થયલું છે, અને તેનો અર્થ હાડકાં મુકવાની ઉંચી જગા અથવા ગુફા થાય છે. આ એક ધાર્મિક બાંધકામ છે અને તે કયાં તથા કેવું બનાવવું, તેનું વર્ણન આ મુજબ મળે છે.

કુતરા, લોંકડી, વરૂ વગેરે માંસાહારી જાનવરો દાખલ થઈ નહીં શકે એવી ઉંચી જગાએ અને હાડકાં ઉપર વર્ષાદનું પાણી નહીં પડે એવાં ઢાંકણ સાથનું બનાવવું. તે શકિત મુજબ તવંગરોએ પત્થર, છોંએ અથવા જાડાં કનતાનનું બનાવવું, પણ ગરીબોએ પોતાનાં ગજા પ્રમાણે પોતાના ખપમાં નહીં આવે એવાં બિછાનાં, ચાદર કે સાદડીમાં હાડકાં વીંટાળી **ખુર્શેદનેગીરશન** થાય તેમ એહેલાયદાં મુકવાં (ફ. ૪૯–૫૧).

આ મુજબ **અસ્તોદાન** માટે જે મુખ્ય સંભાળ લેવાની છે તે ત્રણ તરેહની છે. પહેલું, આ જગા ફાડી ખાનારાં જાનવરોથી મરનારનાં હાડકાં રખડે નહીં એવી ઉંચી અને તેનીપર વર્ષાદનું પાણી પડે નહીં એવી બચાવવાળી હોવી જોઇએ. બીજું, આ બાંધકામ માણસની ગુંજાસ મુજબ પત્થર યા છોંએનું બનાવવું યા ચાદર કે ચટાઇમાં હાડકાં વીંટાળીને મુકવાં. અને ત્રીજું, હાડકાંવાળી જગામાં સૂર્યની રોસ્ની દાખલ થાય એવું બનાવવું ઘટે છે.

**માનુશ્ચેહેરે ગોશ્નેજમ** નામના એક આગલા આલમા દસ્તુરના હાથથી લખાયલી **દાદસ્તાને દીની** નામની નામીચી પેહેલવી કેતાબમાં અસ્તોદાન ઉપર લખાણ થયલું મળે છે, અને તે વંદીદાદનાં મજકુર વર્ણનથી વેગળું જતું નથી. આ નામીચા દસ્તુર **સાસાની** અમલમાં થઇ ગયા છે. પેહેલવી કેતાબની આ શાહાદત ઉપરથી એટલોજ **સાર** કાઢી શકાય છે કે, સાસાની અમલના પાર્સીઓ અસ્તોદાંન બનાવવાનાં દીની ફરમાનથી જોકે વાકેફ હતા, તોપણ તેઓના વખતમાં એવાં કોઇ બાંધકામો ઉભાં થયલાં જણાયાં નથી. કારણ કે હાલની **બુલંદગાહો** (આરામગાહો)ની સુધારેલી યોજના સાસાની અમલ વખતે થઈ હતી, અને તેજ વેળા સાથે સાથે તેમાં હાડકાંની વ્યવસ્થાની યોજનાબી ઘડાઇ હતી.

અસલ અસ્તોદાનમાં ફેરફાર અને સુધારો.

દીની અસલ ફર્માન મુજબ હાલમાં અસ્તોદાનનાં બાંધકામો ઉભાં થવાની અગત રહી નથી, અને આ મુજબ હાડકાંની વ્યવસ્થામાં ફેરફાર થયો છે. આ ફેરફાર ખુલંદગાહોના ફેરફાર અને સુધારા સાથ ખાસ સંબંધ ધરાવે છે. અને તે સાસાની હકુમતમાં બેશક થયો છે. મુવેલાંની વ્યવસ્થા માટે ધર્મમાં ખુલંદગાહ અને અસ્તોદાન એવાં બે જુદાં બાંધકામો ઉભાં કરવા જોકે ખાસ ફર્માવ્યું છે, તોપણ પાછલા બાદશાહી અમલમાં જ્યારે હાલની ખુલંદગાહો બનાવવાનું શરૂ થયું, ત્યારે તેમાંજ અસ્તોદાનની સગવડ ભંડાર નામના એક ખાડાથી પુરી પાડવામાં આવી છે. જેમાં લાસનાં હાડકાં નાખવામાં આવે છે અને તેમાંજ તેઓ ખાક થાય છે. આ મુજબ અસલ અસ્તોદાન ભંડારમાં ફેરવાઇ ગયું છે અને તેની જગા હાલના ખુલંદગાહના ભંડારે લીધી છે. આ ફેરફારથી ફાડી ખાનારાં જાનવરોથી હાડકાં રખડવાનો સંભવ રહેતો નથી. અને આથી ધર્મની એક ખાસ મકસદ જોકે બર આવે છે, તોપણ તેમાં જે એકજ અપવાદ જણાય છે તે હાડકાં ઉપર વર્શાદનું પાણી પડવાને લગતો છે, અને તેનો બચાવ કરવાના ઉપાયનો પાછલા દાનેશ્વરોનો ચારો રહેલો જણાતો નથી. તોપણ હાડકાંના અવાદ સાથ આમેજ થયલાં નસાવાળાં પાણીને ઉંડા કુવાઓ મારફતે અલગ રીતે જમીનનાં ભિત્તરમાં દાખલ કરવામાં આવે છે, જેથી રોગ ફેલાવાની ધાસ્તી રહેતી નથી. આ દાખલામાં ધર્મનું એક ફર્માન પડતું મુકાતું આપણે જોઇએ છીએ, પણ એમાં તાજુબ થવા જેવું કંઇ નથી. કારણ સમય, સ્થળ અને સ્થિતિ મુજબ આપણા દીનઆગાહ દાનેશમંદ વડીલોથી ધર્મનાં ઘણાં અસલ ફર્માનો, ફેરફાર અને સુધારો થઇનેજ રહ્યાં નથી, પણ ઘણા દાખલામાં તે પડતાં મુકાયલાં આપણે જોઇએ છીએ.

## હખામની નામવરોનાં પુરાતન અસ્તોદાનો.

છેલ્લા સાસાની અમલ અવ્વલ હખામની અમલનાં ધર્મનાં ફર્માન મુજબ અસ્તોદાનોનાં બાંધકામો મોટા પાયા ઉપર ઉભાં થયાં હતાં, અને એવાં ઘણાં અસ્તોદાનો સાહસિક યુરોપ્યન મુસાફરોની જેહેમતથી અજવાળાંમાં આવ્યાં છે, જેઓ પર્વતો ઉપર કોતરકામ કરીને બનાવેલાં છે અને તેમાં ગુજર પામેલા હખામની નામવરોનાં હાડકાં મુકયાં હતાં.

આ પુરાતન બાંધકામોનું માપ એક સરખું હોતું નથી, એમાં કોઇ મોટાં અને કેટલાંક નાનાં છે. મી૦ નીહીબર એવાં ત્રણ અસ્તોદાનનું માપ આપે છે, તેમાં તેઓની લંબાઇ ૯ ફીટ, પોહોળાઇ ૮ ફીટ અને ઉંચાઇ ૪ ફીટની છે. એક સિવાય સઘળાંની બાંધણીનો ઘાટ એક સરખો છે, જેમાંના બે ઉપર લેખો કોતરાયલા છે અને એક લેખ વગરનું છે. લેખવાળાં ઉપરથી જણાય છે કે, તેઓ કુરૂશ અને દારાયોશ

હીસ્તાસ્પીસનાં છે. આ બન્નેના નક્ષ મુસાફરોએ ઉતાર્યા છે, તેમાં કુરશનું બાહાર-રના ભાગથી તદ્દન સાદું છે, પણ અંદરના ભાગમાં સફેદ મારબલના કીમતી પથરો જડી લીધેલા છે. વળી દારાએસનું અંદર તેમજ બાહારથી હબદબાબરેલું છે અને તેના "પ્લાન" ઉપર બીજાં ઉભાં થયલાં જણાય છે. આ બેમાંનું છેલ્લું બાદશાહે પોતાની ખુદ હૈયાતીમાં તૈયાર કરાવ્યું હતું. બાદશાહો, રાજવંશીઓ અને અમીરોનાં જુદાં જુદાં અસ્તોદાનો હતાં અને ત્યાંજ તેઓનાં ખેશીઓનાંબી હાડકાં મુકાતાં હતાં. વળી રૈયત વર્ગનાં હાડકાં ડુંગરો ઉપર ઉંડા ગારમાં એકઠાં નખાતાં હતાં. તેઓ જમીનની સપાટીથી ૩૦ થી ૬૦ ફીટની ઉંચાઇએ આવેલાં છે અને તે તરફ જવાના માર્ગો અતિ વિકટ છે. ત્યાં ડુંગરપર જવા માટે પગથીઆં હોતાં નથી અને અસ્તોદાનોવાળી બાજુ ડુંગરોના પત્થરો કાપી કાઢી તેને ઉભી, સીધી અને સપાટ બનાવી છે. તેથી મુસાફરો તે જીવના જોખમે જોઇ આવ્યા છે અને તે ઉપરના લેખો ઉતારી લાવ્યા છે. તેઓની કમરે દોરડાં બાંધીને તેઓને જંગલી રહેવાસીઓએ અધર લટકતા ઉપર ખેંચી લીધા હતા અને પાછા અફળાતા ઝીકાતા નીચે લાવ્યા હતા!

**કારણો.** અસ્તોદાનવાળા આ માર્ગો મુશ્કેલ બનાવવાનું પેહેલું કારણ, ધર્મના હુકમ મુજબ ચોપગાં ફાડી ખાનારાં જાનવરોથી હાડકાંનો બચાવ કરવાનું છે. બીજું, ડુંગરોમાં ગુફાઓ કોતરીને તેમાં અસ્તોદાનો બનાવવાનું કારણ, દીની શરિયત મુજબ હાડકાંને વર્ષાદ પાણીથી બચાવવાનું છે. અને ત્રીજું, દરેક અસ્તોદાંન પત્થરની એક વજનદાર સીલાથી ઢાંકેલાં હોય છે અને તે ઉપર સુરાખ પાડેલાં હોય છે. એનું કારણ ગુફાની એક બાજુ રાખેલા સાંકડા માર્ગથી અંદરના ભાગમાં દીનનાં ફર્માન મુજબ સૂર્યનાં કિરણો અને રોસ્ની દાખલ કરવાનું છે. આ મુજબ અસ્તોદાન ઉભાં કરવામાં હખામની પાર્સીઓથી દીની હુકમ મુજબ સઘળી ઘટતી સંભાળ બેશક લેવામાં આવી હતી.

**તેઓ કયાં આવેલાં હતાં.** તેઓ **પાર્સાગર્દ** અને **પર્સીપોલીસનાં** નામીચાં પાયતખ્ત શેહેરો ખાતે આવેલાં છે અને કેટલાંક **મુર્ઘાબની** ખીણની વાયવ્ય સરહદ તરફ **નક્ષ રૂસ્તમના** પર્વત ઉપર છે. એ સિવાય દેશના જુદા જુદા ભાગોમાં હાડકાં ભરેલી બરણીઓ જમીનમાં ગાડેલી મળે છે, જેને ખુમ્બ કહે છે. આ ગાળેલી બરણીઓમાં ભરેલાં હાડકાં પાર્સીઓનાંજ હતાં એમ સત્તા સાથ સાબેત થયું નથી. વળી ડુંગરોના ઉંડા ખોહોમાં સળેલાં હાડકાંનો જથો અને તે ઉપર ભારે પત્થરો ઢાંકેલા જોવામાં આવે છે જે ગરીબ વર્ગનાં અસ્તોદાંનો છે.

**કુરશનું અસ્તોદાન.** હખામની શાહાનશાહતનો અંત લાવનાર મેસીડોનિયન શાહાનશાહ **સેકંદરને,** આ મહાન શાહાનશાહતનો પાયો નાંખનાર મહાત્મા **કુરૂષનું** અસ્તોદાંન જોવાની ખાહેશ થવાથી તેણે તે જાતે જોયું

હતું, જે પાર્સાગર્દના ડુંગર ઉપર આવેલું છે. તે એવા વખતમાં તેના જોવામાં આવ્યું હતું કે જ્યારે તે સલામત અને તેમાંની ઘણી વસ્તુઓ અનામત હતી. તેનું વર્ણન **એર્યને** આ મુજબ કીધું છે. એક પત્થરનું બાંધકામ મોટા પાયા ઉપર થયું હતું, તે પત્થરનાં ધાબાંથી ઢંકાયલું હતું અને તેમાં જવાનો માર્ગ ઘણો સાંકડો હતો. અંદર સુંદર ગાલીચો બીછાવેલો હતો અને તેની ઉપર સોનાની પેટી, કીંમતી કપડાં અને જવાહીર ગોઠવેલું હતું. તેમાં સોનેરી પાયાનું એક તખ્ત હતું, અને ત્યાં **સાઇરસનું** હાડ મુકેલું હતું. નજદીક એક કોટડી હતી અને તેમાં એક **માજી** (મોબેદ) અસ્તોદાનની રખેવાળી માટે રહેતો હતો. અસ્તોદાન ઉપર એક નાનો લેખ આ મુજબ મળે છેઃ—

"હું છું કુરૂશ, હખામનીશ ખાનદાનનો."

આજ આ નામવરનું અસ્તોદાન તારાજ હાલતમાં જોવામાં આવે છે, જેમાંની કીમતી ચીજો લુટાઇ ગઇ છે અને એવીજ બીસમાર હાલતમાં બીજાં અસ્તોદાનો બી મળે છે.

**દારાયસનું અસ્તોદાન.** **મહાન દારાએસ હીસ્તાસ્પીસ**નાં નામીચાં અસ્તોદાનના જમાનાની ગર્દીશથી અને જાલેમ હાથોની જબરદસ્તીથી જોકે બુરા હાલ થયા છે, તોપણ સારાં નસીબે તેની સાથે કેટલીક યાદગાર નિશાનો જળવાઇ રહેવા પામી છે અને તે ખીલારોકા લેખો અને તેની ઉપરનું સુંદર કોતરકામ છે. આ તેમજ બીજા નામવરોનાં અસ્તોદાનો **પાર્સીપોલીસ**ના પર્વતો ઉપર આવેલાં છે અને એજ પર્વત ઉપર **દારાયસ, જર્કસીસ** વગેરે નામવર શાહોએ આલીશાં અએવાંનો ઉભાં કીધાં હતાં, તેની તારાજ નિશાનો જોવામાં આવે છે.

આ નામીચું અસ્તોદાન તેના યાદગાર લેખો અને તેની ઉપરનું સુંદર કોતરકામ આપણું ખાસ ધ્યાંન ખેંચે છે. અસ્તોદાન પોતાની હૈયાતીમાં ઉભું કરવાનો દારાએસનો એકજ દાખલો તવારીખે નોંધેલો મળે છે, જે મરણ માટે માણસ જાતે ડર રાખવો નહીં પણ તેને માટે સદા તૈયાર થઇ રહેવાનું ઉંચ શિક્ષણ આપે છે. મોત માટે બિનદેહેશત તૈયાર થઇ રહેવું એ માણસ જાતને હૈયાતીમાં ભલી ઉપયોગી જીંદગી ગુજારવાનો અને પોતાના કીરતાર રૂબરૂ સુર્ખરૂ જવાનો ઉમદા સબક આપે છે. બીજું, અસ્તોદાન ઉપરના યાદગાર લેખો એકના એક પરમાત્મા અહુરમજદ ઉપરજ પુર એતેકાદ રાખવાનો બોધ આપે છે. જ્યાં **દારાબ** પોતાની ઉંચ અને ઝળકતી કારકીર્દીમાં મેળવેલી સઘળી કીર્તિ અને બાદશાહી પુર જાહોજલાલીનું એકનું એક કારણ અહુરમજદને ગણે છે. અને પોતાનું સર્વસ્વ તેનાંજ નામપર કુર્બાન કરે છે. તેના લેખની શરૂઆતની આ સતરો અવસ્તાના ચોકસ કલામની આપણને યાદ આપે

છે, તે ગોયા ઇજ્નના **૩૭ મા** હાના પેહેલા ફકરા ઉપર **થયલી શરેહ છે.** વળી પોતે **સાચાંને** ચાહનાર અને રાસ્તીનો રાહબર હોવાથી પોતાની ઓહોળી સલતનતને આ યાદગાર **લેખથી** રાસ્તી અને એકલી રાસ્તી અખત્યાર કરવા આતુરતાથી આગ્રહ કરે છે.

**બાદશાહની છબીનું સુંદર કોતરકામ.**

એજ નામવરનાં અસ્તોદાનનાં આગલાં દર્શણ ઉપર એક સુંદર ચિતાર મળે છે, અને તે એક અચ્છા ચિતારાની ચતુરાઇનો નાદર નમુનો છે. જેમાં **દારાબ,** ખુલ્લાં આકાશમાં, રોશન આતશનાં પાતરાં સન્મુખ તખ્ત ઉપર ખડે પગે ઉભો છે. આ તખ્તને કેટલાંક માણસોએ ઉંચકેલું છે, જેઓની સંખ્યા ૨૯ ની છે, અને તેઓ બાદશાહના હાથથી હાર પામેલા જુદા જુદા દેશોના બંડખોર સરદારો યા હાકમો છે. બાદશાહના એક હાથમાં ખાલી કમાન ધરેલી છે અને બીજે હાથ આકાશ તરફ ઉંચો ઉઠાવ્યો છે.

**દારાબના ફરોહરનો મોહક ચિતાર.**

ત્યાં એક બીજો દીલપઝીર ચિતાર મળે છે અને તે બાદશાહનું ફરોહર છે. તે બાદશાહનાં સરપર શિરછત્ર મિસાલ આકાશનાં ઉંચાં વાતાવરણમાં બાદશાહનીજ શિકલનાં, બે પાંખ, બે હાથ અને એક પુછડીવાળાં પક્ષી રૂપી માણસનો મિશ્ર નક્ષ છે. તેની કમરપર બંધ બાંધેલો છે, તેના એક હાથમાં ગોળ વીંટી છે અને બીજો હાથ ઉંચો ઉઠાવેલો છે.

**ફ્રવશીનાં ભણતરની હુબહુ નકલ.**

આ નક્ષ ફરવરદીન યશ્તનાં ચોક્સ લખાણ તરફ આપણું આબાદ ધ્યાન ખેંચે છે. ત્યાં કહે છે કે, દેશનો પાદશાહ ફરોહરોને મદદે બોલાવે છે, અને જ્યારે તેણીઓ મદદે પોહોંચે છે ત્યારે તેની મિસલ આપતાં કહે છે કે:—

ફરોહરો **પક્ષીની પાંખવાળા મર્દની મિસાલ** તેની તરફ ઉડીને નિચે આવે છે (ક. ૬૯–૭૦).

વળી બીજે ઠેકાણે કહેછે કે, ફરોહરો જગા અને મકાનના નેગેહબાન છે અને તેની મિસલ આપતાં કહે છે કે:—

જેમ **એક હથિયાર ભીડેલો બહાદૂર રથેશતાર** બાદશાહી સલતનત માટે લડે છે તેમ ફરોહરો લડે છે (ક. ૬૭).

આ મુજબ મજકુર નક્ષમાં ફ્રવશીનાં આ લખાંણનો તેના ચંચલ ચિતારાએ આબાદ ચિતાર દોરેલો આપણે જોઇ શકીએ છીએ. જરથોસ્તી શિક્ષણ મુજબ દરેક માણસ પોતાનું એકએક નેગેહબાંન ફરોહર ધરાવે છે અને આ સુંદર નક્ષ ખુદ દારાએસનું ફરોહર છે. જેણે પક્ષીની પાંખવાળા મર્દનું રૂપ ધારણ કરેલું છે, અને પક્ષીની પાંખોવાળું આ મનુશરૂપી ફરોહર ગોયા બાદશાહની મદદે આવે છે.

બીજું, આ નક્ષમાં ફ્રેરોહરની કમર ઉપર બંધ બાંધેલો છે, તેમાં જે આયરા જેવી ચીજો છે તે હથિયારો છે. અને ગોયા હથિયાર ભીડેલા બહાદુર રથેસ્તાર તરીકે ચેલું ફ્રેરોહર બાદશાહ, તેના મેહેલો, અસ્તોદાન અને બીજાં બાદશાહી આશીશાં અએવાનો ઉપર નેગેહેબાની રાખે છે. આ મોહક નક્ષના નાદર નમુનામાં કોઇ ઓલમા આજી (મોબેદ) ધર્મગુરૂનો કાબેલ હાથ કામે લાગવાનો આપણને ખ્યાલ આવે છે.

અસ્તોદાન ઉપર બીજાબી ચિતારો જોવામાં આવે છે અને તે કુતરા તથા બીજાં શિકારી પ્રાણીઓનાં કહેવાય છે. ઉપલા નક્ષમાં બાદશાહે હાથમાં ધરેલી કમાન અને શિકારી પ્રાણીઓના ચિતાર તેની હૈયાતીની માનીતી નિશાનો છે. કારણ કે નામીચો ભુગોળનવેશ સ્ત્રેબો કહી ગયોછે કે દારાબના અસ્તોદાન ઉપર એક એવો લેખ હતો કે—

"ઘોડેસ્વારીમાં અને તીરંદાજીમાં હું એકકો હતો અને શિકારીઓમાં હું પેહેલ્લો હતો."

આ ઉપરથી આપણે સાર ખેંચીશું કે, આ નક્ષમાં પાદશાહની હૈયાતીની વહાલી નિશાનો દેખાડી છે અને તેજ નિશાનો મરણ બાદ ખાકી અને આત્મિક શક્તિઓના એક બીજાંથી જુદાં પડવાને યાદ આપે છે. આ નક્ષ જ્યારે બાદશાહનાં મરણ સાથ ખાસ સંબંધ ધરાવે છે ત્યારે બાદશાહના હાથમાંની તીર વગરની ખાલી કમાન રાજ-દંડ સાથે કંઇક વધારે શિખવે છે. તીર ગોયા જીવ યા ફ્રેરોહર છે અને કમાન જીવ વગરનું ખાલી ખોખું છે અને શરીરમાંથી નિકળેલો જીવ યા ફ્રેરોહર કમાનમાંથી છુટેલા તીર મીસાલ આકાશમાં અધર દેખાવ દેતો દેખાડયો છે. હાંથી હવે આપણે અસ્તોદાંન સાથ નિકટ સંબંધ ધરાવનારી એક ઘણી અગત્યની બાબદ હાથ ધરીશું.

## અસ્તોદાનનો મતલબ શું હાડકાં જાળવી રાખવાની છે?

આ એક ઘણો અગત્યનો સવાલ છે. એના સંબંધમાં થોડા વખત ઉપર ભણેલા વર્ગે ભારે ચર્ચા ચલાવી હતી અને તેમાં મોટો મતફેર પડયો હતો. કેટલાકો અસ્તો-દાનની મતલબ લાસનાં હાડકાં ગુજરનારની નિશાન દાખલ જાળવી રાખવા જણાવે છે, પણ તેમાં વજુદ જણાતું નથી. કારણ કે જે હાડકાંથી મરનારની ઇધાંણી જાળવવાની છે તે જાળવી શકાય એવી વસ્તુ નથી અને તે જળવાઇ રહેતાંબી નથી. તે એક નાશવંત વસ્તુ છે અને ગમે એવી સંભાળ ભરી સાવચેતી છતાં વખત વહેતાં તેની ઉપર સળો લાગવાની કુદરતી ક્રિયા ચાલુ થાય છે. તે મોડે વહેલે ખાક થાય છે અને ખાક થઇને કુદરતી કાયદે મટી સાથ મળી જાય છે. હાડકાં જાળવી રાખવા કહેવામાં કુદરતના કાયદાની લાયક પિછાણ થતી નથી અને તેના અમુક નિયમનો અનાદર થાય છે. હખામની જમાનાનાં કેટલાંક અસ્તોદાંનો જાણીતા મુસાફરોએ જોયાં

છે, તેમાં તેઓને મરનારનાં હાડકાંની ખાક વટીક જણાઇ નથી અને તેથી હાડકાંનાં નાશવંત સાધનથી મરનારની ઇચ્છાંણી જળવાઈ રહેતી નથી.

**૨૫૦૦ વર્ષ ઉપર અસ્તોદાનમાં થયલી ગંભીર ગફલતી.**

અસ્તોદાનનો અર્થ મરનારનાં હાડકાં મુકવાનાં બાંધકામનો થાય છે. આ પુરાતન બાંધકામના સંબંધમાં શુમારે અઢી હજાર વર્ષ ઉપર ગંભીર ભુલ થયલી મળે છે, અને તેજ ભુલ હાલ સુધી હસ્તી ધરાવતી જોવામાં આવે છે. અસ્તોદાનની અસલ મતલબ દીની ફર્માન મુજબ મરનારની લાસની ચાસ્ની થયા પછી, લાસથી હાડકાં છુટાં પાડી તેને એહેલાયદાં ખાક કરવાની છે અને ખાક થયા પછી કુદરતના કાયદા મુજબ મરનારની મટી સાથે મટી મેળવવાની છે. આ દીની અસલ ફર્માન ભુલી જઇ પાછલા વખતના ઇરાનીઓ ભવિષ્ય માટે મરનારનાં હાડકાં જાળવી રાખવાની જરૂર સમજવા લાગા અને તેની પેહેલી શરૂઆત પાછલા હખામની પાર્સીઓથી થઇ હતી. કારણકે **હીરોડોટસ** અને સ્ત્રેઓ બેઉ તવારીખનવેશો અઢી હજાર વર્ષનો આ પાર્સી રસમનો દાખલો આપેછે કે, ઇરાનીઓ મુર્દા ( હાડકાં )* ને મીણ લગાડીને દાટતા ( અસ્તોદાનમાં મુકતા )* હતા. મરનારનાં શરિરનો અમુક ભાગ ભવિષ્ય માટે જાળવવાનું આ શિક્ષણ તેઓએ પરધર્મી પ્રજાઓ પાસેથી ઉછીકું લીધું હતું, કારણકે તેઓની પાડોશી પ્રજાઓ મરનારનાં અંગના અમુક અમુક ભાગોથી મરનારની ઇચ્છાની જાળવવાના ઉપાયો કામે લગાડતી હતી. દાખલા તરીકે પુરાતન **ગ્રીક** અને **રોમન** પ્રજા મુર્દાંને અગ્નિદાહ કરીને તેની રાખથી, **ઇજીપશ્યનો** " મમી " કીધેલાં મુર્દાંનાં હાડપિંજરથી અને બીજી પ્રાચીન પ્રજાઓ એવાજ બીજા શારીરિક અવયવોથી મરનારની નિશાની જાળવતી હતી.

**હાડકાં જાળવવાનું મત પાછલું અને પારકું છે**

**ગ્રીક** અને **રોમન** પ્રજા એક વખત લાસને બાળીને તેની રાખ બરણીઓમાં સાચવી રાખતી હતી, પણ આ રીતે મરનારની મટી જાળવવા તો જરથોસ્તી ધર્મ ફરમાવતો નથી. વળી જેમ આપણે દીનની રૂએ રસ્તાખેજનું ઇમાન ધરાવ્યે છીએ તેમજ **ઇજીપશ્યનો** બી ધરાવે છે, અને તેઓની માન્યતા મુજબ જ્યારે મરણ પામેલાંઓની આત્મિક શકિતઓ શરીરમાં દાખલ થશે ત્યારે તેઓ પાછાં સજીવન થશે. જેથી તેઓ કોઇબી રીતે શરીરને જાળવી રાખવાના ઉપાયો કામે લગાડતા હતા, અને મરનારની લાસમાં તરેહવાર ખુશબોદાર વસાણાંઓ ભરી તેને સાચવી રાખતા હતા, જેને તેઓ " મમી " કહે છે. આ " મમી " કીધેલાં મુર્દાંઓ માટે તેઓએ જગજાહેર **પીરેમીડાના** આલીશાં અજેવાંનો ઉભાં કીધાં હતાં, કારણકે આગલા જમાનામાં **ઇજીપશ્યનો** કળા કૌશલ્યની ઉંચી ટોંચે ચડેલા હતા. તેઓ મુર્દાંઓને જાળવવા જોકે ઉંચી કળા કામે લગાડતા હતા, તોપણ તેઓની ગમે એવી હુનરમંદી છતાં તેઓ ખાક થતાં હતાં.

---

* કૌંસમાં મુકેલા શબ્દો ખુલાસા માટે કર્તાના પોતાના છે.

સેંકડો વર્ષ પછી "મમી" કીધેલાં જે મુર્દાંઓ જોવામાં આવે છે તેઓ માંસ, હાડ, કે ચામ સાથનાં હોતાં નથી. મુર્દાંની ચામડી ઉપર ચોકસ જાતનાં "પલાસ્તર" નું પડ કરવાથી તેઓ મુર્દાંનો માત્ર બાહારનો ખાલી દેખાવ આપે છે, પણ અંદરના ભાગથી તેઓ કુદરતી રીતેજ સળીને અને મસાલાઓની અસરથી બળીને ખાક થયલાં હોય છે. આ મુજબ મુર્દાંને સાચવી રાખવાની આ ઉંચી હુન્નરમંદી આખરેબી કુદરતના કાયદાને આધીન થાય છે. હવે આ મુજબ **ઇજીપસ્યનો** મુર્દાંને જાળવવા લાગા, પણ ઇરાનીઓથી તો તેમ પણ બની શક્યું નહીં. કારણકે તેઓને તો જેમ બને તેમ જલદી લાસનાં તાજાં માંસનો ભક્ષ કરવાનું તાકીદનું ફરમાન મળેલું હતું, અને તોપણ તેઓને લાસ ખવાઇ જવા પછી તેનાં હાડકાં એક જગાએ એહેલાયદાં મુકવા ધર્મે ફરમાવેલું હતું. માટે રસ્તાખેજ વખતે મુવેલાંને સજીવન થવા માટે માંસ અને ચાંમ નહીં તો હાડ જળવાઇ રહેવાં જોઇએ, એવા ભુલભરેલા ખ્યાલે પાછળથી જન્મ લીધો છે. ઇરાનીઓએ આ વિચાર પાડોશી પ્રજા ઇજીપસ્યનો ઉપરથી લીધેલો હોવો જોઇએ, કારણ કે અસલ બન્ને પ્રજા મધ્ય એશિયામાં સાથે વસેલી હતી. આ વિચારે પાછળથી દીનને લગતાં પુસ્તકોમાં જગા લીધી છે અને તેમાં રસ્તાખેજ વખતે **હાડકાં પાછાં ઉભાં થશે** એવો ફતવો અપાયો છે. ખરૂં છે કે જરથોસ્તી ધર્મે સર્વથી પેહેલાં રસ્તાખેજનું મત આશકાર કીધું છે, અને તે મત બીજા ધર્મોએ કબુલ રાખેલું પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોએ જાહેર કીધું છે. તોપણ કીઆમતના વખતમાં ગુજરેલાંઓનાં હાડકાં ઉભાં થશે અને તેથી હાડકાં જળવાઇ રહેવાં જોઇએ એવું મત ખાસ જરથોસ્તી ધર્મનું પોતાનું નથી પણ પાછલું અને પારકું છે.

રસ્તાખેજ વખતે મુવેલાંનાં હાડકાંથીજ માણસને સજીવન કરવાની માન્યતા, ખુદાની સર્વશકિતનો તથા તેના અચુક અને અચળ કાયદાનો અનાદર કરનારી છે. તે સર્વશકિતવાન સાહેબ મટીની એક રજમાંથી અને પાણીના એક કતરામાંથી માનવીને પેદા કરવાને દરેક શકિતવાંન છે. અગર જો જળવાયલાં હાડકાંઓથીજ માણસને સજીવન કરવાનું કુદરતે ઠરાવેલું હોત તો, જરથોસ્તી ધર્મે જ્યાં રસ્તાખેજનું કુલ જગતને યારી આપનારૂં ભવિષ્ય વર્તેલું છે, ત્યાંજ તેની સાથેજ આ ઘણા અગત્યના સવાલ ઉપર અવશ્ય અજવાળું નાંખ્યું હોત. પણ ત્યાં રસ્તાખેજના વખતમાં હાડકાં ઉભાં થશે, હાડકાંનાં સાધન મારફતે માણસ સજીવન કરી શકાશે અને તે માટે ખસુસ હાડકાં જાળવવાં જોઇએ, એવું કોઈ મત આ ખાલસ મજહબમાં અપાયલું મળતું નથી.

**હાડકાં ઉભાં થશે કે મુવેલાં ઉભાં થશે?**

આપણો મુખ્ય સવાલ મુર્દાંનાં હાડકાં જાળવવા અને ભવિષ્યમાં તે **હાડકાં ઉભાં થવા** સાથ સંબંધ ધરાવે છે. પણ રસ્તાખેજ વિષે **જમ્યાદ યશ્તમાં** જે મત ઉચ્ચારવામાં આવ્યું છે તેમાં હાડકાં ઉભાં થવાનો એક હરફબી લખાયલો મળતો નથી. ખરૂં છે કે તેમાં

**મુવેલાં પાછાં ઉભાં થશે** એવુ' એક વાક્ય મળે છે, તોપણ તેમાં **અસ્ત એટલે હાડકાં** જેવા કોઈ શબ્દનો ઇશારો વટીક મળતો નથી. **મુવેલાં ઉભાં થશે** અને **હાડકાં ઉભાં થશે** આ બે વાક્ય તેની મતલબમાં એકેકથી તદનજ જુદાં પડે છે. જ્યાં મુવેલાંને ઉભાં થવાનાં અવસ્તાનાં અસલ લખાણને પાછળથી હાડકાં ઉભાં થવા સાથ ભેળી નાંખવામાં આવ્યુ' છે, અને આ ભુલે મુદ્દાંનાં હાડકાં સાચવી રાખવાની ભુલને કારણ આપ્યુ' છે. અવસ્તાના **"ઇરિસ્ત ઉસોહિશ્ત"** શબ્દો ઉપરથી **રસ્તાખેજનુ'** ફાર્સી નામ નિકળ્યું છે, બલકે અસલ અવસ્તાનો આ બોલેબોલ ફાર્સી તરજુમો છે અને તેનો **અર્થ** મુવેલાંનુ' ઉઠવુ' થાય છે, હાડકાંનુ' ઉઠવુ' થતો નથી.

**ત્યારે અસ્તોદાનની અસલ મકસદ શી?** હવે આપણે જોઇશું' કે અસ્તોદાન બનાવવાનો મુળ હેતુ શો છે? એમાં જે મુખ્ય સવાલ તપાસવાનો છે તે હાડકાંની વ્યવસ્થાનુ' કોઈ કારણ ધર્મમાં જણાવેલુ' છે યા નહી? અગર એવાં કોઇ કારણની ગેરહા- જરીમાં હાડકાં જાળવવા અને તે પાછાં ઉભાં થવાની શાહાદત મળે છે કે નહી'? એના જવાબમાં હાડકાંની વ્યવસ્થાનુ' ખુલ્લુ' કારણ વ'દીદાદમાં મળે છે, અને તે મરનારની લાસની વ્યવસ્થાના સવાલના જવાબમાંથી મળે છે. ત્યાં લાસની વ્યવસ્થા થવા પછી તેનાં હાડકાં પ્રથમ કોઇ ભારે વજન સાથે બાંધવા કહે છે, અને ત્યાર બાદ તેનુ' કારણ દર્શાવે છે કે, અગર નહીં તો માંસાહારી જાનવરો હાડકાંને **પાણી** તથા **ઓરવરની** નજદીક ઘસડી લઇ જાય. વળી હાડકાંની એવી ચોકસાઇ નહીં રાખવાની તેમાં ભારે સજા ઠરાવી છે, અને એવી ચોકસાઇ માટે તુર્તાતુર્ત બીજો સવાલ કરવામાં આવે છે કે, મુવેલાંનાં હાડકાંને કયાં લઇ જઇએ અને ક્યાં મુકીએ? અને તેના જવાબમાં **અસ્તોદાન** બનાવવા ફર્માવે છે. (પ. ૬ ફ. ૪૪–૫૧).

જ્યાં હાડકાંની વ્યવસ્થાનુ' સબળ કારણ સ્પષ્ટ દર્શાવેલુ' મળે છે, અને તે કોઈજ નહીં પણ સુખશાંતિ જાળવવા પાણી તથા વનસ્પતિ સાથે નસાવાળાં રોગીષ્ટ હાડકાંને આમેજ નહીં કરવાનુ' અને અલગ રીતે તેને અસ્તોદાંનમાં લઇ જવાનુ' છે. વળી **વ'દીદાદમાં** મરનારનાં હાડકાંનો એક નાનામાં નાનો કકડો બી રખડતો નહી નાખવાની સખ્ત તાકીદ ફર્માવી છે. (૫૦–૬–૧૦).

જ્યાં અસ્તોદાંન બનાવવાનુ' એક્નુ' એક કારણ બાગબાની યા ખેતીવાડીથી મુવેલાંનાં નસામ'દ હાડકાંને અલગ રાખવાનુ' જાહેર કીધુ' છે, અને તેનુ' બીજુ' કોઇ વાજબી કારણ હોય તો તે જાહેર થવાની લાયક જગા આજ છે. અલગ અલગ મુકવાનુ' કારણ, હાડકાં જાળવવાનુ' યા ભવિષ્યમાં હાડકાંને પાછા ઉભાં થવાનુ' હોત તો, **જમ્યાદ યશ્તમાં** રસ્તાખેજ વિષેના મજકુર દાખલામાં નહીં, તો જ્યાં **વ'દીદાદમાં** તે અવશ્ય મળવુ'

જોઇતું હતું. પણ જ્યારે તે મળતું નથી ત્યારે વગર શકે સાબેત કરી શકાશે કે હાડકાં જાળવવાનાં આ વિચારમાં થોડુંબી વજુદ સમાયલું નથી. ત્યાં ભવિષ્ય માટે હાડકાં જાળવી રાખવાના અને તેઓ રસ્તાખેજ વખતે પાછાં ઉઠી ઉભાં થવાનાં કોઈ વજનદાર કારણો હસ્તી ધરાવતાં નથી.

**હાડકાં જાળવવાં કે ખાક થવા અલગ મુકવાં?**

**વંદીદાદ** મુજબ હાડકાં અસ્તોદાનમાં અલગ મુકવાનું કારણ શું હાડકાં જાળવવાનું છે? ત્યાં મુવેલાંનાં હાડકાંની વ્યવસ્થા માટે જે સવાલ મળે છે તે ધ્યાન ખેંચવા લાયક છે. ત્યાં મુખ્ય સવાલ હાડકાં ક્યાં લઇ જવાં અને ક્યાં મુકવાં એવો મળે છે, અને તેને માટે અવસ્તામાં "બર" તથા "નિદથ" શબ્દો આવે છે, જેનો અર્થ લઇ જવા તથા મુકવાનો થાય છે, પણ જાળવવા કે સાચવવાનો થતો નથી. અવસ્તામાં જાળવવા કે સંભાળવા માટે "નિપા" અને "નિશહર" ધાતુ ઉપરથી નિકળેલાં નામો અને ક્રિયાપદનાં રૂપો મળે છે, જે ત્યાં મલતાં નથી માટે હાડકાં જાળવવાનો તથા તે ભવિષ્યમાં ઉભાં થવાનો આ પાછલો સવાલ ખોટો, દીન તથા શરિયતથી ઉલટો, ભુલભરેલો, અને ભુલાવો ખવાડનારો ઠરે છે.

**૧૫૦૦ વર્ષ ઉપર આ બિકટ સવાલ ઉપર ચચલી જુસ્તેજુ.**

**રસ્તાખેજ** વખતે મુવેલાંને ઉભાં થવાનો આ સવાલ જાતેજ મુશ્કેલ છે. આ સવાલ હાલ આપણે માટેજ મુશ્કેલ નથી પણ સેંકડો વર્ષ ઉપર બી તે એટલોજ મુશ્કેલ જણાયો હતો. સુમારે ૧૫૦૦ વર્ષ ઉપર સાસાની હકુમતના વખતના ઓલ્માઓએ એજ સવાલ ઉપર ઘટતી જુસ્તેજુ ચલાવી હતી અને પોતાનાં બાહોશ ભેજાંનો લાયક ઉપયોગ કીધો હતો. આ સવાલની ઉંડી ફીલસુફી અવસ્તા જમાનાના ઇરાનીઓ માટે મુશ્કેલ નહીં હતી પણ પાછલા ઇરાની ઓલ્માઓને તે માટે અંદેશો ઉપજેલો જણાય છે, જેથી તેઓએ આ સવાલ વિષે પેહેલવી કેતાબમાં કેટલાક દાખલાઓથી તે વખતની પ્રજાને સમજ આપવાની જરૂર જોઇ હતી, એટલુંજ નહી પણ બીજા જે ધર્મોએ રસ્તાખેજનું જરથોસ્તી ધર્મ મત ઉછીકું લીધું છે તેઓએ આ બિકટ સવાલ ઉપર સ્વ-ધર્મીઓને જુદી જુદી દલીલોથી ઘટતી સમજ આપવાની નીચે મુજબ કોશેશ કીધી છે.

જરથોસ્તી મજહબે મત ઉચ્ચાર્યું છે કે ભવિષ્યમાં એક આશાવંત યાદગાર અવસર એવો આવનાર છે કે મુવેલાં પાછાં ઉભાં થશે અને કુલ ખલકત તરોતાજગી મેળવશે. ધર્મનાં આ ભેદી શિક્ષણની અસલ મકસદ ઉલટાઇ જઇ એક વેળા જોકે હાડકાં જાળવી રાખવાની જરૂર સમજવામાં આવી હતી, તોપણ આ ઉપાય બી પાછળથી સંતોષકારક જણાયો નહીં અને મુખ્ય સવાલ ઉભો ને ઉભો રહયો કે, મુવેલાં મુર્દાં કેમ ઉભાં થઈ શકે? અને આ સ્વાભાવિક સવાલની મુશ્કેલી ઓછી કરવા સાસાની જમાનાના એક ઓલ્મા દસ્તુરે સમય અને સંજોગને અનુસરી આ મુજબ ઘટતી સમજ આપવાની લાયક કોશેશ કીધી છે.

**અહુરમજદ અને જરથો-સ્ત વચ્ચે પુર્સેશપાસોખ.** અહુરમજદ જરથોસ્તને કહેછે કેઃ—જ્યારે આકાશને હું વગર ટેકાએ રાખું છું, જાનદારો સહીત જમીનને હું અધર રાખું છું, આફતાબ, માહતાબ, અને સેતારા મારાથી ગર્દેશ કરે છે, વગેરે કુદરતની તમામ કરામતો જ્યારે મારી બનાવેલી છે, ત્યારે રસ્તાખેજ કરતાં મુસ્કેલ કામ તો હું કરી ચુકો છું. રસ્તાખેજ કરવામાં તો મને બીજાઓની મદદ છે, જેવી મદદ શરૂઆતની હસ્તી વેળા મને મળી નહીં હતી. હવે તું જો, કે જ્યારે હસ્તી નહીંજ હતી ત્યારે કુદરતની રચના મેં રચી હતી, ત્યારે જે વસ્તુઓ એક વખત પેદા થઇ ચુકેલી છે તેને પાછી સજીવન હું શું નહીં કરી શકીશ ?

તે ( રસ્તાખેજ ) વખતે પેદાયશની શરૂઆતમાં જેમ કબુલ રાખવામાં આવ્યું હતું, તેમ જમીનની મીનોઈ શકિત પાસે હાડકાં, પાણી પાસે લોહી, ઝાડપાન પાસે વાળ અને આતશ પાસે જીવન શકિત માંગવામાં આવશે ( બુનદેહેસ્ન ).

**ઇસુ ખ્રિસ્ત શું કહેછે ?** " પણ કોઇ માણસ કહેશે કે સુવેલાં કેમ ઉભાં થતાં હશે ? અને ક્યાં શરીરથી તેઓ આવશે ? ( જવાબ )—ઓ મુર્ખા ! જે તું વાવે છે તે મરવા વગર ઉગતું નથી, અને જે તું વાવે છે તે જે શરીર (ઝાડ, વનસ્પતિ) બને છે તે હોતું નથી, પણ ખાલી દાણો હોય છે અને ખુદા તેને શરીર આપે છે. આજ મુજબ મુવેલાંની કેયામત સમજવી. તેણે આ કાયા સાથે વાવેલું ( દાટેલું ) તે આકાશી કાયાથી ઉઠવું થવાનું." ( બાઇબલ ).

**અલ્લા હજરત મહમદને શું કહે છે ?** "ખરૂં છે કે અમે મુવેલાંને પાછાં સજીવન કરીશું. ક્યામતની એક નિશાની તેઓને વાસ્તે એ છે કે મુવેલી ધરતીને અમે વરસાદથી જીવતી કરીને તેમાંથી કેટલીક જાતનો દાણો, જે તેઓ ખાય છે તે પેદા કરીએ છીએ. તેઓ કહેછે કે હાડકાં સળી ગયાં પછી તેને પાછાં કેમ જીવતાં કરશે ? (જવાબ)—જે લીલાં ઝાડમાંથી તમુને આતશ આપે છે તે કરશે." (કુરાને શરીફ ).

આ ત્રણ દાખલામાં કયામત વેળા મુવેલાં ઉભાં થવાના સંબંધમાં પાછલી ધરાની અને બીજી પરધર્મી પ્રજાઓમાં ઉપજેલી અજાયબીનો તેમજ નાસ્તીમાંથી હસ્તીમાં લાવવાની કીરદારની સર્વ શક્તિ અને અપૂર્વ બળનો પ્રજા વર્ગને ખ્યાલ આપવાની મુળ મકસદ સમાયલી છે. એમાં પાર્સી ઓલ્મા દસ્તુરે જે સમજ આપી છે તે બીજી કરતાં કુદરતના કાયદાને વધારે અનુકુલ અને વધારે ઉમદા છે.

## મરનારની યાદનું ધાર્મિક ધોરણ.

આપણે જોયું છે કે કેટલીક પુરાતન પ્રજાઓ મરનારના અંગના અમુક અમુક અવયવોથી મરનારની યાદની જાળવી રાખવાના ઉપાયો કામે લગાડતી હતી, પણ જર-

થોસ્તી મજહબે એવાં કોઈ ખાકી નાશવંત સાધનોથી મરનારની ઇધાંની જાળવી રાખવા શિખવ્યું નથી. તેણે ગુજર પામેલાં અશો માણસોની માત્ર ખાલેસ યાદ, તેની સાથ નિકટ સંબંધ ધરાવનાર અને તેની નેક યા બદ કરણીના જવાબદાર **રવાંનોની** રાહબર શકિત **ફરોહર** મારફતે અને **ફરોહરને** નામે જાળવી રાખવા શિખવ્યું છે. તેણે આ ઇધાંની મરનારની મટ્ટી, તેનાં હાડકાં, તેનું હાડપિંજર, તેના બાલ કે એવાંજ બીજાં તકલીદી સાધનો મારફતે જાળવવા ફરમાવ્યું નથી, પણ તેની સદા હૈયાત આત્મિક શકિત મારફતે જાળવવા ફરમાવ્યું છે. મજહબમાં આ રૂહાંની શકિતનું જે વર્ણન મળે છે તે મરનારની યાદની મોતેબરીની ટકાઉ અને સંગીન દલીલ પુરી પાડે છે. મજહબનાં ફીલસુફી શિક્ષણ મુજબ આ વર્ગની આત્મિક શકિત રોજે અવ્વલથી હસ્તી ધરાવે છે અને તે જાવેદાંન સુધી કાયમ રહેશે. અહુરમજદની એજ બળવંત શકિત મારફતે તમામ વિશ્વમંડળ હસ્તીમાં આવ્યું છે અને તે ગતિમાં મુકાયું છે. બીજી બળવાન શકિતઓ સાથે દુનિયામાં આબાદી પાંથરવા અને તેના વધારામાં એજ શકિત આગેવાન ભાગ લે છે. એજ શકિત મીનો અને ગેતીની બેઉ હસ્તીઓમાં આકાશ અને પાતાલના ભિત્તર સુધી મહાન કાર્ય રોજે અવ્વલથી કરતી રહી છે અને રોજે રસ્તાખેજ સુધી કરતી રહેશે. આ સબળ કારણોને લીધે બેઆંન થઇ નહીં શકે એવું કુદરતમાં કાર્ય કરતી આ અદભુત શક્તિનાં અનહદ એહેશાંનની ઉંડી લાગણી દર્શાવવા જરથોસ્તી મજહબ વાજબી તાકીદ કરે છે અને એકલી આજ શકિત મારફતે મરનારની જાથુક યાદ જાળવી રાખવા ફર્માવે છે. આ વજનદાર કારણ આપણને એવાં વાજબી સેવટ ઉપર લઇ જાય છે કે, પ્રાચીન કે અર્વાચીન પ્રજાઓએ મરનારની ઇધાંણી જાળવવા માટે યોજેલા ઉપાયો ટકાઉ કે સંગીન નથી, અને તેઓ તકલીદી સાધનોથી જ્યારે મરનારની ઇધાંણી જાળવવા લાગા, ત્યારે આ પુરાતન મજહબે પુરાતન કાળમાં કોઇબી નાશવંત ચીજની મારફત વગર, મરનારની જાથુક યાદ જાળવી રાખવાનો એકજ અકસીર ઉપાય કામે લગાડયો છે અને તેણે બેશક મરણની ગંભાર યાદની **મોતેબરી** જાળવી છે. પાછલા જમાનામાં આ ધાર્મિક અસલ ધોરણમાં ફેરફાર અને વધારો થયો છે અને તે સાસાની અમલ દરમિયાન મરનારની યાદ આ મહાન શક્તિ **ફરવશી** સાથે મરનારનાં **રવાંનોની** યાદ કરવાનું જારી થયું છે. મરનારની નૈયતે થતાં અસલ અવસ્તાઇ ભણતરોમાં માત્ર **ફ્રવશીનો** અને પાજંદ ભણતરોમાં ફરોહરો તથા રવાંનો એ બંનેની ભેગી યાદ થાય છે, તોપણ પાછલાં ભણતરોમાં રવાંનોની યાદનું પ્રમાણ મોટું જોવામાં આવે છે.

**મરનારની યાદની મોતેબરી.** મરનારની ઇધાંણી કે યાદ તેનાં ખાકી નાશવંત સાધનો મારફતે જાળવવા જેમ જરથોસ્તી મજહબે ફરમાવ્યું નથી, તેમજ અને તેજ જરથોસ્તી તરીકાની રૂએ આ યાદ મરનારની કોઇ હસ્તકૃત આકૃતિ,

પ્રતિમા, બાવલાં કે છબીનાં ખાકી અને દુન્યાંની બનાવટનાં સાધનો સન્મુખ રાખી તેની મારફતે જાળવવા કે ખુદાની ખુદાવંદી પિછાણવા આ ખાલેસ મજહબે શિખવ્યું નથી. પણ આતશ તથા બીજી કુદરતી નેઆમતો અને નુરમંદ નમુનાઓની અદભુત કરામતો સન્મુખ રાખવા અને કુદરત ઉપરથી તેના કામેલ કારીગર અહુરમજદની ખુબીઓ ગાવા ફરમાવ્યું છે. આપણા આગલા દીન આગાહ હોકમાઓનો આ ખાલેસ તરીકો છે અને આ જરથોસ્તી તરીકાને કેમ્લો કહે છે. મરનારની યાદના ગંભીર અવસરે યા બીજી વેળા કેમ્લાના આ ખાલેસ અને નિષ્કલંક તરીકા સિવાય કોઇબી હસ્તકૃત આકૃતિ અને એવુંજ બીજું ખાકી સાધન સન્મુખ રાખવાનું પારકું ધોરણ દીની શરિયતથી ઉલટું અને જમુન ગુનાહ ભરેલું છે.

* * * * * *

મારે પ્રથમજ પ્રામાણિકપણે કહી દેવું જોઇએ કે, આ અહના લખનારે થોડા વખતપર "જરતોસ્તી" ત્રિમાસિકમાં "પાર્સી આરામઘાહ"નાં મથાલાં હેઠળ આ પારકી "ક્રેમેટોર્યમ સીસ્ટમ" ને જરથોસ્તી મજહબ અને શરીયતની રૂએ નારવા જાહેર કીધી હતી.

બીજું, આ માસિકમાં ઉપલાં મથાલાંવાળું મારૂં લખાંણ છ માસ ઉપર તેના અધિપતિ સાહેબ તરફ મેં રવાના કીધું હતું અને તે હાલ પાછલથી પ્રગટ થયું છે. યાને મારૂં મજકુર લખાંણ અમુક લખાંણો થવા પછી ખાસ ધારવીને લખવામાં આવ્યું નહીં હતું, પણ તે અવ્વલ મુવેલાંનાં હાડકાં જાલવવાના સંબંધમાં મેં મારા પ્રામાણિક વિચાર જાહેર કીધા હતા. આ અંગત ખુલાસો કરવાનું મને એટલામાટે કારણ મલ્યું છે કે, અવસ્તાના "સ્કોલરો" ના મોટા ભાગમાં મુવેલાંનાં હાડકાં જાલવવાનો ખ્યાલ જ્યારે હાલ સુધી હસ્તી ધરાવે છે, ત્યારે મારાં મજકુર લખાંણમાં મરનારનાં હાડકાં જાલવવાનું દીનની રૂએ નારવા ઠરાવ્યું છે. આ એકેકથી વિરૂધ જતો ધર્મ સંબંધી એક નાજુક સવાલ છે, અને જેમ દીની ફર્માનોના બીજા દાખલાઓમાં બને છે તેમ આ દાખલામાંબી વાંચક વર્ગ ડામાડોલ તથા શકમંદ થાય, અને સ્વાભાવિક સવાલ ઉત્પન્ન થાય કે આ બેમાં ખરૂં કયું ? તો તે બનવાજોગ છે. આ ગુંચવાડાભરેલો ગંભીર સવાલ થોડાં વર્ષપર ભણેલા વર્ગમાં ભારે ચર્ચાયો હતો, પણ તેનું કોઇ સંતોષકારક પરિણામ આવ્યું નહીં હતું. માટે આ શકમંદ સવાલના સંબંધમાં વાંચક વર્ગનો વસવસો દુર કરવા આ ટકે થોડો વધુ ખુલાસો કરવાની હું જરૂર સમજું છું.

**નાયબ દસ્તુર સંજાણા શું કહે છે ?**

મુવેલાંનાં હાડકાં જાલવવાનાં દીની ફર્માન તરીકે **વંદીદાદ** પરગરદ ૬ હીની શાહાદત ટાંકવામાં આવે છે, પણ **વંદીદાદ**ની મુળ મકસદ મરનારનાં હાડકાં જાલવવા કરતાં તેની બીજીજ કોઇ લાયક અને કાયદેસર વ્યવસ્થા કરવાની હું જોઇ શકું છું. દસતુરજી સાહેબ રૂ. એ. સંજાણા બી. એ. કહે છે કે, "સુકાં હાડકાંને આપણી શક્તી

પ્રમાણે જાળવી રાખવાને ફરમાન આપેલું છે, પણ હાડકાંનો નાશ કરવાની ખુલ્લી મનાઈ કીધેલી છે." પણ હું માનપુર્વક જણાવીશ કે **વંદીદાદ**માં મરનારનાં હાડકાં જાલવી રાખવાની નેમ રાખવામાં આવી નથી, બલકે હાડકાં એહેલાયદાં મુકી તેને કુદરતી કાયદે ખાક કરવાની છે.

બીજું, વિદ્વાન દસ્તુરજી લખે છે કે, "અવસતા પ્રમાણે દુનીઆની આખેરીએ સઘલાં ગુજર પામેલાંઓનાં રવાનો પોતપોતાના હાડની અંદર દાખલ થઇ પાછાં જીંદગી ભોગવતાં થશે." ત્યાં દસ્તુર સાહેબથી દરગુજર ચાહી જણાવીશ કે આ કલ્પિત ખ્યાલ અસલ અવસ્તાનો નથી, પણ પાછલો અને પારકો છે. **વંદીદાદ**ની મુળ મકસદ ઉલટાઇ જવાને લીધે પાછલથી મરનારનાં હાડકાં જાલવવાની અને આ ખાકી વસ્તુ સાથ **રસ્તાખેજ**નો ભુલભરેલો સંબંધ જોડવાની કુદરતના કાયદાથી ઉલટી નિરર્થક કોશેષ થઇ છે. એક ભુલભરેલી અને ભુલાવો ખવાડનારી માન્યતાને લીધે **રસ્તાખેજ**ની મોતેબર ફીલસુફી સાથ મરનારનાં હાડકાંનો સંબંધ જોડવાનો અને રસ્તાખેજ માટે ખાકી હાડકાં જાલવી રાખવાનો ત્યાં મહા અનર્થ થાય છે.

**વડા દસ્તુરજી દારાબજી સંજાણા શું કહે છે?**

વળી શમસુલ ઉલ્મા દસ્તુર દા. પે. સંજાણા બી. એ. કહે છે કે, "લાશ ઉપરનું માંસ જલદીથી ખવાડી દેવાની આજ્ઞા આપવાની સાથે ફર્માવવામાં આવ્યું છે કે...... હાડકાં સંપુર્ણ સુકાયા પછી તેમની જાળવણી માટે અસ્તોદાન (અવસ્તામાં "ઉઝદાનેમ") ઉભું કરવું." ત્યાં એટલુંજ જણાવવાની રજા લઇશ કે ઓલ્મા દસ્તુરજીનું હાડકાંની જાળવણી માટેનું આ મત અસલ અવસ્તાથી તદન વેગળું છે.

બીજું, "અસ્તવત ઍરૅત (એટલે "હાડકાંઓમાંથી મુવેલાં આદમીઓને પાછાં સજીવન કરનાર") એવો વિદ્વાન દસ્તુર સાહેબ જે અર્થ કરે છે તે તરફ એઓ સાહેબનું હું લક્ષ ખેંચું છું. અવસ્તાના બે શબ્દ મલીને થયલા આ નામના પેહેલા શબ્દનો અર્થ માત્ર **હાડકાં** થતો નથી પણ **હાડકાંવાળું** થાય છે, અને તેનો દરોબસ્ત અર્થ, હાડમંદ (કાયા—શરીર) ને ઉભું કરનાર થાય છે. કારણકે **ફ્રરવરદીન યશ્ત**ના અવસ્તામાં આ ભવિષ્યના પેગામ્બરનાં નામ ઉપર જે શરેહ કરવામાં આવી છે તે ધ્યાન ખેંચવા લાયક છે. ત્યાં કહે છે કે, **અસ્તવત—ઍરૅત** નામ એટલા માટે કે, **તે હાડમંદ મુવેલાંને જાનદાર કાયા પાછી બખશશે** (ઉભી કરશે). (ફ. ૧૨૯) ત્યાં કાબેલ દસ્તુરજીના અર્થ મુજબ "હાડકાંઓમાંથી," હાડકાંની હસ્તીથી કે હાડકાંની મારફતે મુવેલાં આદમીઓને પાછાં સજીવન કરવા કહ્યું નથી. આથી કશોબી શક શુબેહ રેહતો નથી કે, જરથોસ્તી મજહબે આશકાર કીધેલાં **રસ્તાખેજ**નાં ફીલસુફી મત આગલ, ખાકી હાડકાં જાલવવા કે મુરદાર હાડકાંને પાછાં ઉઠી ઉભાં થવાનો આ તકલીદી સવાલ ટકી શકતો નથી.

**અસ્તોદાનની અસલ મકસદ શી છે?**

હવે મરનારનાં હાડકાં અસ્તોદાનમાં અલગ મુકવાની વંદીદાદની મુળ મકસદ શી છે, તેની ટુંકમાં થોડી સાદી સમજ ત્યાં દર્શાવેલી વગર અર્થની થઇ પડશે નહીં.

મુવેલાંની લાશનાં માંસને માંસાહારી નિર્દોષ પ્રાણીઓ પાસે ચાસ્ની કરાવી તેનો જેમ નિકાલ કરવાનો છે, તેમજ વંદીદાદની મુળ મકસદ ફાડી ખાનારાં ઘાતકી જાનવરો હાડકાંને પરાશંદે નહીં કરે તે માટે તેને અસ્તોદાનની એહેલાયદી જગાએ મુકી અલગ રીતે તેનો નિકાલ લાવવાની છે. વલી માંસ તથા હાડકાં એ બેઉની વ્યવસ્થા માટે વંદીદાદમાં બે જુદા સવાલો મલતા નથી પણ એકસાન મલે છે. જેમકે મુવેલાંનાં તનને તથા હાડકાંને અમે ક્યાં લઇ જઇએ અને ક્યાં મુકયે? આ લઈ જવા તથા મુકવાની મતલબ જાલવવાની નથી, અગર હોય તો લાસનો દાખલો તેની સામે જાય છે. કારણ કે તે જળવાતી નથી અને જાલવવાનીબી નથી પણ તેનો વેળાસર નિકાલ કરવાનો છે. આ બે સમાન સવાલો માસના દાખલામાં તેનો નિકાલ કરવાની અને હાડકાંના દાખલામાં જાલવવાની બે જુદી મતલબે વપરાયલા નથી.

હવે જેમ સવાલો તદન એક સરખા છે, તેમજ તેના જવાબો પણ ઘટતા ફેરફાર સાથ લગભગ એક મલતા છે. જેમકે મુવેલાંના તનને સૌથી ઉંચી જગા (ડુંગર, ટેકડી) ઉપર લઇ જવું, કે જેથી તેને કાલબુદ ખાનારા કુતરા તથા પક્ષીઓ જોઇ શકે. ત્યાં મુવેલાંની લાસના દાખલામાં પક્ષીઓથી ચાસ્ની કરાવી તેનો નાશ કરવાની છે. હવે હાડકાં માટે જે જવાબ મલે છે તે આ છે. કુતરા, લોકડી, વરૂ જેવાં પ્રાણીઓ હાડકાંને ખ્વારેવાટ નહીં કરે તે માટે અસ્તોદાંનમાં તેને અલગ મુકવા કહે છે. ત્યાં મુવેલાંનાં માંસ મિસાલ હાડકાંનો તુર્તાતુર્ત નિકાલ કરવા ખચ્ચીત કહ્યું નથી. એનું કારણ એ છે કે માંસ ખોરાક તરીકે ઉપયોગમાં આવી શકે અને તુર્ત નિકાલ કરી શકાય એવી વસ્તુ છે, તેથી મરનારનાં કાલબુદ ઉપર રોગ ઉત્પન્ન કરનાર કોહો-વાતની ક્રિયા ચાલુ થાય તે પેહેલાં તેનો નાશ કરવાનો છે. પણ હાડકાં ખોરાક તરીકે ઉપયોગમાં આવે એવી અને તુર્ત નાશ થઇ નહિ શકે એવી નક્કર વસ્તુ છે, તેથી તેને કુદરત ઉપર છોડવામાં આવે છે અને વખત વેહેતાં તેની ઉપર સળો લાગવાની કુદરતી ક્રિયા ચાલુ થઇ તે ખાક થાય છે.

**આપણાં હાલનાં કહેવાતાં દખમાં શું શિખવે છે?**

મુવેલાંનાં હાડકાંને ખાક કરવાની અસલ મતલબને ટેકો આપનારો એક તાજો અસરકારક દાખલો હાલનાં દખ્મા પુરો પાડે છે. મરનારનાં હાડકાંને હાલ દખ્માના ભંડારોમાં નાખવામાં આવે છે અને ત્યાંજ તેઓ ખાક થાય છે. આ મુજબ હાડકાંને ખાક થવાનો આ મોજુદ પુરાવો હોવા છતાં તેઓને ભંડારોમાં

નાખવાની મતલબ કેઆમત સુધી અને કેઆમત માટે જાલવી રાખવાની હોય તો તે બીના થોડી તાજુબી ઉપજાવનારી ગણાવી જોઇએ નહીં. ભંડારોમાં હાડકાં કેઆમત સુધી અનામત રહે છે એમ એક માનવંત દસ્તુર સાહેબો સાબેત કરી શકશે નહીં, અને તેમ કેહેવું સાદી સમજથીબી ઉલટું છે. અગર મરનારોનાં હાડકાં અનામત રેહેતાં હોય તો તેથી ભંડારો એકલાજ નહીં, પણ આપણાં હાલનાં દખમાંઓ વસ્તીના પ્રમાણમાં અમુક મુદ્દતે ભરાઇ જવાં જોઇએ અને તેઓ અસ્તોદાનોમાં ફેરવાઇ જવાં જોઇએ. પણ આ હાડકાં ભંડારોમાં તડકો, ઠાર, હવા વિગેરે જુદી જુદી ૠતુઓની કુદરતી અસરથી ખાક રાખ થાય છે, તેનો જહો વર્ષ દર વર્ષ વર્ષાદનાં પાણી મારફતે ભંડારોના ઉંડા કુવાઓમાં ધસડાઇ જાય છે અને મરનારની મટ્ટી સાથે મટ્ટી મલી જાય છે. આ મુજબ ભંડારોમાં હાડકાંના જઠામાં ચાલુ ઘટાડો થતો રહે છે અને તેજ એકલો ઉપાય દીનની રૂએ બેહેતર અને બરહક છે.

મરનારનાં હાડકાં જાલવવાનું, હાડકાં મારફતે મુવેલાં માણસોની કાયા ભવિષ્યમાં પાછી ઉભી કરવાનું અને મુરદાર હાડકાં સાથ રસ્તાખેજની મોતેબર ફીલસુફીને જોડવાનું જરથોસ્તી મજહબ શિક્ષણ આપે, એ બીનાજ આપણા મહાન મજહબની મોતેબરીનો તથા ખુદાની સર્વ શક્તિ તથા તેનાં અપૂર્વ બળનો અપૂર્ણ ખ્યાલ આપનારી છે. મરનારનાં હાડકાં જાલવનારૂં કુદરતી કાયદાને આડે જતું ફર્માન આ મજહબે આપ્યું નથી, પણ મરનારની લાસનું માસ જેમ જાલવવાનું નથી અને કુદરતને હાથે જેમ તેનો વેલાસર નિકાલ કરવાનો છે, તેમજ અને તેજ નિયમ હાડકાં માટે જાલવવા આ મજહબે ફર્માવ્યું છે. લાસનું રોગીષ્ટ માસ જાલવવાનું અકુદરતી ફર્માન જેમ આ મજહબે આપ્યું નથી, તેમજ તેણે હાડકાંની અકુદરતી અવ્યવસ્થા કરવાબી શિખવ્યું નથી. પણ લાસ તથા હાડકાં એ બન્નેને કુદરતની ક્રિયા હેઠળ મુકવાની, કુદરતના હવાલામાં સોંપવાની, કુદરતનો સબળ હાથ કામે લગાડવાની અને કુદરતી કાયદે તેઓનું છેવટ પરિણામ લાવવાની આ મજહબ મોતેબર નેમ ધરાવે છે.

## ખુલાસો.

મરનારમાં હાડ ધ્રુજાવનારા આ નાજુક સવાલના બિત્તરમાં જઈ જોવાથી જણાય છે કે, તેમાં સમાયલા ગુચવાડાનું કારણ નહીં સમજી શકાય એવું તો નથીજ. કારણ એકજ છે, અને તે આ કે મુવેલાં ઉભાં થશે અને હાડકાં ઉભાં થશે એ બે વાકયો વચ્ચેનો ફરક નહીં સમજી શકાવાને લીધેજ ત્યાં અનર્થ થતો રહ્યો છે. અવસ્તામાં હાડકાં ઉભાં થવા કહ્યું નથી, પણ મુવેલા ઉભાં થવા બેશક કહ્યું છે. તેને માટે આપણને બે વાકયોની બે જુદે જુદે ઠેકાણે ગવાહી મલે છે, કે જે વાકયો આ ગુચવાડા ભરેલા સવાલનો

સંતોષકારક જવાબ આપે છે અને આપણો સઘળો ગુચવાડો દુર કરે છે. એક વાક્ય આ છે:—

"યત ઇરિસ્ત પઇતિ ઉસેહિસ્તાંન" અને બીજું વાક્ય, "ઉસ ઇરિસ્ત પઇતિ અશઓન્તિ" મલે છે, અને આ બેઉ વાકયો મુવેલાં પાછાં ઉભાં થશે, એવો એક સરખો અર્થ ધરાવે છે.

હવે સવાલ ઉભો થાય છે કે, મુવેલાં મુર્દાં પાછાં કેમ ઉભાં થશે? શું તેઓ જીવ વગરનાં હાડ અને ચામ સાથનાં ઉભાં થશે? શું મુવેલું હાડ પેહેલાં ઉભું થશે અને ત્યાર બાદ તેમાં જીવ મુકવામાં આવશે? આ સવાલોનો અક્કલઅનુસાર મનમાનતો જવાબ ઉપલાં બે વાકયોની નીચે સાથે સાથેજ મલે છે. તે વાકયો આ છે:—

"યથ અસ્તવાઓ હાં ઉસ્તનવાઓ અસ્તવત-ઇથ્યેજંઘ્હેમ પઇતિસ્તાત." એટલે, હાડમંદ મુવેલાંને જાનદાર કાયા પાછા બખ્ખશશે.

બીજું, "જસાત જવયો અમેરેખ્તિશ" એટલે, અમર્ગ જીંદગી આવશે. અને ત્રીજું, "વીજવાહુ પઇતિ તનુપુ અસ્તવાઓ ગયો‌ંદારયેઇતિ" એટલે, મજબુત બદનમાં હાડમંદ જીંદગી રખાશે.

હ્યાં "ઉસ્તનવ," "જવય" તથા "ગય" આ ત્રણ શબ્દોનો અર્થ જાન અથવા જીંદગી સાથનું બદન થાય છે, અને આ વાકયોની ખુલ્લી સમજ ભવિષ્યમાં મુવેલાંને જાનદાર કાયા પાછી બખ્ખશવાની છે.

આથી વગર શકે સાબેત થાય છે કે, અવસ્તાની મુળ મકસદ મરનારનાં નાશવંત હાડકાં જાલવવાની કે તેઓ પાછાં ઉઠી ઉભાં થવાની નથી, પણ જાનદાર કાયા સાથે મુવેલાં ઉભાં થવાની ઉપલાં વાકયો લાયક ગવાહી પુરી પાડે છે. મુરદાર હાડપિંજર ઉભું થવાના આ પાછલા અને પારકા વિચાર કરતાં, જાન સાથનું બદન અથવા જાનદાર કાયા ઉભી થવાની અવસ્તાની શાહાદત વધારે અક્કલ અનુસાર અને વજનદાર ઠરે છે.

રસ્તાખેજના મહાન બનાવ શું એકલા જરથોસ્તીઓ માટેજ નિર્માણ થયલો છે? હ્યાં યાદ રાખવું જોઇએ કે આ યાદગાર અવસર એકલા જરથોસ્તીઓ માટેજ નથી, પણ અવસ્તાની ગવાહીઓ ઉપરથી જણાય છે કે તે કુલ આલમ માટે છે. માનવી માત્રની આ સેવટની સુખી સરજત સાથે એકલા જરથોસ્તીઓનો સંબંધ દેખાડવામાં ધર્મની ઓહોલી અને ઉદાર નેમને આપણે ઘણી સાંકડી હદમાં સંકોચી મુકયે છીએ. **જમ્યાદ યશ્ત** મુજબ ભવિષ્યની આ સુખી હાલતનો સવાલ કોઇ એકજ પ્રજા માટેનો નહીં પણ દુનિયા વરણનો છે. તેને માટે અવસ્તામાં "અંઘહુ," "ગએથા" અને "સ્તિ"

શબ્દો મળે છે, અને તેઓનો અર્થ દુનિયા અથવા પેદાયશ થાય છે. ધર્મના દુનિયા વરણના આ બોહોલા અર્થને પારસી આલમના સાંકડા અર્થમાં મુકી શકાવાનો નથી.

ત્યારે આ મહાન અવસર આપણા મુખ્ય સવાલ તરફ ફરી ફરી આપણને દોરવી જાય છે કે, શું જરથોસ્તી મજહબ કેઆમત માટે મરનારનાં હાડકાં જાલવવા શિખવે છે? અગર હોય તો બીજી જે પ્રજાઓ મરનારનાં હાડકાં જાલવતી નથી અને તેને બાલી કે દાટીને ખાક કરે છે તેઓ આ સુખી હાલતથી શું બાકાત રેહેવી જોઇએ? પણ બારીક તપાસ પછી જણાય છે કે અવસ્તાની અસલ નેમ મુરદાર—નાશ-વંત હાડકાં જાલવવાની નથી; અને આ ભવિષ્યની સુખી હાલત ભોગવવાની સરજત એક પુરા જરથોસ્તીઓ માટેજ નહીં, પણ કુલ ખલકત માટે આ ઉદાર ધર્મે જાહેર કીધી છે. આપણા પાક મજહબે આશકાર કીધેલું ઉંચ મત તેની અનેક ખુબીઓમાંની આ એક ખાસ ખુબી જાહેર કરે છે.

# જેવી શકિત તેવી ભકિત.

## ( આરામગાહ અને અસ્તોદાંન ઉપરથી ઉપજતા વિચારો )*

આપણા બંને મુંગા મહાલય આરામગાહ અને અસ્તોદાંન સાથ ઘણા મોતે પર વિચારો જોડાયલા મલે છે, અને એ વિચારોની સાંકલ લંબાઇને ગુજર પામેલાં તરફ આપણુ જીવતાંઓની એક ખાસ ફરજને મજબુત કડીથી જોડી આપે છે. તે મરનાર તરફ આપણી પાક ફરજ શી છે તેનું ઉંચ જ્ઞાન આપે છે અને આપણને "જેવી શકિત તેવી ભકિત" નો વ્યવહારૂ ઉમદા પાઠ શિખવે છે. વંદીદાદમાં મરનારની લાસની વ્યવસ્થા માટે અને લાસની માસહારી પ્રાણીઓથી ચાસ્ની થવા પછી તેનાં હાડકાં ઠેકાણે પાડવા માટે બે બાંધકામો બનાવવાનું ફરમાન મલે છે, તેમાં એક આરામગાહ અને બીજું અસ્તોદાંન છે. ધર્મ શિખવે છે કે લાસ તથા હાડકાંની વ્યવસ્થા માટેના આ બન્ને બાંધકામો તમારી સ્થિતિ મુજબ બનાવવાં, અગર સ્થિતિ સારી હોય તો તે પત્થર તથા છોં-ઇટનાં પાકાં બાંધકામો ઉભાં કરવાં, પણ તમારી હાલત ગરીબ હોય તો તેની ફીકર નહીં મરનારને માટે માત્ર મદીનું કાચું બાંધકાંમ જેવું કે ચોતરો અથવા ઓટલો બનાવવો, અને તે ઉપર લાસને "ખુરશેદ નેગીરસ્ત" થાય (સૂર્યની રોશની, તડકો, હવા મલે) તેમ ખુલ્લી-ઉઘાડી મુકવી. અને માસાહારી પ્રાણીઓથી લાસની ચાસ્ની થવા પછી, તેના હાડકાં ખાક-રાખ થઇ જાય તે માટે, સંપજ હોય તો પાકું બાંધકામ બનાવવું, પણ તમારી મવસર નહી હોય તો તેની ચિંતા નહીં, હાડકાંને જુની-ઘસાયલી માત્ર ચાદર કે ચટાઇમાં વિંટાળીને તેની લાયક જગા અસ્તોદાનમાં મુકવાં. બીજું, ધર્મે તાકીદ કીધી છે કે, મરનારને સંજોગવાનાં કપડાં નવાં કે કોરાં વાપરવાં નહી, પણ સાફ અને સફાઇદાર તથા જુનાં અને ઘસાયલાં વાપરવાં. ત્રીજું, એથીબી વધારે સંભાલ અને સાવચેતી રાખવાની સખ્ત તાકીદ કરવામાં આવી છે, અને મરનારને સંજોગવાના કપડાંમાં અગર એક નાનામાં નાના કકડાનોબી ગેરઉપયોગ કરવામાં આવે તો, તે કામને વંદીદાદમાં અજીમ ગુનાહ ભરેલું જાહેર કીધું છે (પ.૮-૧૩)

દીનદારો, આ ત્રણ મઆકુલ દીની ફર્માનો ઉપર ગોર કરો અને તેમાં કેવું ઉમદા ધાર્મિક શિક્ષણ આપવામાં આવ્યું છે તે ઉપર ફરીફરી દર્યાફ્ત કરો. તેમાં

---

* ચાલુ સાલનાં રોજ ૨૨ માહ ૯ ને દીને મરહુમ માનવંત કાવસજી દીનશાહજી એદનવાલા સી૰ આઇ૰ ઈ૰ ની લાનોલીની દરેમેહેરમાં કીધેલી જાહેર વાએજ.

જરથોસ્તીઓને પ્રથમ પોતાની હાલત તરફ નેગાહ રાખવા શિખવે છે અને ત્યાર બાદ મરનાર તરફ પોતાની પાક ફરજ અદા કરવા ફરમાવે છે.

બીજું, એક હાથપર તે મરણુ પાછલના બેઅંદાઝ ખર્ચોમાં ઉડાઉપણાના દુર્ગુણોથી દુર રેહેવાની નસીહત આપે છે અને બીજા હાથ ઉપર કરકસરના ઉંચ સદગુણ ઉપર અમલ કરવા શિખવે છે.

ત્રીજું, જરથોસ્તી ધર્મ શિખવે છે કે જીવતાં કે ગુજર પામેલાંઓ તરફની ધર્મે ફરમાવેલી અમુક ફરજો અવશ્ય બજાવવી. તે બજાવવામાં તવંગર યા ગરીબ વર્ગ પાછલ પડે તો તેઓ ફરજનાં ચોર ગણાય, પણ તે ફરજ સૌ સૌએ પોત પોતાની ગુંજાસ મુજબ અને દીનના હુકમ મુજબ, ઘટતી રીતે અને બરવખતે અદા કરવી જોઇએ.

ચોથું, વંદીદાદનું આ મોતેબર ફરમાન મરણુ પાછલના ઘટતા ખર્ચો કરવાની એકલી અને ટુંકી હદમાંજ અટકતું નથી, પણ તે ઓહોલો અર્થ ધરાવે છે. આ ફરમાન એક જરથોસ્તીને તેની ધાર્મિક અને વ્યવહારિક દરેક હીલચાલ અને હાલતમાં ઘટતી હદ જાલવવા શિખવે છે. તે શિખવે છે કે દરેક ધાર્મિક કાર્યોમાં કોઇબી વસ્તુનો ખપ કરતાં વધારે ઉપયોગ કરવો નહીં. અને એક ચીજનો જરૂર કરતાં વધારે ઉપયોગ કરવો તે પેલી ચીજનો ગેર ઉપયોગ કરવા બરાબર છે, અને એવી ઘટિત સંભાલ તથા કાલજીવગર થયલું ધાર્મિક કાર્ય નાપસંદ બલકે ગુનાહ ભરેલુ વંદીદાદમાં જાહેર કીધું છે. માટે દીનદારોને વાજેબ છે કે મરણુ પાછલના ખર્ચોમાં અને એવાંજ બીજાં ધર્મ કર્મમાં દીની શિક્ષણ મુજબ ઘટતી હદમાં રેહેવું, અને આ સવાબકારી સાથે જે જવાબદારી જોડાયલી છે તે તરફ તેઓનું ગંભીર લક્ષ ખેંચાવું ઘટે છે.

અને પાંચમુ આપણો મજહબ દીનચાશીદારોને સવાબ મેલવવાની ઉમેદમાં મરનારને નામે અણુઘટતા ખર્ચોથી પરહેજ રેહેવાની, અને પરહેજ નહીં રેહેવાથી ગુનાહમાં શરીક થવાની ચેતવણી આપે છે. આ ધાર્મિક રૂડી ચેતવણી તરફ અગર મારાં ભલાં અને નેક હમદીનોનું લાયક ધ્યાન ખેંચાય અને તે ઉપર લાયક અમલ થાય, તો મરનારને નામે થતા ખોટા બેઅંદાઝ ખર્ચો બેશક ઓછા થાય અને ગરીબ હમદીનોની બતંગ હાલતમાં બેશક સુધારો થાય.

આ પાંચ વજનદાર કારણો ઉપરથી કોઇબી સમજદાર જરથોસ્તી બિનતાસુબીએ ગોર કરશે તો તેને જણાવા વિના રેહેશે નહી કે, આપણે મરણુ પાછલના ખર્ચોમાં દીની અસલ ફરમાન ઉપર અમલ કરતાં નથી, આપણે અસલિયાત ખોહી બેઠાં

છીએ અને ખર્ચાલુ અનેક નવી નકલો આપણે બેઅંદાજ અખત્યાર કીધી છે. મરણના અવસરો ઉપર ધર્મે નહીં ફરમાવેલા બેઅંદાઝ ખર્ચોના થોડાજ દાખલા નમુના દાખલ હાં હું દેખાડીશ. પેહેલું મરનારને અવલમંજલ લઇ જવા નવી ધાહાંન, બીજું મરનારને સંજોગવાના નવાં કપડાં, ત્રીજું નસાસાલારોને કોરા વાગા, ચોથું ડોસ્લાં માંડવા નવાં બેહેડાં વગેરે વગેરે દીનથી ઉલટા ફીસીઆરીના ખર્ચો સાથ મરણક્રિયાની શરૂઆત થાય છે, અને એવાજ બીજા બીન જરૂરી ખર્ચો મરણના સેવટના અવસરો સુધી જારી રહે છે. હું ઘણા ભાર સાથે કહું છું કે ધાર્મિક રેવાજોની અસલિઆત અલબત જળવાવી જોઇએ, પણ આ બીના શું થોડી તાજુબ પમાડનારી છે કે, એક હાથ પર અસલિયાતને આપણે ચીવટાઇથી વળગી રેહેવા માગીએ છીએ, અસલિઆતને વળગી રેહેવાના બચાવમાં વડીલોને વફાદાર રહેવાનું વાજબી કારણ રજુ કર્યે છીએ, અસલિયાતને તજાવી દેનારા તરીકે સુધારક વર્ગને વારંવાર વગોવ્યે છીએ; અને બીજાજ હાથ ઉપર અકસર મરણના અવસરોમાં દીની અસલ ફરમાનથી ઉલટાં જઇ આપણે અસલિયાતને ખોહી બેઠાં છીએ. આ મુજબ અસલ જે ખુબીવંતુ હતું તે ગુમ થતું ગયુ છે અને અસલને તજી નવી નવી ખર્ચાલુ નકલોને આપણે પકડી બેઠાં છીએ.

**સમાનતા જાળવનારૂં શિક્ષણ**

હવે આપણે જોઇશું કે આપણા બન્ને મુંગાં મહાલય આરામગાહ અને અસ્તોદાન સાથે જેમ ઉમદા વિચારો જોડાયલા છે, તેમજ મરનારની લાસ અને લાસ ખવાઇ જવા પછી હાડકાંની સેવટની વ્યવસ્થા સાથ ઘણા મોતેબર વિચારો જોડાયલા છે. જરથોસ્તી મજહબ અદના કે આલા તમામ જરથોસ્તીઓની લાસ અને હાડકાં, વગર તફાવતે અને એકજ પંક્તિ આરામગાહ અને અસ્તોદાનમાં એકજ જગાએ એકઠાં નાખવા ફરમાવે છે. આ મોતેબર ફરમાનમાં મરણ બાદ અમીરી અને ફકીરી વચ્ચે ફરક નહી રાખવાનો ઉંચ હેતુ જલવાયલો મલે છે. એમાં તવંગરીને આલા દરજ્જો આપ્યો નથી અને ગરીબીને ઓછું વજન આપ્યુ નથી, પણ સર્વને સમાન ગણ્યાં છે. ધર્મનુ આ ઉદાર ધોરણ હૈયાતીમાં તવંગરોએ મુફલેસ હમદીનો સાથે સમાનતા જાળવવાને ઉત્તમ ધડો શિખવે છે. તે શિખવે છે કે માતબરોએ પોતાની મોટાઇના મદમાં મુષ્તાક રેહેવું નહી, પણ તવંગર અને ગરીબ બેઉ વર્ગની જેમ એક બીજાની મટી સાથે મટી મલી જાય છે, તેમજ તવંગરોએ ગરીબોનાં અંતઃકરણ સાથ અંતઃકરણ મેલવી એકદિલ અને ઐક્યતા જાલવવાની કોશેશ કરવી જોઇએ. આ ફરમાન એક હાથ પર તવંગરોએ ગરીબોની દસ્તગીરી કરવાનાં અને બીજા હાથ ઉપર ગરીબોને આબ્રાવંત બનાવી તેઓને

સંતોષવાના ઇન્સાફી ધોરણ ઉપર રચાયું છે. વળી તે શિખવે છે કે ગરીબોએ પોતાની હાલતથી નિરાશ થવું નહીં, પણ આપણે જે હાલતમાં મુકાયલાં હોઇએ તે ઉપર ધૈર્ય ધરી સંતોષી જીંદગી ગુજારવી ઘટે છે. કારણકે જરથોસ્તી મજહબે શિખવ્યું છે કે, મરણ બાદ ઇન્સાફની સેવટની અદાલતમાં તવંગરી કે ગરીબીની હાલતનું તોલ થતું નથી, ત્યાં મરનારની નેક યા બદ કરણીનોજ ન્યાય થાય છે. અને મરનાર તવંગર હોય યા ગરીબ હોય તોએ પોતાની હૈયાત જીંદગીમાં ગુજારેલી કેવળ નેકી યા બદીનો બદલો પામે છે. ન્યાયની આ મહાન અદાલતમાં મરનારની દોલત કે દરજ્જો, દબદબો કે ઠાઠમાઠ કસીબી ગણત્રીમાં આવતાં નથી, પણ તવંગર કે ગરીબ એ બન્ને ખુદાની નજરમાં એક સરખાં છે. બલકે તવંગર કરતાં એક મીસકીન માણસ વધારે ધર્મી અને વધારે નીતિમાંન હોય તો તે જરથોસ્તી શિક્ષણ મુજબ ખુદાને વધારે માનવંત અને વધારે વહાલું હોય છે.

હું બેહદ દલગીરી સાથ જણાવીશ કે, મરણ—જીવણના ઉડાઉ ખર્ચા પાછલ વખત, મેહેનત અને ખરા પસીનાના પૈસાની નાહક બરબાદી કાંય કરવી જોઇએ? અગરજો બરબાદ જતો પૈસો, વખત અને મેહેનતનો બચાવ કરી, તે કોમી ગરીબી અને દીની બેહેતરી પાછલ ખપાવવાને દીનના રાહબરો તરફથી કોમી મત કેળવવામાં આવે તો તે ઉધરતી તથા ભવિષ્યની ઓલાદના હકમાં કેટલું બધું પુણ્યવાન અને આવકારદાયક કાર્ય થઇ પડે?

મરનારનો અચુક ઇન્સાફ

દુનિયાના સઘલા સુધરેલા ધર્મોએ માણસનાં મરણ પછીનો ભવિષ્યનો બદલો જોકે કબુલ રાખ્યો છે, તોપણ મરનારના આત્માએ યાને રવાંને બદલો મેલવવાની શાખા જુદા જુદા ધર્મોમાં જુદી જુદી છે અને આ બદલાનું સેવટ તેઓમાં એકસાન વર્ણવેલું મલતું નથી. પણ હયાં આપણે જોઇશું કે જરથોસ્તી મજહબે કરણીના અખંડ કાયદાનું જે રક્ષણ કીધું છે તે કેટલું ન્યાયી અને કેટલું વજનદાર છે.

પેહેલું, બીજા ધર્મોમાં આત્માની સેવટની તપાસમાં જ્યારે બલતાજ કામે લાગેલા જોવામાં આવે છે, ત્યારે જરથોસ્તી ધર્મ કરણીના કાયદાનો અચુક તરીકો જાલવે છે અને મરનારના ઇન્સાફના બાબમાં કોઇબી તરાહીત હાથો, મારફત કે વસીલાને વચ્ચે લાવવાને સાફ ના પાડે છે.

બીજું, કોઇ પેગમ્બર કે ધર્મગુરૂઓ મરણબાદ સ્વધર્મીઓને સ્વર્ગમાં દાખલ કરી આપવાનો જ્યારે દાવો કરે છે, ત્યારે જરથોસ્તી ધર્મ હમદીન કે જુદદીન જેઓ દીનદાર અને અશો, પ્રમાણિક અને પરોપકારી, ખુદાશનાસ અને ખુદા પરસ્ત હોય તો તેઓને બેહેસ્તના બદલાને લાયક જાહેર કરે છે.

ત્રીજું, કોઇ ધર્મગુરૂ મરણની છેલ્લી ઘડીએ મરનારના ગુનાહોનો છેવટ એકરાર કરાવે છે અને તેમાંજ તેના આત્માનું તારણ થતું જ્યારે જાહેર કરે છે, ત્યારે જરથોસ્તી ધર્મ માણસ જાતે હૈયાત જીંદગીમાં ગુજારેલી કેવળ કરણી ઉપરજ મરનારનાં રવાનનાં તારણનો એકલો આધાર જાહેર કરે છે અને બીજાના હાથથી કોઇબી આત્માને મુક્તિ મેલવવાનો સાફ઼ ઇનકાર કરે છે.

અને ચોથું, કોઇ પ્રજામાં તેનો ધર્મપાલનારાઓની વર્તણુંક ગમે એવી વાધા ભરેલી અને કલંકીત હોય, તોપણ ઇન્સાફ઼ની સેવટની ઘડીએ તેઓના પેગામ્બરો વચ્ચે આવી, તેની તરફ઼થી ખુદા પાસે કાકલુદીથી માગી લઇ જ્યારે મરનારને બેહેસ્તમાં દાખલ કરી આપતા કેહેવાય છે, ત્યારે તમારા મહાન પેગામ્બર કરણીના કાયદાની વચ્ચે આવવા ચોખ્ખી ના પાડે છે અને "અકૅમ અકાઇ વહુહીમ અષીમ વહ્હવે" એટલે, "જેવી કરણી તેવીજ પાર ઉતરણી" નો ઉંચ સબક આપે છે. મહાગુરૂ જરથોસ્તનું નીતિનું આ ન્યાયી ધોરણ સાચાં જરથોસ્તી જીગરોમાં સદા કોતરાઇ રેહેવું ઘટે છે.

આ ખાસ ખુબીવંતું જરથોસ્તી શિક્ષણ આપણને કયાં વાજબી સેવટ ઉપર લઇ જાય છે? તે શિખવે છે કે ખુદાઇ ઇન્સાફ઼ એવો અદલ અને અચુક છે, કે તે કોઇની બી દુન્યવી હકુમત કે સત્તા અને દોલત કે દરજ્જા તરફ઼ કદીબી ઢળતો નથી. તે કોઇનાબી વગવસીલા કે વચ્ચે પડવાથી નાખતી દેખાડતો નથી. કોઇ તરફ઼ના કાલાવાલા કે કાકલુદીથી તે રેહમિયત દેખાડતો નથી. કોઇબી અરજ ગુજારી કે મીનતજારી તેના ઇન્સાફ઼ ઉપર સ્હેજ બી અસર કરતી નથી. તેનો અદલ ન્યાય ભલામણ કરવા કે દંડ ભરી આપવાથી બી તરફ઼ેનમાં ઉતરતો નથી. અદના કે આલાનો તેનાં તખ્ત આગલ એકસાંન અને હક વાજબી ન્યાય થાય છે.

આ મુજબ મરનારનાં રવાંનની સેવટની તપાસમાં કરણીના અચુક કાયદાને પુરાતન જરથોસ્તી મજહબે ઉંચા તબક્કા ઉપર મુકયો છે અને તેની સર્વથી પેહેલાં સંપૂર્ણ જાલવણી કીધી છે. મજહબની આ મહાન સચ્ચાઇ પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનો જાબજા જાહેર કરે છે. અને તેની વાજબી વખાણ ગાય છે. ત્યાં કોઇબી પારકા મજહબને ઉતારી પાડવા કે હલકું લગાડવાની નબલાઇ આપણે કદી દેખાડીશું નહી, બલકે સઘલા મજહબો તરફ઼ માન ધરાવીશું, તોપણ મજહબના આ અને એવાંજ બીજા ફ઼ર્માનો આપણને મગરૂર રેહેવાને કારણ આપે એવાં છે અને આજ સબળ કારણને લીધે આ પાક મજહબ પરકોમી સાવાંઓની વાજબી પસંદગી પામતો અને ખાસ માન પામતો રહ્યા છે.

મરનારની વ્યવસ્થા મજહબની ખાસ ખુબી

મરનારની સેવટની વ્યવસ્થામાંથી જરથોસ્તી અને બીજી પરધર્મી પ્રજાઓની રૂઢીમાં ખાસ તફાવત મલે છે. બીજી પ્રજાઓમાં મોટા અને નાના વચ્ચે જયારે ફરક રાખેલો મલે છે, ત્યારે જરથોસ્તી રૂઢીમાં એવો કોઇ ફરક રાખેલો જણાતો નથી. બીજી પ્રજાઓની રૂઢીમાં મરનારનાં માન અને મોટાઇને જયારે અગત આપવામાં આવી છે, ત્યારે જરથોસ્તી રૂઢીમાં મરણની માન ભરેલી ગંભીરતાને ખાસ વજન આપ્યું છે અને તે આ રૂઢીની એક ખાસમાં ખાસ ખુબી છે. તેનાં કારણો :—

પેહેલું, બીજી પ્રજાઓમાં મરનાર તવંગરોનાં માનમાં જયારે આલીશાન અએવાંનો ઉભાં કરવામાં આવે છે, ત્યારે તેજ પ્રજાવર્ગનાં કમનસીબ ગરીબોને જમીનમાં ખાડો ખોદી માત્ર મટીના એક ઢગલા હેઠલ ઢાકવામાં આવે છે. પણ જરથોસ્તી મહજબે મરનાર માલેતુજાર હોય કે મીસકીન હોય તેઓ વચ્ચે એવો કોઇ તફાવત રાખવા શિખવ્યું નથી, અને અદના કે આલા તમામ જરથોસ્તીઓની લાસ તથા હાડકાં એકજ ઠરાવેલી જગાએ અને એકજ પંકિતએ સાથે નાખવા ફરમાવ્યું છે.

બીજું, કોઇ પ્રજાઓમાં માતબરોની લાસો કીમતી કપડાં તથા સોના-રૂપા અને હીરા જડીત દાગીનાથી સજ કરી જયારે અલંકારો સહિત દફનાએ છે, ત્યારે ગરીબ વર્ગ એવાં ઘરેણાં ગાંઠાંથી બેનસીબ હોવાથી તેઓની લાસોને અલંકારો રહિત દફનાવવામાં આવે છે. પણ જરથોસ્તી મજહબ મરનાર દોલતમંદ હોય કે ગરીબ હોય તેને એક સરખી રીતે જુના અને ઘસાયલાં, સફેદ અને સાદાં, સાફ અને સફાઇદાર કપડાં સાથે અવ્વલ મંજલ લઇ જવા ફરમાવે છે.

ત્રીજું, કેટલીક કોમોમાં ધનાઢયોની લાસોને જયારે સુખડનાં સુંગધી બલતણથી બાલવામાં આવે છે, ત્યારે તેજ કોમનાં ઘણાં ગરીબોને અગ્નિદાહ કરવા બાલવાનાં લાકડાંબી પુરતાં મલતાં નથી. પણ તમારા મજહબે એક જરથોસ્તી ધનવાન હોય કે નિર્ધન હોય તે સર્વને એક સરખી પંકિતએ અને વગર તફાવતે પત્થર કે ઇંટના સાદાં બાંધકામ ઉપર મુકી સૂર્યદા કરવા ફરમાવ્યું છે

અને ચોથું, કેટલાક રાજ વંશીઓ, અમીરો અને સોદાગરોની લાસોને વાજંતરો સહિત વાજતે ગાજતે તથા ભારે બપકાસપકા અને ઠાઠમાઠથી કબરસ્તાંનો કે સ્મશાનો તરફ લઇ જવામાં આવે છે તથા તેઓની લાસો ઉપર ઢગલા બંધ ફુલોનો જયારે નેસાર કરવામાં આવે છે, ત્યારે ગરીબોના મુરદાંઓને વગર વજંતરે અને વગર ધામધુમે ઠેકાણે પાડવામાં આવે છે. પણ આ મજહબે મરનાર કરોડપતિ

હોય કે કંગાળ હોય તેનાં મરણ પાછળ આવો કોઇ દમામી દેખાવ કરવા કદી ફરમાવ્યું નથી, અને મરનાર તરફ સેવટનાં માન સાથે પુર ગંભીરાઇ જાલવી અને સુખ શાંતિ વિધાના નિયમો ઉપર અમલ કરી આરામગાહમાં મુકવા ફરમાવ્યું છે. ત્યાં એક પાર્સી લાસને કુદરતના હવાલામાં સોંપવામાં આવે છે, અને ત્યાં કુદરતના હાથે તથા કુદરતી કાયદે તેનું ઘટતું સેવટ લાવવામાં આવે છે.

આ મુજબ મરનારને સેવટનું ઠેકાણે પાડવામાં પરધર્મી પ્રજાઓમાં માતબરો અને માલેતુજારોનું માન જાલવવાના સબબો બેશક સમાયલા છે, પણ મરનારને સેવટનું માન આપવાની આ રૂઢીમાં નીચ અને ઉંચનો—નાના અને મોટાનો—તફાવત હોવાથી, બીજા બોલોમાં મરણ પાછલ તવંગરીની તકોબરીનો અંશ ભેલાયલો હોવાથી, તેમાં નીતિનું ન્યાયી ધોરણ ખચીત જલવાતું નથી અને આ રૂઢી ગરીબ વર્ગને પોતાની કંગાલ જીંદગી માટે અસંતોષ અને નિરાશી ઉપજાવનારી થઇ પડેછે. માટે મરનારની સેવટની વ્યવસ્થાની ઉપલી જુદી જુદી રીતોની સરખામણીમાં જરથોસ્તી મજહબે શિખવેલી રીત બીજી જાતજાતની રૂઢીઓ કરતાં વધારે ન્યાયી અને વધારે વજનદાર ઠરે છે. આ મબાકુલ ફર્માન તવંગર અને ગરીબ એ સર્વ વર્ગને એક સરખો સંતોષ પમાડનારાં ડાહાપણનાં ઉદાર ધોરણ ઉપર રચાયું છે અને તેની દલીલ નહી તોડી શકાય એવી અચુક અને અખંડ છે. મરનારની સેવટની વ્યવસ્થા સાથ જોડાયલા આ મોતેબર વિચારો એક હાથપર આપણને નીતિની કરકસરના ઉંચ સદગુણનો ઉમદા સબક આપે છે અને બીજા હાથ ઉપર આ અને એવાજ બીજા નીતિમાંન વિચારો આ મોતેબર રૂઢી તરફનાં આપણાં માન અને ઇમાનમાં બેશક વધારો કરે છે.

આ મુજબ આપણા બન્ને મુમાં મહાલય આરામગાહ અને અસ્તોદાંન અચુક અને અખંડ ખુબીઓ ધરાવે છે. તેઓ હમદીનો વચ્ચે એકયતા જાલવવાનો કીમતી બોધ આપે છે અને મરણ પાછલના બેજા ખર્ચો ઉપર મજબુત આંકોશ મુકે છે. દીનનું આ લાયક ફર્માન દરેક ઇમાનદાર જરથોસ્તી માટે ગોર કરવા અને અમલ કરવા લાયક છે. મરણ પાછલના બેઅંદાઝ ખર્ચો કમી કરવાનો અર્થ કોઇએબી એવો ઉઠાડવો નહીં, કે મરણ પાછલની મોતેબર ક્રિયાઓ કરવાની હું મના કરૂં છું અને મરણ પાછલનાં ઘટતાં ભણતરો ઉપરથી દીનદારોનું ઈમાન ડામાડોળ કરવાની હું અઘટીત કોશેષ કરૂં છું. બલકે મરણ પાછલ ધર્મે ફર્માવેલાં ઘટતાં ભણતર—ક્રિયા અવશ્ય થવાં જોઇએ, તે બાબે હું વારંવાર બોલ્યો છું અને બીજી ઠેકે હું ઘણા ભાર સાથે બોલીશ.

આપણા મહાન મજહબે રાજ્યના અનેક ફેરફારો, ઘણા કમનસીબ ફેરફારો, જોયા છે અને અનેક હાદેસાઓમાંથી પસાર થવા પામ્યો છે, તોપણ તે પોતાની અચુક અને અખંડ સચ્ચાઇઓને લીધેજ પાયદાર રહ્યો છે. મારે ત્યાં સાફ સાફ કહી દેવું જોઇએ કે કાળનાં ફરતાં ચક્રે આ ખાલેસ અને નિષ્કલંક મજહબ ઉપર જોકે કેટલીક નાપસંદ અસરો, ઘણી ખરાબ અસરો કીધી છે અને તે અસરનાં કોમની આર્થિક અને સંસારીક સ્થિતિ ઉપર થયલાં દુખદાયક પરીણામોબી આપણે અનુભવ્યે છીએ, તોપણ આ તો સત્ય છે કે મજહબમાં જાંણ કે અજાંણ આમેજ થયલાં નાપસંદ તત્વોને આ મજહબની મહાન સચ્ચાઇઓ ભવિષ્યમાં પોતાની પ્રબળ અસર હેઠળ દાબી દેવા વિના રેહેશે નહીં. કારણ કે આપણા પાક મજહબે કોલ આપ્યો છે કે અંતે બી "દુજ" એટલે જુદાઇ ઉપર "અષ" એટલે સચ્ચાઇનોજ જય છે.

**હવે બેહેતર શું—મરણ પાછલ ખાણીપીણી કે કોમી તથા દીની બેહેતરી?**

આ વાબજમાં એક એવો સવાલ થયો છે કે, મરણ—જીવણના ઉડાઉ ખર્ચો પાછલ પૈસો, વખત અને મેહેનતની નાહક બરબાદી કાંય કરવી જોઇએ? અને તેના ઉપાય દાખલ એટલો ઇશારો કીધો હતો કે, અગરજો કોમનો બરબાદ જતો પૈસો, વખત અને મેહેનતનો બચાવ કરી તે કોમી ગરીબી અને દીની બેહેતરી પાછલ ખપાવવાને દીનના રાહબરો તરફથી કોમી મત કેળવવામાં આવે તો તે ઉછરતી અને આવતી ઓલાદના હકમાં કેટલું પુણ્યવાન અને આવકારદાયક કાર્ય થઇ પડે? મારા આ સવાલોનો ટુક ભાવાર્થ ત્યાં દર્શાવેલો પ્રસંગોપાત થઇ પડશે, કારણકે તે હાથ ધરેલી આજની બાબદ સાથ નિકટ સંબંધ ધરાવે છે. દીનદારોનો પૈસો દીનદારીની રાહે મરણ પાછલ ખરે રસ્તે ખર્ચેલો કયારે કેહેવાય? અને તે કયારે ગવાય?

જરથોસ્તી ધર્મે ગુજરેલાંઓની યાદ કરવાની જીવતાંઓને માથે ગંભીર જવાબદારી નાખી છે અને તે યાદ માટે ચોકસ અવસરો ઠરાવેલા છે. આ અવસરોમાં ફરવરદેગાન સૌથી ગંભીર અને સૌથી મોતેબર અવસર છે. આપણા કદીમ નેઆગાનોએ આ મહાન અવસરને ભારે અગત આપી છે, અને તે આખર સાલે દશ દિવસ અશોના ફરોહરોની સામટી યાદ કરવા ઠરાવેલો વાષક મહાન હિંગામ છે. ધર્મનાં શિક્ષણ મુજબ હમસ્પથમએદેમ ગાહમબારના આ હિંગામ ઉપર દશ દિવશ અશોના ફરોહરોની આ જહાનમાં આમદરફત થાય છે અને તેઓ પોતાના ખેશાવંદોથી સ્તુતી, આરાધના અને મોહોબ્બત ભરેલી ખરાં જીગરની યાદની ખાહેશ રાખે છે. તેઓની આ એકલીજ ખાહેશ હોતી નથી પણ તે સાથે જીવતાંઓની દસ્તગીરી થવાની તેઓ આરજુ રાખેછે અને અતલગનાં ખેશાવંદો, પોતાનું ખાનદાન,

હમદીનો અને હમવતનીઓની તેઓ આબાદી જોવા ઇચ્છે છે. (ફ્રવરદીન યસ્ત) અશોનાં ફ્રોહરોની આ બેવડી ખાહેશ બર લાવવામાંજ તેઓને શાદમાંની અને શાંતિ છે, તેમાંજ મરનાર તરફ આપણું અચુક વહાલ અને વફાદારી, એહેસાનમંદી અને ફરજગુજારી સમાયલાં છે. જેઓ મરનાર તરફની આ ધાર્મિક ફરજમાં પછાત પડે છે, તેઓ નિમકહરામ અને નગુણાં છે અને તેઓ પોતાની નિમકહરામી તથા નગુણાપણાનો નતીજો પામે છે. જરથોસ્તી ધર્મ શિખવે છે કે વફાદાર ફરજંદ વારસો ઉપર અશોનાં ફ્રોહરોનાં આશિર્વાદો ઉતરે છે, પણ બેવફા ફરજંદ–વારસોથી તેઓને રંજીદા થતાં અને નાઉમેદીથી પાછાં ફરતાં જાહેર કીધાં છે.

આ મુજબ મરનારની ખાલેસ ખાહેશ બર લાવવા તેઓની દિલસોજ યાદ સાથે વિશેષ કાર્ય કરવા જરથોસ્તી ધર્મ તાકીદ કરે છે અને તે મરનારની યાદગીરી સાથે જીવતાં હાજતમંદોની દસ્તગીરી કરવાની છે. મરનારની આ ઉદાર ખાહેશ બર લાવવા આપણને બે ચીજ તરફ લક્ષ આપવાનું છે. એક હાથપર કોમી ગરીબ વર્ગને મરણના બોજા ખર્ચોમાંથી બચાવી લેવાની, અને બીજા હાથ ઉપર તેટલીજ બલકે તે કરતાં વધારે ઐન ફરજ, મરણ પાછળ કોમના બરબાદ જતા પૈસાનો બચાવ કરી તેનો મરનારનીજ નૈયતે કોમી ગરીબી અને દીની બેહેતરી પાછળ ઉપયોગ કરવાની છે. મરણની ધાર્મિક ક્રિયાઓ સાથે આજે જે બદીને જોડવામાં આવી છે તે ખાણીપીણીને લગતી છે. આજે તો ગોયા શારીરિક તૃપ્તીને સંતોષવા માટેજ મરણ ક્રિયાઓ જારી રેહેતી જોવામાં આવે છે અને મરણ જેવા ગમગીન અવસરને મોજમઝાનું સાધન બનાવવામાં આવ્યું છે. આજે તો મરણની ગંભીર ક્રિયાઓ સાથ ખાનપાનના બેઅંદાજ ખર્ચો અવશ્ય જોડાયલા હોય છે અને તે ખર્ચો બેધડક મરનારને નામે ઉધારવામાં આવે છે. મરણ પાછલના ઘટતા ખર્ચો ગરીબોને ભારે પડે એમ નથી, પણ ખર્ચોનો જે બોજો ભારે પડે છે તે ખાણી પીણીને લગતો છે. આ ખર્ચોનો સરવાળો લેતાં જણાશે કે, મરણ ક્રિયાઓ પાછળ મોબેદ વર્ગને ભણતરનું કંગાળ દામ આપવાનો, અને ભણતરના આંકડાઓમાં કાપ મુકવા તથા કરદા કરવા પછીનો જે ખર્ચ થાય છે, તેથી દશ ઘણો બલકે તેથીબી વધારે ખર્ચ ખાણીપીણી પાછળ બરબાદ થાય છે અને તે ખર્ચો મરણ ક્રિયા ખાતે ઉધારબાજુ ચઢાવવામાં આવે છે. ગંભીર મરણ ક્રિયાઓ જીવતાંઓની જીભલીને સ્વાદ આપવા અને હોજરીને તૃપ્ત કરવા માટે નથી એટલુંજ સમજવાનો વિવેક તથા સાદી સમજનો ઉપયોગ કરવામાં આવે તો તેમાંથી ઘણા મુફલેસ કોમી કુટુંબોનું કલ્યાણ કરી શકાય. હું ફરીને ઘણા ઘણા આગ્રહ સાથે જણાવીશ કે મરનારની નૈયતે ઘટતાં ભણતરક્રિયા અવશ્ય થવાં જોઇએ. ચુસ્ત યકીનદારી અને પુર ભક્તિભાવ સાથે થવાં જોઇએ. પણ આ ક્રિયાઓ ખાતે જ્યારે ખાનપાનના

ખર્ચો ઉધારવામાં આવે છે, ત્યારે મરણુ અવસરોની ગંભીર અસર તુટી જાય છે. વળી જ્યારે આ ઉડાઉ ખર્ચોને પુગી વલાતું નથી ત્યારે મરણુક્રિયાઓ આપણી પોતાની ભુલનો ભોગ થઈ પડે છે. અને તે ફરજીયાત પડતી મુકવામાં આવે છે. ના, એટલુંજ નહીં પણુ પોતાના વહાલાં મરનારને ઘરબારથી બાહાર બીજે ઠેકાણે જવાનો હવાલો આપવામાં આવે છે, અને ત્યાં પાંચ પંદર રૂપિઆ મોકલી આપી કાસર પતાવવામાં આવે છે. માટે મરણુ પાછલના ખાનપાનનાં બેઅંદાજ ખર્ચો અગર સમજુ હમદીનોમાંથી રફતે રફતે દુર થતા જાય, તે બેજા ખર્ચોને વ્યવહારૂ માર્ગે આપવામાં આવે છે, અને બરબાદ જતા પૈસાનો બચાવ કરી તે મરનારનીજ નૈવતે કોમી યા દીની બેહેતરી પાછલ ખપાવવાને કોમી મત કેળવાય, તો તે મર નારના રૂહની ખુશ્નુદીનો અને ખરી સવાબકારીનો સંગીન સબબ થઇ પડે. અશોના ફરોહરોની આ બેવડી ખાહેશ બર લાવવા અગર દીનદારોનું લક્ષ ખેંચાય અને બેજા ખર્ચોથી બાઝ અવાય, તો તેમાં મરનારની મુળ નેમો તથા બેવડી ખાહેશોનેજ માન આપવાનું બેવડું પુન હાસેલ થાય. આપણાં વાહલાં ફરોહરોની આ ઉમદા ખાહેશ પાર પાડવાને મરણુના બીજા અવસરોમાં ફરવરદેગાનનો વાર્ષિક અવસર સૌથી મોતેબર અને પેહેલી અગત્યનો છે. માટે મરનારના આ મહાન અવ- સરે તેની ગંભીર અને ઘટતી યાદ સાથે, અગરજો બેજા ખર્ચોના બચાવ થયલા પૈસાનો લાભ વરશો વરશ કોમની બેહતરીને ફાલે જાય, તો એક હાથ પર ગુજર પામેલાઓને ખરેજ શાંતિ થાય, અને બીજા હાથ ઉપર જીવતાં નિરાધારોનું સંકટ ઓછું થઇ તેઓને બેશક રાહત થાય.

ગજા ઉપરાંત ફીસીઆરીના બેજા ખર્ચા અને બેકારી એ બે સબળ કારણોથી કોમમાં મુફલેસીએ પોતાનાં નહેસ્ત કદમ ભરવા માંડયાં છે તે તરફ કોમના લખેશીઓએ સવેળા બિદાર થવું જોઇએ. સખાવતનો ડુઝનો ઝરો નાતજાતનાં તફાવત વગર દુર પ્રદેશો સુધી વેહતો રહી સર્વત્ર આબાદી અને આશિર્વાદ બેશક પાંથરે છે, અને કોમી કાર્તિમાં વધારો કરનારી એવી લાખોની સાર્વજનિક સખાવતો ભલે થાય, પણુ આ સખાવતો મોહોતાજમંદ હમદીનોને ભોગે થતી હોવાથી તે હમકોમની દિલસોજી તથા પસંદગી મેલવવા પામી નથી. કોમનાં નિરા ધાર અને નાવારસ બાઈ બાવરાંઓ તથા પુરૂષો દલીદ્રતામાં રીબે છે, તેઓનો એવી સખાવતો ઉપર કોમી તવંગરોએ પેહેલો પવિત્ર હક સમજવો જોઇએ અને આ બારીક મામલા વચ્ચે કોમી સખાવતનું ધાર્મિક ધોરણુ તેઓએ અખત્યાર કરવું જોઇએ. પોતાનું ઘર બલતું જોવા અને જાણુવા છતાં વીસારી દેઇ પારકું ઘર હોલવવા દોડી જવામાં પરમાર્થ નથી. તેને ખરા પરમાર્થ તરીકે જરથોસ્તી મજહબે બાહાલી આપી નથી.

વંદીદાદમાં હમદીનોની જરૂરી હાજત ટાલવાની, બીજા બોલોમાં સખાવત ઘરથી શરૂ કરવાની દરેક સાચા જરથોસ્તીને માથે મોટી જવાબદારી નાખી છે તે તરફ તેઓનું ગંભીર લક્ષ ખેચાવું જોઇએ. સમો એવો બારીક થઇ પડેલો જણાય છે કે સખાવત ઘરથી શરૂ કરવાના બાપીકા મજહબે શિખવેલા આ પાઠ હવે જરથોશ્તી જીગરોમાં વાસો કરવો જોઇએ. ખરૂં છે કે સખાવતનો ઉપયોગ ઘરની હદમાંજ અટકવો નહી જોઇએ, પણ એવી સખાવતો ઉપર હમદીનોનો હક પેહેલો દાવો કરે છે તે ભુલી જવું જોઇતું નથી. દષ્ટાંત કરો, તમો ભાગ્યશાલી સુખવાસી જરદારો, કે કંગાળિયતમાં સબડતાં કમનસીબ હમદીનો પોતાની લાચારી માટે પેહેલી તમારી તરફ નહી તો બીજા કોણ પર નજર કરે અને કોણ ઉપર દાવો કરી શકે? આ તો સર્વમાન્ય છે કે હમજાતનું હિત હૈડે ધરનાર દરેકે પોતાની મેહેરબાનીનો લાભ બીજાને આપવા પેહેલાં હમકોમને ભુલી જવી જોઇતી નથી. કોમી બેહેતરીના એટલા બધા સવાલો વા ખાતા પડેલા મોજુદ છે કે "ઘરના પોર્યા ઘંટી ચાટે અને પાડોશીને આટો" આપવાનો વખત વહી ગયો છે. આજે કોમી ગરીબીના હાલના બારીક મામલાને વેલાસર સુધારી લેવાનો વખત હવે પાસે આવી પુગો છે.

આ કટોકટ વખતે એક કોમી બાદશાહી સખાવત માટે બોલવાની મારી ખાહેશ હાં હું દબાવી શકતો નથી. આ સખાવત પોતાનુ બાર લાખનું જર્યાન કોમના નામપર કુરબાન કરનાર માનવંત બાઇ હુમાબાઇ પીટીટની છે. આ લખેશ્રી બાઇએ જે ઉદાર જીગર અને હાતમ દીલ દેખાડયું છે તે ખરેજ કોમની એક મગરૂરી છે. પીટીટ ખાનદાંન સખાવત માટે મશહુર તો હતુંજ, પણ તેમાં આ કુળવંત બાઇએ કોમી પાદશાહી સખાવતથી વધારો કરી તેને વધારે જોમ આપી છે. આ કોમી કદરદાંન બાઇએ કોમી બેહેતરીની આ સખાવતથી હમકોમ ઉપર નહી ભુલાએ એવું ભારે એહેસાન કીધું છે અને તેને બેશક પોતાના આભારના ભાર તલે કચડી છે. કોમની નિરાધાર ઉધરતી બાળાઓ માટે ઑર્ફનેજનું બખ્તાવર ખાતું બરપા થવાની ખુશ વધાઈ આપણને મલી ચુકી છે, તેને આપણે સરોસ્રશમથી આવકાર આપીશું અને તે યાદગાર દિવસ વેહેલો આવે એવી તે પાકપરવર આગલ પ્રાર્થના કરીશું. એજ નામીચાં ખાનદાનના સબકતા હાથોએ આવાં બેબે ખાતાં બરપા થાય એ બનાવ પાર્સી તવારીખમાં સોનેરી હરફે સદા નોંધાઇ રેહેશે. ભવિષ્યની સારી આશા આપનારી આ ખાતાંની જે મહાંન યોજના ઘડાઇ છે તે એવી ધરખમ છે કે ઉધરતી અને આવતી ઓલાદને આત્રકારદાયક અને આશિર્વાદ સમાન થઇ પડવા વિના રેહેશે નહીં. સખાવત ઘરથી શરૂ થવી જોઇએ તેનો આ દુરઅંદેશ બાઇએ તવંગર પાર્સીઓને નકલ કરવા લાયક દાખલો પુરો પાડયો છે.

કોમી સખાવતનો આ તાજો દાખલો દેખાડી હવે હું હાથ ધરેલી બાબદ ઉપર આવીશ. કોમના દીલસોજ અગ્રેસરોએ બેકારો અને મુફલેસોની હાલત સુધારવા, હરાંમખોરીને ઉતેજન નહી મલતાં, તેઓને આપબળે આગલ વધવાનાં સાધનો કરી આપવાં જોઈએ અને આબરૂથી ગુજરાંન કરવાને શક્તિવાંન બનાવવાં જોઇએ. થોડો વખત થયો કોમી લાભ જાલવવા, કોમને વસવાનાં સાધનો પુરાં પાડી આપવા, કોમી ગરીબીનાં કારણો શોધવા અને તેને નિર્મૂળ કરવા કેટલાક કારસાજ હાથો કામે લાગા છે. અને તેઓએ કોમી બેહેતરીના ઇલાજો કામે લગાડી તેનું મનમાનતું વ્યહવારૂ પરીણામ જોકે જાતી ભોગે નિપજાવી આપ્યું છે, તોપણ કમનસીબે તેઓને કોમ તરફથી જોઇએ એવો ધરખમ ટેકો મલ્યો નથી અને આ પુણ્યવાન કામને હાર પાડી આપવામાં મોકલે હાથે નગદ મદદ થઇ નથી. તેઓને નાણાની જે ખુટ છે તે સંગીન આકારમાં ભરપાઇ કરી આપવાની અને આ કરવૈયા હાથો વધારે મજબુત કરવાની ટોળાના દિલસોજ મેમબરોએ દિલબરીથી કોશેષ કરવી જોઇએ.

નેક બાનુઓ અને ગૃહસ્થો, "ઇન્ડસ્ટ્રીયલ હોમ" ના નવાં ભરપા થતાં એક ખરાં પુણ્યવાંન ખાતાં તરફ તમારો સખાવતી દસ્ત લંબાવો, તેને તાતે પાએ પગભર કરી આપો અને કોમના પેલા કમનસીબ વર્ગની મુગી આંતરડીના આશિષ મેલવવાને ભાગ્યશાલી થાઓ.

પારસી ગરીબીના પડઘા વારંવાર સંભલાય છે, તોપણ તેને સરાહગાત સમજી કેટલાકો વજન આપવા ના પાડેછે અને પુરવાર થયલી આ સાચી બીનાને ઉલટાવવાની જેઓ કોશેષ કરે છે તેઓ મોટી ભુલ કરે છે. આ ગરીબી કેટલાક દાખલામાં અનીતિને ઉત્તેજન આપનારૂં એક બલવાંન સાધન થઇ પડે છે તે અનુભવીઓથી છુપું રહ્યું નથી. કોમી ગરીબીના આ કમનસીબ સવાલમાં જેઓ વજુદ જોતા નથી તેઓ કોમમાં અનીતિ અને બીજી બદીનો માર્ગ મોકલો કરી આપવાની ગંભીર જવાબદારી પોતાને શીર ખેંચી લે છે. શ્રાપ સમાન થઇ પડેલી કોમી ગરીબી અને તેમાંથી પેદા પડતી અનીતિની બદીને જડમૂળથી ઉખેડી નાખવા કોમી અગ્રેસરોએ એક દિલથી કોશેષ કરવી જોઇએ. બેહેતર માર્ગ એ છે કે એક હાથ પર કોમી તવંગરોએ હાજતમંદ હમદીનોની હાલત તરફ નેગાહ રાખવી જોઇએ અને બીજા હાથ ઉપર જરથોસ્તી ધર્મે શિખવેલો "જેવી શક્તિ તેવી ભકિત" નો ધાર્મિક પાઠ અકસર ગરીબ વર્ગે ગોખી રાખવો જોઇએ. તવંગર અને ગરીબ એ બેઉ વર્ગ અગરજો પોતપોતાની દીની ફરજો સાથે સાથે અદા કરતાં થાય તો કોમમાં પ્રવેશ થયલી મુફલેસીનાં નહેસ કદમ વેહેલાં નાબુદ થાય. આમીન !

---

# ઇરાનનાં કદીમ આતશબેહેરામો—યાદગારીના કીર્તિ સ્થંભો.

પુરાતન આતશ બેહેરાંમના પાક કિલ્લાઓ પાર્સી તવારીખના બનાવો સાથ ખાસ સંબંધ ધરાવે છે, અને કદીમ તવારીખની આપણને વહાલી યાદ આપે છે. તેઓ પ્રથમ યાદગારીના ધાર્મીક કીર્તીસ્થંભો હતા, પણ જમાનાની ગિર્દેશથી તેઓની અસલ્યાત જળવાઇ રહી નહીં, તેઓનું અસલ સ્વરૂપ બદલાઇ ગયું, અને પાછલા વખતમાં તેણે એક ધાર્મિક કિલ્લાનું રૂપ લીધું છે. આ ફેરફાર આપણી પાર્સી શાહાનશાહતની પડતીના રાજદ્વારી બનાવો સાથ મુખ્ય સંબંધ ધરાવે છે. આતશબેહેરામના અસલ કિલ્લાઓ એકલી ધાર્મિક નેમથી બરપા થતા નહીં હતા, પણ તેમાં ધાર્મિક સાથે વ્યહવારીક ઉંચી નેમો જળવાયલી હતી. તેઓની તખ્તનશીની સાથે આપણા આગલા કીર્તિવંત વડવાઓની કીર્તિની યાદ તાજી રાખવાનો મોનેબર હેતુ જળવાયલો હતો. તેઓ નામવર ઇરાનીઓની નામદારીની યાદ આપતા હતા અને યાદગારીના તુરમંદ નમુનાઓ નજર સનમુખ રાખવાથી પોતાના વડીલો તરફ વહલ અને માન પેદા થતાં હતાં. વળી ધાર્મિક કિલ્લાઓના આ પ્રત્યક્ષ અસરકારક દાખલાઓ બેવડી અસર પેદા કરતા હતા. તેઓ એક હાથપર બાપીકા મજહબ તરફ ભાવ અને ભક્તિ પેદા કરતા હતા, અને બીજા હાથપર પોતાના વડીલો જેવા કીર્તિવંત નિવડવાનો ભાવિકોના જીગરમાં નવો જોશ, જવાંમર્દી અને ઉમંગ પેદા કરતા હતા. તેઓનાં જીગર ઉપર પડતા આ ચાલુ છાપથી કીર્તીવંત પ્રજા ઉભી થતી હતી અને તેણે અનેકવાર બળવાન પ્રજા તરીકે દુનિયાની તવારીખમાં

**કદીમ આતશબેહેરામોની ઉત્પતિ કયારે અને કોણથી થઇ હતી ?**

આતશબેહેરામના અસલ કિલ્લાઓ યાદગારીના કીર્તીસ્થંભો હતા, તેઓ છેલ્લા સાસાની અમલને આભારી હતા અને અકસર સાસાની અમલના સ્થાપક મહાત્મા **અર્દશીર બાબકાંને** સર્વથી પહેલાં આ નામના કિલ્લાઓ બરપા કીધા હતા. એની પેહેલી સત્તાદાર નોંધ "કારનામે અર્દશીર બાબકાંન" નામનાં પહલવી પુસ્તકમાં અને બીજાં પહલવી લખાણોમાં જળવાયલી મળે છે, તેનો સાર એ છે કે :—

**અર્દશીરે** પાર્થિયાના પાદશાહ **અર્દવાન** ઉપર ફતેહ મેળવી તેની યાદમાં પોતાના નામનું **બુખ્તે** ( બખ્તે ) **અશીર** શેહેર વસાવી ત્યાં "દેહ આતશે વાહરાંમ ઇતીબુનરત" યાને દશ આતશબેહેરામો બરપા કીધાં હતાં.

બીજું, વલાશ (વલ્ખશ) શાપુર શેહેર વસાવી ત્યાંબી દશ આતશબેહેરામો બનાવ્યાં હતાં.

ત્રીજું, જુદાં જુદાં શેહેરો ફતેહ કરી પાર્સમાં પાછાં ફરતાં ખુરેહે અર્દશીર શેહેર વસાવી ત્યાં ઘણાં આતશબેહેરાંમો સ્થાપ્યા હતાં.

ચોથું, એક પુરાણા હસ્તલેખ મુજબ અર્દશીરે કોબાલ્યાનો કસ્બો વસાવી ત્યાં સાત આતશબેહેરામો સ્થાપ્યાં હતાં.

પાંચમું, અર્દશીરના વડા વજીર દસ્તુર તન્સરના હાથથી લખાયલા અસલ પહલવી ઉપરથી અરબીક અને તેનો તર્જુમો થયલા ફાર્સી દસ્તાવેજ મુજબ "મુલુકે તવાયફ"ના વખતમાં પ્રાંતના હાકમોએ અસલ તરીકાથી ઉલટી રીતે પોતાનાં પરગણાંઓમાં પોતાના ઉપયોગ માટે જુદાં જુદાં આતશખાનાં ઉભાં કીધાં હતાં, તેમાં કીઆનીઓના તરીકા મુજબ સુધારો કરી અર્દશીરે જુદા જુદા સ્વતંત્ર સુબાઓના તાબા હેઠળ વેંહેંચાઇ ગયલી પાર્સી સલતનતને એકત્ર કરી પ્રજાને એકજ ધર્મ અને એકજ રાજ્યની બાંહેધરી હેઠળ મુકવાના યાદગાર બનાવમાં બાદશાહી આતશબેહેરામો બરપા કીધાં હતાં.

અને છઠ્ઠું, અર્દશીરે આતશના કિલ્લાઓ બરપા કરવાની સાબેતી આ જમાનાના સિક્કાઓની તવારીખ આપણને પુરી પાડે છે. આ સિક્કાઓમાંના કેટલાક રૂપાંના અને કેટલાક નક્કર સોનાના છે. આ સાબેતી પ્રથમ અર્દશીરના તેમજ તેની પછી તખ્ત ઉપર આવનારા ગાદીનશીનોના સીક્કાઓ ઉપરથી મળે છે. તેઓના જેટલા સિક્કાઓની હાલ સુધી શોધ થઇ છે તે દરેકની એક બાજુ આતશનો ચિતાર અવશ્ય હોય છે. બળતા આતશના આ ચિતારો એકલા સાસાની અમલના સિક્કાઓની ગવાહી આપે છે, અને આ પ્રસિદ્ધ સિક્કાઓ કયા જમાનાના અને કયાં વંશના પાદશાહોના છે તે જાણવાને તે ઉપરના ભાષાના લેખો ઉકલાવવાનીબી અગત રેહેતી નથી.

આ શાહદતો મુજબ આતશબેહેરામના કિલ્લાઓ શરૂઆતના સાસાની અમલથી જારી થયા હતા અને તે બરપા કરવાનું સર્વથી પેહેલું માન અર્દશીર બાબકાંનેજ ઘટે છે. આ નામવરે તેઓને જુદા જુદા દેશો ઉપર મેળવેલી કીર્તીવંત ફતેહોની યાદમાં ઉભા કીધા હતા, અને તેથી તેઓ યાદગારીના ધાર્મીક કીર્તીસ્થંભો હતા. આ કિલ્લાઓ તરફ અર્દશીરના ગાદીવારેસો મોટું માન ધરાવતા હતા અને તેઓએ અર્દશીરની ધાર્મીક રાજ્યનીતિ અખત્યાર કીધી હતી. તેઓએ પાર્સી સલતનતને ઘણી આગલ વધારી હતી અને જીતાયલા પરદેશોમાં આતશો બરપા કરી બાપીકા જરતોસ્તી મજહબની બોલબાલા બોલાવી હતી.

**અર્દશીરનો રાજ્ય સુધારો; તેની મુશ્કેલી.**

આતશબેહેરામની ઉત્પત્તિમાં શાહાનશાહ અર્દશીરનો નિકટ સંબંધ હોવાથી તેના રાજકારોબારનો ટુંક એહેવાલ જાણવા જોગ થઇ પડવા વિના રેહશે નહીં. એમાં આપણે જોઇશું કે અર્દશીરની શરૂઆતની રાજ્યનીતિના સંજોગો કેવા હતા, અને કયા સબળ સબબો વચ્ચે આતશબેહેરામના કિલ્લાઓ બરપા થયા હતા. અર્દશીરે નવી રાજ્યનીતિને ફતેહમંદ બનાવવા અસરકારક ઉપાયો કામે લગાડયા હતા. તેના અમલ અવ્વલ પાર્સી સલતનત કોઇ એકજ બાદશાહના તાબામાં નહીં હતી, પણ જુદા જુદા પ્રાંતોના હાકમો સ્વતંત્ર હકુમત ભોગવતા હતા. તેઓ પોતાના તાબાની રૈયતને મજહબ તથા નીતિરીતીની બાબદમાં પોતાનાં મત મુજબ દોરવતા હતા અને "દોર તેની દીન" મુજબ, ઇરાની પ્રજા મજહબ અને બીજી બાબદોમાં પોતાની અસલ્યાત ખોહી બેઠી હતી. આ વેળા ઇરાની પ્રજાના એક મોટા ભાગની થઇ પડેલી માઠી હાલતનો ખરો ખ્યાલ દસ્તુર **તન્સરના** દસ્તાવેજ તથા બીજા લખાણોમાંથી મળેછે. પાર્સી પ્રજા શુમારે ૫૫૦ વર્ષ સુધી **ગ્રીક** અને **પાર્થિયન** એ બે પરદેશી રાજ્યની જુસરી હેઠળ દબાતી અને છુંદાતી રહી હતી અને સ્વદેશ તથા સ્વધર્મની હાલત ઘણી બદતર થઇ પડી હતી. પાર્થિયન અમલમાં તેઓ એટલા ગાફેલ અને ગુમરાહ બની ગયા હતા કે પોતાની પુરાતન રાહેરવેશ ભુલી ગયા હતા અને ખાલેસ જરતોસ્તી મજહબમાં પારકાં નાપસંદ તત્વો તેઓએ આમેજ કીધાં હતાં. તેઓ દીની બાબદમાંજ પાછળ પડયા નહીં હતા, નીતિરીતીમાંજ ઢીલા પડયા નહીં હતા, પણ કયાની તથા હખામની વખતનો આગલો કદાવર બાંધો અને ચેહેરાનો દમામદાર ઘાટ ઘટમભી તેઓ ખોહી બેઠા હતા. તેઓમાં બુતપરસ્તી અને બીજી અનેક બદીઓ દાખલ થઇ હતી અને બદીઓ સાથે તેઓ એટલા પલોટાઇ ગયા હતા કે તેઓ હઠીલાઇથી બાદશાહના સુધારા સામે સરકશી કરતા હતા. બાદશાહ તેઓને આગલી જુલમી રાજ્યનીતિની ખરાબ અસર હેઠળથી બચાવી લઇ ઇન્સાફી ધોરણ દાખલ કરવાની જ્યારે કોશેષ કરતો, ત્યારે **તન્સરના** જણાવવા મુજબ તેઓ કહેતા હતા કે "આ તો કદીમ રેવાજ છે અને અસલના લોકોનો કાયદો છે." તેથી તેમાં ફેરફાર થાય નહીં! વળી બાદશાહ પ્રજાની હાલત સુધારવા દેશ, કાળ અને સ્થીતિને અનુસરી સુધારો દાખલ કરવાનો જ્યારે પ્રયત્ન કરતો ત્યારે તેઓ કેહેતા હતા કે, "એમ કરવું આ વખતને લાયકનું નથી." અને તેથી અદલ ઇન્સાફની અસર ટુટી જતી હતી. બાદશાહને બાપીકું રાજ્ય પાછું મેળવતાં જે બહાદુરી અને બુદ્ધિબળ ખપાવવા પડયાં હતાં, તે કરતાં દેશની વ્યવસ્થા જાળવવા અને પ્રજાને કેળવવા પાછળ તેને થોડી મુંશ્કેલી નડી ન હતી. ત્યાં આપણી તવારીખ સાથે હાલ આપણામાં ધાર્મિક, રેવાજી અને સંસારીક

સવાલો ઉપર જે જોશભેર ચર્ચા ચાલી રહી છે તેનો મુકાબલો કરીશું તો જણાશે કે આ સવાલ જાતેજ મુશ્કેલ છે. હાલમાં તે આપણને માટેજ મુશ્કેલ નથી, પણ આગલા જમાનામાં બી તે હાલના કરતાં વધારે મુશ્કેલ જણાયો હતો. શુમારે એ હજાર વર્ષ ઉપર ઇરાની પ્રજાના મોટા ભાગની ધાર્મિક અને નૈતિક હાલત ઘણી બદતર થઇ પડી હતી. તેથી નામવર અર્દશીરે દસ્તુર તન્સરની સહાયતા હેઠળ જ્યારે ઇરાની પ્રજાની બેહેતરીના રામબાન ઇલાજો લેવા માંડયા ત્યારે ઝનુની વર્ગ હઠીલાઇથી તેની સામે થયો હતો. આવી મુશ્કેલીઓ વચ્ચે તેણે પ્રજામત કેળવવાની અગત પિછાની લઇ મજહબની હાલત સુધારવા અને દેશને અનેક બદીઓમાંથી ઉગારવા ધરખમ કોશેષો કીધી હતી. તેણે પ્રજામાં સંગીન સુધારો કરવાની મહાન યોજના યોજી હતી, અને તેને હકુમતનાં બળથી હાર પાડી આપી હતી. તેનો સુધારો જેટલો ઝડપી તેટલોજ ટકાઉ તથા સંગીન નિવડયો હતો. તન્સરના શબ્દોમાં કહીએ તો "તેણે સઘળો સુધારો-વધારો એવી રીતે કર્યો છે કે, ગોયા ભવિષ્યના ૧૦૦૦ વર્ષનું કામ આગળથી કરી મેલ્યું છે. તેણે ૧૪ વર્ષમાં ૧૦૦૦ વર્ષનું કામ આટોપી લીધું છે." તેણે જુદાં જુદાં પરગણાંઓમાં જુદી જુદી સતા હેઠળ અનેક તડાંઓમાં વેંહેંચાઇ ગયલી હમદીન પ્રજાને એકત્ર કીધી હતી અને તેને એકત્ર પ્રજાના હકો ભોગવતી કીધી હતી. તેણે જુદદીન અમલની જુલમી જંજીરમાંથી દેશને છોડવી તેને છુટાપણું બખશ્યું હતું, અને સુલેહની જાગવણી કીધી હતી. તેણે સારા કાયદા ઘડયા હતા, અને પ્રજાને કાયદાને માન આપતી બનાવી હતી. દેશમાં જ્યાં જ્યાં અવ્યવસ્થા જણાતી ત્યાં ત્યાં તેણે વ્યવસ્થા સ્થાપી હતી અને સર્વત્ર આશિર્વાદ પાંથર્યા હતા. એ મુજબ આ સાચ્ચા સુધારકે પ્રજામાં પ્રવેશ થયલી બદીઓને મજબુત હાથે દાબી દેઇ અને તેની નાશકારક અસર ઉખેડી નાંખી દેશ તથા મજહબની નહીં ભુલાય એવી અમુલ્ય સેવા બજાવી હતી. પ્રથમ તેણે દેશમાં પેદા પડેલા પરદેશી પાર્થિયન પાદશાહ અર્દવાન કે જે "મુલુકે તવાયફ"માં ઘણો સત્તાવાળો હતો, તેની સાથ બળતવારીથી લડત ચલાવી તેને ભારે ખુવહારી સાથ બાપીકા દેશમાંથી હાંકી કાઢયો, અને ઇ. સ. ૨૨૫માં પોતાનાં બાપ દાદાઓના તાજોતખ્ત પોતાને સ્વાધીન લીધાં હતાં. "મુલુકે તવાયફ"ના આ વડા હાકમ ઉપર ફતેહ મેળવીને તેણે જુદાં જુદાં પરગણાંના નાના સુબાઓ અને દેશના બીજા બંડખોર શત્રુઓ ઉપર ચઢાઇઓ લઇ જઇ અને તેઓ ઉપર પેદરપે જીત મેળવી બળવાન શાહાનશાહત બરપા કીધી હતી. સેવટે આ નામવરે એક પછી એક ફતેહોથી ફીરેઝ થઇને એક બહાદુર લડવૈયા તરીકે મેળવેલી અખંડ કાર્તિની યાદમાં આતશબેહેરામના ધાર્મિક કિલ્લાઓ બરપા કીધા હતા.

અર્દશીરની રાજ્યનીતિ રાજ્ય સાથે મજહબનું જોડાણ.

અર્દશીરની રાજ્યનીતિ તખ્ત સાથે મજહબને મજબુત ગાંઠથી ગુંથી આપવાની હતી, તેનો એક અસરકારક દાખલો એવો મળે છે કે, ઈરાનની શીરવાંનદક્ષિણ નદીની બાજુ પાયકુલી નામની જગા (પાસ) આવેલી છે. આ પાસ ઉપર આવેલાં શીજ શેહેરમાં આજરઅક્ષ નામનું એક નામીચું આતશકદેહ હતું. ત્યાં દરેક સાસાની પાદશાહને તખ્તનશીન થતાંજ આતશને સેજદો કરવા જવું પડતું હતું. આ તરીકો પેલાજ દીનપનાહ પાદશાહ અર્દશીરે પ્રથમ દાખલ કીધો હતો. આ કંઇજ નહીં પણ ધર્મને રાજ્યની પનાહ હેઠળ મુકવાના તથા તાજ અને મજહબને જોડી આપવાના એક અસરકારક ઉપાય દાખલ તે જારી કીધો હતો. દરેક પાદશાહને પાયકુલીની પાસ ઓળંગતાં દુરદરાજ મંજલ જોકે કાપવી પડતી હતી, તોપણ આ માનવંત કિબ્લાને ખુદા તરફના એક સાહેદ દાખલ તેની રૂબરૂ દીનને પુસ્તપનાહી આપવાની કબુલાત આપવા પછીજ એક રૈયત રક્ષક પાદશાહ ધર્મ રક્ષક ગણાતો હતો અને પ્રજા પસંદગી પામતો હતો. પાદશાહોની તખ્તનશીની સાથ આ ધાર્મીક ક્રિયા ઘણો અગત્યનો ભાગ ગણાતો હતો. એક બાદશાહને તખ્તનશીન થવા પછી અંજુમન સાથે ઠરાવેલી દરેમેહેરમાં ખાસ જવું પડતું હતું, અને ત્યાં આતશ રોશન કરી તેની રૂબરૂ હકતાલાની ભેગી બંદગી અને બાજી ગંભિર ક્રિયાઓ થતી હતી.

નવસારી—તેની વડી દરેમેહેર—તેના વડા દસ્તુર

નવસારીમાં ગાદીનશીન દસ્તુરોના સંબંધમાં એવો રેવાજ જાયજ છે કે એક મરનાર દસ્તુરનાં ત્રીજે દિવસનાં ઉઠમણાની મજલસ રૂબરૂ નવા ઉમેદવારને અંજુમન વતી વડા અકાબર દેશાઇજી તરફથી દસ્તુરીની શાલ આપવાની ક્રિયા થાય છે. આ ક્રિયાથી જોકે ઉમેદવાર દસ્તુર અંજુમને નેમલા (સંસારી ચુકાદા કરનાર) દસ્તુર તરીકે જાહેર થાય છે તોપણ આ ક્રિયા હજુ અધુરી ગણાય છે અને તે ચેહારોમને દિવસે પુરી કરવામાં આવે છે. આ છેવટ ક્રિયા નવસારીની વડી દરેમેહેરમાં થાયછે. ચેહારોમને દિવસે ઠરાવેલે વખતે પેલા દસ્તુર નાની મજલસ સાથે વડી દરેમેહેરમાં જાયછે, અને ત્યાં પેલાજ વડા અકાબર દેશાઇ હાજર હોયછે તેઓ તરફથી મજલસ રૂબરૂ દસ્તુરને પીછોડી એનાયત કરે છે. આ કંઇજ નહીં પણ વડી દરેમેહેરના વડા દસ્તુર તરીકેની સનદ આપવાની જાહેર ધર્માલયમાં થતી એક જાહેર ક્રિયા છે. અને આ ક્રિયા પછી તેઓ વડા દસ્તુરજી તરીકે વડી દરેમેહેર અને તેને તાબેનાં બીજાં ધાર્મિક મકાનો તથા પંથકો ઉપર વડપણ ભોગવવાને હકદાર બને છે. આ રેવાજ તખ્તનશીનીની ક્રિયા થવા પછી સાસાની પાદશાહોએ આતશને સેજદો કરવા ઠરાવેલી દરેમેહેરમાં ફરજીઆત જવાના અને ધર્મ રક્ષક તરીકે દીનની જાળવણી કરવાની ગંભિર કબુલાત આપવાના કદીમ રેવાજની આપણને આબાદ યાદ આપે છે; બલકે

આ દાખલામાં સાસાની મોબેદ પાદશાહોની તાજપોશીની ક્રિયાના કદીમ રેવાજની હુબહુ નકલ થયલી હાં આપણે જોઇએ છીએ. આખાં હિંન્દુસ્તાનમાં નવસારીનીજ દરેમેહેરમાં આ પુરાતન રેવાજ જાળવી રાખવાનું કોઇ વજનદાર કારણ હોવું જોઇએ. ઇરાનથી દેશવટો લેતાં પાર્સીઓનો એક નાનો કાફલો પ્રથમ પંજાબ અને સિંધ તરફ ગયો હતો અને ત્યારપછી ઇ. સ. શુમારે ૧૦૫૦ માં સંજાણ સંસ્થાન છોડી આવેલા પાર્સીઓ વાંકાનેર, ભરૂચ, વરીઆવ, અંકલેશ્વર, ખંબાત અને નવસારી વિખરાવા માંડ્યા હતા, અને તેઓમાંના કેટલાકોએ ઇ. સ. ૧૧૪૨ માં નવસારીમાં વાસો લીધો હતો એઓમાં નવસારી ધર્મગુરૂઓનું ખાસ વડુ મથક ગણાયું હતું. તેના આ કબુલાયલાં વડપણને લી પાછળથી ધેનવસારીની દરેમેહર વડી દરેમેહેરની અને ત્યાંના દસ્તુર વડા દસ્તુરની સંજ્ઞાથી ઓળખાતાં આવ્યાં છે. ના તેઆ મનાતાં આવેલાં વડપણને લીધે ધર્મગુરૂનું કામ કરવાની ઉમેદવારી કરનાર ભગર યા બીજા ચોકસ પંથના મોબેદોને વડી દરેમેહેરમાંથી નાવર તથા મરાતબની પછી મળવા પછી, બીજા બોલોમાં મોબેદી પેશાની લાયકાતની સનદ મેળવવા પછીજ, હિન્દુસ્તાનની ભગર તથા બીજા અમુક પંથની તમામ દરેમેહેરોમાં ક્રિયા કામ કરવાની છુટ રહેછે. અને એવાં એક સર્વમાન્ય ધર્મનાં વડાં મથકની વડી દરેમેહેરમાં વડા દસ્તુરની સનદ આપવાની ક્રિયાનો પુરાતન રેવાજ જાયજ રહેલો છે. આ રેવાજ કયારે અને કોણથી દાખલ થયો તે જણાતું નથી. તોપણ અનુમાન થઇ શકે છે કે નવસારીમાં એક દરેમેહેર બરપા થવા અને તેને વડી દરેમેહેરનું માન મળવા પછીજ તે જારી થયો હતો.

**આતશ બેહેરામની તખ્તનશીની સાથ જોડાયલા વિચારો.**

આ છેલ્લો સાસાની અમલ ભુતકાળના એક સારા વખતની ગવાહી આપે છે. અર્દશીરે રાજ્યના વધારાની જોડેજોડ મજહબની ખીલવણીમાં મોટો હિસ્સો આપ્યો હતો. તેણે બાપીકા મજહબમાંથી પારકાં નાપસંદ તત્વો વીણી કાઢી તેને ખાલેસી આપવામાં જર, જોર અને જેહેમતની વાણ કીધી નહી હતી. તેણે વિદ્યા હુન્નરને ઉત્તેજન આપીને તથા તેને ખેડવા અને ખિલવવાનો માર્ગ દેખાડીને પ્રજાને અજ્ઞાનપણાંના અંધકારમાંથી બચાવી લીધી હતી. તેણે રાજ્ય-ધર્મના સુધારા-વધારાના પરિણામોની યાદગારીમાં શાહાનશાહી આતશબેહેરામોના જાહેર કિબ્લાઓ તખ્તનશીન કીધા હતા. તેણે રાજ્યના સુધારા-વધારા તરીકે નવાં નવાં સંસ્થાનો વસાવ્યાં હતાં, અને મજહબની પાયદારીની ઈંધાણી દાખલ નવાં વસાવેલાં સંસ્થાનોમાં જાહેર કિબ્લાઓ ઉભા કીધા હતા. ગોયા આતશબેહેરામોની તખ્તનશીની સાથેજ અર્દશીરની નવી રાજ્યનીતિ શરૂ થઇ હતી. આ કિબ્લાઓ બરપા કરવામાં તે નામવરે બેવડી અને ત્રેવડી મકસદ જાળવેલી જણાય છે. એક તો એકજ રાજ્ય અને એકજ ધર્મની બાંહેધરી હેઠલ ઇરાની સલતનતને એકત્ર કરવી અને કોમી બળને મજબુતી આપવી. બીજું, પ્રજાને નીતિરીતીના શુભ ભરેલા માર્ગોથી

પાછી ફેરવીને અને મજહબના પાધરા માર્ગ ઉપર મુકી આપીને તેને ધર્મી અને આસ્થાવાલી બનાવવી. અને ત્રીજું, અધર્મીપણાં તથા અજ્ઞાનપણાંના અંધકારમાંથી છોડવી તેને મજહબ તથા વિદ્યાની રોશ્ની દેખાડવી. અને મજહબ તથા વિદ્યાની રોશ્નીના તુરમંદ નમુના તરીકે આતશ, જે શારિરીક, નીતિમાન અને આત્મિક અંધકાર દુર કરનાર પ્રગટ ચિન્હરૂપ છે તેના જાહેર કિબ્લાઓ પ્રજા સનમુખ ઉભા કીધા હતા. આ મુજબ આપણા આતશબેહેરામના પાક કિબ્લાઓ એક હાથપર તેના ભાવિકોને ધાર્મિક શિક્ષણ આપે છે અને બીજા હાથપર અજ્ઞાનતા દુર કરી એલમથી મગજને રોશન રાખવા શિખવે છે. આતશ અશોઇનુંજ સ્વરૂપ હોવાથી તે આપણને અશોઇના સીધા અને સલામત માર્ગ તરફ દોરવે છે. વળી પુરાતન આતશબેહેરામો આ કરતાં વિશેષ અગત્યતા ધરાવતાં હતાં. તેઓ રાજ્ય અને ધર્મની ઐક્યતાની યાદ આપતા હતા અને તેના ભાવિકોને ઐક્યતા જાળવવાનો બોધ દેતાં હતાં. તેઓ ફતેહોની યાદમાં ઉભાં થતાં હતાં અને તેથી તેઓ આપણા નામવર વડાઓની જાહોજહાલી અને ફતેહરીરોજીની યાદ આપતાં હતાં. કીર્તિની યાદ જાળવવાની જુદીજુદી રૂઢીઓ પ્રાચિન કે અર્વાચિન સર્વ પ્રજાઓમાં જોવામાં આવે છે. આથી એક પુણ્યવાન પુરૂષની કીર્તિની યાદ બેશક જળવાય છે, અને તેઓનાં કીર્તિવંત કામોના દાખલાથી બેશક લેવાય છે, તોપણ આતશના તુરમંદ કિબ્લાઓ આ કરતાં વધારે ઉમદા નેમ ધરાવે છે. તેઓ એક મહાન પુરૂષની કીર્તિની યાદ સાથે તેના ભાવિકોમાં ધાર્મિક જુસ્સો ઉશ્કેરે છે અને અશોઇ તથા રાસ્તીના સઘલા સદગુણોને ખિલવે છે. એ મુજબ લેખો સાથના કિમતી પત્થરોના સ્થંભો, મિનારાઓ, બાવલાંઓ કે આલીશાંન અગ્રેવાંનો સાથની સરખામણીમાં રોશન આતશના કિબ્લાઓથી રેહેતી યાદગારી વધારે અસરકારક વધારે પવીત્ર અને વધારે વજનદાર ગણાઇ છે.

**આતશ સાથ બેહેરામને શું સંબંધ?** કદીમ આતશ બેહેરામો અકસર ફતેહોની યાદમાં ઉભા થતા હતા તેની અચુક શાહદત ખુદ આતશ બેહેરામ નામ પુરી પાડે છે. આ નામની ઉત્પત્તિ માટે અવસ્તામાં શોધ ચલાવવાથી તે આપણને મળવાની નથી. સબબ એકે જે જમાનામાં ને ભાષામાં એની ઉત્પત્તિ થઇ હતી તે જમાનાની તવારીખના બનાવો સાથે આ નામ સંબંધ ધરાવે છે. **આતશ અને બેહેરામ** એવા બે જુદાં નામોનો સંયુકત શબ્દ અવસ્તામાં જોકે મળતો નથી, પણ સર્વથી પેહેલાં **પેહેલવી** ભાષામા **આતશે વાહરાંમ** જુદી જુદી રીતે લખાયલો મળે છે, અને તેનો ફાર્સી ભાષામાં આતશે બેહેરામ થયો છે.

આ સંયુકત નામની ઉત્પત્તિ જયારે પેહેલવી ભાષાને આભારી છે, ત્યારે સ્વભાવિક છે કે આતશે બેહેરાંમ નામનો કિબ્લો બનાવવાની શરૂઆત પેહેલવી વહેવારૂ ભાષા

તરીકે વપરાસમાં આવી ને જમાનામાં થયલી છે, અને આ અશ્કાંની (પાર્થીયન) તથા સાસાની વંશનો જમાનો છે. *

* મહાન હખામની શાહાનશાહત ખતમ થયા પછી અને સાસાની અમલ અવ્વલ પાર્થીઅન પ્રજાએ ઇરાન દેશ ઉપર ઘણો જાહોજલાલ અમલ ભોગવ્યો હતો અને તેઓના અમલમાં પેહેલવી ભાષાનાં પહેલાં બીજ વાવ્યાં હતાં. અજ્‌ત બાદશાહ સેકંદરને હાથ હખામની શાહાનશાહત ભાંગીને ભુકો થવા પછી ગ્રીક અને પાર્થીઅન બેઉ પરદેશી અમલમાં, અવસ્તા અને ખીલારેશ્રી એ બે ઇરાનીઅન ભાષાઓએ પોતાનુ સ્વરૂપ બદલ્યું અને બીજી જે ભાષાએ નવું રૂપ લીધું તે પેહેલવી ભાષા છે.

પેહેલવી નામની ઉત્પત્તિના બાબમાં ઉગમણુ અને આથમણુના, હમકોમ અને પરકોમના ભાષાશાસ્ત્રીઓએ ભારે જુસ્તેજુ ચલાવી છે અને જોકે અનેક દલીલો દેખાડી છે, તોપણ તેની ઉત્પત્તિના સંબંધમાં હ્યાં થોડો વીચાર દર્શાવવાની હું અદના કોશેશ કરૂં છું. આપણે જોઇશું કે પેહેલવી એક ઈરાનીઅન ભાષાનું નામ છે, અને તે પાર્થીઆ પ્રાંત ઉપરથી ઉત્પન થયલું છે. આ યુનાનીઓએ આપેલું નામ છે. આ નામનો પ્રાંત અવસ્તામાં મળતો નથી અને તે શરૂઆતના હખામની અમલ વખતે જાહેરમાં આવ્યો છે. તેને પ્રથમ હખામની શાહાનશાહતનો પાયો નાખનાર મહાત્મા કુરૂશે જીત્યો હતો અને આ અમલ ખતમ થયા પછી પાર્થીઅનોએ ઇરાન ઉપર સાડાપાંચ સદી સુધી હકુમત ભોગવી હતી. પાછળથી ઇરાનના હકદાર વારસ અરદશીર બાબકાંને તેઓનો પરાજય કરી બાપીકાં રાજ્યનો ધણી થઈ તે તખ્તનશીન થયો હતો.

હવે પાર્થીઆ નામ અવસ્તામાં મળતું નથી પણ પહેલું ખીલારેશ્રી તખ્તીમાં "પરથવ" મળે છે. આ પરથવનુ જબાનશનાસીને કાયદે "પહલવ" રૂપ થયું છે, તેને "ઇ" પ્રત્યય લાગી પહલવી ( ફા૦ જીરથી પહેલા બે વ્યંજનો ઉચ્ચારી પેહેલવી ) રૂપ થયું છે અને તેનો અર્થ પારથીઆથી ઉત્પન થયલી ભાષા થાય છે. આ નામની ઉત્પત્તીમાંજ પાર્થીઆએ એકલી અસર કીધી નથી પણ તેની ખુદ ભાષા ઉપરબી તેણે કેટલીક અસરો કીધી છે. તેની ઉત્પત્તી જોકે પાર્થીઆને આભારી છે અને તેની સ્વભાષા સેમેટીકનો તેમાં ભેળઞી થયો છે, તોપણ તે પારથીઅન ભાષા નથી. તેના નામની ઉત્પત્તિ અને તેમાં થયલા થોડા ભેળ સીવાય તે આર્યન ( ઇરાનીઅન ) ભાષા છે, કારણકે તેનાં સાહિત્યમાં ઇરાનીઅન ભાષાએ ખાસ હીસ્સો આપ્યો છે. વળી પેહેલવી ભાષાને પાર્થીઆ દેશ ઉપરથી નામ મળવાનો આ પહેલોજ નવીન દાખલો નથી, પણ એક ભાષાને દેશો કે શેહેરો ઉપરથી નામ મળવાના અનેક દાખલા મોજુદ છે અને તેજ દાખલો હ્યાં પેહેલવીના સંબંધમાં જળવાયલો મળે છે. તેનાં કારણોઃ—

પહેલું, ઇરાનીઅન ભાષામાં થ નો હ અને ર નો લ તબદીલ થયલાં અનેક રૂપો મલે છે. વળી આ દાખલામાં અમુક અક્ષરો તબદીલ થતાં આગળ પાછળ થયા છે. અને એવી એક ભાષામાંથી બીજી ભાષામાં જતાં અક્ષરો ફેરબદલ થવાનાબી અનેક દાખલા મલે છે અને તે ભણેલા વર્ગને રોશન છે, માટે હયાં તેની દલીલો દર્શાવી લંબાણ કરવાની હું જરૂર જોતો નથી.

આ ભાષા સાસાની અમલમાંજ વહેવારૂ ભાષા તરીકે બોહોળા ઉપયોગમાં આવી હતી. હવે સાસાની અમલમાં આતશના કિલ્લાઓ બરપા થવાના સબબોમાંનો

---

બીજું, પહલવ નામની એક જગા વીશે કેટલાક ફારસી ફરહંગ નવીસો કહી જાય છે, તે ખીલારોકા લેખોમાં જણાવેલા પરથવનુંજ કાયદે સર થયલું રૂપ છે અને તે પાર્થીઆ દેશ છે.

ત્રીજું, દા૦ હાઉગના જણાવવા મુજબ પાર્થીઅનો પોતાને એક લડાયક પ્રજા તરીકે લેખાવતા હોય તો તેમાં સચ્ચાઇ સમાયલી છે; કારણકે તેઓ ગ્રીકો ઉપર જીત મેળવીને ઇરાનના ધણી થયા હતા, અને ઇરાની જેવી એક શુરવીર પ્રજા ઉપર સાડાપાંચ સદીની લાંબી મુદત સુધી જે હકુમત ભોગવી હતી તે તેઓનાં જાતી બળ વગર હોઇ શકે નહી. વળી એજ વિદ્વાન કહે છે કે પહલવ પાર્થીઅન પાદશાહોનો ઇલકાબ હતો, તેમાંબી થોડું વજુદ જણાતું નથી. આ પહલવ કંઈજ નહી પણ પાર્થીઅન પાદશાહોનો પેહેલવાનગીરીનો ખાસ ઈલકાબ હતો.

ચોથું, પાર્થીઅન અમલમાં સુરીના નામનું એક ખાનદાન મશહુર હતું અને તે પહેલવના ખાસ ઇલકાબથી ઓળખાતું હતું. પાર્થીઆની પડતી પછી આ નામીચા ખાનદાનના એક વારસે સાસાની શાહાનશાહતને પોતાની સેવા અર્પણ કીધી હતી અને મહાત્મા શાપુરશાહ હોરમજદના લશ્કરની સરદારી લઇ તેણે રૂમી શાહાનશાહ જુલીઅન સામેના યુદ્ધમાં આગેવાન ભાગ લીધો હતો. આ પહલવ ખાનદાન તે પેહેલવાની ઇલકાબ પામેલું પાર્થીઅન ખાનદાન છે.

પાંચમું, મહાન શાઅર ફીરદોસી પેહેલવી ભાષાને પેહેલવાની જબાન તદનજ વાજબી જણાવે છે. અને આ ઉપરથી ફાર્સી પેહલવાન એટલે દલીર નામના સંબંધમાં એક નવોજ વિચાર આપણને સુઝે છે. પેહેલવી અને પેહેલવાન એ બેઉ નામો તખ્તીની ખીલારોકી ભાષાના પરથવ શબ્દનાજ બે જુદા જુદા રૂપો છે. આ મુજબ પરથવ ઉપરથી ઉત્પન્ન થયલાં પહલવને "આંન" પ્રત્યય લાગી પેહેલવાનનું ફાર્સી નામ, પ્રથમ શુરવીર પાર્થીઅન પ્રજા માટે વપરાયલું ખાસ નામ છે, અને પાછળથી કોઇબી દેશના લડવૈયા વર્ગને આ સામાન્ય નામ મલ્યું છે. પાર્થીઆ દેશના લડવૈયા વર્ગનો આ જો કે પ્રથમ ખાસ ખેતાબ હતો અને પાર્થીઆ નામ ઉપરથી તે નીકલેલો હતો, તોપણ પાછલથી ઉપલા મહાન શાઅરે સરવથી પેહેલાં પોતાના જગઆશકાર શાહનામેમાં પ્રાચીન કે અર્વાચીન બહાદુર લડવૈયાઓ માટે તેનો ઉપયોગ કીધો હતો, અને તેણે આગલા શુરવીરો કેરશાસ્પ, જાલ, રૂસ્તમ અને તેના બહાદુર બેટાઓ તથા નામવર નબીરાઓ વિગેરેને પેહેલવાનના ફાર્સી ઇલકાબથી ઓળખાવેલા આપણે જોઇએ છીએ.

છઠ્ઠું, પહલવ નામની એક પ્રજા વીષે હીંદુઓના મહાભારત અને રામાયણમાંબી ઇશારાઓ મળે છે. ઇરાનવેજના મુળ વતનમાંથી દેશવટો લેતાં હીંદુ આર્યો પંજાબ અને તેની આસપાસના પ્રદેશોમાં ઠરીઠામ થવા પછી એકવાર પહલવ નામની લડાયક પ્રજાએ હીંદ ઉપર સ્વારી કીધી હતી તેની આ તવારીખી શાહદત મળે છે. આ પહલવ નામની બહાદુર

એક ખાસ સબબ પારસી પાદશાહોએ દેશ યા મજહબના બચાવ માટે દુશ્મનો ઉપર મેળવેલી અસાધારણ યાદગાર ફતેહો ઉપર મુખ્ય આધાર રાખે છે, સાસાનીઓની આ રસમ નવી નહી હતી પણ કિયાની વડવાઓના અસલ તરીકા ઉપરથી તે જારી થઇ હતી. જેમકે કેખુસરોએ "દેજ બેહેમન" કીલ્લો ફતેહ કીધો તેની યાદગારીમાં **આદર ગુશસ્પ** આતશ બરપા કીધો હતો. **શાહ ગુશ્તાસ્પે** નવી દીનના

---

પ્રજા પાર્થીઅનો હતા. આ હાથ ધરેલી બાબદમાં આપણે જોયું છે કે, પહલવ શબ્દે જુદે જુદે રૂપે ઘણો અગત્યનો આગેવાન ભાગ ભજવ્યો છે. જેમ કે પહલવ નામની જગા એટલે પાર્થીઆ દેશ, પાર્થીઅન પાદશાહોનો ઈલકાબ, ખાનદાની ખેતાબ, પેહેલવાની ભાષા, લડાયક પ્રજા વગેરે તેણે અનેક રૂપો લીધાં છે.

સાતમું, પાર્થીઅનો આર્ય મુળના નહીં પણ સેમેટીક મુળના હોવા છતાં આ ઇરાનીઅન ભાષાની શબ્દોત્પત્તિ તથા તેની ખુદ ભાષામાં તેઓએ આપેલા હીસ્સાનું સ્વભાવિક કારણ આ હતું કે, તેઓ ઈરાન દેશની હકુમત ઊપર આવવાથી ઇરાનીઓના ઘાડા સંબંધમાં આવ્યા અને માજી ધર્મ તેઓએ કેટલેક અંશે અખત્યાર કીધો હતો. આ માજીઓ (મોબેદો) જેમ જુદી જુદી પ્રાચીન પ્રજાઓના ગુરૂઓ હતા તેમજ તેઓ ઇરાનીઓના બી ધર્મગુરૂ હતા અને તેઓની મારફતે ઇરાનીઅન ભાષામાં તેઓએ ભાગ લીધો હતો.

અને આઠમું, પહેલવી જોકે બે ઈરાનીઅન ભાષાઓ ઉપરથી ઉત્પન્ન થયલી છે, તોપણ તે ચોખી ઈરાનીઅન ભાષા નથી. એનુ કારણ સેમેટીક ભાષા બોલનારા પાર્થીઅન અમલમાં તેને જન્મ મલવાનુ છે, અને તેઓની માદર જબાન સેમેટીકનો તેમાં કુદરતી રીતે ભેળ થયો હતો. આ ભાષા આર્યે મુળની હોયા છતાં તેને રાજયકરતી પ્રજાના સ્વદેશ ઉપરથી પહેલવી નામ બેશક મળ્યું છે, અને તેનો પાર્થીઅનોએ રાજદ્વારી ભાષા તરીકે કેટલોક ઉપયોગબી કીધો હતો. પાર્થીઅન અમલમાં સીકકા અને મોહોરો બનાવવાનો હુન્નર જાહેર થયો હતો અને તે ઉપર જોકે પેહેલવી ભાષાના લેખો કોતરવામાં આવ્યા હતા, તોપણ તે વેળા આ ભાષા વધુ ખેડાયલી નહી હતી અને ઘણી બચગીમાં હતી. તે સાસાની અમલમાં જવાનીના પુર બહારમાં ખીલી નીકલી હતી અને તેમાં અવસ્તાના તરજુમા, શરેહો, ભણતરો તથા નીતિ અને તવારીખનાં પુસ્તકો લખાયાં હતાં. આ પેહેલવી સાહિત્યનો મોટો ભાગ કમનસીબે બેકદર અરબોના કાતીલ હાથનો ભોગ થયો હતો અને કેટલાંક પુસ્તકોનો અરબી ભાષામાં તરજુમો થઇ તેઓ તારાજ થયાં હતાં. પેહેલવી સાહિત્યની ખીલવણી અકસર સાસાની અમલને આભારી હતી. પાર્થીઅન અમલમાં જરથોશ્તી મજહબ કેવળ પડી ભાગો હતો, અને તેની મરણતોલ હાલતમાંથી બચાવી લેઇ તેને સજીવન કરવાની કોઇ ધરખમ કોશેશ થઇ નહી હતી. આ વંશના એકજ નામીચા પાદસાહ વલ્ખશે જરથોશ્તી ધર્મના પરાગંદે થયલાં સાહિત્યનો સંગ્રહ કરવાની કીધેલી તારીફ લાયક કોશેશની નોંધ જો કે જળવાયલી મળે છે, તો પણ ત્યાર બાદ તેના ગાદી વારસોએ આ કોશેશને ઊપાડી ન લેતાં તેને પડતી નાખી હતી, અને તેથી તે ફળદ્રુપ નીવડી નહી હતી, બલકે કેટલાક પાર્થીઅન પાદશાહોએ (મુલૂકે તવાયફના) આતશ કદેહોને તારાજ કીધાં હતાં, મુવેલાંને આતશમાં બાળ્યાં હતાં અને જરથોસ્તી મજહબનો ખુલ્લો અનાદર કીધો હતો.

શત્રુ અર્જાસ્પ સાથના જંગમાં પેહેલી જીત મેળવી તેની ખુશવકતીમાં આદરબુરજીન આતશ સ્થાપ્યો હતો. (બુન્દહેશ્ન તથા શાહનામું) બુન્દેહેશ્ન મુજબ શાહ ગુશ્તાસ્પે નવા મજહબની સેવાના દાખલા તરીકે પાહડો ઉપર ઘણા આતશો બરપા કીધાં હતા, જયારે પેગામ્બર સાહેબ નવી દીન લાવ્યા ત્યારે જમશેદે સ્થાપેલા આદર ફરોબા કિબ્લાને તેણે ખ્વારીજમમાંથી ખસેડી કાબુલસ્તાંનના રોશન પાહાડ ઉપર ઉભો કીધો હતો. આ મુજબ નવી દીન બરપા થઇ અને તે ફાહેશ થઇ તેની શુક્ર ગુજારીમાં આ અને બીજા ઘણા નામીચા આતશો બરપા થયા હતા, નવી દીનમાં આતશે ઘણી માનભરી જગા લીધી હતી અને દીનના માન ખાતર ગુશ્તાસ્પે પોતાના કેટલાક બેટાઓ અને નબીરાઓનાં નામો ખુદ આતશ ઉપરથી લીધાં હતાં શાહાજાદા અસ્ફંદીઆરે નવી દીનની ત્રીજી અને છેલ્લી અર્જાસ્પ સાથની યાદગાર લડાઇમાં ફતેહ મળે તો તેની કીર્તીવંત યાદમાં નવાં એકસો આતશ કદેહો ઉભાં કરવાની માનત લીધી હતી (શાહનામુ)

આ નુરાંની કિબ્લાઓની બરકતથી પાદશાહો અને પેહેલવાનો ફતેહ ફીરોજી અને પુસ્તપનાહી મળવાનું યકીન ધરાવતા હતા, તેથી આદરફરોબા, આદરગુશસ્પ અને આદરબુર્જીનના માન પામેલા પુરાતન કિબ્લાઓની બરકતથી સપેહસાલાર પેશુતને બુતપરસ્તી નાબુદ કીધી હતી અને નવા મજહબનો ફેલાવો કીધો હતો (બેહેમન યશ્ત). અને આ પુરાતન રાહેરવેશ મુજબ અર્દશીરે દુશ્મનો ઉપર મેળવેલી ફતેહોની યાદગારી જાળવી રાખવા "આતશે વાહરાંમ" નામના કિબ્લાઓ બરપા કીધા હતા. હવે ફતેહનો મુવકલ ફરેશ્તો બેહેરામયજદ છે અને અવસ્તા વેરેથ્રધ્ન, પેહેલવી વાહરાંમ અને ફાર્સી બેહેરામનો એક અર્થ ફતેહમંદ થાયછે. તેથી દુશ્મનો ઉપર ગાલેબ આવવાની યાદમાં બરપા થતા આતશો સાથે પાછલા સાસાની અંમલમાં ફતેહના આ ફરેશ્તા અને આતશના આ હમકાર બેહેરાંમ યજદનું નામ જોડી આ કિબ્લાનું નામ આતશેવાહરાંમ યાને આતશેબેહરાંમ પસંદ કીધેલું વગર શકે સાબેત થાય છે, અને આ નામનો અર્થ ફતેહમંદીનો બખશનાર આતશ યા ફતેહની યાદમાં બરપા થતો કિબ્લો થાયછે. આપણો રાજ્ય અમલ ખતમ થઇ આપણી સ્થિતિ બદલાવાથી હાલમાં કોઇ ફતેહોની યાદમાં આ નામના કિબ્લાઓ જોકે બરપા થતા નથી, તોપણ તેના અસલ અર્થમાં આતશે બેહરાંમ નામ કાયમ રહયું છે, અને આ નામ સાથ જોડાયલી જુની તવારીખની યાદ જાળવી રાખવાની તેમાં સંભાળ લેવામાં આવી છે. આ આતશોને બાદશાહી મરતબો મલ્યો છે તેઓને એક બાદશાહ મિસાલ તાજ અને તખ્ત અર્પણ થયાં છે, વળી તેઓને નેજા ને શમશીર, ઢાલ ને ગુરૂજ, તથા તીર ને કમાનથી સજ થયલા એક બહાદુર લડવૈયા તરીકે ફતેહની નિશાન દાખલ લડાઇનાં હથિયારો અર્પણ થયાં છે. અવસ્તામાં "આતર્શે

સ્પેન્ત" નામના આતશને "રથએસ્તાર" જાહેર કીધો છે અને તે ઉપરથી "આતશ બેહેરામ" ને એક બાદશાહની ઉપમાંથી આપણે ઓલખીએ છીએ.

**આતશની તખ્ત નશીની તેનો અધિકાર**

પુરાતન જમાનાથી આતશ બરપા કરવો એ જોકે ઘણું માનભરેલું ગણાતું હતું, તોપણ તે બરપા કરવાનો હક અને અધિકાર સર્વેને માટે એક સરખો ન હતો જેઓ રાજ્યકળામાં ઉંચી કુશળતા દેખાડતા હતા અને યુદ્ધમાં કીર્તિભરેલી ફતેહો મેળવતા હતા, એવા નામવર પાદશાહો અને પેહેલવાંનોજ આતશ બરપા કરવામાં હકદાર ગણાતા હતા. આ પવિત્ર હક ભોગવી જનારાઓમાં **હુશંગ, જમશેદ, લોહોરાસ્પ, કેખુસરો, ગુશતાસ્પ, નુશઆજર, અસ્ફંદીઆર, અર્દશીર બાબકાંન, નોશેરવાન આદેલ** અને બીજા નામીચા પુરૂષોનાં નામો મળે છે. આ બીના આગલા શૂરવીર ચક્રવર્તી ક્ષત્રી રાજાઓને **યજ્ઞ** નામની મહામારત ક્રિયા કરવાના અપાતા અધિકારની આપણને યાદ આપે છે. તવારીખ ઉપરથી જણાયછે કે લડાઇના હુન્નરોમાં જે રાજાઓ પોતાને અજીત સાબેત કરી આપતા હતા તેઓનેજ **યજ્ઞ** કરવાનો અધિકાર હતો, પણ જેઓ એવી ઉંચી લાયકાત ધરાવતા નહીં હતા તેઓને ઋષી ધર્મગુરૂઓ તરફથી યજ્ઞ કરવાનો અધિકાર મળતો ન હતો. આ યજ્ઞો **અશ્વમેધયજ્ઞ રાજસૂયયજ્ઞ** વગેરે જુદે જુદે નામે ઓળખાતા હતા અને તે કરનારાઓમાં **યુધિષ્ઠિર, રામચંદ્ર** વગેરેનાં નામો મળે છે. આ ક્રિયાના વિધિઓમાં અગ્નિકુંડમાં બળતો આતશ અગત્યની જગા લેતો હતો. ત્યારે આતશ બરપા કરવાનો આપણો આ પુરાતન રવૈયો ગોયા અગ્નિ યજ્ઞ જેવો હતો. આ મુજબ આતશ બરપા કરવાનો બનાવ અસાધારણ ગણાતો હતો અને તેનો મહાન હક સર્વેને માટે ખુલ્લો ન હતો. જેઓ અખંડ કીર્તી મેળવતા હતા તેઓજ આ અનુપમમાન મેળવવાને અને પવિત્ર હક ભોગવવાને લાયક ગણાતા હતા. સાસાની અમલ અવલ પાર્થિયન અમલમાં નાના નાના સુબાઓએ જુદા જુદા આતશો બરપા કીધા હતા. જેથી તેઓનું આ કામ ક્રિયાની તરીકાથી ઉલટું અને આતશ બરપા કરવામાં સમાયલાં મહત્વનો ભંગ કરનારૂ હતું. તેથી પાર્થિયન અમલના અંત પછી નવી રાજ્ય નીતિની શરૂઆત સાથે આ આતશો કમી થયા હતા, તેઓની જગા શાહનશાહી આતશ બેહેરામોએ લીધી હતી અને તેઓ અર્દશીરના નવા ફતેહમંદ અમલની યાદગારીમાં બરપા થયા હતા.

**કદીમ આતશો કીર્તિના નમુનાઓ**

કદીમ આતશો યાદગારીના કીર્તિ સ્તંભો હતા, અને તેઓ અકસર કીર્તિની યાદમાં ઉભા થતા હતા, તેની એક અસરકારક દલીલ અવસ્તાનાં ચોકસ લખાણ ઉપરથી હું જોઇ શકું છું. **આતશનિયાયશમા** આથ્રો અહુરહે મજદાઓ પુથ્ર વાલા ભાગમાં ૭ વાકયો મળે છે. તેમા પેહેલું વાકય જે ક્રિયા સામે આપણે ઉભા હોઇએ

તેને માટે વપરાયલું છે. તથા બીજામાં ઈરાની **ખોરેહ** અને **કિયાની ખોરેહને**, ત્રીજામાં કિયાની પાદશાહ **કેખુસરૂના** નામ સાથે **અસ્નવદ** પાહાડ, કિયાંની ખુરેહ, હુસવંધ તથા ચએચસ્ત સરોવરોને, અને ચોથામાં **રએવંત** પર્વત અને કિયાંની ખુરેહને ખાસ યાદ કરવામાં આવ્યાં છે. અવસ્તાનો આ ઘણો અગત્યનો ભાગ છે અને તે પુરાતન તવારીખના થોડાક બનાવોની મોઘમ યાદ આપેછે. તેમાં પેશદાદી અને કિયાંની વંશના ત્રણ નામવર બાદશાહોએ બરપા કીધેલા ત્રણ આતશો તથા તેઓ બરપા થવાના ખાસ સબબોની નોંધ જળવઇ રહી છે. મજકુર ત્રણ વાકયોમાં આવેલાં વિશેષ નામોના એક બીજા સાથના સંબંધનો વીગતે ખુલાસો આપણને પેહેલવી લખાણોમાંથા મળે છે. જેમકે **જમશેદ, કયખુસરો** અને **ગુશતાસ્પ** પાદશાહોએ **ગદમંદહુમદ, અસ્નવંદ** અને **રએવંત** પર્વતો ઉપર, **આદરફરોબા આદર ગુશસ્પ** અને **આદરબુર્ઝીન** આતશોને દાદગાહમાં પરથ્યા હતા (પેહેલવી શરેહ તથા બુન્દેહેશ્ન.) હવે જે બાબદ વિષે હાં હું બોલવા માગું છું તે મજકુર અવસ્તાઇ વાકયોમાં દર્શાવેલાં વિશેષનામો સાથે **ખુરેહના** ખાસ સંબંધમાં છે. એમાં ખુરેહ અગત્યની જગા લે છે. દરેક વાકયોમાં **ખુરેહ** નામ ખાસ આવી એવું દેખાડે છે કે, આ કિબ્લાઓ વગર સબબે ઉભા થયા નહો હતા, પણ અકસર કીર્તિની યાદમાં ઉભા થયા હતા, અને તે દર્શાવનારો શબ્દ **ખુરેહ** છે, કારણ કે અવસ્તા ખરેનંઘહ યાને ફારસી ખુરેહનો એક અર્થ કીર્તિ થાય છે. ત્યારે કદીમ આતશો કીર્તીની યાદમાં ઉભા થતા કીર્તિ સ્તંભો હતા અને આ કીયાંની તરીકા ઉપર અમલ કરી **અર્દશીરે** કીર્તિની યાદમાં આતશે બેહેરાંમના કિબ્લાઓ બેશક બરપા કીધા હતા. હાલના કીબ્લાઓ કોઇ અસાધારણ બનાવોની યાદમાં ઉભા થતા નથી અને તેમાંથી તેઓની સ્થાપનાના અધિકાર અને લાયકાતનાં ઉંચાં તત્વોબી સ્વભાવિક રીતેજ ગુમ થયાં છે. હાલમાં તેઓ માત્ર કોમી આસ્થા મજબુત કરવાના એક અસર કારક સાધન લેખે બરપા થાય છે અને પાછલા વખતમાં તેઓને બેહદ ખર્ચાળુ બનાવવાને લીધે એક દીનદાર માણસ લાયકાતે કે બીન લાયકાતે માત્ર જરના જોરે બરપા કરે છે. આ સિવાય આગલા અને પાછલા આતશબેહેરાંમો બરપા કરવામાં બહોળા ફેરફાર અને સુધારા થયલા મળે છે.

**આતશબેહેરાંમ–તેની સાથ જોડાયલી દંતકથા**

આપણે સાબેત કીધું કે આતશે બેહેરાંમ પરથવાનો છેલ્લો સુધારો ખાસ કરી **અર્દશીરને** આભારી હતો. તેથી ઇ. સ. ૨૨૬ નો આપણો શુમારે ૧૮૦૦ વર્ષનો આ પુરાનો અને માન પામેલો રેવાજ છે અને તે આપણાં વહાલાં અસલ વતન ઇરાનમાંથી જો કે જારી થયો હતો; તોપણ જેઓ કહે છે કે ઇ. સ. ૭૫૦ માં **સંજાણ (કે અણહીલવાડ પાટણ)** ના **જાદી રાણા ( કે કરણ રાય )** નામના એક

ભલા હિન્દુ રાજાના અમલમાં નેર્યોસંઘ ધવલ નામના એક ઓલમા દસ્તુરના ઉપરીપણાં હેઠળ સર્વથી પેહેલાં આતશ બેહેરાંમ બરપા થયા હતા, એવી આપણી માન્યતા નિશ્ચય ભુલાવો ખવાડનારી છે. આ માન્યતા સાથે એક એવી કથા જોડાઇ છે કે ઇરાની સલતનત સેવટની ભાગીને ભુકો થવા પછી અકસર ગુરૂ વર્ગ પોતાના વતન ઇરાનથી નીકળી, વહાલામાં વહાલી વસ્તુ જે બાપીકો મજહબ તેની પાયદારી ખાતર કાઠીઆવાડના દીવ બંદરેથી ગુજરાત તરફ દેશવટો લેતાં ભર દરીએ ઇરાની કાફલાને તોફાન નડયું હતું, જેથી તેઓએ એવી માનત લીધી હતી કે; અગરજો કાફલો સહી સલામત કીનારે લાગે તો બેહેરાંમ યજદની નૈયતે આતશ બરપા કરી તેને આતશ બેહેરાંમનું નામ આપીશું. આ મુજબ પાર્સીઓ હિન્દુસ્તાનને કીનારે ઉતરી ઠરીઠામ થવા પછી સંજાણ સંસ્થાનમાં પેહેલા આતશ બેહેરાંમ પરથ્યા હતા અને ત્યાર પછી એ રિવાજ જારી રહયો હતો. પણ એમ માનવામાં વજુદ જણાતું નથી, આ એક કથા છે અને કબુલ કર્યે કે ચાલતી આવેલી કથામાં સચ્ચાઇ સમાયલી હતી, અને ગમખારીમાં ગીરફતાર થયલા કમનસીબ ઇરાની કાફલાએ જીવ સટોસટના આ બુરા ઐયાંમમાં આતશબેહેરાંમ બનાવવાની માનત લીધી હતી અને તે અમલમાંમી મુકી હતી, તોપણ તે ઉપરથી સાબેત થતું નથી કે આ રેવાજ સર્વથી પેહેલો હિન્દુસ્તાનથીજ જારી થયો હતો. સબબ, સાસાની અમલથી ચાલુ થયલા આ રેવાજની પેહેલી નોંધ પહેલવી લખાણોમાં જળવાઇ રહેલી મળે છે, આતશ બેહેરાંમની પેહેલી સ્થાપના હિન્દુસ્તાનમાં ચાલુ થઇ ન હતી, પણ પાર્સી જાહોજલાલીના પાછલા અમલમાં ખુદ ઇરાન વતનથી બેશક જારી થઇ હતી. આગલા ઇરાની અને પાછલા હિન્દુસ્તાની આતશ બેહેરાંમો વચ્ચે શુમારે ૬ સદીનો તફાવત છે. સંજાણમાં બરપા થયલા આતશ બેહેરાંમની શુમારે છ સદી પેહેલાં સાસાની અમલની શરૂઆત સાથે ઇરાન દેશમાં સેંકડો આતશબેહેરાંમો બરપા થઇ ચુકા હતા, માટે ઇરાનમાં બરપા થયલા આતશે બેહેરાંમો આગલા અને સંજાણના પાછલા છે.

## અર્દશીરનું ખાનદાન—તેનો આલા દરજજો.

હાથ ધરેલી બાબદમાં અર્દશીર આપણું ખાસ ધ્યાંન ખેંચે છે. તેમાં તે નામવરનાં મુબારક નામ અને કીર્તી ભરેલાં કામની ટુક નોંધ આપણે ઘણાં વહાલ સાથે જોઇ છે, માટે આપણે જોઇશું કે આ નાંમવર કોણ હતો? અને કયાં નામીચાં ખાનદાનથી ઉતરી આવેલો હતો? પાયકુલી ખાતેની ખંડન ઇમારત (આતશ કદેહ)ના પત્થરના ટુકડા ઉપરના એક પેહેલવી લેખમાં અર્દશીરને "આતશ કદેહનો સાહેબ" કહયો છે, બીજા લેખમાં તેને હેરબદ, અને ત્રીજામાં "પાર્સી," જાહેર કીધો છે. આ સત્તાદાર લેખ મુજબ અર્દશીર એક મોબેદ જાદો હતો. પાર્સ પ્રાંતમાં જરતોસ્તી મજહબને

તેની થોડીબી અસલ ખાલેસીમાં જાળવી રાખનારા ઓલ્મા મોબેદોની ઓલાદથી ઉતરી આવેલો તે એક ઉમરાવ મોબેદજાદો હોવો જોઇએ, કારણ કે તે પાર્સનો વતની હતો, ત્યાં તેના વડવાઓની હાકમી હતી, અને બાપીકા મજહબ તરફની તેની કુરબાની તેનો અચુક અને અખંડ પુરાવો છે. બીજું, મજકુર લેખમાં તેને આતશ કદેહનો સાહેબ કહયો છે, કે જે અધિકાર ધર્મગુરૂ સિવાય બીજાને મળતો નહીં હતો. પેહેલવી શરેહ મુજબ આતશ કદેહના વડાનો ખાસ એલકાબ દસ્તોબર એટલે દસ્તુર છે. અને ત્રીજું, દસાતીર મુજબ શાહજાદો અસ્ફંદીઆર એક નામીચો પેહેલવાંન, આતશ કદેહોનો નેગેહબાન અને ડાહયો મુબદ હતો. એ મુજબ અસ્ફંદીઆરનો પેશો પેહેલવાંનગીરીનો હોવા છતાં તેણે ઘણાં આતશ કદેહો બરપા કરવાથી તે એક ડાહયા મોબેદના એલકાબથી ઓળખાયો હતો. આ બાબદને ફીરદોસીથીબી ટેકો મળે છે. શાહનામા મુજબ અસ્ફંદીઆરે અર્જાસપ સાથનાં નવી દીનનાં છેલ્લાં જંગમાં ફતેહ મળે તો નવા એકસો આતશ કદેહ બનાવવાની ખાહેશ રાખી હતી, અને બીજું, દીનના રાહબર તરીકે તેણે હિન્દુસ્તાન રૂમ અને બીજા મુલકોમાં દીનનો ફેલાવો કીધો હતો. મજકુર દલીલો ઉપરથી જણાય છે કે આતશ કદેહનો જે વડો તે દસ્તુર કહેવાતો હતો, અને અર્દશીર એક દસ્તુર યા મોબેદના નામીચા એલકાબથી બેશક ઓળખાયો હતો. આજ કારણને લીધે દરેક સાસાની પાદશાહને તખ્તનશીન થતાંજ ઠરાવેલાં આતશ કદેહમાં ખાસ જવું પડતું હતું અને ત્યાર પછીજ ધર્મરક્ષક તરીકેનો ઉંચો અધિકાર ભોગવવાને તે લાયક ગણાતો હતો. આજ કારણથી નવશારીમાં એક ઉમેદવાર દસ્તુરને ભેગી મળેલી અંજુમન તરફથી દસ્તુરીની જાહેરાત મળેલી હોવા છતાં ઠરાવેલે દીવસે આતશકદેહમાં ખાસ જવું પડે છે. જ્યાં આતશકદેહના વડા તરીકેની નેમણુંકની ચોકસ ક્રિયા થાય છે અને ત્યાર બાદ તેઓ વડા દસ્તુરનો મરતબો પામે છે.

આફ્રીને રપીથવનમાં અર્દશીરની જરતોસ્તી મજહબની જાહેર સેવાની નોંધ લેતાં તેને દીનનો પેશ્વા જાહેર કરે છે. ત્યાં તેને ખોદાઇ દીનને સમારનારા સજીવન કરનારા અને બીજા નેગેહબાંનોમાંનો એક કહયો છે. આ નામવરે જોકે પેગામ્બરી દાવો કીધો હતોજ નહીં, તોપણ દીનના આ સાચા સેવકે દીનની જે સેવા બજાવી હતી તે એક વડા દસ્તુર દીનની સેવા અને ફરજ જેવી રીતે બજાવે તે કરતાં બેશક વધારે હતી. ત્યારે અરદશીર અને તેના તખ્ત ઉપર આવનારા સઘળા સાસાની પાર્સી મોબેદો હતા અને તેઓ બેહોશી સાસાની શાહાનશાહત ભોગવી ગયા હતા. તેઓએ બાદશાહ અને ધર્મગુરૂના અધિકારો એકી વેળા સાથે સાથે ભોગવ્યા હતા. સાસાની અમલ વખતે નવા ઉગતા અને તુરતના ખીલતા ખ્રિસ્તી અને જુના જરતોસ્તી એ બે બળવાન મજહબો વચ્ચે તીક્ષ્ણ હરીફાઇ ચાલી રહી

હતી. એજ એયામમાં માની અને મજદક નામના બે નવા પંથો એક પછી એક ફુટી નીકલ્યા અને આ બેઉ પંથો અગર ફતેહમંદ ઉતરયા હોત તો દેશની બદબખ્તીના એવા સંજોગો તૈયાર ઉભેલા હતા કે એકલા જરતોસ્તીજ નહીં પણ ખ્રિસ્તી અને બીજા મજહબોને બી તેણે દાબી દીધા હોત અને ધર્મના આ ફેરફાર જોડેજ પાર્સી રાજ્યનીબી પડતી થઇ હોત. પણ બેહરાંમ પેહલો અને નોશેરવાંન આદેલ એ બે નામવરોએ બેઉ પંથોને બુનોબીખથી ઉખેડી નાંખી દેશ તથા મજહબને આ મોટા ભયમાંથી બચાવી લીધા હતા. વળી શાહપુર પેહલો અને શાહપૂર બીજો, યજદજર્દ પહેલો અને યજદજર્દ બીજો વગેરે મોબેદ બાદશાહોએ જરતોસ્તી મજહબને તેની અસલ ખાલેસીમાં મુકવા, દુર પ્રદેશો સુધી તેને આશકારા કરવા અને રૂમી તથા બીજી પરધર્મી પ્રજાઓમાં તેનો ફેલાવો કરવા જે અથાગ શ્રમ ઉઠાવ્યો હતો, તે તેઓના બાપીકા પેશા અને મજહબ તરફની તેઓની ઉંડી પવિત્ર ફરજનુંજ કેવળ પરિણામ જણાયછે. આજે ધર્મગુરૂ વર્ગ "મોબેદ બાદશાહની" જે રૂપમાથી ઓળખવામાં આવેછે તે તેમના વડીલોએ ભોગવેલી શાહાનશાહતની સચ્ચાઇનો વાજબી સબબ હોવોજ જોઇએ.

કેટલાક તવારીખ નવીસો મુજબ અર્દશીર માજી ગુરૂ હતો. એમાં સચ્ચાઇ થોડીબી હોય, અને તે અસલ મોબેદી ખાંનદાનથી સીધી લીટીએ ઉતરી આવેલો નહીંબી હોય, તોપણ તેને મોબેદ યા દસ્તુરના માનવંત એલકાબથી ઓળખાવ્યો હોય તો તેમાં દીનની દસ્તગીરી કરવાની તેની જાહેર સેવાનીજ લાયક પિછાણ થયલી હોવી જોઇએ. કારણકે નવી રાજ્યનીતિની શરૂઆતમાં નવેસરથી મંડળીના ચડઉતર વર્ગો ઠરાવવામાં આવ્યા હતા અને તેમાં એક એવો નિયમ ઠરાવ્યો હતો કે ઉતરતા વર્ગનો એક શખસ બુદ્ધિબળ યા બાજુબળથી પોતાની ઉંચી લાયકાત પુરવાર કરે તો તેને ચઢતા વર્ગમાં મુકવો અને તેજ નિગમ સબળ કારણોને લીધે ખુદ પાદશાહ તથા તેના લાયક ગાદીનશીનોના સંબંધમાં અમલમાં આવ્યો હોય તો તે તદન કાયદાપુર્વક ગણાવું જોઇએ. અર્દશીરની નમુનેદાર જાહેર કારકીર્દીજ તેને ગુરૂપદ ધારણ કરવાને તદન લાયક બનાવે છે. તવારીખ મુજબ હખામની અમલમાં કેટલીક વખત રાજકાજમાં માજીગુરૂઓનું જોકે ભારે ચલણ હતું, તોપણ સાસાની અમલમાં તેઓનો વગવસીલો ઘણો વધી ગયો હતો. રાજકારેબારમાં ઉંચા અધિકારવાલા સઘલા મોટા ઓહ્દાઓ માજીઓ ભોગવતા હતા. અર્દશીરે પોતે ગુરૂવર્ગનો દરજ્જો ઘણો વધારી આપ્યો હતો. તેણે પોતાના વડાવજીર તન્સર ને અનાહિતા ( અરદુઇસુર )નાં ધાર્મિક ધર્માલયનું વડપણ બક્ષી તેની ઉપર દસ્તુરના માનવંત મરતબાની નવાજેશ કીધી હતી. આ નવાજેશ તેણે દેશ તથા દીનની બજાવેલી મહાન સેવાની એક અદના કદરશનાસી હતી.

# હિંદના આતશબેહરામો.



## ( ઓહોળો ફેરફાર, સુધારો અને વધારો.)

અહુરમજદના અખુટ નુરના અંશ અને તેના પાક પ્રતિનીધિ તરીકે આતશે પુરાતન આર્યોમાં માનભરેલી જગા લીધી હતી અને કુદરતની કારીગરીના એક નાદર નમુના તરીકે તેને કિબ્લાનો આલા દરજ્જો મળ્યો હતો. આ જુના મજદયસ્નની તરીકાને નવા જરથોસ્તી મજહબે બાઆબરૂ આવકાર આપ્યો હતો અને તે ઉપર ધાર્મિક છાપ મારી તેની અગત્યતા વધારી આપી હતી. ઇરાનવેજ મુલકમાં કેટલાક પેશદાદી અને કિયાની નામીચા બાદશાહોએ પ્રથમ આ માનવંત કિબ્લાઓ બરપા કીધા હતા અને તેઓ રાજદ્વારી તથા ધાર્મિક અગત્ય ધરાવનારા અસાધારણ બનાવોની યાદગારીમાં બરપા થયા હતા. કિયાનીઓની પાદશાહત ખતમ થવા પછી હખામનીશ અમલમાં આતશો બરપા થવાના ઇશારાઓ મળે છે. અને આ પાર્સી શાહાનશાહતની આખેરી પછી ઇરાન દેશમાં "મુલૂકે તવાયફ"નો પાર્થિયન અમલ શરૂ થાય છે. આ અમલમાં ઇરાની સલતનત જુદા જુદા સ્વતંત્ર સુબાઓના તાબા હેઠળ વેંહેંચાઇ ગઇ હતી અને આ હાકમોએ પોતપોતાના પ્રાંતોમાં જુદાંજુદાં આતશકદેહો બરપા કીધાં હતાં. પાર્થીયન અમલના અંત પછી સાસાની અમલની શરૂઆત સાથે અસંખ્ય આતશ બેહેરાંમો બરપા થયા હતા અને આ નામીચા કિબ્લાઓ બરપા કરવાનું સર્વેથી પેહેલું માન નામવર અર્દશીરેબાબકાનને ઘટે છે. સાસાની અમલની આખેરી સાથે પારસી હકુમત સદાની ખતમ થાય છે, અને પાર્સી પ્રજાનો એક નાનો ભાગ દીનની પાયદારી ખાતર હિન્દ તરફ દેશવટો લે છે દંત કથા મુજબ માર્ગમાં એઓને મોટી આફત નડે છે, આફત આસાન થવા આતશ બેહેરાંમ પરથવાની તેઓ માનતા લે છે. અને સંજાણ સંસ્થાનમાં ઠરીઠામ થઇ તેઓ હિન્દમાં ઇરાનશાહ આતશ બેહેરાંમપહેલા બરપા કરે છે. હવે આતશ બેહેરાંમની હાલની ક્રિયા વીષે પ્રથમ ટુંક વિવેચન કરીશુ.

### ક્રિયાની તરતીબ.

"બે માણસોએ પાદીઆદ કુસ્તી કરી અને પેવંદ ( જોડ ) પકડી સરોશબાજ ભણવી. ત્યાર પછી જુદા જુદા ઉપયોગમાં આવતા સોળ આતશોમાંથી અકેક આતશની

ઉંચેથી જાહાર લેવી. તે એ રીતે કે એક સુરાખદાર ચમચ ઉપર સુખડનો વેહેર મુકીને તે ચમચ આતશથી ઉંચે તેને લાગે નહીં તેમ ધરવી. કે જેથી આતશની જાહારથી તે ચમચ ઉપરનો ભુકો સળગી ઉઠે, પછી તે જાહારથી લીધેલા આતશને સુખડ યા લાકડાંના કટકા સાથે સળગાવીને પેલા આતશથી એક વેંહેંત દૂર એક ખાડામાં મુકે અને તે આતશને થંડો થવા દે. એ મુજબ અકેક આતશ ઉપર એકાણું ખાડામાં એકાણું વખત કર્યા કરવી, જેને આતશ ચુંટવો યા ગાળવો કહે છે. એ ચુંટેલા આતશો ઉપર વધતી ઓછી યજસ્ન-વંદીદાદની ક્રીયા કરવી. એ રીતે સોળ આતશો ઉપર જુદીજુદી ક્રિયા થવા પછી સઘળા આતશોને એકઠા કરવા અને તે ઉપર ફરીથી યજસ્ન-વંદીદાદની ક્રિયા કરવી. અને ત્યાર પછી સેવટે ઠરાવેલે દીવસે જાહેર જશન કરી ભેગા કીધેલા આતશોને એક આફરગાંનીઆંમાં મુકી તખ્તનશીન કરવા.'' જેને આતશ બેહેરાંમ કહે છે.

હવે આ ક્રિયાની ઉત્પતિ કયારે, કયાં અને કોણથી થઇ છે ? તે અસલ છે કે તેની રચના પાછળથી થઇ છે ? હાં આપણે આ સવાલોની વિગતે તપાસ લેઇશું અને જોઇશું કે ક્રિયા બાબેનું આ વર્ણન કેટલુંક નવુંજ અજવાળું નાંખે છે.

આપણે પાછળ જોઇ આવ્યા છીએ કે આગલા બાદશાહી અમલમાં ચોકસ મહાન બનાવોની યાદમાં આતશો બરપા થયા હતા, પણ તેઓ કેવી ક્રિયાથી બરપા થયા હતા તેની નોંધ અવસ્તા કે બીજાં પાછલાં લખાણોમાં મળતી નથી. વળી તેઓ હાલની ક્રિયાથી બરપા થયા હતા એમ સાબેત કરવાને આપણી પાસે વજન-દાર કોઇબી આધાર નથી.

૨-પાર્સી પાદશાહાતના પાછલા સાસાની અમલમાં **આતશે વાહુરામ** ( આતશે બેહેરાંમ ) નામથી જે નામીચા કિલ્લાઓ બરપા થયા હતા, તે જમાનાના પહલ્વી-પાજંદ પુસ્તકોમાંબી આ ક્રિયાની તરતીબ મળતી નથી. ૩-પાર્સી પાદશાહાત ફના થવા પછી હિન્દમાં સર્વથી પેહેલાં સંજાણના ઇરાનશાહ આતશબેહેરાંમ બરપા થયા હતા તેની નોંધબી જળવાયલી નથી.

૪-હાલની અવ્વલથી આખર સુધીની ક્રિયાથી શુમારે ચાર સદી ઉપર ગુજરાતના જરથોસ્તીઓ નાવાકેફ જણાય છે. કારણ કે ઇસ્વી ૧૫૮૦ માં તેઓને ઇરાનના તે વેળાના દસ્તુર પાસે આતશબેહેરાંમ કેવી ક્રિયાથી પરથવા જોઇએ તેની તપસીલ મંગાવવાની ફરજ પડી હતી. આ ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે, સંજાણના નજદીકની સદીમાં બરપા કીધેલા આતશબેહેરાંમની ક્રિયાની નોંધ અગર જળવાયલી

હોત તો, પાછલા વખતમાં તે માટે ગુજરાતના જરથોસ્તીઓને ઇરાન તરફ પુછપરછ કરવાની જરૂર ન હતી. આ ક્રિયાની જે નોંધ ફાર્સી રવાયતમાં જળવાયલી છે, તે કોઈ આગલી નોંધ ઉપરથી થયલી નહીં હતી, પણ ઇરાની દસ્તુર તરફથી લખાયલી હતી. વળી આ પુછપરછ ગુજરાતના જરથોશ્તીઓમાં પડેલા મતફેરને લીધે નહીં પણ ક્રિયાની હસ્તી નહી હોવાથી થઇ હતી.

૫—રવાયતમાં લખાયલી ક્રિયામાં જોકે ઇરાની દસ્તુરોનો મુખ્ય હાથ હતો, તોપણ તેની તરતીબ **વંદીદાદની ૮ મી** પરગરદના આધારે અને તેના ફરમાન મુજબ થયલી ઈરાન અને હિન્દના દસ્તુર સાહેબો કહે છે તેમાં વજુદ જણાતું નથી.

૬—અગર સાસાની અમલના આતશબેહેરાંમો હાલની ક્રિયાથી બરપા થયા હોય, તેની તરબીબ તે જમાનાના પહલ્વી પાઝંદ લખાણોમાં જળવાયલી હોય, પાછળથી અરબોના દોરમાં તે લખાણો પરાગંદેહ થયા હોય, અને આગલી યાદદાસ્ત ઉપરથી રવાયતોમાં તેની નોંધ જાળવવામાં બી આવી હોય, તો પણ તે ઉપરથી આપણે સીધી રીતે સાબેત કરી શકીશું નહીં કે આ ક્રિયાઓમાં ફર્માન મુજબ પાધરો અમલ થાયછે.

## વંદીદાદનું ફરમાન.

**પરગરદ ૮ મી.** **આતશબેહેરામના** કિબ્લાઓ બરપા કરતાં જે ચોકશ ક્રિયા કરવામાં આવે છે તે **વદીદાદની ૮ મી** પરગરદના આધારે થતી કહેવાય છે. તેમાં ક્રિયાનું જે વર્ણન મળે છે તે જોકે ચોકસ આતશના સંબંધમાં થયલું છે, પણ આ આતશ તે આતશબેહેરાંમ બરપા કરવા માટેના નથી. તેમાં **આતશ બેહેરાંમ** જેવો કોઇ શબ્દ નથી, અને એ ક્રિયાથી બધાં આતશબેહેરામ પરથવા કહેવામાં આવતું નથી.

બીજું, વંદીદાદમાં આતશોના ઉપયોગના સોળ દાખલા દેખાડવામાં આવ્યા છે, અને તે મુર્દાને અથવા મુર્દાર કોહોતી વસ્તુને બાળવા કે પકાવવાના તથા બીજા જરથોસ્તી ધર્મના ફર્માનથી ઉલટા ઉપયોગમાં આવતા આતશો તેમજ જુદાજુદા કારીગરીના કારખાના યા ભઠી વગેરના આતશો વિષે છે, જેઓને "દાઈત્વ-ગાતુ" **યાને દાદગાહે** લઇ જવા જણાવ્યું છે (ફ. ૮૬) હવે આતશોને દાદગાહે લઇ જવાની ખરી સમજ મેળવવા માટે મજકુર પરગરદનો એક ફકરો આપણને ઘણો ઉપયોગી થઇ પડે છે અને તે આતશોને કેવા સંજોગો વચ્ચે દાદગાહે લઇ જવા તેનું આ મુજબ વર્ણન થયલું છે.

સવાલ—જવાબ. "આએ કે જે મજ્દયસ્નો, તેઓ પગે ચાલતા જતા હોય અથવા દોડતા હોય (અથવા વહાણમા બેસીને જતા હોય,) અથવા ઘોડા ઉપર સ્વાર થઇને જતા હોય, (અને જો) નસા પકાવતા આતશની નજદીક જઈ પહોંચે (કે જ્યાં કોઇ માણસો) નસોને બાળતા હોય, અથવા નસાને પકાવતા હોય તો આએ કે જે માજદયસ્નો તેઓ શું કરે?"* અને આ સવાલના જવાબમાં આતશ ઉપર ઘટતી ક્રિયા કરવા અને ત્યાર પછી તેને લાયક જગાએ લઇ જવા જણાવે છે (ફ૦ ૭૩-૭૮)

**ભાવાર્થ**—આ સવાલ જવાબ અર્થસુચક છે અને તે મુર્દા યા મુરદાર વસ્તુને બાળતા યા પકાવતા આતશના સંબંધમાં મળે છે. આ સવાલ આતશબેહેરામ પરથવાના એકજ ચોકસ ઠરાવેલે વખતે આતશને દાદગાહે લઈ જવાનો કે જ્યારે આતશબેહેરાંમ પરથવાની જરૂર પડે ત્યારેજ ઘટતી ક્રિયા કરી તેને સ્થાપવાનો ખ્યાલ આપતો નથી. પણ જ્યારે જ્યારે આતશનો ગેરઉપયોગ થતો હોય ત્યારે ત્યારે વખત બેવખત તેની જાળવણી કરવાનો પુરતો ખ્યાલ આપે છે. એક જરથોસ્તી "પગે ચાલતો" પોતાને માર્ગે જતો હોય ત્યારેજ નહી, પણ કોઇ જરૂરના કારસર "દોડતો જતો હોય," "ઘોડા ઉપર જતો હોય," કે "ગાડીમાં જતો હોય," એ વાકયોની મતલબ મુર્દાર વસ્તુ સાથ આમેજ થયલા આતશ નજદીક જ્યારે ખપ પડે ત્યારેજ ધારવીને જવાની નીકળતી નથી, પણ નસા સાથ આતશ જ્યારેબી આમેજ થયલો નજરે પડે ત્યારે તુરતા તુરત અને વગર ઢીલે તેને ઘટતે ઠેકાણે લઇ જવાની નીકળે છે.

### પરગરદ ૬ ઠી.

**મુકાબલો**—વળી મજકુર સવાલ વંદીદાદની છઠી પરગરદમાં બીજી વાર મળે છે અને તે આતશ માટે નહીં પણ પાણીમાં પડેલા નસાના સંબંધમાં નોંધાયલો છે (ફ૦ ૨૬). આ સવાલના જવાબમાં ગમે એટલો જોખમ ખેડીનેબી પાણીમાંથી નસાને બહાર કાઢી નાંખવાની ત્યાં તાકીદ કરવામાં આવી છે. (ફ૦ ૨૭).

પાણીને પાક રાખવાના આ સવાલ જવાબ ઉપરથીબી આતશને દાદગાહે લઇ જવાની ખરી સમજ મેલવી શકાય છે. ત્યાં આતશ અને પાણી એ બંન્ને વસ્તુ માટે સવાલ એકજ છે જેની બે જુદી મતલબ ઉઠડી શકાશે નહીં. અગર પાણીમાં પડેલા નસાને બાહર કાઢવા વખત ખોહવાનો નથી, તો નસા સાથ આમેજ થયલા આતશને જ્યારે ખપ પડે ત્યારેજ દાદગાહે લઇ જવાની કે જ્યાં સુધી આતશબેહેરાંમ

* મરહુમ વિદ્વાન ડા૦ એ૦ કાંગાનો તરજુમો.

બનાવવાનો ખપ પડે ત્યાં સુધી તેને માટે થોભવાની જરૂર જણાતી નથી. **વંદીદાદના** મજકુર બંને ફકરાઓનો ચોખ્ખો ભાવાર્થ એજ છે. એની મતલબ આતશબેહેરામ બનાવવાની નીકળતી નથી અને તેમાં એવો કિબ્લો બરપા કરવાનો કોઇ આધાર મળતો નથી. **વદીદાદના** આ ફરમાંનની ખોહોલી મતલબ હમદીનો યા જુદ્દીનોના વ્યહવારૂ ઉપયોગમાં આવતા આતશોનો મુર્દાર વસ્તુ બાળવાના એક દાખલામાં ઉપયોગ પુરો થવા પછી, તેઓને પરગંદેહ નહી થવા દેતાં પાધરા દાદગાહે ઠેકાણે પાડવાની છે. બીજા ખોલોમાં એ ફર્માનની અસલ મતલબ એકજ અપવાદ સિવાય જુદાજુદા કારીગરોના ઉપયોગમાં આવતા આતશોનો ઉપયોગ જ્યારે જ્યારે બંધ થાય ત્યારે ત્યારે તેને રખડતો રહેવા દેવો નહીં કે બુજાવા દેવો નહીં, પણ તેની જાળવણી કરવી અને તેઓને ઠેરવેલી લાયક જગાએ લઇ જઇ રોશન રાખવો.

**આતશનો સોળ રીતનો ઉપયોગ**

વંદીદાદમાં આતશોનો જે સોળ જાતનો ઉપયોગ દેખાડયો છે તે ઉપરથી હાલનાં આતશ બેહેરાંમ બનાવતાં સોળ તથા વીજળીક મળી સત્તર આતશોને એકઠા કરી અસલ આંકડાંની સંખ્યાની હદ જોક રીતે જાળવી રાખવામાં આવી છે. પણ આ આતશોનો ઉપયોગ અમુક સંખ્યા સાથે નહીં પણ જમાના સાથ સંબંધ ધરાવે છે. વંદીદાદના પુરાતન જમાનામાં આતશ જેટલે ઉપયોગમાં આવતો હતો તેના મુખ્ય ઉપયોગના ત્યાં માત્ર સોળ દાખલા દેખાડવામાં આવ્યા છે, માટે એની મતલબ સોળનીજ સંખ્યાની ટુંકી હદમાં અટકવી જોઇએ નહીં, અને એટલીજ સંખ્યાના ઉપયોગમાં આવતા આતશોની જાળવણી કરવાની નીકળતી જોઇએ નહીં, પણ આગળ વધતા વિદ્યાકળાના જમાનામાં આતશ ખોહોળા ઉપયોગમાં આવી જે અગત્યનો ભાગ બજાવતો રહે છે તે સઘળા ઉપયોગના આતશોની જાળવણી કરવાની છે. જુદાજુદા ઉપયોગમાં આતશોને એકી વેળા એકત્ર કરવાની કે એકત્ર કીધેલા આતશોનો કિબ્લો બરપા કરવાની ત્યાં મુળ મકસદ સમાયલી નથી, પણ એવા એકેએક આતશનો ઉપયોગ બંધ થવા પછી તે પરાગંદેહ થતો યા બુજાઇ જતો એક જરથોસ્તીની નજરે પડે તો ત્યાંથી ઉપાડી તેને દાદગાહમાં ઠેકાણે પાડવાની એક જરથોસ્તીની ખાસ ફરજ તેમાં શિખવવામાં આવી છે.

**ઇરાની કદીમ રસમ**

વંદીદાદની આ મુળ મકસદ હાલના એક ચાલુ ઇરાની રેવાજમાં જળવાયલી મળે છે. ઇરાની જરથોસ્તીઓમાં એક એવો રેવાજ જાયજ છે કે, આતશ રૂબરૂ થતાં ભણતર-ક્રિયાઓ જ્યારે જ્યારે ખલાસ થાય છે, ત્યારે ત્યારે ક્રિયાવાળા આતશને આપણા હિન્દી રેવાજ મુજબ ઘરના

આતશ સાથે મેળવવો તેઓ ઘટારત ગણાતા નથી, પણ તેને આતશ કદેહમાં લઇ જાયછે અને **આદરાંનના** આતશ સાથે મેળવવામાં મોટું પુન સમજે છે. વળી ખાણું પકાવવામાં આવતા ઘરના આતશને વખતે વખત આતશ આદરાંન સાથે મેળવે છે અને તેનું કારણ તેઓ આતશપર પડતાં આજામનું જણાવે છે. એજ મુજબ પોતાના કોઇબી વ્યહવારૂ ઉપયોગમાં આવતા આતશોને તેઓ પરાગંદેહ થવા કે બુઝાવા દેતા નથી, પણ ઉપયોગ પુરો થવા પછી તેને ગોયા વંદીદાદના ફરમાન મુજબ "દાઇત્યગાતુ" લઇ જાય છે અને આતશ આદરાન સાથે મેળવવામાં આવે છે. આ ઇરાની રેવાજ વંદીદાદનાં અસલ ફરમાનની આપણને આબાદ યાદ આપે છે અને તેની મુળ નેમને ઘણે દરજ્જે સચવાવી આપે છે.

## વંદીદાદની દાઇત્યગાતુ

વંદીદાદમાં આતશોને ઠેકાણે પાડવા "દાઇત્યગાતુ" નામ મળે છે. એનું પહેલવી **દાદઘાસ** અને પાજંદ-ફારસી **દાદગાહ** થયું છે અને તેનો અર્થ લાયક જગા થાય છે. વળી આ નામ એકલું આતશ માટેજ વપરાયું નથી. પણ સગ તથા બળવાના લાકડાં ઘટતે ઠેકાણે લઇ જવા માટેબી એજ નામ મળે છે. આતશોના સંબંધમાં વંદીદાદમાં વપરાયલાં આ નામને આપણે ત્યાં દરેક બાજુએથી તપાસીશું અને જોઇશું કે તેની સાથે જે ક્રિયાપદ મળે છે તે "અવબરઇતિ" છે. અને તેનો અર્થ માત્ર લઇ જવાનો થાય છે. બરપા કરવા કે પરથવાનો થતો નથી. અવસ્તામાં કોઇ વસ્તુને ઠેરવવા, મુકરર કરવા, કે એલાહેદી રાખવા માટે "નિદઘ" "નિધા" કે "નિશહધ" ધાતુ ઉપરથી નિકળેલાં ક્રિયાપદનાં રૂપો મળે છે, અને આ ત્રણમાંના છેલ્લા ધાતુ ઉપરથી આતશને તખ્તનશીન કરવા પહલવી "નેશાનદન" તથા પાજંદ ફારસી "નિશસ્તન"નું સામાન્ય રૂપ થયલું મળે છે જે ત્યાં મળતું નથી. આ ઉપરથી જણાય છે કે "દાઇત્યગાતુ" નામ આતશેબેહેરામ પરથવા માટે નથી, પણ અમુક અમુક આતશને અમુક અમુક સંજોગોમાં કોઇ લાયક જગાએ લઇ જવા માટે વપરાયલું છે.



# હિંદનાં આતશબેહેરામો.

**દાઇત્ગાતુ શું છે?**

હવે ત્યાં મુખ્ય સવાલ ઉભો થાય છે કે આતશને લઇ જવા "દાઇત્યગાતુ" કઇ લાયક જગા હોવી જોઇએ? આ સવાલ પુરાતન પારસી તવારીખના બનાવો સાથ સંબંધ ધરાવે છે અને તેના જવાબમાં વગર ઢીલે જણાવી દેઇશ કે, વંદીદાદમાં દર્શાવેલી આ "દાઇત્યગાતુ" કોઇજ નહીં પણ પુરાતન આતશકદેહો છે. વંદીદાદના જમાના પેહેલાં ઇરાનવેજ મુલકમાં જાહેર આતશો બરપા થયા હતા અને તે પેશદાદી તથા કિયાની વંશનાં કેટલાક નામવરોએ ચોક્સ મહાન બનાવોની યાદગારીમાં પર્વતો ઉપર ઉભા કીધા હતા. આતશોમાં કેટલાક ઘણા નામીચા કિબ્લાઓ હતા, કારણકે તેઓ અસાધારણ બનાવોની યાદગીરીમાં બરપા થયા હતા અને તેને બરપા કરનારા ઘણા નામવર પાદશાહો અને પેહેલવાનો હતા. આથી આ નામીચા કિબ્લાઓની ટુંકી નોંધ ખુદ અવસ્તામાં થયલી છે અને તે ખુલાસા રૂપે પેહલવી તથા પાઝંદ લખાણોમાં જળવાયલી મળે છે. હાં આપણે જોઇશું કે આ મહાન કિબ્લાઓ કોઇજ નહીં પણ પુરાતન આતશ દાદગાહો હતા અને તેઓજ વંદીદાદે દર્શાવેલી આતશોને ઠેકાણે પાડવાની "દાઇત્યગાતુ" હતી. જેમકે જમશેદ, કેખુશરો અને ગુશતાસ્પ પાદશાહોએ ગદમંદહુમંદ, અસ્નવંદ, અને રએવંત પર્વતો ઉપર આદરફરોબા, આદરગુશસ્પ અને આદરબુરજીન આતશોને "ઉઝ દાદગાસ ઇતીબુનસ્ત" એટલે દાદગાહોમાં બરપા કીધા હતા. (બુનદેહેસ્ત). વળી પાઝંદ લખાણોમાં ઉપલા માનવંત કિબ્લાઓ સાથે આદરખુરેહ, આદરબોરઝાદ, અને બીજા પુરાતન આતશોને "કે પ દાદધાહ નિશસ્ત એસ્તેદ" યાને દાદધાહમાં તખ્તશીન કીધેલા જાહેર કીધા છે. (આતશ નિયાયશ તથા આફ્રીને રપીથવન). આ મુજબ વંદીદાદના જમાના પેહેલાં પુરાતન આતશો બરપા થયા હતા અને તેઓને બરપા કરવાની લાયક જગા દાદધાહના નામથી ઓળખાતી હતી. આ ઉપરથી કંઇબી શકસુએહ રહેતો નથી કે, પેશદાદી તથા કિયાની પાદશાહ—પેહેલ્વાનો અને બીજા નામ નહીં જણાયલા નામવરોએ બરપા કીધેલા કિબ્લાઓ માટે ઠરાવેલી જે લાયક જગા તેજ આ દાદધાહો છે અને વંદીદાદમાં મુર્દાના સંબંધમાં કે વ્યવહાર ઉપયોગના આતશોને "દાઇત્યગાતુ" લઇ જવા કહે છે તે આ અને એવીજ બીજી કદીમ દાદધાહો અને પુરાતન આતશકદેહો છે.

૩૫. દાઇત્યગાતુનું ફેરવાયલું

દાદઘાહ આતશનું અસલ નામ નથી, પણ આપણે જોયું કે માત્ર ચોકસ જગાનું ખાસ નામ છે. આ જગા વળી એકલા આતશને ઠેકાણે પાડવા માટેની નથી, પણ અમુક વસ્તુ યા પ્રાણીનેબી ઠેકાણે પાડવાની જગાનું નામ છે. આ નામ વંદીદાદમાં ઓહોળે અર્થે વપરાયું છે, તેને પાછળથી ઘણા સાંકડા અર્થમાં મુકવામાં આવ્યો છે. દાદઘાહ પ્રથમ આતશ વગેરેને ઠેકાણે પાડવાની જગાનું નામ હતું, તે ખુદ આતશના અર્થમાં ફેરવાઇ ગયું છે અને આતશ દાદઘાહ એવાં નામથી તેને ઓળખવામાં આવે છે. આ નામ આતશેદાદઘાહ બોલાવું તથા લખાવું જોઇએ જેથી તેનો કાયદેસર અર્થ લાયક જગાનો આતશ થાય છે. વળી તે જોકે એક જગાનું ખાસ નામ છે, તોપણ પાછલથી તે ખુદ આતશની ઓળખ આપનાર નામમાં ફેરવાઇ ગયું છે, અને આ આતશને ભુલભરેલી રીતે માત્ર દાદઘાહના નામથી ઓળખવામાં આવે છે.

આતશપર આ.જાબ અને સવાબનું ધોરણ.

વંદીદાદમાં આતશોને દાદઘાહે લઇ જવાનું વધતું ઓછું પુણ્ય હાંસેલ થવા જણાવ્યું છે (ફ૦ ૭૪—૯૬) એ સવાબનું ધોરણ આતશપર પડતા વધતા ઓછા આજાબના પ્રમાણ ઉપર રચાયલું સમજવામાં આવે છે, તેમાં વજુદ જણાતું નથી. અગર આતશપર પડતા જવાળનુંજ એકલુંજ કારણ હોય તો તે ઉપરથી એમ ઠરી શકે કે જરથોસ્તી ધર્મ કારીગરી અને હુનરમંદીને ઉત્તેજન આપતો નથી. પણ ત્યાં જવાળનો સવાલજ નથી અને એવો સાંકડો વિચાર અવસ્તાના મહાન કર્તાઓનો નથી. તે વંદીદાદનો પહેલવી તર્જુમો અને શરેહ લખનારા કાબેલ દસ્તુરોએબી આપેલો નથી; તોપણ એજ ખોટો ખ્યાલ આ અહના લખનારા ધરાવતો હતો અને તે હાલ સુધી ભણેલા વર્ગમાં કાયમ રહેલો છે. હવે એ ભુલ ભરેલો વિચાર પહેલો કયાંથી અને કેમ ઉત્પન્ન થયો? ઇરાની પ્રજાએ ઇમારતબંધીના, કોતરકામના, બાગબાનીના, પાણીની નેહેરો વહેતી કરવાના અને બીજા કેટલાક હુનરોમાં જોકે નામના મેળવી હતી, પણ અકસર કરી કારીગરીના જે કામમાં આતશ ભાગ બજાવતો જણાય એવા હુનરો તેઓએ હાથ ધરેલા જણાયા નથી અને તે ધર્મને નામે એવા કોઇ ભુલભરેલા અટકાવ સિવાય બીજું કોઇ કારણ સમજી શકાતું નથી. હાલમાંથી એક જરતોસ્તી સોની કે લુહારના ધંધામાં પડશે નહીં અને તેનું કારણ આતશપર પડતા આજાબનુંજ આગળ ધરવામાં આવશે. પણ ધર્મની રૂએ જોતાં આપણો એ ખ્યાલ ખોટો અને નુકશાનકારક છે, તે પ્રજાને કળા કૌશલ્યમાં પાછળ હઠાવનારો, તેની આબાદી ઘટાડનારો, અને દેશને હાંણી પોંહોંચાડનારો છે.

પુણ્યનું પ્રમાણ.

વંદીદાદમાં આતશોને દાદગાહે લઇ જવાના એ વધતાં ઓછાં પુણ્યનું પ્રમાણ બે જુદા વર્ગમાં વહેંચાયલું મળે છે. અને તે એક દાખલામાં વધારે ખરાબ પરિણામનો અટકાવ કરવાનું અને બીજા દાખલાઓમાં વધારે સારો ઉપયોગ થવાના ધોરણ ઉપર રચાયલું છે. જેમકે લાકડાંની ચિત્તા ખડકીને તેમાં મુર્દાંને અથવા મુર્દાર કોહોતી વસ્તુને બાળવાથી સુખશાંતિ વિદ્યા મુજબ હવામાં કેટલેક દરજ્જે બગાડ થાય છે; અને જન સુખાકારીને ખલલ પોંહોંચે છે. માટે મુર્દાં યા મુર્દાર વસ્તુને આતશમાં બાળવાથી અટકાવવું અને ત્યાર પછી તે આતશને ક્રિયાની ચોકસ તર્તીબથી દાદગાહે લઇ જવાનો સર્વેથી મોટો સવાબ કહયો છે. આ ઠેકાણે વધારે ખરાબ પરિણામનો અટકાવ કરવાનો મોટો સવાબ જણાવ્યો છે (ફ૦ ૮૧) હવે બીજા દાખલાઓમાં સોનું ગાળવાની ભઠ્ઠીનો આતશ લેવાનો સૌથી વધારે, તે કરતાં ઓછો રૂપું પિગળાવવાનો, તેથી થોડો લોઢું ઓટવાનો અને સૌથી ઉતરતો કલઇ કે જસત ગાળવાની ભઠ્ઠીનો આતશ તેની લાયક જગાએ લઇ જવાનો સવાબ જણાવેલો છે (ફ૦ ૮૭—૯૩) જ્યાં આતશપર પડતા આજાબના પ્રમાણમાં વધતા ઓછા સવાબનું કારણ ટકી શકતું નથી. અગર આજાબનુંજ મુખ્ય કારણ હોય તો લોઢું ઓટવા કરતાં સોનું ગાળતાં આતશપર વધારે આજાબ પડવો જોઇએ. પણ તેમ હોતું નથી. ધાતુઓને પિગળાવવા અને તેનો ધાત ઘડવાના થતા ચાલુ ઉપયોગ ઉપરથી કહી શકાશે કે, લોઢું ઓટવા કરતાં સોનું ગાળતાં આતશપર વધારે જવાલ પડે છે, અને તેથી તેનો લોઢું ઓટવા કરતાં વધારે સવાબ કહયો છે, એમ કેહવું અનુભવથી ઉલટું છે. વળી જુદીજુદી જાતની ધાતુઓના "વીશેષ ગુરૂત્વ" તથા ઘટપણના પ્રમાણ ઉપરથી સવાબનું ધોરણ રાખેલું જણાતું નથી, પણ જ્યાં બીજા દાખલામાં જુદીજુદી જાતની ધાતુઓની માત્ર ઉપયોગીપણા અને કીમતીપણાના પ્રમાણ ઉપર વધતા ઓછા સવાબનું ધોરણ રચાયલું આપણે જોઇ શકીયે છીયે.

બીજું, નસા સાથ આમેજ થયલા આતશને દાદગાહે લઇ જવા પહેલાં તેની ઉપર કેટલીક કીયા કરવા વંદીદાદમાં ફરમાવ્યું છે, જે કીયાને આતશ "ચુંટવો અથવા ગાળવો" કહેવામાં આવે છે. સબબ એવા આતશને નસા સાથ પાધરો અથવા આડકટરો સ્પર્શ થયલો ગણી તેને ગાળી કાઢવાની કીયાની જરૂર સુમજવામાં આવી છે. પણ કારીગરોના આતશો અપવીત્ર હોતા નથી તેથી તેઓ ઉપર ગાળવાની કીયા કરવાની જરૂર નથી અને એવી કીયા કરવાનું વંદીદાદનું ફરમાન નથી. આ ઉપરથી જણાય છે કે કારીગરીન ઉપયોગમાં આવતા આતશોને ચુંટીને દાદગાહે લઇ જવાના નથી, પણ તેઓને પાધરા દાદગાહે પોંહોંચાડવાને લાયક ઠરાવેલા છે.

ત્રીજું, મુર્દા યા મુર્દાર વસ્તુને બાળવા અને પકાવવાના કામ માટે વંદીદાદમાં અટકાવ મુકેલો છે અને એવી વસ્તુઓને આતશમાં બાળવા યા પકાવવાથી અટકાવીને આતશ ઉપર ઘટતી કીયા કરી તેને દાદગાહે લઇ જવા કહે છે, જે ઉપરથી જણાય છે કે એ કામને ધર્મમાં ખુલ્લું નારવા ગણ્યું છે. પણ કારીગરીના જે કામમાં અતશ આવે છે તે કામને અટકાવવા વંદીદાદમાં ફર્માવેલું નથી, અને તેને અટકાવીને તેનો આતશ દાદગાહે લઇ જવા જણાવ્યું નથી. જે ઉપરથી જણાય છે કે કારીગરી અને હુનરમંદીના કામને ધર્મમાં નારવા ગણ્યું નથી પણ તે તરફ વાજબી પસંદગી દેખાડવામાં આવી છે. આ સઘળાં ઉપરથી કેહવાને મજબુત કારણો છે કે હુનરમંદીના કામોથી આતશપર પડતા આજાબના વિચારમાં વજુદ સમાયલું નથી બલકે આ વિચાર ભુલ ભરેલો અને ભુલાવો ખવાડનારોજ ઠરે છે.

ચોથું, રેવાયતનાં શિક્ષણ મુજબ મુર્દાં સાથ આમેજ થયલા આતશને જેમ ૯૧ ખાડામાં ગાળવા પછી તેની રૂબરૂ ૯૧ યજશ્ને–વંદીદાદ કરવાના છે, તેમજ દીનદાર જરતોસ્તીના ઘરના આતશનેબી એટલીજ સંખ્યામાં ગાળવા અને એટલીજ સંખ્યાના ભણુતરો જારી કારવાના હોય છે. જ્યાં બેઉ કામનાં પુણ્યનું પ્રમાણ જોકે એક સરખું છે, પણ એજ પ્રમાણ આતશપર આજાબ પાડવાના પાછલા વિચારની વિરૂધ જાય છે. જેમકે આતશપર આજાબ પડવાનું કારણ ખરૂં ગણ્યે તો આતશપર જેટલો આજાબ મુર્દાં બાળવાથી પડતો હોય તેટલોજ આજાબ દીનદારના ઘરના આતશપર પડતો ગણાવો જોઇએ. બીજા બોલોમાં મુર્દાનો આતશ અગર અપવિત્ર ગણાતો હોય તો તેટલોજ અપવિત્ર દીનદારનો આતશ ગણાવો જોઇએ, પણ વ્યહવારૂ રીતે તપાસતાં જ્યાં આતશપર પડતા જવાળનો સવાલ અવ્યહેવારૂ અને નાપાયદાર ઠરે છે. એટલુંજ નહીં પણ ખુદ વંદીદાદ પુણ્યના આ પ્રમાણને ખોટું પાડે છે, અને મુર્દાના આતશને દાદગાહે લઇ જવામાં ૧૦૦૦૦ દશહજાર લાકડાનાં ભારા અથવા કકડા આતશને ભેટ ધરવા બરાબરનું પુન હાંસેલ થતું જણાવે છે, પણ દીનદારના આતશને દાદગાહે લઇ જવાનું પુન માત્ર ૧૦ દશ લાકડાંના ભારા ભેટ ધરવા બરાબર જણાવ્યું છે. આથી સ્હેજ જણાય છે કે પુણ્યનું આ અવ્યહવારૂ પાછલું ધોરણ જેમ ખોટું છે તેમજ આતશપર આજાબ પડવાનો આપણો પાછલો ખ્યાલબી બેવજન અને બેવજુદ ઠરે છે.

પાંચમું, કારીગરો સિવાય બીજા ઉપયોગના આતશોપર પડતા આજાબના સંબંધમાં એવું અવ્યહવારૂપણું ઘણા દાખલામાં મળે છે. મુર્દાના અને દીનદારના આતશો વચ્ચે અવસ્તામાં બહોળો તફાવત આપણે જોઇએ છીએ. તેમાં મુર્દાના

આતશને દાદગાહે લઇ જવાને જ્યારે સૌથી વધારે ત્યારે દીનદારના આતશને બીજા દરેક આતશોમાં સૌથી ઓછી અગત આપી છે. આ વધતી ઓછી અગત્યતાનું વ્યહવાર શિક્ષણ અપાયલું હોવા છતાં રેવાયતમાં નેથી તદન વિરૂદ્ધ વિચાર દાખલ થવાનો કોઇ સબબ જણાતો નથી, અને મુર્દા સાથે દીનદારના ખાણું પકાવવાના આતશની સરખામણીને ટેકો આપે એવી કોઇભી દલીલ મળતી નથી. એક દીનદાર ઘરના આતશની જાળવણી માટે પોતાની દરેક કાળજી ખપાવે, તેને પરાગદેહ થતો કે બુજાઇ જતો બચાવવાની દરેક કોશેશ કરે, તે ઉપર દિવસે અને રાતે ખુશબોએ બાળવાની પોતાની પાક ફરજ સમજે અને એવી સઘળી ઘટતી નેગેહબાની તથા પાસબાની પામતા આતશ ઉપર મુર્દાના આતશ મિશાલ અતિ જવાળ પડતો સમજવામાં આવે એ વીચાર દીનથી ઉલટો, અવ્યહવારૂ અને કલ્પિત ઠરે છે.

યજદજર્દી ૭-૧૦ મી સદી–રેવાયતોનો જમાનો.

રેવાયતનાં જમાના પહેલાં ગુરૂ અને જજમાન એ બેઉ વર્ગ અનેક હાદેસાઓની ગીરફતારીના સબબે મજહબી બાબદમાં ગાફેલ અને ગુમરાહ બની ગયો હતો. તેઓમાં અકસર ગુરૂ વર્ગની હાલત ઘણી તંગદસ્ત હતી, અને તેઓનાં ગુજરાનનાં સાધનો ખુટી ગયાં હતાં; તેઓમાં દીનઆઇન બાબમાં અનેક શંકાઓ ઉભી થઇ હતી અને તેના ઇલાજ તરીકે રેવાયતના વખતના દાનેશમંદોએ ઇરાનનાં દસ્તુરોથી મતફેરના શકમંદ સવાલોના ખુલાસાઓ મેળવવાની લાયક કોશેષો કીધી હતી. આથી હિંદી જરથોસ્તીઓમાં દીનાઇનના બાબમાં નવી જાગૃતી પેદા થઇ હતી, તોપણ આ જાગૃતી માત્ર રાહોરસમ અને ક્રિયાઓમાંજ આવી અટકી હતી. રેવાયતોમાં થયલા સવાલ જવાબો ઉપરથી જણાય છે કે, ધર્મની ભાષા કે તની ફીલસુફી જાણવા હિંદી જરથોસ્તીઓ-જેમ તૈયાર નહી હતા, તેમજ સદીઓથી જારી રહેલાં સંકટોની ગીરફતારીનાં કારણે ઇરાની દસ્તુર-દાવરો મજહબી તાલીમમાં હિંદ કરતાં ખાસ ચઢયાતા નહી હતા. આ અરસામાં ઇરાની દસ્તુરોએ આપેલા ફટવાઓના આધારે કેટલીક જરૂરી અને કેટલીક બીનજરૂરી ક્રિયાઓ તથા રસમોની હારમાળાઓ શરૂ થાય છે અને આ વખત પછી ક્રિયાઓ તથા રસમોને વધારે વજન બેશક મળ્યું છે. વળી આ ક્રિયાઓની હદ ત્યાંજ અટકી નથી પણ તે હદ રેવાયતોના જમાના પછી છેલ્લી બે સદીના અરસામાં જુદે જુદે પ્રકારે પાછળથી બેઅંદાજ લંબાઇ છે અને ક્રિયાઓનો આ કેટલોક બીનજરૂરી અને બીન પાયાનો પાછલો વધારો ચોકસ સંજોગોને આભારી છે. કેજે સંજોગો હજી દુર થયા નથી.

નમ્ર અરજ.

જ્યાં સુધી ગુરૂવર્ગ દીનાઇન અને વ્યહવારૂ કેળવણીની ઉંચી તરબીયત સાથે તૈયાર થશે નહી ત્યાંસુધી તે ક્રિયાઓના બાબમાં રવા કર્યું અને નારવા કર્યું એ બે વચ્ચેનો તફાવત દેખાડી શકશે નહી અને તેને સ્વભાવીક રીતેજ વળગી રહેશે. ખરૂં છે કે ભણતરો અને ક્રિયાઓ ગુરૂવર્ગનાં ગુજરાનના એકલાં સાધનો છે, અને તે ઉપર અગર કવખતે અઘટીત ત્રાપ મારવામાં આવે તો તેઓ પોતાનાં બેવડાં બળ સાથે કુદરતીજ તેની સામે થાય. ગુરૂવર્ગ મહજબી તાલીમમાં આગળ વધેલો નહી હોવાથી દીનાઇનના બાબમાં જજમાન વર્ગ કંગાળ હદે પછાત પડયો છે. આથી મહા અનર્થ થાય છે અને ગુરૂ તથા જજમાન બેઉ વર્ગને સાથેસાથે ઘણું ઘણું ખમવું તથા ખોહવું પડે છે. માટે મારો ચાલાક વર્ગ ઉંચી તરબીયત સાથે અગર આબરૂથી પોતાનું ગુજરાન કરવાને શક્તીવાન થાય તો કોમને ગુરૂવર્ગની સાચી રાહબરીનો લાભ હાંસેલ થાય. એનો રામબાણ ઉપાય એકજ છે અને તે બેઉ વર્ગે કોમી બેહતરી ખાતર દીલદારી અને દીલબરીથી સાથે મળી કાર્ય સાધક ઉપાયો કામે લગાડવા જોઇએ અને આ કોમી નામોશીને ધોઇ નાખવી જોઇએ. ચાલુ સદીમાં કેળવણીમાં અગ્રેસર ગણાતી પારસી કોમનો ગુરૂવર્ગ વગર ભણેલો અને હીણતો રહે એ હાતમદીલ હમકોમ માટે કોઇ બી રીતે શોભાભરેલું કે સજાવાર નથી. હા, મારા ઓછા ભણેલા વરગની કેટલીક નબળાઇઓ હશે, પણ તે સઘળાંનું મુખ્ય મુળ કેળવણીની કમનસીબ ગેરહાજરીનું છે.

હાલમાં આતશો ચુંટવાની ક્રીયા થાય છે તે સઘળા વંદીદાદમાં દરશાવેલા હોતા નથી, પણ તેમાંના કેટલાક કમી કરી તેની જગે પાછલા જમાનાના ઉપયોગમા આવતાં બીજા આતશોથી પુરવામાં આવી છે. એના સંબંધમાં માત્ર એકજ દાખલો હયાં તાંકાશું અને તે ટંકસાલનો છે.

આતશોની ચુંટણી–તેમાં સ્વભાવિક સુધારો પશુનું ચલણ.

ભણેલા વર્ગને રોશન છે કે વંદીદાદના પુરાણા જમાનામાં ટંકસાલ જેવા કારખાનાં નહી હતાં અને તે જમાનામાં ધાતુના ચલણી સીક્કાઓનું ચલણ નહી હતું, પણ આપ લેનો ઘણો બ્યવહાર ઘણું કરી પશુઓનો હતો. અમુક ધંધાદારીઓને તેઓની મહેનતનું દામ આપવા ચલણી નાણાનું તેમાં નામ મલતું નથી પણ મેહેનતના બદલામાં કામના પ્રમાણ તેમજ માણસની સ્થીતી મુજબ નાના મોટાં પશુઓ તથા ભારબરદારી જાનવરો આપવામાં આવતાં હતાં (વં૦ ૭–૪૧–૪૩) આ જુના જમાનામાં પશુઓ તેઓની મુખ્ય દોલત ગણાતી હતી અને એક ધણી ધનવાન ત્યારેજ ગણાતો કે જ્યારે તેની પાસે નાના મોટાં પશુઓની એક સારી સંખ્યા હોય. જે ધણી બીજા કરતાં વધુ પશુઓ ધરાવતો

હતો તે વધારે દોલતમંદ ગણાતો હતો અને પશુ વગરનો કે થોડાંજ પશુ ધરાવનાર ધણી મુફલેસ ગણાતો હતો, જેથી ગાથામાં પુજ્યગુરૂ જરથોસ્ત સાહેબ એકવાર પોતાની પશુ વગરની ગરીબ સ્થીતી માટે અહુરમજદને વિનવે છે. આ મુજબ જુના જમાનામાં પશુઓ અમુલ્ય ગણાવાથી અવસ્તામાં જુદી જુદી કીસમના આશિષોમાં ધનવાન થવાના આશિષ દેતાં ઘણાં ગાયગોસ્પંદવાળા થવા કહેવામાં આવે છે અને એવા દાખલા પેગામબર સાહેબના બાપ પોરૂશસ્પ અને ફરેદુનના બાપ આથવ્યાંનના સંબંધમાં મળે છે. વળી જ્યારે સોના, રૂપા વગેરે ધાતુનું તેમજ હીરા માણેક વગેરે ખનીજ પદાર્થોનું ચલણ થયું ત્યારે એક માણસ પૈસાદાર નહીં હોવા છતાં જેમ ઉકમાઇથી પેલી વસ્તુઓ ઉપરથી ચાલુ જમાનામાં નામો રાખવામા આવે છે, તેમજ આગલા જુના જમાનામાં એક માણસ ઘણાં પશુનો ધણી નહીં હતો, તોપણ પ્રથમ પશુઓ ઉપરથી માણસની પૈસા સંબંધી કીંમત અંકાઇ હતી, તેથી પાછળથી પશુઓ ઉપરથી નામો આપવાનું સાધારણ હતું. આ મુજબ “ અસ્પ ” એટલે ઘોડા; “ ઉશ્ત ” એટલે ઉંટ અને “ ગવ ” એટલે ગાય – ગોસ્પંદો ઉપરથી નામો અપાયા હતાં. વળી આ નિર્દોષ પ્રાણીઓ તરફ દયાભાવ રાખવા અને તેઓની પરવરશી કરવાનાં ફર્માનો ગાથા અને અવસ્તાંમાં જાબજા મળે છે. ત્યાં તેઓનાં અતિ ઉપયોગીપણાંને લીધે નમન કરવા યોગ્ય ગણ્યાં છે અને તેઓ તરફ ઘણાં માનની નજરે જોવામાં આવ્યું છે. આ પશુઓનું ચલણ જુંના જમાનાની સાદાઇ અને તેના સાદા વ્યહવારનો આપણને ખ્યાલ આપે છે.

**પશુ તરફ દયાભાવ**

પશુઓ તરફ આપણાં વડીલ નેઆંગાંનો, પુર્ણ ભકિતભાવ અને અપુર્વ ધરાવતા હતા અને તેના ખાસ કારણોમાંનું એક તેઓના ખેતીવાડી અને બાગબાનીના પેશાનું હતું. ખેતીજ તેઓનાં ગુજરાનનું મુખ્ય સાધન હતું અને ખેતીના ઉદ્યોગ માટે અગરકોઇબી ઉપયોગી સાધન હોય તો તે પશુઓ અને ઢોરો હોય છે. એટલુંજ નહીં પણ આર્ય પ્રજાનાં દેહ્જીંદા ગુજરાનનાં તેઓ અવસ્યનાં સાધનો હતાં, બલકે તેઓ ઘર અને કુટુંબની એક જરૂરી હાજત સમાન થઇ પડયાં હતાં. ભટકતી જંગલી હાલતમાંથી આર્ય પ્રજાને બાહાર લાવી ખેતીના નવા ઉદ્યોગે લગાડવા, ઘરબાર માંડી હલાલ મેહેનત કરી પોતાનું ગુજરાન કરવા અને આબરૂદાર સારા શેહેરીઓ બનાવવાનો પ્રથમ પ્રયત્ન જરથોસ્ત સાહેબે કીધેલો ગાથાંમાં મળે છે. અને ગાથાના આ મુળ શીક્ષણને વંદીદાદમાં ખીલવવામાં આવ્યું છે. તેમાં જંગલી બાબદમાંથી નીકળી બાળબચાંવાળી ઠરીઠામ જીંદગી ગુજારવાના એક ઉત્તમ સાધન

લેખે આ પેશાને ઘણી અગત આપી છે, તેને અશોઇના કામો કરવા જેટલું પુણ્યવાન ગણ્યું છે અને તેને દીનની પાયદારી તથા બેહેતરી સમાન લેખ્યું છે. ત્યાં જમીન ખેડવાના તાકીદના ફર્માનો આપવામાં આવ્યા છે અને પડતલ જમીનને ખેડી તેને ફળદ્રુપ કરવાના કામને ઘણું સવાબકારક કહ્યું છે. ગાથા અને વંદીદાદનાં મજકુર ફરમાને। આર્ય પ્રજાની આગલી હાલત ઉપર થયલો સંગીત સુધારો છે. અને તેઓની આ ફેરવાયલી સુધરેલી સ્થિતી દેખાડે છે.

હ્યાંથી હાથ ધરેલી બાબદ ઉપર હવે આપણે આવીશું. વંદીદાદના જમાનામાં જોકે સોનું અને બીજી ખનીજ પદાર્થની શોધ થઇ ચુકી હતી અને આ ધાતુઓને પીગળાવી તથા ઓટીને તેનો ચોકસ વસ્તુનો ઘાટ ઘડવામાં આવતો હતો તોપણ તે વેળા હજુ સુધી ચલણી સીકકાઓનું ચલણ નહી હતું અને આપ લેનો વ્યહવાર મુખ્ય કરી પશુઓથી ચાલતો હતો, તેથી આતશબેહરામના ઉપયોગ માટે ટંકશાલનો આતશ લેવાનો આપણો આ એક પાછલો રેવાજ ઠરે છે. પાછલા વખતમાં ઇરાની રીઆસતમાં ટંકસાલના કારખાના ઉભાં થયાં હતાં અને તે સીસ્તાંન અને તબ્રસતાંન, કાબુલ અને હેરાત, સમરકંદ અને ઇસ્પહાંન, હમદાન અ નીશાપુર, ઇસ્તખ્ર અને દારાગર્દ વગેરે આશરે પંચોતેર શેહેરેની ટંકસાલોના નામો મળે છે. માટે તેનો આતશ પાછળથી કીબ્લાના ઉપયોગમાં લેવામાં આવ્યો છે. આતશના સંબંધમાં આ અને બીજા ફેરફારો પારસી પ્રજામાં પાછલ જમાનામાં હુનર ઉદ્યોગમાં થયલા ફેરફાર અને સુધારા વધારાની તવારીખનો આપણને ખ્યાલ આપે છે. વંદીદાદના જમાનામાં જે હુનરો જણાયા નહીં હતા તે પાછલા વખતના હખામની તથા સાસાની અમલના બાદશાહી દોરમાં જોવામાં આવે છે અને કેટલાક સાસાની પાદશાહોના નામના સિક્કાઓ પડેલા મળે છે. આગલા જમાનામાં ચલણી સિકકાઓ પાડવાનાં ટંકસાલ જેવાં કારખાનાં નહીં હતાં, તેથી વંદીદાદમાં મુખ્ય ઉપયોગનાં આતશોમાં તેનું નામ મળતું નથી, પણ પાછલા જમાનામાં આપ લેના વ્યહવારમાં ઘણો સુતરો અને સગવડ ભરેલો ધાતુના સિક્કા બનાવવાનો હુનર જારી હોવાથી તેનાં કારખાનાનો આતશ લેવાનું અગત્યનું ગણ્યું છે. હ્યાં પાછલા દસ્તુર સાહેબોના વખતને બધ-બેસ્તા થવાનો આ એક લાયક સુધારો આપણે જોઇ શકીએ છીએ. હવે વંદીદાદમાં દેખાડેલા આતશોમાંથી કયા આતશો કમી કરવામાં આવ્યા છે, કમી કમી આતશોની જગા પાછલા જમાનાના કેવા ઉપયોગના આતશોથી પુરવામાં આવી છે અને આ સોળ જાતના ઉપયોગના આતશોની સોળની સંખ્યાનો મેળ કેમ મેળ-વવામાં આવ્યો છે તેની સમજ નીચલી ટીપ ઉપરથી મળે છે.

| વંદીદાદ મુજબ | પુણ્યનું પ્રમાણ | રેવાયત યજશન વંદીદાદની મુજબ— સંખ્યા. |
|---|---|---|
| ૧—નસો બાળતો આતશ.. | ૧૦૦૦૦ લાકડાંના કીટકા યા ભારા આતશગાહમાં ભેટ ધરવા બરાબર | નસા યા મુર્દાનો આતશ ૯૧ |
| ૨—નજીસાઇ બાળતો ... | ... ૧૦૦૦ „ | રંગરેજની ભઠ્ઠીનો ... ૮૦ |
| ૩—કચરો બાળતો... ... | ... ૫૦૦ „ | હમામખાનાનો ... ૭૦ |
| ૪—કુંભારના પંજાવાનો ... | ... ૪૦૦ „ | કુંભારનો ... ... ૬૧ |
| ૫—કોરીના વાસણના ભઠ્ઠીનો | ... વધઘટના કટકા | પંજાવીનો ... ... ૭૫ |
| ૬—પીતલ વગેરે મીશ્રીત ધાતુની ભઠ્ઠીનો | થોડા લાકડાંના કટકા | કંસારાનો (ફકીરની ધુંઇનો) ૫૦ |
| ૭—સોનારની ભઠ્ઠીનો ... | ... ૧૦૦ „ | કીમીયાગરનો... ... ૬૦ |
| ૮—રૂપુ પીગળાવવાની ભઠ્ઠીનો | ... ૯૦ „ | ટંકસાલના કારખાનાનો ૫૫ |
| ૯—લોઢું ઓટવાના કારખાનાનો | ... ૮૦ „ | લુહારની ભઠ્ઠીનો ... ૬૧ |
| ૧૦—મારીખરીની વસ્તુની ભઠ્ઠીનો | ... ૭૦ „ | હથિયાર બનાવવાની ભઠ્ઠીનો ૬૧ |
| ૧૧—ભઠીઆરખાનાંની ભઠ્ઠીનો | ... ૬૦ „ | ભઠીઆરખાનાંનો ... ૬૧ |
| ૧૨—કોઇ બળતા ઢગનો... | ... ૫૦ „ | કલાલખાનાંનો ... ૬૧ |
| ૧૩—કલઇ પીગળાવવાની ભઠ્ઠીનો | ... ૪૦ „ | લશ્કરની છાવણીનો ... ૩૫ |
| ૧૪—ગોવાળીઆનો ... | ... ૩૦ „ | ગોવાળીઆનો ... ૩૦ |
| ૧૫—લશ્કરની છાવણીનો ... | ... ૨૦ „ | વીજનો ... ... ૯૦ |
| ૧૬—દીનદાર જરથોસ્તીના ધરનો | ... ૧૦ „ | દીનદાર જરથોસ્તીના ધરનો ૯૧ |

મજકુર ટીપમાં આતશોના સંબંધમાં વંદીદાદ અને રવાયતમાં પડતો ફરક આપણે જોઇએ છીએ અને સાથે સાથે આગલા પાછલા જમાનાના ધંધા રોજગાર, વેપાર વણજ અને હુન્નર કળા વચ્ચેનો તફાવતમી આપણે જોઈ શકીએ છીએ. આએ પાછલી ટીપ ઉપરથી જણાય છે કે પાછલા પાર્સી અમલમાં ટંકસાલ, રંગારી, ભઠીઆરખાનાં, કલાલખાનાં, કીમિયું વગેરે ઉદ્યોગો અને ધંધાઓનો વધારો થયો હતો.

## વંદીદાદ અને રેવાયત—આ બન્ને વચે અસાધારણ ફરક.

વંદીદાદ અને રેવાયત વચે પડતો ફરક દેખાડવા અવ્વલ ત્યાં થોડોક ખુલાસો કરવાની હું જરૂર સમજું છું. આપણો સવાલ આતશના કદીમ કિબ્લા સામે નથી,

તે પુરાતન વડીલોથી ઉતરી આવેલો અમુલ્ય વારસો છે, તેથી તેને માન પામેલા કદીમ રેવાજ તરીકે આપણે દરેક માન આપશું, અને બરહક ગણીશું. આપણા નેઆગાનોથી ઉતરી આવેલી થોડીક ધાર્મીક તરીકતોની યાદ જળવાઇ રહી છે, તેમાંની એક જુનામાં જુની અને વહાલામાં વહાલી કોઇ ધાર્મીક ઇધાણીની યાદ તાજી રહેલી હોય તો તે અહુરમજદના આ પાક પ્રતિનીધી કિબ્લાની છે, માટે તેને ભાવ અને ભક્તિ સાથે માનની નજરે જોવાની એકેએક ખરા જરતોસ્તીની ઐન ફરજ છે. આપણો મુખ્ય સવાલ તેને બરપા કરવાની ક્રિયાની તતરીબમાં વંદીદાદ અને રેવાયત વચ્ચે પડતો ફરક દેખાડવાનો અને માત્ર સચ્ચાઇ શોધવાનો છે. આ કિબ્લો એક યા બીજી ગમે તે રીતે બરપા થતો હોય તેથી તેનાં કદીમપણાં ઉપર લગારે સુખન જતો નથી અને તે પોતાની અસલિયાત ખોહી બેસતો નથી. બાથી તેની અગત અને અસરમાં ઘટાડો નથી કે તે તરફનાં આપણાં અનુપમ માન, ભાવ અને ભક્તિ ઓછાં થતાં નથી. બીજું હાલની ચાલુ ક્રિયાની તરતીબમાં અગર વંદીદાદ ઉપર પાધરો અમલ થતો નહીંબી હોય, તોપણ તે નિર્દોષ હોય અને કોમ તથા મજહબને નામોશી લગાડનારી તથા બીનાપાયે રચાયલી નહી હોય તો, તેને પાછલી નજદીકની સદીના **એક પાછલા રેવાજ** તરીકે આપણે ઘટીટ માન આપીશું. આ ક્રિયાની તરતીબમાં વંદીદાદ અને રેવાયત વચ્ચે જે ઓહોળો ફેરફાર અને હદબાહાર વધારો મળે છે તે જાણવાજોગ અને મનન કરવા જોગ છે.

૧—વંદીદાદમાં હમદીનો તથા જુદદીનોના ઉપયોગમાં આવતા સોળ કીસમના આતશોની જાળવની કરવાનું જ્યારે ખુલ્લું ફર્માન મળે છે, ત્યારે રેવાયતમાં વંદીદાદમાં દરશાવેલા કેટલાક આતશો કમી કરવામાં આવ્યા છે, કમી કીધેલા આતશોની જગા પાછલા જમાનામાં ઉપયોગમાં આવતાં આતશોની પુરવામાં આવી છે અને સોળની સંખ્યામાં વધારો કરી સતરની સંખ્યામાં મેળ મેળવવામાં આવ્યો છે. આ દાખલામાં આપણા પાછલા વડીલોએ વખતને અનુસરીને ઘટતો ફેરફાર કીધો છે અને લગભગ સોળની સંખ્યા જાળવી રાખવામાં ધર્મનું ફરમાન બજા લાવેલું માનવામાં આવ્યું છે.

૨—વંદીદાદ સોળ જાતના આતશોમાંના કોઇ બી એક જાતના આતશનો ગેરઉપયોગ નહી થવા દેવા જ્યારે ફર્માવે છે, ત્યારે રેવાયત સઘળા આતશોને સામટા એકઠા કરવા જણાવે છે.

૩—સોળ તરેહ ઉપયોગમાં આવતા આતશોમાંના કોઇ બી એકનો જ્યારે જ્યારે ગેરઉપયોગ થતો જણાય ત્યારે ત્યારે તેને દાદગાહમાં લઇ જઇ તેની જાળવણી

કરવા જ્યારે વંદીદાદમાં ચોખ્ખું ફર્માન મળે છે, ત્યારે રેવાયત સઘળા આતશોને એકી વખતે એકઠા કરી તેનો આતશબેહેરાંમનો કિલ્લો કરવા જણાવે છે. વંદીદાદના ફર્માન મુજબ વખત બે વખત વ્યવહારૂ ઉપયોગના આતશોની જાળવણી કરવાનું બની આવતું નથી, તેથી એકકા વેળા સઘળા આતશો ભેગા કરી આતશ તરફની ધાર્મિક ફરજ થોડેક દરજ્જે અદા કરવાનો સંતોષ પકડવામાં આવ્યો છે અને સમય તથા સ્થીતિને બંધબેસ્તા થઇ આતશબેહેરામનો નવો કિલ્લો તૈયાર કરવાનું દાનાવોએ બેહેતર જોયું છે.

૪—મુર્દાં સાથ આમેજ થયલા આતશના માત્ર એકજ દાખલામાં તેને ચોક્કસ તરતીબથી ગાળી કાઢી પાક કરવાની ક્રિયા કરવા જ્યારે વંદીદાદ ફર્માવે છે, ત્યારે રેવાયત સોળે સોળ કે સત્તરે સત્તર જાતના આતશોને ગાળવા જણાવે છે. એમાં વધારે સાવચેતીના ઉપાય દાખલ સઘળા આતશો ઉપર ગાળવાની ક્રિયા કરવાનું પાછલા વડીલોએ મુનાસેબ જોયું છે.

૫—મુર્દાં સાથ પાધરા સંબંધમાં આવતા આતશ ઉપર ગાળવાની ક્રિયા સિવાય બીજી કોઇ ક્રિયા માટે જ્યારે વદીદાદે ફર્માવ્યું નથી, ત્યારે રેવાયતમાં સઘળા આતશો રૂબરૂ સંખ્યાબંધ ઇજશન અને વંદીદાદનાં ભણુતરો અને ક્રિયાઓ જારી રાખવા જણાવ્યું છે. આ દાખલામાં મહાભારત ભણુતરો અને ક્રિયાઓનો જે બેહદ વધારો થયો છે ને આ મહાન કિલ્લાનું જોર મહત્વ દેખાડવાનું છે, તોપણ તેમાં પાછલથી જે બિન પાયે બિનજરૂરી વધારો થયો છે તે ભવિષ્યમાં આ માનવંત કિલ્લાના વધારાને જોખમમાં નાખે છે.

૬—મુર્દાં યા વ્યહવારૂ ઉપયોગનાં કોઇબી આતશને વખત બે વખત દાદગાહમાં લઇ જઇ તેની જાળવણી કરવાનું વધતું ઓછું પુણ્ય હાંસેલ થતું જ્યારે વંદીદાદે જાહેર કીધું છે, ત્યારે રેવાયતમાં આ સઘળા આતશો ઉપર આજાબ પડવાનું સમજી તે ઉપર ભણુતરો જારી કરવામાં સવાબ હાંસેલ થતો માનવામાં આવ્યો છે.

૭—વંદીદાદમાં આતશને ભેટ ધરાતી વસ્તુ (લાકડાં) ની વધતી ઓછી સંખ્યા ઉપરથી જ્યારે સવાબનું ધોરણ મુકરર કીધું છે, ત્યારે રેવાયતમાં ભણુતરોના ચહડ ઉતર સંખ્યાથી પુણ્યનું પ્રમાણ ઠરાવ્યું છે. આ પ્રમાણ વંદીદાદમાં જ્યારે નિયમસર ઠરાવ્યું છે, ત્યારે રેવાયતમાં દેખાડેલા પુણ્યના પ્રમાણમાં અચોકસપણું જોવામાં આવે છે. દાખલા તરીકે વંદીદાદ મુર્દાંના આતશને દાદગાહ લઇ જવામાં ૧૦૦૦૦ લાકડાંના ભારા અથવા કકડા આતશને અર્પણ કરવા બરાબરનું પુન

હાંસેલ થતું જણાવે છે, અને દીનદારના ઘરના આતશને દાદગાહે લઇ જવાનું પુન ૧૦ લાકડાના ભારા ભેટ ધરવા બરોબર જ્યારે જણાવ્યું છે, ત્યારે રેવાયતમાં મુર્દાંના તેમજ દીનદારના આતશને એક સરખી રીતે ૯૧ ખાડામાં ગાળવા અને તેની રૂબરૂ પુણ્ય અર્થે ૯૧ યજશને-વંદીદાદ કરવા જણાવે છે. પુણ્યનું આ પ્રમાણ વંદીદાદમાં જ્યારે નિયમસરનું છે ત્યારે રેવાયતનું ધોરણ અવ્યહવારૂ જોવામાં આવે છે. ના, એટલુંજ નહીં પણ વંદીદાદમાં આતશોને ઠેકાણે પાડવાના સવાબનાં ધોરણમાં નિયમ જળવાયલો મળે છે, પણ રેવાયતના દરેક દાખલામાં કોઇ નિયમ જળવાયલો જણાતો નથી.

૮—વંદીદાદ મુર્દાંના ઉપયોગમાં આવેલા આતશોને પાકીજગી આપવા માત્ર નવ વખત અને નવ ખાડામાં ગાળવા ફર્માવે છે, ત્યારે સવા ત્રણ સદી ઉપર રેવાયતમાં અપાયલા ફ્ટવા મુજબ એકાણું ખાડામાંથી તેને પસાર કરવામાં આવે છે. ત્યાં આતશને પાક કરવા વધારે સાવચેતીનો ઉપાય કામે લગાડેલો સમજી શકાય છે.

૯—વંદીદાદ મુજબ મુર્દાંના ઉપયોગમાં લીધેલા આતશને જ્યારે નવ ખાડામાં અને નવ વખત ગાળીને પાક કરવાના છે, ત્યારે રેવાયતમાં જોકે નવના એકાણું થયા અને તેની નવની જગાએ એકાણું આ ખાડામાંથી તશને ગાળવા જણાવ્યું છે, તોપણ તેથી ઘણા પાછલા વખતના હિન્દના દસ્તુર સાહેબોને સંતોષ થયલો જણાતો નથી, અને તે સાહેબોએ શુમારે સવા ત્રણ સદીના રેવાયતના આ ફ્ટવા ઉપર શક નાંખ્યો અને તે ઉપર ચુંઠણાં પાડવાનું શરૂ કીધું. તેઓએ શુમારે પોણી સદી ઉપર આ સવાલ બાબદ ઇરાન તરફ ફરીને પુછપરછ ચલાવી અને તેના પરિણામમાં ઇરાનના તે વેળાના દસ્તુર સાહેબે એવો ફ્ટવો આપ્યો કે, આતશેબેહેરામ પરથવા એક નહીં પણ એકાણું જુદાંજુદાં મુર્દાંના આતશો લેવા! ત્યાં હવે એકના એકાણું થવા અને એકને બદલે એકાણું મુર્દાંના આતશ લઇ અને એકાંણું વખત એકાણું જુદા જુદા ખાડાઓમાં આતશોને ગાળવાની ક્રિયાઓ કરવી એવો ફ્ટવો ફાહેર થયો! આતશબેહેરામ માટે એકજ મુર્દાંના આતશ લેઇ તેને એકાણું ખાડાઓમાં ગાળવાની ક્રિયા સહેલી તો હતીજ નહીં અને તોપણ આ ફ્ટવાએ તેની મુશ્કેલીમાં પાછલથી બેહદ વધારો કીધો છે. આ મુશ્કેલીનો આપણને કડવો અનુભવ બી મળી ચુકયો છે, અને તેઓ જે સ્થળેથી આ ફ્ટવો અપાયો હતો ત્યાંથીજ મુશ્કેલી ઉભી થવાનો એક અસરકારક દાખલો મળે છે. એક વેળા ઇરાનનો ઇસલામી બાદશાહ **આગામહમદખાન** કેરમાન શેહેર ઉપર ચઢાઇ લઇ ગયો અને તેણે ત્યાંનું આતશબેહેરાંમ તારાજ કીધું હતું. તેથી ઇસ્વી ૧૭૯૫ માં ઇરાનના દસ્તુરોએ

ફરીથી આતશબેહેરાંમ પરથાવની કોશેષ કીધી હતી, અને તે માટે તેઓ એકાણું જુદાં જુદાં મુર્દાંના આતશો એકઠા કરવામાં લાચાર થઇ પડયા હતા. તેથી તેઓ મુંબઇના અકાબરો જોગનાં એક પત્રમાં પોતાની જે મુસ્કેલી જાહેર કરે છે તે તેઓના શબ્દોમાંજ આપણે જોઇ શકયે છીએ. તેઓ લખે છે કે "આતશબેહેરામ કેરમાનમાં હતા તેબી ખરાબ થઇ ગયા, માટે તમે સાહેબો દીનની પેરવીના કરનાર છેઓ તેથી અરજ કરીએ છેએ કે, એકાણું આતશ મુર્દાંના ઇખાને મુરદેસુજના અહીંઆં અમોથી મએસર થતા નથી, શા સારૂ જે હરએક શેહેરમાં હીંદુ ચાર તથા પાંચ આદમી રહે છે તે સારૂ એકાણું આતશ મુંબઇમાં પાક કરીને આએ તરફ રવાના કરજો. " આ બીના ઇરાનીઓની લાચારીનો આપણને પુરતો ખ્યાલ આપે છે. ત્યાં મુર્દાં બાળવાની પરકોમની અછતનો સવાલ છે, પણ ભરચક વસ્તીવાળા શેહેરોમાં વટીક એકાણું મુર્દાંના આતશ ભેગા કરવા થોડું મુશ્કેલ નથી. વળી એકાંણું મુર્દાંના આતશ ભેગા કરવાની આ દાખલામાં એટલીજ મુશ્કેલી નથી, પણ તેની સાથે ભણતર–ક્રિયાઓ જારી કરવાની બીજી બેહદ મુશ્કેલીઓ જોડાયલી છે અને આ એકાંણું મુર્દાં જુદા જુદા એકાણું આતશો રૂબરૂ જુ દાંજુદાં એકાણું એકાણું ઇજશ્ને–વંદીદાદનાં ભણતર–ક્રિયાઓ કરવાનાં હોય છે, જેની સંખ્યા શુમારે અઢીહજાર થાય છે! આ ક્રિયાની સીમા ત્યાંજ અટકી નથી અને આપણે જોઇશું કે આપણી મુશ્કેલીની હદજ નથી. હવે મુર્દાંના આતશના એકજ દાખલામાં જુદાંજુદાં એકાણું મુ ર્દાંનાં આતશો લેવાના નથી, પણ એક મરહુમ દસ્તુર સાહેબના ફ્ટવા મુજબ જુદીજુદી કારીગરીના જુદાંજુદાં કારખાનાઓનાબી જુદાજુદા આતશો લેવાના છે. દાખલા તરીકે તેઓ કુંભાર લુહાર, રંગરેજ, કંસારા, ટંકસાલ વગેરેના આતશો છે, અને તે એકજ વેળા અને એકજ કારખાનાનો આતશ લેઇ તેને ગાળવા અને તે ઉપર એકજ વેળા ચોકસ સંખ્યામાં ભણતર ક્રિઆઓ કરવાનાં નથી, પણ કુંભારના જુદાંજુદાં ૬૧ કારખાનાંમાંથી ૬૧ આતશો, રંગરેજના જુદાંજુદાં ૮૦ કારખાનામાંથી ૮૦ આતશો, જુદીજુદી ૫૫ ટંકસાલોમાંથી ૫૫ આતશો વગેરે લઇ તે દરેકને ઉપલીજ સંખ્યામાં ગાળવાના છે! હવે હ્યાં સોળનો આંકડો એક હજાર ઉપર ગયો અને સોળની જગાએ એકહજારથી વધારે આતશો ભેગાના કરવાના છે. વળી તે ઉપર જુદીજુદી સંખ્યામાં ઇજશ્ને–વંદીદાદ કરવાનાં હોય છે અને તેની સંખ્યા પોણાલાખને શુમારે થાય છે! આ સંખ્યાના અંજાવર આંકડાઓજ આપણને હએરત તથા ચકીત કરે છે.

દીનાઇનના બાબમાં આ થોડી કમનસીબી ગણાવી જોઇએ નહીં. એક હાથપર ક્રિઆઓને અખંડ રાખવા, અચુક દેખાડવા અને અચળ જાહેર કરવા આપણે જ્યારે

જીવનોડ જેહમત ઉઠાવ્યે છીએ ત્યારે બીજા હાથપર ક્રિયાઓના સંબંધમાં થતું આ જાતનું અતેરૂં આપણી દરેક કોશેશને નિષ્ફળ બનાવે છે. દરેક ચીજની હદ હોય અને હદમાં રહીને સારી સમજ તથા વ્યહવારપણે જે બોલાય અથવા લખાય તેજ વજનદાર ગણાય. એક બાબદ સારીબી હોય પણ તેને જરૂર કરતાં વધારે અગત આપવા જતાં અગર કાંઇબી અંદાઝ વગર હદબાહારનું રૂપ આપવામાં આવે છે તો, પેલી બાબદ ગમે એવી જરૂરી હોવા છતાં તે પોતાની ખરી ખુબી ખોહી દે છે અને આયંદે બેવજન ઠરે છે. વળી આવાં ઉલટ સુલટ ફ્ટવાઓ આપણા ઇમાનને ડામાડોળ કરે છે અને અપણુને ગુંચવી તથા ગુંગળાવી મારે છે ઘણી વેળા તેઓ કોમમાં મતફેરી અને શંકાઓને કારણ આપે છે અને તેનો તાજો દાખલે મુંબઇનાં છેલ્લા નવા આતશબેહેરામનો છે. તેના બરપા થવા સાથે એક મરહુમ દસ્તુર સાહેબે ઇગની દસ્તુર સાહેબના પાછલા ફ્ટવાનો તથા એક પાછલી શકમંદ પહ્લવી કેતાબનો આધાર પકડી તેને પરથવાની ક્રિયા ઉપર શક નાંખ્યો હતો, અને તેણે કોમમાં ઘણાં કચવાટ અને કડવાસને જન્મ આપ્યો હતો. ત્યાં વદીદાદનું સાદું અને અકલપસંદ ફર્માન એક અવ્યહવારૂ અને નાપાયદાર તરતીબની અતિઘણી અંધડાઇમાં ફેરવાય જતું આપણે ખેદ સાથ જોઇએ છીએ.

**આતશ તરફ ફેદાગીરી.** આતશનો કિબ્લો બરપા કરવાનો સેંકડો અને હજારો વર્ષોનો નિયાગાનોથી ઉતરી આવેલો પુરાતન તરીકો છે, તેની સચ્ચાઇને તોડવાની હીંમત કરી શકનાર નથી. આતશ તરફના હાલના ભક્તિભાવ કરતાં આપણા આગલા વડીલો વિશેષ ભક્તિભાવ રાવતા હતા, કારણ કે તેના બરપા થવની મોતેબર નેમથી તેઓ વાકેફગાર હતા. પાર્સી પાદશાહતની પડતીના પાછલા વખતમાં આતશ તરફની આપણા વડવાઓની ફેદા-ગીરીનો એક અસરકારક દાખલો **આજરબએજાંન** પ્રાંતના સંબંધમાં નોંધાયલો મળે છે. **ખલીફા ઉમર ઇબ્ન ખતબના** દોરમાં આ પ્રાંત જ્યારે ઈસ્લામના તાબામાં ગયો ત્યારે તે આતશકદેહોથી ભરપુર હતો. તેથી ખલીફાના સરદાર **હોદઇફાહ** સાથે ઈરાની સરદારોએ ૮૦૦૦૦૦ આઠ લાખ દીરમ એવી શરતે આપી સુલેહ કીધી હતી કે, ત્યાંનાં આતશકદેહોને તારાજ કરવા નહીં અને અમને અમારો મજહબ પાળવા દેવો. કારણ કે આતશો તખ્તનશીન થવાના મબાકુલ સબબોથી આપણાં કરતાં તેઓ વધારે વાકેફગાર હતા. એબાદતગાહોમાં બરપા થયલા પુરાતન આતશોની મોતેબર નેમો વિષે આગળા રસાલાથી આપણે જોકે વાકેફ થયા છીએ, તોપણ આ કિબ્લાઓ આ કરતાંબી ઘણી ઉંચી નેમ ધરાવે છે. આ રોશન કિબ્લાઓ આપણા આત્મિક

આતશને સદા જાગૃત રાખવાનું ઉંચું શિક્ષણ આપે છે અને આ જાહેર કિબ્લાઓ આનેનના આત્મિક કિબ્લાને ભવિષ્યના બદલા માટે સદા નીતિમાન જીંદગી ગુજારવા તરફ દોરવે છે (હા-૬૨ ફ૦ ૬-૭)

યાદગારી જાલવવાની પુરાતન રૂઢી.

પુરાતન વખતથી રાજદ્વારી અગત્યના બનાવોની યાદગારી જાગવવાના જુદાજુદા જમાનામાં જુદાજુદા ઉપાયો લેવાયલા જણાય છે. આ યાદગારી અકસર ધાર્મિક સંસ્થાઓ ઉભી થવામાં સમાયલી હતી, અને તે મજહબ તરફ કામી આસ્થા બેસાડવાનો એક રામબાણ ઇલાજ હતો. તવારીખ મુજબ **પેશદાદ** વંશના **હુશંગ, જમશેદ, ફરેદુન** અને બીજા નામીચા પાદશાહોએ **આતશો** બરપા કરવાથી, અને બીજું ખુશવકતીનાં **જશનોથી** જાહેર યાદ જાળવી રાખી ગયા છે. આ જશનો **જશને સદેહ, જમશેદીનોરોજ, ઓરદાદ સાલ, મેહરગાન** વગેરે છે. આ જાહેર જશનોનો મહિમ જોકે આપણે તેનાં ખરાં હંગામ ઉપર ઘટતી રીતે ભોગવતા નથી, તોપણ તેઓ કેટલીક સદીઓ પસાર થઇ જવા છતાં હમણા સુધી પુરાતન વડીલો તરફનાં માન અને તેઓનાં કીર્તિ ભરેલાં કામોથી યાદમાં જારી રહ્યાં છે. **પેશદાદ** વંશ પછી **કિયાંની** વંશના **કૈખુશરો, લોહોરાસ્પ, ગુસ્તાસ્પ, ગુશઆજર, અસફંદીઆર** વગેરે નામવરોએ **આતશો** બરપા કીધા હતા. ત્યારબાદ **હખામની** પાદશાહોએ કયા યાદગાર બનાવો માટે આતશો બરપા કીધા હતા તે જોકે તવારીખે નોંધેલા નથી, તોપણ પર્વતો ઉપર કોતરાવેલી તખ્તીઓ ઉપરથી જણાય છે, કે તેઓએ પાહાડો ઉપર ઘણા આતશો બરપા કીધા હતા. **બીહીસ્તુન** ઉપરના યાદગાર લેખમાં ખુદ **દારાંયસ** કહેછે કે "**ગઉમાત મગુસે** ભાંજી નાંખેલાં આતશ કદેહો ફરીથી નવેસરથી મેં બરપા કીધાં હતાં." હખામની નામવરો આતશ તરફ મોટું માન ધરાવતા હતા, તેની મોજુદ ઇધાણીઓ તેઓનાં નામીચા મેદેલો અને અસ્તોદાંનોની તારાજ નિશાનો ઉપરથી મળે છે. **નક્ષરૂસ્તમ** પર્વતની શિખર ઉપર ખુલ્લાં આકાશમાં, ખડે પગે ઉભો રહી, તખ્તગાહ ઉપર પાતરાંમાં બળતા આતશ સન્મુખ મહાન **દારાંયસને** સેતાયશ કરતો ચિતારવામાં આવ્યો છે. વળી યુનાનના એક ઓલમાએ **નોશેરવાંન આદેલ** ઉપર લખેલાં એક નામાંમાં તે બાદશાહને દુઆ ગુજારતાં લખે છે કે "તું બાદશાહ **બેહુમન** (હખામની બાદશાહ અર્દશીર દરાજદસ્ત) જેવો થા, જેણે ક્યાંની તરીકા મુજબ ૧૨૦૦ આતશ કદેહો બનાવ્યાં હતાં!" હખામની અમલ પછી "મુલુકે તવાયફ"ના અશ્કાંની અમલમાં જુદાં જુદાં પરગણાંનાં નાના નાના સુબાઓએ આતશકદેહો ઉભાં કીધાં હતાં, અને સેરટે સાસાની હકુમતમાં

અમલના યાદગાર બનાવોની યાદમાં **આતશેબેહેરાંમના** જાહેર કિલ્લાઓ બરપા થયા હતા. (યાદગારીના આ કીર્તિસ્થંભો અને **ખુશાલીના** જશનો જુદા જુદા ધણીઓએ પોતાની **હૈયાતીમાં** જોકે બરપા કીધાં હતાં, પણ મરણ પછી એવા નામવર અશો નગેની કીર્તિની યાદ મરનારના **રવાંનની** રાહબર શક્તિ **ફરોહરની** મારફતે યા ફરોહરને નામે જાળવી રાખવા જરતોસ્તી ધર્મ ફરમાવે છે.) વળી **એદ્રીસી** કહે છે કે તેના વખતમાં **ફીરોજ યજદજર્દે** નવેસરથી સમારેલા નામીચાં **કાજરૂન** શેહેરમાં એક મોટું **આતશબેહેરાંમ** હતું, તેનો આતશ ત્યાં હજારો વર્ષ થયાં બળતો હતો. **એબ્નેહુઓકલ** કહે છે, કે તેના વખતમાં **ખીફ્હ, કલાદન** અને **મસુબાંન** નામના આતશબેહેરાંમો હતાં. ત્યાં આ કિલ્લાઓના નામોના સંબંધમાં થોડોક ખુલાસો કરવાની જરૂર છે. સાસાની અમલની સેંકડો વર્ષો પેહેલાં આતશના કિલ્લાઓ જોકે જુદે જુદે નામે દાદગાહોમાં બરપા થયા હતા, તોપણ તે કિલ્લાઓને પરકોમના કેટલાક તવારીખનવીશો અને કેટલાક પેહલવી લખનારાઓથી આતશ બેહેરાંમ નામથીજ ઓળખાવી જાય છે (દાદસ્તાંને દીની, દીની કર્દ). એનું કારણ કંઇજ નહીં પણ સાસાની વખતના કિલ્લાઓને આતશેબેહેરાંમનું ખાસ નામ મળવાથી, કદીમ કિલ્લાઓનેબી આ જમાનાના તવારીખનવીશોએ એજ નામે ઓળખાવ્યા છે. કદીમ કિલ્લાઓ **આદરફરોબા, આદરબુરજીન, આદરગુશસ્પ** (બુન્દેહેશ્ન,) **આજરેમેહેર, આજરેબેહેરાંમ, આજરે નુશ, આજરેઆઈન, આજરે ખુરીન, આજરે બુરજીન, આજરે જરતોશ્ત** (બુર્હાને કાંતએ), અને **નૌબહાર** (શાહનામું) નામના આતશો જુદે જુદે નામે ઓળખાતા હતા, અને તેઓમાંના કેટલાક નામો અકસર તેઓને બરપા કરનારાઓ ઉપરથી અપાયલાં હતાં. તેથી તેઓ આતશબેહેરાંમો નથી, પણ સાસાની રાજ અંમલમાં જે કિલ્લાઓ બરપા થયા હતા તેજ આતશબેહેરાંમો છે.

આ ઉપરથી હું એવાં સેવટ ઉપર આવું છું કે **પેશદાદી** અને **કિયાંની** અમલમાં જે આતશો દાદગાહમાં બરપા થયા હતા તેં જુદે જુદે નામે ઓળખાતા હતા અને તે બરપા થવાનો સબબ તવારીખના યાદગાર બનાવોને આભારી હતો. ત્યારપછી **વંદીદાદની** મુળ મકસદ જરતોસ્તી ધર્મનાં ફર્માનથી ઉલટા ઉપયોગમાં આવતા (મુર્દાના) આતશો તેમજ કારીગરીના જુદા જુદા વપરાસમાં આવતા આતશોની જાળવણી માટે તેઓને **"દાઇત્યગાતુ"** લઇ જવાની હતી અને તેઓની જાળવણી કરવાની આ લાયક જગા તેજ પેશદાદી અને કીઆંનીઓથી બરપા થયલા મજકુર કદીમ દાદગાહો હતા. અવસ્તાના જમાના પછી **હખામની** અને **અશકાંની**

હકુમતમાં જુદે જુદે નામે આતશો બરપા થયા હતા અને સેવટે પેહલવી જમાનાના છેલ્લા સાસાની અમલમાં રાજદ્વારી અસાધારણ બનાવોની જાહેર યાદ જાળવી રાખવા આતશેબેહેરાંમો તખ્તનશીન થયા હતા. હવે હાલમાં કોઇ અસાધારણ બનાવોની યાદગારી માટે નહીં, પણ દીનદાર જરતોસ્તીઓના પાક કિબ્લા યાને બાપીકા મજહબ તરફ ભક્તિ ભાવ વધારવાના ઉમદા હેતુથી, ભારે શ્રમ ઉઠાવી અને ભારે ખર્ચો કરી આતશેબેહેરાંમો બરપા કરવામાં આવે છે. આ મુજબ આતશનો કિબ્લો બરપા કરવાનું કદીમ જમાનાથી ચાલતું આવ્યું છે, તે આપણો હજારો વર્ષોનો પુરાતન અને માન પામેલો રેવાજ છે, તેના સંબંધમાં જમાને જમાને ફેરફાર અને સુધારા થતા રહ્યા છે અને તેને બરપા કરવાની તરતીબે જુદાં જુદાં રૂપો ધારણ કીધાં છે.

ઇરાનના કદીમ આતશેબેહેરાંમો અને યાદગારીના કીર્તિસ્થંભોના મારા આગલા અને હાલના હાથ ધરેલા હિંદના આતશેબેહેરામોના રેસાલાઓની, અવ્વલથી આખર સુધીની તવારીખના સામટા સરવાલામાં જે બીના આપણું ખાસ ધેઆન ખેંચે છે, તે આતશના પુરાતન કિબ્લાઓની અસલિયાતની ઉમદા મકસદ અને તેમાં પાછલા જમાનામાં ક્રિયાની તરતીબમાં થયલો બોહોલો ફેરફાર અને બેહદ વધારો છે. આ મુજબ ક્રિયાઓ અને રસમોમાં ફેરફારો થાય; સમય, સ્થળ અને સ્થીતિ મુજબ અવશ્ય ફેરફારો થાય, પણ તેઓ બિનપાય નહીં થવા જોઇએ. આપણે ઘણા ખેદ સાથે જોયું છે કે ક્રિયાની તરતીબના આ દાખલામાં વંદાદાદનાં અસલ ફર્માનથી વેગળું જઇ એક પછી એક બિનજરૂરી વધારો થયો છે અને આ પાછલો બેઅંદાઝ વધારો પેલી ક્રિયાને પુગી નહીં વલાય એવી મુશ્કેલ બનાવે છે એટલુંજ નહીં પણ ભવિષ્યમાં આ પાક કિબ્લાઓના વધારાને જોખમમાં નાખે છે. એની શાહદત દૂર શોધવા જવી પડે એમ નથી. મરણની ગંભિર ક્રિયાઓને, "જેવી શક્તિ તેવી ભક્તિ"નાં ધાર્મિક ફર્માનનો અનાદર કરી, જેહેમત ઉઠાવનારી અને ભારે ખર્ચાલું બનાવવાને લીધે તેઓ ફરજીઆત પડતી મુકાવાના તાજા બનાવોના મોજુદ દાખલા જાબજા મલે છે. જેઓ દીનાઇનના બાબમાં સમયને અનુસરી કોમ તથા મજહબને જેબ આપે એવા લાયક ફેરફારો વટીક નહીં કરવાની ભલામણો કરે છે અને જેઓ ખુદની નાવાકેફીની ખાંમીને લઇને ક્રિયાઓને અચુક અને અખંડ જાહેર કરે છે, તે સાહેબોને આ તરફ નેગાહ પોંહોચાડવા અરજ કરીશું.

આ મહાન કેબ્લો બરપા કરવાની ક્રિયાની તરતીબમાં જોકે બેઅંદાઝ વધારો બેશક થયો છે, તોપણ અહુરમજદના પાક પ્રતિનીધી તુરમંદ કિબ્લા તરીકે તો તેણે પોતાની માનભરી જગા કાયમ રાખી છે અને તેની આ તખ્તનશીની સદા પાયદાર રહો!

# હાલનો દીનદાર જરથોશ્તી અને દીનદારી.



**પેગાંમબર સાહેબની જાહેર વચન.**

ગાથામાં જરથોસ્ત સાહેબે એક યાદગાર વચનમાં પોતાના સાંભળનારાઓને જે અસરકારક સખુનો કહ્યા છે તે અકસર દીનદારો માટે લક્ષ દેવા અને અમલ કરવા લાયક છે. પેગાંમબર સાહેબ કહે છે કે,

ગાથા—"સ્રઓતા ગેઉશાઇશ વહિસ્તા અવએનતા સૂચા મનઙ્હા.
આવરેનાઓ વીચિથહ્યા નરેમ નરેમ ખ્વ્યાઇ તનુયે.
પરા મજે યાઓઙ્હો અહ્માઇ ને સજ્યાઇ બઓદંતો પઇતી."

ભાવાર્થ—"તમુને જે હું ઉત્તમ બાબદો કહું છું, તે તમારી આંખે અને મને કરીને જુઓ અને દર્યાફ્ત કરો કે એમાંનું પસંદગીને લાયક કયું છે?"

ગાથા—"અત ફ્રવક્ષ્યાનૂ ગુશોદૂમ નૂ સ્રઓતા૦૦૦ જી મજદાયે." ઇહોદૂમ્.

ભાવાર્થ—હવે તમુને હું પ્રગટ કહું છું તે ઉપર તમો કાન ધરો હવે ધ્યાન ધરીને સાંભળો અને બરાબર મનમાં તોલ કરો.

મહાન પેગાંમબરની આ અસરકારક વચન દીનદારોને ખાસ ગોખવા અને ગોર કરવા લાયક છે. એમાં તે પાકજાદે ખાતર જમા કરીને લાયક માર્ગ પકડવા અને પસંદ કરવાનો આગ્રહ કીધો છે. એમાં જે કરતાં આવ્યા તે આંખો મીચીને કર્યા જવા કહ્યું નથી, પણ અકસર દીનાઇન બાબદમાં મન ઉપરથી ગુમરાહીનો પરદો ખસેડવા, આંખો ઉઘાડી રાખવા અને કાનો ખુલ્લા રાખવાનો બોધ દીધો છે. પેગાંમ્બર સાહેબ પોતાના સાંભળનારાઓનું લક્ષ ખેંચે છે કે, ખુદાતાલાએ તમારી ઉપર જોવાને આંખો, સાંભળવાને કાનો અને ખરૂં ખોટું પિછાણવાને મન-બુદ્ધિની જે બક્ષેશો ઉતારેલી છે, તે અમુલ્ય બક્ષેશોનો લાયક ઉપયોગ કરવો સજાવાર છે. આ નાદર નવાજેશો ખુદાવંદે તમુને અમસથી ફેંકી દેવા કે તેનો ગેરઉપયોગ કરવા આપી નથી, માટે મારૂં શિક્ષણ અગર ગમે એટલું ઉમદા અને ઉત્તમ હોય તોપણ તેને સઘળી બાજુથી તપાસો, તેનું ઘટતું તોલ કરો અને ખાતરજમા કરીને તે ઉપર લાયક અમલ કરો.

આ મબાકુલ શિક્ષણ મુજબ એક સાચો દીનદાર દીનાઇન બાબદમાં જોનાર, તપાસનાર અને વાજબી ગેરવાજબીનું તોલ કરી તે ઉપર અમલ કરનાર હોવો જોઇએ. જરથોસ્ત સાહેબ કહે છે કે, એક દીનદાર ધર્માંધ હોવો નહી જોઇએ, તેમજ તે ગાફેલ અને ગુમરાહ બી નહીં હોવો જોઇએ. દીનદારીના તલબગારે આંખો મીચીને વડાં વડેરાં

ચાલતાં આવ્યાં તેમ ચાલવાની અને વહેમોને વશ થવાની નબળાઇ દેખાડવી નહીં જોઇએ. તેણે દીન અને શરિયતથી કેવળ ઉલટાં અને સરીઆંમ ખોટાં પારકાં મતો તરફ બેઅખત્યાર ખેંચાઇ જવું નહીં જોઇએ અને જડવાડના નીચલા તબક્કા હેઠળ ગબડી જઇ ઉતરતી હાલતમાં સબડયા કરવું નહીં જોઇએ. પણ આંખો, કાનો અને મનબુદ્ધિની બળવંત શકિત તેજ અને ચપળ રાખી ધર્મનાં ઉંચ ખ્યાલો સાથે કદમ બકદમ અગલ વધવું જોઇએ અને આપણી હાલત સુધારવી જોઇએ. જેઓ આંખો ઉઘાડી છતાં જોઇ શકતાં નથી, કાનો ખુલ્લા છતાં સાંભળી શકતાં નથી અને મનબુધ્ધિની બખશેશ હોવા છતાં લાયક-નાલાયક વચેનું તોલ કરતાં નથી તેઓને આપણા મહાગુરૂએ **કીકાંન, કરપાંન** અને **આશ્મોગાંન** વર્ગનાં બુરાઓ લેખી તેઓ તરફ પોતાનો સખ્ત અણગમો જાહેર કીધો છે. આ મુજબ જરથોસ્તી શિક્ષણ બુદ્ધિની ખિલવણીને ખાસ અગત આપે છે અને બિનબુદ્ધિને વખોડી કાઢે છે.

ગાથાના કલામોમાં જરથોસ્ત સાહેબ મનની આંખે યાને અક્કલની મારફને અહુરમજદ ખુદાને પિછાણવાની આતુરતા દેખાડતા જાબજા જોવામાં છે અને જ્ઞાનની રોશનીને અગત્યની આગેવાન જગા આપે છે. ગાથાના તમામ લખાણોની શરૂઆતમાં સર્વથી પેહલાં જ્ઞાનની બખશેશ મેળવવા પેગામબર સાહેબ અહુરમજદને આ મુજબ વિનવે છે; "તવાજેથી બન્ને હાથો બક્ષ કરી, આકાશ તરફ ઉંચા ધરી અહુરમજદનાં અશોઇને લગતાં કામો અને વલી મનશ્નીની સાથની અકલને સર્વથી અવ્વલ હું માગું છું, કે જેથી ખલકતનાં ગોહરને હું ખુશાલ કરૂં." ( હા ૨૮–૧ ).

મહાગુરૂ જરથોસ્ત બુધ્ધિનીજ મારફતે ખુદાની પિછાણ થવી જાહેર કરતાં બોલે છેઃ ઓ હર્વસ્પ આગાહ ! મારી મનની આંખે જ્યારે મેં તુંને જોયો, ત્યારેજ ખાલેસ દીલથી પરસ્તેશ કરવા લાયક, અકલનો ખાવંદ, અશોઇનો ઝરો અને જગતકર્તા તરીકે સર્વથી પેહેલાં મેં તુંને પિછાણ્યો. ( હા ૩૧–૮ ).

તે રાસ્ત રાહબર જ્ઞાન હાંસેલ કરી તેની મારફને ખુદાની ખરી પિછાણ થવી જાહેર કરે છેઃ જ્ઞાન હાંસેલ કરીને અએ બુધ્ધિના ખાવંદ ! તુંને તથા બેહમનને હું કયારે જોવશ ! મને તું તારો જાહેર દેખાવ દે અને વલી મનશ્નીની જાહેર તેમજ બાતેન નિશાનીઓ મને તું દેખાડ. ( હા ૨૮–૫ ).

વળી આપણા મહાપ્રતાપી પેગામ્બર બુધ્ધિને એક મોટા આશિષ લેખી તેની માગણી કરે છેઃ ઓ અશો અહુરમજદ ! તે આશિર્વાદ કે જે બેહમન યાને ઉંચી અકલનું ફળ છે તે મને તું આપ. ( હા ૩૪–૭ ).

આ સિવાય ગાથામાં આપણા મહાગુરૂ બેહેમન યાને ઉચ્ચ બુધ્ધિબળને અગત આપતા અને તેનું અસરકારકપણું જાહેર કરતા જાબજા જોવામાં આવે છે. ત્યારે દીનદારી અને દીનદાનેશમંદી ગોયા દીનનાં જોડયાં તત્વો છે અને એક વગર બીજુ અધુરૂં અને વગર અર્થનું ઠરે છે. માટે જ્યાં દીનદારી હોય ત્યાં દીનદાનેશમંદી અવશ્ય જોઇએ અને તેને દાનેશમંદીનું પોષણ તથા પુષ્ટી મળવી જોઇએ. તેને જ્યારે આ જરૂરી તત્વથી પુખ્ત અને તનદરૂસ્ત બનાવવામાં આવે ત્યારેજ તે ખરી દીનદાદીનું સંગીન રૂપ લઇ શકે. દીનની દાનેશની ગેરહાજરીને લીધે દીનદારીમાંથી ખાસ જરથોસ્તીપણું ભુલાતું રહ્યું છે અને દીનદારીનું સ્વચ્છ અને સુંદર સ્વરૂપ બગાડી તેને બદશિકલ બનાવ્યું છે. અગર દીનદારી માટે સૌથી જરૂરની અને પહેલી અગત્યની દીનદાનેશ્મંદીની લાયક પિછાણ થાય અને તેની જોડેજોડે રહી દીનના નિયમો પળાતા થાય તો તે દીની બેહેતરી અને દીની પાયદારીનો સંગીન સબબ બેશક થઇ પડે.

# દીનદારી અને દીન દાનેશમંદી.



અવસ્તા—' વીસ્પ હુમત વીસ્પ હુખ્ત વીસ્પ હુવર્સ્ત બઓઘો-વર્સ્તઃ
વીસ્પ દુશ્મત વીસ્પ દુજુહુખ્ત વીસ્પ દુજવર્સ્ત નોઇતબઓઘો-વર્સ્ત.
વીસ્પ હુમત વીસ્પ હુખ્ત વીસ્પ હવર્સ્ત વહીસ્તેમ અંઘુહીમ અશએત.
વીસ્પ દુશ્મત વીસ્પ દુજુખ્ત વીસ્પ દુજવર્સ્ત અચિશ્તેમ અંઘુહીમ અશએત."

**ભાવાર્થ**—તમામ નેકવિચારો, રૂડાં વચનો અને ભલાં કામો બુદ્ધિથી કીધેલાં હોય છે.
તમામ બદવિચારો, બદ વચનો અને ભુડાં કામો બિનબુદ્ધિથી કીધેલાં હોય છે.
તમામ નેકવિચારો, રૂડાં વચનો અને ભલાં કામો બેહેસ્ત તરફ લઇ જાય છે.
તમામ બદવિચારો, બદવચનો અને ભુંડાં કામો દોજખ તરફ લઇ જાય છે.

સમજીને તથા સમજદારી ધરાવ્યા વગર વિચારેલાં, બોલેલાં અને કીધેલાં કામોની જુદીજુદી અસર તથા તેનાં પરિણામ બાબદ આ દીની કલામમાં ઘણી અસરકારક રીતે સમજાવ્યું છે. તેમાં એક જરથોસ્તી, એક દિનદાર જરથોસ્તી માટે તેની બુદ્ધિ તથા દાનેશમંદી ઉપર ઘણો ભાર મુકવામાં આવ્યો છે. **"બઓઘો-વર્સ્ત"** એટલે બુદ્ધિથી કીધેલી સારી કરણી તેમજ **"નોઈત બઓઘો વર્સ્ત"** એટલે બુદ્ધિ વગર કીધેલી ખરાબ કરણી તરફ ખાસ ધેઆંન ખેંચવામાં આવ્યું છે. તેમાં બુદ્ધિથી જેજે કાર્યો થાય તેનું સેવટ સૌથી ઉત્તમ હસ્તિનું અખંડ સુખ (બેહેસ્ત) જણાવ્યું છે, પણ બુદ્ધિ વગર થતાં ખોટા કામનું છેવટ પરિણામ સૌથી બદતર હસ્તિનું અસહ્ય દુઃખ (દોજખ) જાહેર કીધું છે. આ ધાર્મિક શિક્ષણમાં બોહોળો ભાવાર્થ સમાયલો છે અને તેમાં સમાયલું રહસ્ય ગોખવા તથા ગ્રહણ કરવા લાયક છે.

સમજીને કીધેલાં સારાં કામોનાં સેવટ માટે સવાલ હોય નહીં, પણ અજાણપણે વગર સમજે થતાં નઠારાં કામનું પરિણામ સારૂં નિપજવાનો એતેફાકથી બને, તોપણ તે જરથોસ્તી શિક્ષણ મુજબ માનને લાયક **નથી.** કોઇબી વ્યહવારીક કે ધાર્મિક કાર્ય ઇરાદાપુર્વક સમજીને કીધેલું હોય તેનેજ આ અકકલપસંદ મજહબે રવા ગણ્યું છે અને આવકારકદાયક લેખ્યું છે વળી એક દીનદાર જરથોસ્તી દીનના વ્યહવાર જ્ઞાનથી વાકફ હેવો જોઇએ તથા તેણે આરવા કયું અને નારવા કયું તેનું સાદું શિક્ષણ ફરજીઆત મેળવવું જોઇએ. તેમજ કોઇબી વ્યહવારીક, ધાર્મિક કે રેવાજી કાર્યો તેનાં છેવટ પરિણામની વાકેફગારી ધરાવવા સાથે થાય તેજ રવા ગણાય, પણ અમુક કાર્યો વગરસમજે તથા તેનાં છેવટ પરિણામની દરકાર વગર થયાં હોય તો તે સઘળાં કામો દીનની રૂએ નારવા ઠરે છે.

ત્યાં દર્શાવેલાં હુમત, હુખ્ત અને હ્વર્શ્ત ધાર્મીક ત્રર્નતિ છે, દીનની રૂએ આ ત્રણ કલામોથી થતાં ભણતરો અને ક્રિયાઓ વધારે વજનદાર ગણાયાં છે અને તેનો અર્થ ભલો વિચાર, ભલું વચન અને ભલાં કામો થાય છે. આ અર્થો સાધારણ તથા વ્યહવારૂ છે, અને તેની મતલબ આપણા વ્યહવારૂ કાર્યોમાં તેમજ ભણતરોમાં મન, વચન તથા કરણી પાક રાખવાનીજ સમજવામાં આવે છે. પણ આ વચનો જે ઓહોળો અર્થ ધરાવે છે તે મુજબ ભલાં વચનોમાં આપણાં પવિત્ર ભણતરો અને ભલાં કામોમાં આપણી ખાલેસ ક્રિયાઓનોબી સમાવેશ થાય છે. અને આ ભણતરે તથા ક્રિયાઓમાં નેક મનશ્ની યાને ભલો વિચાર ખાસ આમેજ કરવાનો છે, કારણ કે ધર્મમાં તેને બીજાં વચનો કરતાં વધારે અગત આપી છે. આ મુજબ ભલી વિચાર શકિત કામે લગાડી, અકકલનો ઉપયોગ કરી અને ખરાં–ખોટાં વચ્ચેનો તફાવત સમજીનેજ થતાં ભણતરો અને ક્રિયાઓ બરહક છે. એનું નામ ખરી દીનદારી છે, અને એવીજ દીનદારીમાં ખરી સવાબકારી સમાયલી છે. દીનદારીમાં સારી સમજનોબી ઉપયોગ નહીં થવાથી દીનદારીનું ખરૂં ઉચ્ચ સ્વરૂપ બદલાઇ ગયું છે અને તેણે વેહેમી રસમોનું નાલાયક રૂપ લીધું છે. મારે સાફ કહી દેવું જોઇએ કે, દીનાઇનના બાબમાં દીનદારોનો કસુર કાહડવા કરતાં હમકોમની સાચી રાહબરીની ગેરહાજરી વધારે દેખીત દરે છે. જેઓ કોમને ધર્મી અને આસ્થાવાળી બનાવવાની ભલી કોશેષો કરે છે તેઓ હમકોમની કીમતી સેવા બજાવે છે, પણ ઘણા અફસોસની વાત છે કે, કોઇક રાહબરો પારદર્શક દેખાતી ખરી ખામીઓને ખુબીમાં ફેરવી નાખવાની ચાલાકી વાપરે છે, કોમમાં જડ ઘાલી બેઠેલા વહેમોને ઉત્તેજન આપે છે અને તેઓને આડે માર્ગે દોરવે છે. આથી કોમનો પેશો કમનસીબ વર્ગ વેહેમોના વમલમાં ગોતાં ખાય છે અને સ્વસુધારામાં પછાત પડે છે. તવારીખે આપણને શિખવ્યું છે કે જે કોમ કે કોમના જે વર્ગમાં વેહેમોનું તત્ત્વ આમેજ થયલું હોય છેતે કોમ યા વર્ગ આત્મિક સુધારામાં કદીબી આગલ વધી શકતો નથી.

આ મુજબ આપણો ખાલેસ મજહબ કોઇબી કાર્યોમાં બુદ્ધિ તથા અકકલમંદીને અગત્યની આગેવાન જગા આપે છે. હવે વ્યહવારૂ રીતે તપાસતાં જ્યારે માણસ જાત ભુલને લાયક છે, ત્યારે સ્વભાવિક સવાલ ઉત્પન્ન થાય છે કે, શું ભુલથી થયલાં પાપો ખુદા માફ કરે છે? હા, દીની શિક્ષણ મુજબ તે દયાળુ બાપ ગુનાહની માફી ખચીત બખ્શે છે, પણ એકજ શરતે. તે એ કે આપણી સઘળી તકસીરો કે ભુલથી થયલાં પાપો જાણમાં આવવા પછી, તે અમુક ભુલો માટે માત્ર એકજ વાર પરતાવાની "પતેત" કરી પાછું ફરવાથી, કીધેલાં પાપોનાં પ્રમાણ મુજબ લાયક બદલો વાળવાથી (તોજેશ કરવાથી) અને ખુદાને હાજર નાજર જાણી ફરીને તેવો ગુનાહ નહીં કરવાની ખરી કબુલાત આપવા તથા તે પાળવાથીજ ગુનાહની માફી મળે છે. પણ યાદ રાખો દીનદારો,

થતી ભુલોથી વાકેફ થવા પછી જાણી બુજીને વારંવાર ભુલો કર્યા જવાથી તે ગુનાહોની માફી મળતી નથી. આપણાથી જાણ કે અજાણ વ્યહવારૂં તકસીરો થાય છે, અને તેને સુધારી લેવાની જેટલી કાળજી આપણે ધરાવ્યે છીએ, તેથી વધારે નહીં તો થોડીબી કાળજી દીની કાર્યોમાં થતી ગંભિર ગફલતી અને ગેરસમજુતી દુર કરવા પાછળ ખપાવવામાં નહીં આવતી આપણે ખેદ સાથ જોઇએ છીએ. દાખલા તરીકે દીનના ખાલેસ તરીકાથી ઉલટા, સરીઆમ ખોટા અને માત્ર કલ્પનાથી ઉભા થયલા કેટલાક બિનજરૂરી અને ખર્ચાળુ રેવાજો આપણે બેધડક પાલ્યાં જઇએ છીએ, અમુક રેવાજોના ગુણદોષથી વાકેફ થવા છતાં તેને આપણે કોઇમી વજનદાર સબબો વગર વળગી રહીએ છીએ, ખરા પસીનાના પૈસાની નાહક બરબાદી કર્યે છીએ, અને ચાલુ ભુલો કર્યા જઇએ છીએ, મરણ ક્રિયા જેવા ઘણા ધાર્મિક અને ગંભિર અવસરો ઉપર ઘણી ન છાજતી રસમો આપણામાં જાયજ રહેલી છે, તેમાંની એકનોજ તાજો દાખલો બ્યાં હું રજુ કરીશ. તે એ કે એક ગુજરનાર જરથોસ્તીનું મરણ અગરજો ભોગજોગે "પંચક"માં થયું હોય છે, તો ધરમાંના ડાહ્યાં ડોહોરાંઓ પંચકનાં ઢીંગલા ઢીંગલી બનાવવાની, ઢીંગલાં સાથે સવા રૂપૈયાનો નસાસાલારોને "કર" આપવાની અને મરનારની ગાહાંન ઉપર મરનાર સાથે પેલાં ઢીંગલાં ઢીંગલીને અવ્વલ મંજલ પોંહોંચાડવાની ગોયા ફરજ સમજે છે. આ વેહેમી રસમ ખુદ મરનારને, આપણા પાક મજહબને અને કેળવણીમાં આગલ વધેલી કોમને શું હિણું લગાડનારી નથી ? દીનની રૂએ જોતાં જાણી બુજીને થતી એવી ગંભીર ભુલો અને એવાં ગુનાહ ભરેલાં કામોની માફી કદી મળતી નથી. આ ઉપરથી જે સાર નિકળે છે તે એ કે, એક રેવાજ કેવા સંજાગો વચ્ચે ઉભો થયો હતો તે સંજોગો આપણે તપાસવા જોઇએ, તેના ઉભા થવામાં ધર્મની મોતેબર નેમ જળવાયલી હોવી જોઇએ અને તેનો અંદરનો મુળ ભાવાર્થ સમજીને તે પળાવો જોઇએ. પણ સાદી સમજના ઉપયોગ વગર દીની ફરમાનનો અનાદર કરીને, જેમ ચાલતાં આવ્યાં તેમ ચાલવાની ઉપર મુજબની ભુલ ભરેલી માન્યતાઓ સાથે રેવાજો પળાતા રહે, તો તેનું પરિણામ દીનની રૂએ સૌથી બદતર નિપજે છે. ખરૂં છે કે માનવી માત્ર ભુલને પાત્ર છે, પણ ખાલેસ જરથોસ્તી મજહબનું આ ઉંચ શિક્ષણ દરેક દીનદાર ગણાતા જરથોસ્તીએ ગોખી રાખવાનુ છે કે, ભુલને લાયક હોવાને ભરોસે, તેમજ થતી ભુલનો પસ્તાવો કરવાની તથા તેની માફી મળવાની આશાએ, અકસર દીનદારે પોતાના વ્યહવારીક, દીની કે રેવાજી કાર્યો કરવામાં ચાલુ ભુલો કર્યા જવાની નથી, પણ થતી ભુલો જાણમાં આવવા પછી તુરતજ અને પહેલી તકે તે સુધારી લેવાની છે.

# દીનદારી અને યકીનદારી.



**અવસ્તા**—ફ્રઓરેતીમ્ચ આસ્તઓથ્વનેમ્ચ દએનયાઓ માઝ્દયસ્નોઇશ યજમઇદે.

**અર્થ**—માઝ્દયસ્નની દીન તરફના અમારી પૂર પસંદગી અને તે તરફનાં અમારા સાબેત ઇમાનને અમો વખાણયે છીએ. (હા. ૧૩—૮.)

બાપીકા મજહબ તરફ કોમી એતેકાદ મજબુત કરવા કાર્યસાધક થઇ પડે એવા હાલના બેતાલ મામલા વચ્ચે જ્યાં ખાસ કરી મજહબ તરફની ઉંડી જાનફેશાની માટેજ હું બોલીશ, તેને ટોળામાં પ્રવેશ થયલી **વેહેમી રસમો** સાથ ભેળવાની ભુલ થવી જોઇતી નથી. ધર્મને માટે સૌથી વધારે જરૂરની અને પેહેલી અગત્યની જો કોઇ ચીજ હોય તો તે આસ્થા તથા યકીનદારી છે અને આ આસ્થા સાથે જ્યારે સમજદારી (કેળવણી)નું સંગીન તત્વ ભેળાય છે ત્યારે તેની દ્રઢતામાં વિશેષ વધારો થાય છે. ધર્મની આખી ઇમારતનો આસ્થા એ ગોયા પાયો છે. ધર્મનાં અંકુરનાં બીજ આસ્થા રૂપી સાધન વડે કુમળાં મગજોમાં એવી રીતે વાવવાં જોઇએ કે, મોટપણે તે કદીબી ઉખડી શકે નહી. માબાપ કે વાલીઓના જાતી દાખલાથી એ અંકુરના ચાલુ વધારાને પોષણ મલવું જોઇએ. આસ્થાની ગેરહાજરીમાં બીજા ગમે એવા ઉપાયથી ફળ સીધ્ધી નથી. ગમે એવા વાઅજો કે વ્યાખ્યાનો આસ્થા વગર કંઇબી જોર કાઢવાનાં નથી. દરદની ખરી જગા કઇ છે તે ઉપર પાર્સી ધર્મ વૈદોએ એલાજ ચલાવ્યા આગમજ આંગળી મેલવી જોઇએ. દરદ કરતાં એલાજ નબેતર હોય તો પરિણામે બહુ દુઃખદ સ્થીતિ જાણવી. મારા આ અદના મતનું જો કંઇ પણ વજન થતું હોય તો હું ભાર મેલી ફરીફરીથી જણાવીશ કે આપણી નાનીથી મોટી સઘળી ખરાબીઓનું ઉત્પતિસ્થાન અનાસ્થા છે. જેમ એક દરદ વગર ઇલાજે લાંબા વખતનું છતાં, તેમાંથી જુદાંજુદાં નવાં રૂપ લક્ષણ પ્રગટી મુળ દરદ તેમાં છુપાઇ જાય છે અને બરાબર ચિકીત્સા કરવાને વૈદોની પરિક્ષાને મચક આપતાં નથી, તેથી કસુઝે વૈદોમાં ભારે મતભેદ પડી ભલતાજ ઇલાજો ચાલે છે અને તેમાંથી દરદીની હાલત સુધરવાને બદલે ઉલટી વધારે મરણતોલ થાય છે. સારે ભાગ્યે જો આ કાતીલ દરદનું મુળ શોધી કઢાય, તે તેનાં મુળને પહોંચવાના ઉપચારો ચાલતાંજ, અનેક વિકારોરૂપી ગુંચવણમાં નાખનારાં ખોટાં લક્ષણો એની મેળેજ ધીમે ધીમે ખમતાં થઇ ઘટીત કાળે દરદીને સંપૂર્ણ આરામ થાય છે. પણ મુળને છોડી આ ઉપલક લક્ષણો ઉપર તેમને ખસેડવાની આહોશી અને મેહેનત ખરચવામાં આવે તો, જાણે ફરી ફરી પ્રગટી નિકળવા માટેજ તેઓ થોડી વાર દબાય છે,

પણ જડથી જતાં રહેતાં નથી; એટલે થોડા વખતની તકલીદી રાહત સીવાય દરદીની હાલતમાં તેથી કશો ફરક પડતો નથી. એક દરદીનાં સંબંધમાં કદી ખરી જાણુને નહી પમાય એવી અગર આશા વગરની સ્થીતિ હોય, તો પણુ વૈદોની તો ઐન ફરજ છે કે પરસ્પરનો પોતાનો દ્વેષભાવ બાજુએ મેલી, બની શકતી સઘળી સંભાળ અને સમજથી એક બીજાને મદદ આપી એવે બારીક સમય એકામતી ઉપર આવવું. અફસોસ! એવી ચોખ્ખી રીતે પારસી ધર્મના બાબમાં કામ લેવાતુ જેવામાં આવતું નથી.

આ સરખામણી ઉપરથી જોઇ શકાશે કે હાલની આપણી સઘલી તકરાર, સઘળી તાનાજાણી, સઘળી અંધાધુંધી, સઘળી બદબખ્તી, સઘળી ભુલ અને સઘળી આકળ-વિકળ એકલી અનાસ્થાએ વર્તાવેલા કેહેરને આભારી છે. આસ્થાજ આપણી હાલની મુશ્કેલીઓમાંથી આપણુને ઉગારનાર સર્વ ઉપાયોનો ઉપાય છે. ધર્મનાં મુળ તત્વોનાં મંડાણ સાથેજ નહી, પણ હું એટલે સુધી આગળ વધી કહુંછું કે, જરથોસ્તી માતાઓના દુધની સાથેજ બાળકોમાં આસ્થા ઉતરવી જોઇએ. અનાસ્થાના કાતીલ દર્દને નિર્મુળ કરવાનો એક આ બી અકસીર ઉપાય છે કે, માતાના ખોળામાં રહી લાડમાં ઉધરતી અને પારણામાં હીંચકા ખાતી બાલ્યાવસ્થા સાથેજ આસ્થારૂપી બીજે કુમળાં મગજોમાં માતાના મીઠા સરોદોની મારફતે એવી રીતે વવાવાં જોઇએ કે તેને માટે ખોદા, પેગામ્બર, મજહબ અને વડીલો તરફ ઉંચો ભક્તિભાવ દર્શાવનારાં, કદીમ નેઆંગાંનોની યાદગાર કીર્તિની પિછાણ કરાવનારાં અને નીતિના ઉમદા સબકો શિખવનારાં ઉસ્તાદ કવિ-ઓને હાથ હાલરડાનાં સાદાં અને ટુંકા દિલપઝીર કવેતો જેડાવાં જોઇએ. આ મુજબ બાળકોનાં અંતઃકરણ ઉપર બચપણમાં પડેલા ચાલુ છાપની સચોટ અસર સાથે ઉધરભાવ પામવાથી મોટપણમાં તે સહેલાઇથી ભુસાઇ જવાનો સંભવ નથી. વળી આ સુંદર સરોદો ઘરનાં નાનાં—મોટાંના કાન ઉપર વારંવાર પડવાથી તે આસપાસ પોતાની રૂડી અને ચમત્કારીક ચાલુ અસર ફેલાવશે તેમાં જરાએ સંદેહ નથી. જે આસ્થા હોય તો ઉમરમાં આવવા પછી ધર્મની સાદી મતલબ અને ચહડતી સમજણ ઉપરથી ધર્મની ખુબીઓ જાણવાની ઉત્કંઠા ઉત્પન્ન થાય છે, ખુબીઓ જેતા જવાથી ધર્મ ઉપરનો પ્યાર વધે છે, પ્યાર ઉપરથી ભકિત ભાવ આવે છે, ભાવવાળી ભકિતથી ધર્મના કાનુનો પાળવા અને ધર્મ ફરજો બજા લાવવામાં જેર મળે છે. એ જેરમાંથી ધીમે ધીમે મક્કમ ઠરાવ કે સાબેત યકીન થાય છે. સાબેત યકીન ઉપરથી ચોખ્ખું સ્વધર્માભિમાન કે ધર્મમોહીની બંધાય છે, ધર્મમોહીનીથી વધારે ને વધારે પાળવા, શિખવા અને જેવાની બારીકી-ઓમાં મશગુલ રહેતાં પરેહજગારી અને ઉંચી ભકિત મેળવાય છે. અને એ બધાંનો અતિ બારીક અભ્યાસ અને મહાવરાથી અંતે અશો અશોઇએ પરવરદેગારના ખુરેહ

સાથ હમસાજ થવાય છે. આસ્થાના પાયા ઉપરથી સંસારમાં રહી ખોદાને પિછાણવાનો આપણા આગલા હોકમાઓનો આ એક તરીકો છે. જો આસ્થાને જરથોસ્તી જીગરોમાં જતનથી ઉછેરવામાં આવે, અને લાયક સાધનોથી ધર્મની ખુબીઓ જાણવામાં તેમને પુરતી મદદ આપી એ આસ્થાને દ્રઢ કરવામાં આવે, તો વખત જતે સ્વધર્માભિમાન ઉપર આવતાં તે એટલી તો સુદ્રઢ થાય છે, કે ગમે એવી કેળવણી કે ઉલટા સંજોગો તેમનું મન ધર્મ ઉપરથી કદીપણ ડગમગાવી શકશે નહી. મારૂં કેહવું એટલુંજ છે કે જરથોશતી મજહબના અસલ ઉંચાં ધોરણ ઉપર રહીને જરથોશતીઓની આસ્થા મજબુત કરવાના કાર્યસાધક સંગીન ઉપાયો લેવાવા જોઇએ.

બાપીકા મજહબ તરફ ખાસો આમની આસ્થા મજબુત કરવા બીજા મજહબોમાં કેવા રામબાણ ઉપાયો લેવામાં આવે છે તે તરફ કોમના દાનેશમંદ રાહબરો ( જાહેર વકતાઓ—જાહેર લખનારાઓ)નું હું લક્ષ ખેંચું છું. તે વધારે ખુલ્લી રીતે સમજવા આપણી ભાઇબંધ એસ્લામી કોમનો દાખલો હા હું રજુ કરીશ. એ મજહબ-વાળાઓમાં શરીયતથી આગળ વધી જ્ઞાન માર્ગે ઉતરેલો એક નાનો વર્ગ છે જેને "સુફી" કહે છે. સરાહ મુજબ એક ખરા ઇસ્લામીને કુરાનેશરીફમાં નીમાજ જેવી કેટલીક ચીજો જે નહી છુટાય એવી રીતે ફરજીઆત કરવા કહેલું છે, પણ તે એક સુફી કરતો નથી. જો કે તેમાંથી તે છુટો છે, તોપણ તે છુટો છે એમ બનતાં સુધી બીજાને માલમ પડવા દેતો નથી. તે છુટો છે તેથી પોતે ચાલે છે તે પ્રમાણે ચાલવા બીજાઓને બોધ દેતો નથી, કે નીમાજ કરવી નહી. એટલુંજ નહી પણ વસ્તીવાળા ભાગમાં નીમાજ અને બીજી ક્રિયાઓ એક ઇસ્લામીને છાજતી રીતે તે કર્યા જાય છે. આ શું દેખાડે છે? એટલુંજ કે ધર્મના બાંધી આપેલા સારા માર્ગ ઉપર ખરાં ઇમાનથી ચાલી સૌ સૌ પોતપોતાની મકદુર અને લાયકાત મુજબ પોતાના પેદા કરનારને પિછાણવાનું ચાલુ રાખે તેની તેને દરકાર રહે છે. જો એવી દાનેશ્મંદી તે ન દેખાડે તો તેનાં સંબંધમાં આવનારાઓ માટે પરિણામ બહુજ વીપરીત થાય. કાંકે ધર્મ કાનુનોના ચાર ખુણાઓમાં રહી, સાધારણ માણસોએ જે જે ફરજો પાળવાની છે, તે એક સુફીએ પાળવાની નથી, એટલુંજ તેઓ જાણે છે. પણ તેને બદલે અંતર શુદ્ધિ વગેરે માટે બીજી કવી બારીક અને બિકટ ફરજો એક સુફિને માટે રહેલી છે તે તેઓ જાણતા નથી. અગર જાણે છે તો તે પ્રમાણે ચાલવાને તેઓ શક્તિવાન હોતા નથી. આથી થાય છે એમ કે પુરેપુરી લાયકાત આવ્યા અગાઉ સાધારણ માણસોની નજર એવી ચીજો ઉપર જાય, તો તેઓની સ્થીતિ નહીં આ તડ કે નહીં પેલે તડની ગુંચવાડા ભરેલી થાય છે. ખરી ફીલસુફી ગુપ્ત રાખવાનો આજ ભેદ છે અને સારે ભાગ્યે જો કોઇ દહાડો જરથોસ્તી ફીલસુફ

વર્ગ ઉભો થાય તો તેને પણ દુરના ભવિષ્યનો વિચાર રાખી એજ રીતે ચાલવું પડશે. જાની દાખલાથી કોમને રૂડે માર્ગ દોરવનારા રાહબરોની ત્યાં આપણને જરૂર છે. પેટનીજ પુંજા ખાતર જીવનારા દામના દાસો આપણને જોઇતા નથી. ત્યાં તત્વજ્ઞાનની છેક ઉંચી ફીલસુફી માટે હું બોલતો નથી. જરથોસ્તી ધર્મની ઉંચી ફીલ્સુફી તેના ખરેખરા ફીલ્સુફો માટેજ રહેવી જોઇએ, શરિયત, તરીકત, હકીકત અને મઅરેફતના ચાર તબકકા છે અને પારસી કોમમાં શરિયતથી ઉપલા તબકકાઓ ઉપર ચાલે એવા ફીલ્સુફોનું દર હજારે કેટલું પ્રમાણ આવે તે કહેવાની હું હીમત કરી શકતો નથી. સંસારવ્યહવારીક કાર્યોમાં અને બુદ્ધિ ચાતુર્યમાં પારસીઓ આગળ પડતા છે એ તો જગઆશ્કાર છે, પણ ધર્મ સંબંધી બાબદમાં બીજી તરફથી તેઓ એટલા તો ઢીલા પડેલા છે, કે બીજી કોમ તેને કંઇક વાજબીપણે તાણો મારે છે, કે પારસીઓમાં **એકબી ફીલસુફ** નથી, એકબી **મહાન કવી** નથી, એકબી **મોટા તત્વવેત્તા** કે **"થીંકર"** નથી. આ કહેવામાં કદાચ સહરાઘાત હોય, તોપણ તે છેક ખોટું તો નથીજ.

મને ઘણા ખેદ સાથ જણાવવું પડે છે, કે કોમના કેટલાક બહુજ ચંચળ "એકસટ્રા ઇન્ટેલીજંટ" ભાઇઓ આતશબેહેરાંમ જતા નથી, અને કહે છે કે તેઓને પોતાના દીલના આતશ સાથે કામ છે, અને તેના આ બહારના ચિન્હ સાથે સાધારણ માણસોની માફક કામ નથી. ધર્મશાસ્ત્રને બાંધી આપેલે સારે રસ્તે મધ્યમ ચાલથી આગળ વધવાની જેનામાં દ્રઢતા કે ગતી નથી, તેવાઓ પરિપકવ થવાના સાધન કાલને સમજ્યા વગરજ એકી છલંગે હજારો ને લાખો માઇલનું છેટું કાપી જવાની ભ્રાંતીમાં જ્ઞાનને નામે અમસ્થાજ અથડાય છે, અને જ્ઞાન વાતો કરી કરીને છેવટ જયાંના ત્યાંજ રહી થાકે છે. એ ભાઇઓને તેમના હિત માટે જાણવું જરૂરનું છે કે જ્ઞાન મેળવવા માટે જ્ઞાનની ખાલી હોંસમાં કે જ્ઞાની હોવાના ફાંકામાં ધર્મ તજી દેવાથી જ્ઞાન મળતું નથી. પણ ધર્મ કર્મમાં મુસ્તકીમપણે મંડયા રહેવાના અધિકારીક પ્રયાસથીજ પુર્ણ લાયકાત આવતાં કોઇ દીન જ્ઞાનનો માર્ગ ખુલ્લો થાય છે.

ધર્મમાં ક્રિયા માર્ગ અને ભકિત માર્ગ જનમંડળના મોટા ભાગની શકિતને બરના હોવાથી બહુ જરૂરના છે તેનું ગુઢપણું સમજી નહીં શકવાને લીધે કોઇ કોઇ જગાએ આપણને તેમાં વીચીત્રપણું લાગતું હોય, તેટલાંજ કારણથી વગર કામનું જાણી તે પડતું મેલવામાં આપણે વાજબી નથી. હાલની વિદ્યાના ફરતાં ચકકરે અનેક દાખલાઓમાં આપણને દેખાડી આપ્યું છે કે, એક ચીજ કાલે હસવા સરખી અને ઉલટા સુલટી જણાતી હતી તેની આજે વાખવાખી થાય છે, આપણામાં આમેજ થયલી કેટલીક જરથોસ્તી તરીકાથી ઉલટી વહેમી રસમોના અપવાદ સિવાય, આપણાં પુરાતન ધર્મતત્વો

અને રાહો રવેશ જેમ જેમ અજવાળાંમાં આવતાં જશે તેમ તેમ તે આપણને મગરૂર રહેવાનું કારણ આપે એવાં છે. દુર કયાં જઇશું ? પુરાતન "ગાથા" "અવસ્તા" અને "વેદ" ની કેટલીક બાબદમાં તે શું ફરમાવે છે ? અને શાનો નિષેધ કરે છે ? એ મોટામાં મોટા પંડિતોથી પણ નકી થઇ શકતું નથી. એટલે જુદા જુદા વાદવાળાઓ એકજ ચીજ માટે તેમાંથી ખાત્રીપુર્વક રીતે **'છે'** અને **'નથી'**ના અર્થો ખેંચી શકે છે. દાખલા તરીકે અવસ્તામાં **માસ** ખાવાની મનાઇ છે અને વળી નથી, તેમજ વેદમાં **મૂર્તિ પુંજા** છે અને વળી નથી, એટલા માટે શું અવસ્તા યા વેદને પડતા મેલવાનું કે તેમાંથી અમુક ભાગ ઉપર છેકા મારવાનું વાજબી ગણાશે ? અવસ્તા અને વેદના પ્રૌઢ પણાની આ એક કેવી મોટી ખુબી છે તે જે જાણેછે તેજ જાણે છે. જ્ઞાન માર્ગનો રસ્તો ઘણાજ થોડાઓને વાસ્તે છે અને વ્યહવારૂ માણસો માટે આપણા પાક ધર્મમાં ધીમે ધીમે, કદમ બકદમ અને બેમાલુમ રીતે તેમાં જણાય એવી રીતે ક્રિયા માર્ગ અને ભકિતમાર્ગમાંજ જ્ઞાન માર્ગને ભેળવામાં આવ્યો છે.

કમનસીબે આપણું પોતાનું રાજ્ય નથી, આપણે માથે કોઇ ખરાં દસ્તુરી ચલણ કે મોભાવાળા જ્ઞાન—સતાધારી દસ્તુરો નથી, મુર્સદ—મુરીદ વચ્ચેના ખરા ભાવમાં આપણને ઉપદેશ કરવા માટે આપણા ઘર કે કુળનો આપણે માથે કોઈ ગુરૂ નથી. આથી આપણ હાલના સરખી કોમી બંધારણ વગરની વીખરાયલી બેતાલ અને બેહદ હાલતમાં આવી પડયા છીએ. તેવા વખતમાં આ ઉપરના જેવી સ્વતંત્રતાના મેદાનમાં પોતાની મરજીને ભટકાવનારા અર્ધભણેલા અલફાતુઓને હાથે, વહેમોને વધારી આપનારા અને વગર ડહાપણના ગુરૂઓને હાથે, કોમની ધાર્મીક આસ્થા ઉઠાડી મેલનારા ગુમરાહ વિચારોથી મહા અનર્થ થાય છે. ધાર્મીક કે સંસારીક સવાલમાં કોમનો એક ભાગ દક્ષિણ છેડે તો બીજો ભાગ ઉતર છેડે જઇ ઉભો છે. આ બેમાંના એકને દક્ષિણ છેડેથી અને બીજાને ઉતર છેડેથી થોડે થોડે આકર્ષી મધ્યસ્થળે લાવી આપી બેઉના હાથોહાથ મેળાવનાર કોમમાં કોઇ દાનેશ્મંદ વીરલો યા વીરલાઓની ખુટ છે તે થોડી કમનસીબી ગણાવી જોઇએ નહી. યાદ રાખવું કે મતાંધપણાની શીરજોરી તે માનભરી બળતવારી નથી. આપણે કેટલાંક દાખલામાં જોઇ ચુકયા છીએ કે, ધર્માંધપણાથી જન્મ લેતાં ઝનુને અને મતાંધપણાએ ઘણા દાખલામાં પોતાના હજરત નબીના ખાલેસ ફરમાનોનો ખુલ્લો અનાદર કીધો છે અને પાર્સી ઓલાદની ભવિષ્યની આબાદીને જબુન ધોકો પુગાડયો છે.

કેટલાક દીનદારોનું માનવું એવું છે કે, આપણે કોઇમી દીની યા રેવાજી કર્મ કર્યે, અને તેમાં આપણું યકીન સાબેત હોય તો તેથી અનર્થ થતો નથી. દીનદાર વર્ગની

મજહબ તરફની ભલી લાગણી બેશક વખાણવા અને માન આપવા લાયક છે, તોપણ તેઓની આ માન્યતામાં ખરી દીનદારી સમાયલી નથી, બલકે પરિપૂર્ણ નથી, તે તરફ તેઓનું ગંભિર લક્ષ ખેંચાવું જોઇએ. ખરું છે કે દીની યા રેવાજી કર્મ કરવામાં યકીનદારીની ખાસ જરૂર છે, પણ તે કર્મો સમજીને કરવાની, ઘટતું—અણઘટતું પિછાણીને કરવાની જરથોસ્તી ધર્મ જે તાકીદ કરે છે તે ભુલી જવું જોઇતું નથી. "મન ચંગા તો કથરોટમાં ગંગા" એ કહેવત હિન્દુશાસ્ત્રે કબુલ રાખી હોય, અને તે કોઇ બીજા દાખલામાં બંધબેસ્તી હોય, પણ જરથોસ્તી ધારાશાસ્ત્ર વંદીદાદ અને બીજું જરથોસ્તી શિક્ષણ આ કહેવત તરફ પસંદગી દેખાડતું નથી. જેમકે કોઇ ધાર્મિક ક્રિયા "અશ" એટલે અશોઇ, રાસ્તી વગેરેનો વધારો કરવાના ઇરાદાથી થઇ હોય, પણ તે ક્રિયા વગર સમજે ઘટતી રીતે અને ઘટતે વખતે થઇ નહી હોય તો તેનું પરિણામ "દરૂજ" એટલે દુખદરદ, જુદાણું વગેરેનો વધારો થવામાં આવતું વંદીદાદમાં જાહેર કીધું છે. જે દેખાડે છે કે નૈયત પાક રાખવા સાથે ખરાં ખોટાંની ઘટીત પિછાણ વગર થયલું કોઇબી ધાર્મીક કાર્ય દીની શિક્ષણ મુજબ આંધળાં યકીનથી થયલું ઠરે છે, અલકે ધર્માંધપણું આ ધર્મે નાપસંદ જાહેર કીધું છે.

દીનની પાયદારી માટે આસ્થા અને ઇમાન જેટલાં જરૂરી સાધનો છે, તેટલીજ દીની કાર્યો કરવામાં અક્કલનો ઉપયોગ કરવા અને વિચાર શક્તિ કામે લગાડવાની જરૂર જરથોસ્તી ધર્મ શિખવે છે. વળી આ બી ભુલવું ન જોઇએ કે દીની કાર્ય કરવામાં સમજદારી ઉપયોગમાં લીધી હોય, પણ આપણી નૈયત બદ હોય અને એતેકાદ ઓછો હોય તો તે કાર્ય નિરર્થક થઇ પડે છે. દીનાઇન બાબદમાં સમજદારી સાથે ઇમાનદારી જોડેજોડ કામે લાગવાથીજ ધારેલું કાર્ય સફળ થાય છે, અને સમજદારી સાથે ઇમાનદારી જાળવી રાખવામાંજ ખરી સવાબકારી હાંસેલ થાય છે.

# દીનદારી ( અશોઇ ) અને દરૂજી.

**અવસ્તા**—" હો બા અંધહત અષાઉમ જરથુસ્ત્ર. યે અષેમ મઇનિમ્નો. અષેમ ઇસિમ્નો. અષેમ અપરઓધયેઇતિ. અષેમ્ય મઇનિમ્નો દ્રુજેમ્ય વીનસ્તિ. યો નસુમઇતીમ આપેમ વીજઓથ્રાંમ ફ્રબરઇતિ. યો ઉપ નખતુરૂષુ તાંથ્રએષુ. વીજઓથ્રાંમ ફ્રબરઇતિ૦ "

**અર્થ:**—જે ધણી નસામંદ પાણીને ભેટ લઇ જાય છે, તથા અંધારી રાત્રે જોર ( ક્રિયાની ભેટ ) લઇ જાય છે, તે શખ્સ, અકસર અશોઇને વમાસનાર તથા અશોઇને ચાહનાર હોવા છતાં અશોઇનું ખંડન કરે છે, તે અશોઇને વિચારનાર હોવા છતાં દરૂજને વધારે છે.

**વંદીદાદનો** મજકુર કલામ અશોઇનાં ખરાં રહસ્યનો આપણુને ઉમદા પાઠ આપે છે. તે શિખવે છે કે એક જરથોસ્તી અશોઇનું મનન કરનાર અને અશોઇનો વખાણનાર હોવાથીજ તે અશો કે દીનદાર ગણાતો નથી, પણ તેંણે કોઇ ધાર્મિક ક્રિયા દીનની ઘટતી સમજદારી ધરાવવા સાથે અને દીની હુકમ મુજબ, ઘટતી રીતે અને બરવકતે અદા કરવી જોઇએ.

બીજું, આ કલામ અશોઇ અને દીનદારી સાથે જે ગંભિર જવાબદારી જોડાયલી છે તે તરફ લક્ષ ખેંચે છે અને ચેતવણી આપે છે કે, ધાર્મિક કાર્યોમાં એક દીનદારની અશોઇનો વધારો કરવાની નૈયત હોવા છતાં, જાણુ કે અંજાણુ તેનાં કેટલાંક કાર્યો એવાં હોય છે કે, જેથી અશોઇનો પ્રવાહ આગળ વધી શકતો નથી, અશોઇની પ્રબળ અસર તુટી જાય છે અને આયંદહે **દેવદરૂજ** એટલે, દુ:ખદરદ, નારાસ્તી વગેરેના વધારામાં ધારણાથી ઉલટું જ ગંભિર પરિણામ આવે છે.

હવે ત્યાં આપણે જોઇશું કે દીનદારીનાં નામ હેઠળ એવીજ કોઇ ગંભિર ગફલતી આપણાં પાક ભણતરો અને મોતેબર ક્રિયાઓમાં જાયજ રહેલી છે કે? અને તેંણે કોમની નીતિ અને આર્થિક સ્થીતિ ઉપર શી શી અસરો કીધી છે? હું ઘણા ખેદ સાથ જણાવીશ કે, આજના કેળવણીમાં અગ્રેસર ગણાતા કેળવાયલા પારસીઓમાં, ધર્મને નામે અને ગુજર પામેલાંઓની ક્રિયાને બહાંને કેટલાક એવા રેવાજો જાયજ છે કે, જેઓ કોમ અને મજહબની કીર્તિને જેબ આપનારા હોતા નથી, તેઓને દીન અને શરિયતની શાહાદત કે ટેકો હોતો નથી અને તેઓ કોઇ દીનઆગાહ દાનેશમંદોથી જારી થયલા હોતા નથી. પણ તેઓની રચણા રચવામાં કોઇ ભલતાજ બિન જોખમદાર વેહેમી હાથો કામે લાગેલા જોવામાં આવે છે. એવી એકજ મોતેબર ક્રિયામાં થયલા ભેલ વિષે અત્રે હું બોલીશ. ફ્રરવરદેગાંન મરણ ક્રિયાનો મહાન અવસર છે, તે દીનદાનેશમંદોએ મુકરર કીધેલી મુખ્ય પાંચ ફરજોમાંની એક ઘણી મહત્વની વાર્ષિક હંગામી ફરજ છે,

અને તે દરેક ઇમાનદાર જરથોસ્તીએ ફરજીઆત અમલમાં લાવવાની છે. આ અવસર ગુજર પામેલાં વડીલો અને નજદીકનાં વહાલાં ખેશાવંદોની વર્ષની આખેરીએ દશ દિવસ સામટી પાક યાદ કરવાનો છે. તે માટે કદીમ રેવાજ મુજબ **આફ્રીંગાન, જશન, બાજ, ફ્રવશીં, સતુમ, ઈશ્નન,** અને બીજાં લાયક ભણતરો તથા ક્રિયાઓ, લાયક ભેટો સાથે જારી રાખવાનાં છે અને મરનાર વહાલાંઓ તરફ આપણાં અપૂર્વ માન અને મોહોબ્બત, અચુક વહાલ અને વફાદારી, એહેશાંનમંદી અને ફરજગુજારી બજા લાવવાનાં છે. આટલે દરજ્જે આ અવસર પળાય તો તે દીનની રૂએ બરહક અને રવા ગણાય અને એજ મુજબ બે સદી ઉપર ઘટતી હદમાં રહીને આપણાં નેઆંગાંનોથી તે બેશક પળાતો હતો. પણ છેલ્લી બેથી અઢી સદીના અરસામાં આ હદ બેઅંદાજ લંબાઇ છે, તેમાં ઘણી ચુંથપીખ થઇ છે, તેમાં તે ક્રિયાના એક અગત્યના ભાગ તરીકે પાછળથી પારકી વેહેમી રસમો બેમાલુમ આમેજ થઇ છે અને આ દીની તરીકાથી ઉલટી રસમો કોમના ભોળા વર્ગમાં ભાવ અને ભકિત સાથ પળાતી રહી છે! આ બરખેલાફ બિનજરૂરી વધારાએ દીનની ખાલેસી, કોમના એક વર્ગની નીતિ અને આર્થીક સ્થીતી ઉપર ખરાબ અસરો કીધી છે, તે વાહીઆત વેહેમોને વશ થયો છે, અને બેજા ખરચોના બોજા હેઠળ બેમાલુમ કચડાતો રહ્યો છે. બાપીકા મજહબ તરફની ગુમરાહી અને બીનવાકેફીનાં આ સઘળાં સ્વભાવિક પરીણામો છે, માટે દરેક દીનદાર જરથોસ્તીને સજાવર છે કે આપણી મોતેબર ક્રિયાઓમાં પાછળથી જે બિનજરૂરી ભેળ થયો છે તેને દીનની ખાલેસી ખાતર છુટો પાડી આ ક્રિયાની ગંભીરતા, પાકીજગી અને અસલિયાત અવશ્ય જાળવવી ઘટે છે.

જરથોસ્તી મજહબ મઆકુલ શિક્ષણ આપે છે કે, એક જરથોસ્તી મોટો દીનદાર અને દીનયારીદાર હોય, ધાર્મિક કીરયાઓ કરનાર કે કરાવનાર હોય, ઘણુંઘણું ભણનાર ગણનાર હોય, ચોખાઈ પાખાઇમાં મશગુલ હોય, આ સઘળું નેક નૈયતથી બજા લાવનાર હોય, અને તે અશોઇનાં ઉંચ ખ્યાલથી કે અશોઇ તરફનાં ઉંડા ચાહ ખાતર કરવામાં આવતું હોય, પણ તે સઘળું અગરજો ધર્મનાં અસલ ઉંચાં ધોરણ ઉપર રહીને નહીં થતું હોય, તથા દીનની ઘટતી સમજદારી ધરાવ્યા વગર થતું હોય તો, તેથી દીનદારોની ભલી ધારણાથી ઉલટાંજ પરિણામો, ઘણાં દુખદાયક પરિણામો નીપજતાં વંદીદાદના ઉપલા અવસ્તાઇ કલામ જાહેર કરે છે. આ ગંભિર ચેતવણી મુજબ એક ભાવિક જરથોસ્તીને દીનદાર જીંદગી ગુજારવા માટે દીની તરીકાની સાદી સમજથી વાકેફ રહેવું જોઇએ, અને એવી ઘટતી વાકેફગારી ધરાવવા સાથે ધાર્મિક ભણતરો અને ક્રિયાઓ જારી રહેવાં જોઇએ. ત્યારેજ પેલાં ભણતરો અને ક્રિયાઓ પાક એતેકાદ સાથે થવાનાં દીનદારીની રાહે રવા ગણાય, ત્યારેજ તેની કુદરતમાં ભલી અસરો અને રૂડાં પરિણામો નિપજાવી શકાય અને ત્યારેજ આપણી ભલી ધારણાઓ અને નેક મુરાદો બર લાવી શકાય.

# ચર્ચા પત્ર.

## પારસીઓમાં પલાતી વેહેમી રસમો.

સાહેબ, ગયા જુન માસના "જર્નલ"માં મારૂં "દીનદારી અને યકીનદારી"નાં મથાળાંથી શરૂ થતું લખાણ પ્રગટ થયું હતું અને તેનાં સંબધમાં કોઇ નનામા લખનારે "કયસરે હિન્દ"માં સવાલ ઉઠાવ્યો હતો. તેનો ટુક જવાબ આ અઠવાડીક પત્રના અધિપતિ સાહેબ તરફ તા૦ ૫-૭-૧૬ના દિવસે મેં રવાના કીધો હતો. મારા આ જવાબની નોંધ જર્નલમાં રહે તેથી આપના માસીકમાં દાખલ કરી મને આભારી કરશો:

**રવાંનો માટે ભાત્યું અને રસ્તા ખર્ચ!**

મુક્તાદની પવિત્ર ક્રિયામાં દીનથી ઉલટી અને આપણા આગલા દીનઆધાર દીનદારોના શરિયતથી ઉલટી ઘણી "વેહેમી રસમો" કોમના અમુક ભાગમાં જારી રહેલી છે તેમાંની એકજ રસમ વિષે હ્યાં હું બોલીશ. તે મુક્તાદમાં રવાનોને **ભાત્યું** વગેરે બાંધી આપવાની રસમ છે. જેમ આપણે ઘેર કોઇ પરોણા આવેછે અને જ્યારે તેઓ પોતાને વતન પાછાં ફરેછે, ત્યારે તેઓને રસ્તે ભુખ ભાંજવા ખોરાકનું ભાત્યું બાંધી આપીએ છીએ. તેમજ મુક્તાદના દિવસોમાં રવાનો આપણા ઘરોમાં મેહેમાન આવેછે અને તેઓ અઢાર દિવસો રહી જ્યારે પાછાં ફરેછે! ત્યારે તેઓને વળાવતી વેળા પકાવેલું ખાંણુપાણુનું ભાત્યું તેઓ માટે તૈયાર કરવામાં આવેછે અને તે ઉપર **સતુમનું** ભણતર કરવામાં આવેછે. ત્યારપછી પેલું ભાત્યું એક કપડાંથી બાંધવામાં આવેછે અને ભાત્યાં સાથે રૂપાંનાણું, ત્રાંબાંનાણું, રૂપૈયા, ચવલીપાવલીનું ચવચવ, પૈસા વગેરે ખરચી પેલાં બાંધાણુને છેડે બાંધી આપવામાં આવે છે. એવા ભુલભરેલા ખ્યાલથી કે જાણે આ જહાંનથી મીનોજહાંન જતાં રવાંનોને ભુખ લાગતી હોય અને રસ્તા વચે તેઓને ખરચ ખુટણુ કરવાની જરૂર પડતી હોય તેથી ખોરાક અને ખરચી તેઓને પુરાં પાડવામાં આવેછે!

**રવાનોની લાસ આગળ અખીઆંનાં!**

એક જરથોસ્તી ગુજર પામે છે ત્યારે કોમના એક વર્ગમાં થાળોમાં અનાજનાં અખીઆંના ભરી તે મરનારની લાસ આગળ ધરવામાં આવે છે અને તે થાળ ભરેલું અખીઆંનું ભેટ કરવામાં આવે છે! આપણી બાઇબંધ હિન્દુ કોમના એક વર્ગની માન્યતા મુજબ એક હિન્દુનાં મરણ પછી, અકસર કરી સુવાવડી મરનાર ભુત થાય છે અને તે ભુંત થઇને પોતાને ઘરે પાછો ફરતાં રસ્તા વચે ભુલો ન પડે

તેથી મરનારનાં ઘરથી સ્મશાન સુધી આખે રસ્તે અનાજનાં દાણાં વેરવામાં આવે છે. એક મરનાર જરથોસ્તીની લાસ રૂબરૂ અનાજનાં અખીઆંનાં મુકવાની આ વેહેમી રસમનું સત્ય શોધવ દીનદારને ત્યાં હું આમંત્રણ કરૂં છું.

દશમાંની ક્રિયા.

દશમું, એ જરથોસ્તી શરિયત મુજબ એક ગંભિર અને ખાસ અવસર છે અને તે ગંભિરાઇથી ગુજારવા જરથોસ્તી રેવાજ મુજબ અશોનાં ફરોહરોની નયતે **આફ્રીંનગાંન, બાજ, સતુમ** વગેરે ઘટતાં ભણતર–ક્રિયાથી મરનારની પાક યાદ જારી રાખવાની આપણી પવિત્ર ફરજ છે. પણ આ પાક યાદ સાથે આ અવસરે મરનારની લાસ મુકેલી જગા આગળ થોડા દાહેકા ઉપર માટીનાં વાસણો અને બાંમબુનાં કરંડીઆઓ મુકાતા હતા. અને હાલમાં વડીલો તરફની ફરજને બેવફા થઇને તેમાં સુધારો (!) કરવામાં આવ્યોછે, અને કેટલાંક ઘરોમાં કળસીઆ વગેરે ધાતુનાં વાસણો હારબંધ ગોઠવી તે ઉપર **સુખડની લાહુથી ટીલા ટપકા જેવા લીટાના ચટાપટા પાડી,** તે ઉપર પ્રથમ તો કાદવનાં કોડીઆં અને હાલની સુધરેલી નવી રસમ મુજબ ત્રાંબા કે રૂપાંનાં પુલીઆં મુકી તેને અનાજનાં ચવચવથી ભરવામાં આવેછે અને તે ઉપર સતુમનું પાક ભણતર ભણાવવામાં આવે છે! આ દશમાની ગંભિર ક્રિયા હિન્દુઓની મરણની અગીઆરમાંની ક્રિયા સાથે કેટલે દરજજે મળે છે. અને આ બુતપરસ્ત રસમમાં સત્ય કેટલું છે તેનું તોલ કરવાનું સમજુ વર્ગની અને દીનદારની મુનસફી ઉપરજ હું છોડું છું.

કેટલાક દાખલામાં મરણના અવસરે રવાનનાં **સીયાવ** સાથે **જોડા, કાંસકી, છુરી** વગેરે મરનારની વાપરવૅસની વસ્તુઓ ઇજાવવામાં આવે છે.

મરણ ક્રિયામાં મરનારની છબી!

થોડાજ દાહેકા થયા પારસી ઘરોમાં મરણ ક્રિયાઓ વેળા મરનારોની છબી રજુ રાખી અને તે ઉપર ફુલોના મજરાઓ નાખી ભણુતરો કરવાની નવી રસમ જારી થઇ છે. હવે આ નવીન સુધારાએ કોમમાં પોતાનાં નેહેસ્ત કદમ ભરવા માંડયાં છે તે માટે જોખમદાર કોણ? આપણા જે રાહબરોએ મરનારની સબીઓ મારફતે ફરોહરોને પાય પડવા, તેઓ આગલ સર ઝુકાવવા અને તેઓ પાસે આપણા ગુનાહોની માફી ચાહવાના જે નાપાયદાર ફતવાઓ આપ્યા છે તેઓ એકલાજ જોખમદાર છે. મરનારોની સબીઓ મારફતે ફરોહરોને નમન કરવાનું કોઇ બી દીની કેતાબોમાં ફરમાવેલું નથી, પણ બીજા ઇજદ-અમશાસપંદો મીસાલ કુદરતી નેઆમતો અને આતશનાં પાક કેબ્લા રૂબરૂ તેઓની આરાધનાં અને કીર્તી ગાવાનો આપણો જે ધાર્મીક રેવાજ છે તેજ

બરહક છે. ૫૦ સદી પેહેલાં આ અધર્મી રસમ કોમમાં જાયજ નહીં હતી, માટે આ નકલિયાત નવા સુધારાના મુળને વેગાસર દાબી દેવામાં નહીં આવશે તો વખત જતાં તે સોનેરી-રૂપેરી પુતળાં-પુતળીનું ભયંકર રૂપ નહીં લેશે તેની આપણી પાસે કોઇ સધર જામીનગીરી નથી એક નાની અને નજીવી દેખાતી શરૂઆત પાછલથી અટકાવ નહી મુકી શકાય એવું ગંભિર રૂપ લીધેલું પંચકના ઢીંગલા-ઢીંગલીના પ્રત્યક્ષ દાખલામાં આપણે અનુભવ્યું છે. માટે મારાં આ મતનું અગર કંઇ પણ વજન પડતું હોય તો હું ભાર મેલી જણાવીશ, કે આ નવીન સુધારો કોમમાંથી વેહેલો નાબુદ થાય તેમાંજ કોમનાં ડાહાપણ અને મજહબની બેહેતરી સમાયલાં છે.

**પંચકનાં ઢીંગલા-ઢીંગલી!**

એક જરથોસ્તીના ગુજર પામવા સાથે ઘરનાં ડાહયાં ગણાતાં વડીલો જે સર્વથી પેહેલી દોડાદોડી કરે છે તે પંચક જોવરાવવાની છે. અગરજો ભોગજોગે મરણ પંચકમાં થયું હોય છે તો પંચકના જેટલા દહાડા બાકી હોય તેટલાં લુગડાંનાં ઢીંગલા નસાસાલારો પાસે બનાવે છે. અને તે ઢીંગલાંને મરનાર સાથે ગાહાંનપર મુકી અવ્વલ મંજલ પોંહોંચાડવામાં આવે છે. વળી આ ઢીંગલા સાથે સવા રૂપીઓ નસાસાલારોને આપીને કર ઉતારવામાં આવે છે! આ ઢીંગલાંને મરનારની ગોદમાં મુકી દખમે ચહડાવવાના આ હિણપરસ્તી ભરેલી રસમનું મુળ આ છે કે જો મરનાર સાથે આ કદરૂપાં અને કમકમાત ઉપજાવનારાં ઢીંગલાને દખમનશીન નહીં કીધાં હોય તો ઘરમાં એકથી પાંચ સુધી અકાળ મરણો નિપજે છે. અફસોસ! વેહેમી રસમોની ગોયા હદજ નથી.

મરણનાં આ ઉપર દર્શાવેલા ગંભિર અવસરો સાથ જોડાયલી આવી રસમો ખુદ મરનારને, સુશીલ કોમને, કોમી કેળવણીને અને પાક જરથોસ્તી મજહબને શું જબુન હિણું લગાડનારી નથી? દીનદાર આ નાપાયદાર અને નારવા "રેવાજી કર્મો" માં દીનદારી સમાયલી સમજે અને તેઓને **"વહેમી રસમો"** તરીકે નહીં માને એમ હું હવે પછી એક ઘડીબી કબુલ કરૂં નહીં. અને આ બેવજુદ રસમોથી બાઝ આવવા એ ભાઇ કોમને સાચી શીખ દે તો તેઓ કોમ અને મજહબની સાચી સેવા બજાવશે.

**દેવપરસ્તી અને બુતપરસ્તી!**

હયાં સુધી મરણની ગંભિર ક્રિયાઓ સાથ જોડાયલી નારવા રસમોના આ તો માત્ર થોડાજ દાખલા દેખાડયા છે અને કોમમાં ક્રિયાઓની બહાર વેહેમોનાં વંમલમાં ગોથાં ખાવાના દાખલા દગલે ને પગલે મળે છે. તેથી આ વેહેમોની વિગતમાં ઉતરી વાંચક વર્ગને કંતાલો આપવાથી હું પરહેજ રહું છું, અને આ કંગાલ વેહેમોના માત્ર નામો આપી સંતોષ પકડું છું.

દાખલા તરીકે કાજીઓ પાસે ફાતીઆ ભણાવવા અને બ્રાહ્મણો પાસે જપ-તપ કરાવવી. પીરોની કબરો ઉપર સબજો અને ફુલો ચહડાવવાં તથા તેઓને માછલી-રોટલીની માનતાઓ ચહડાવવી. તાબુતમાં લોબાંનો ધુપાવવાં અને પાણીની પખાલો રેડાવી તેઓને ઠંડાં પાડવાં. અગરી સગરી ભાંજવાં દેવદેહેરાં પુજવાં અને પીરોની કબરો ઉપર માનતાઓ ચહડાવવી. હનુમાનને તેલ અને મોથ માવલીની મુરતીને જમલાં ટોપી ચહડાવવાં. હોળી માતાને નાળીએર ને પોળી હોમાવવી અને સહીએડ કાકાને બકરાં-મરઘાંનાં ભોગો આપવા. કાળી ચઉદસે લોહીની તરસી કાળીકા (અંબા, તુરજા, ભવાંની ) માતાને સંતોશવા ઘરોમાં તાડી છાંટવી અને ઈંડાંના ભોગો આપવા. રાંદેલ અને રોજા ભરવા. છઠ્ઠી અને ચોખીઆર ભરવાં. પીરો અને સૈયદો તથા જીનો અને પરીઆંઓ દિલમાં આવી ઉઘાડે માથે અને છુટા ચોટલાએ, બેમલાજે અને પોતાની પાક દામનને ડાઘ લગાડનારી નિર્લજ ઓરતોએ ધુણવાનાં ધતીંગો કરવાં. તાવીજો અને માંદરીઆં હાથે બાંધવાં વગેરે વગેરે પારકી અને પરધર્મી, ગુનાહભરેલી અને શરમ ભરેલી રસમો કોમમાં વધતાં ઓછાં પ્રમાણમાં આમેજ થએલી છે.

આ જાહેર દાખલાઓ પછી ભાઇ દીનદારની ખાતર જમા થશે કે કોમમાં પેવસ થયલી વેહેમી રસમો તેમના કેહવા મુજબ મારાં **"મનનો ધખારો"** નથી, કે **"ધુળ છાંટવાનાં લખાણો"** નથી, પણ પુરવાર થયલી એક સચ્ચાઈ છે. અને આ પુરવાર થયલી સાચી બીનાનો ઇનકાર કરવો એ દેખીતી આંખે **કોમને આંધળી** કરવા બરાબર છે.

દીનદાર એક ઉંચી કેળવણી પામેલા ગૃહસ્થ છે અને તેમની કોમી બિનસ્વાર્થ સેવાનો હું વખાણનાર છું અને તોપણ આ કેળવાયલા ગૃહસ્થને પોતાના વિચારો દર્શાવતાં **હલકી ભાષાનો** ઉપયોગ કરતા જોઇ દલગીરી ઉપજે છે. તા૦ ૫-૭-૧૬.

**ખુરશેદજી એ૦ પાવરી.**

**તા૦ ક૦**—સાહેબ, આપણી કેટલીક બાલેસ અને મોતેબર ક્રિયાઓ અને રસમોમાં પાછળથી વેહેમી અને બુતપરસ્ત રસમો આમેજ થયલી છે તે બીના એટલી બધી જાહેર અને જાણીતી છે કે તેના દાખલા-પુરાવા સાથે બોલી લંબાણ કરવાની હું જરૂર જોતો નહીં હતો. પણ દીનદાર દાખલા સાથે બોલવા મને વાજબી સુચના કરે છે તેથી તે સુચનાને હું અનુમોદન આપું છું અને જર્નલનાં હવે પછી મારાં લખાણોમાં હું દાખલા-દલીલ સાથે બોલવાનું મુનાસેબ સમજું છું.

દીનદારે એક અંગત બાબદ ઉપર ઉતરી પડવાની લાયકી દેખાડી છે, કે જેમ

કરવાની જરૂર ક્યાં પડી હશે તે હું સમજી શકતો નથી. તેવણે કેવી એક નવી શોધ કીધી હોય તેમ મને એક સુધારક તરીકે ઓળખાવે છે. અગર આ ઓળખ આપી મને જાહેરમાં અલખામણો પાડવાનો તેમનો હેતુ હોય તો તેમાં તેઓ મોટી ભુલ કરે છે. એવણે કુધારક વર્ગનો નહીં પણ એક સુધારક તરીકે મારી પિછાણ કીધી છે તેથી હું નારાજ નથી બલ્કે ખુશી છું અને આ અચુક શોધ માટે એમનો હું એહેશાંનમંદ છું. દીનદાર વાકેફ હોવા જોઇએ કે ખુદ જરથોસ્તી મજહબ સુધારાનો મજહબ છે અને મજહબના સ્થાપક વખશુરે વખશુરાંન જરથોસ્ત સાહેબનો "મોટો" સુધારો અને વધારો છે. દીનની શાહદતો મુજબ જે દીનદાર હોઇને સુધારા-વધારાને આડે આવે છે તે ચોખો અજરથોસ્તી છે.

કોમમાં હસ્તી ધરાવતો આ પાછલી અને પારકી, પરધર્મી અને અધર્મી કેટલીક રસમો વેહેમી અને બુતપરસ્તીના વર્ગની નહીં હોય તો, તેની સચ્ચાઇ સાબેત કરવાની ઐન ફરજ વેહેમ અને મુર્તિપુજામાં માનનારા, વેહેમોને પંપાલનારા અને વેહેમી વેહેજાંઓના વમલમાં ગોઠાં ખાનારા અજરથોસ્તીઓની છે. આ કોમ તથા મજહબને ખેજાલત લગાડનારી રસમોમાં કોઇ ભેદી ખુબીઓ હોય તો તેનો ઉંડો ભેદ ભરમ દીનની શાહાદતો સાથે કોમ સનમુખ ધરવા દીનદાર સાહેબને હું ખુલ્લે ખુલ્લી ચેલેંજ કરૂં છું. હું ઇચ્છું છું કે દીનદારે આ બેવજુદ સવાલ ઉઠાવ્યોજ નહી હોત. કારણ સ્વમુખે કશીપણ ડોળઘાલું સરસાઇનો મારે પોતાને માટે દાવો કીધા વગર બાહિમત જાહેર કરીશ કે, કેટલીક વેહેમી મુર્તિપુજક રસમો સાથે આમેજ થયલી અને દીનદારીનાં પાક નામને નામોશી લગાડનારી હાલની દીનદારી માટે દીનદાર પાસે કશોબી બચાવ છેજ નહીં.

# દીનદારી અને બંદગી.*

## તેની અગત અને અસર.

અહુરમજદ યશ્તમાં ત્રણ સુંદર વાકયો મળે છે અને તેમાં માંથ્રવાણી, જેને સાધારણ રીતે અવસ્તાવાણી યાને અવસ્તાનું તમામ ભણતર સમજવામાં આવે છે તેનો લાયક ઉપયોગ થયલો કયારે ગણાય તેની સમજ અસરકારક શબ્દોમાં આ મુજબ મળે છે:

"ઉશી અહુરહે મજદાઓ યજમઇદે. દરેથાઇ માંથ્રહે સ્પેંતહે.
ખ્રતૂમ અહુરહે મજદાઓ યજમઇદે. મરેથ્રાઈ માંથ્રહે સ્પેંતહે.
હિજવાંમ અહુરહે મજદાઓ યજમઇદે. ફ્રવાકાએ માથ્રહે સ્પેંતહે."

યાને, માથ્રવાણી મજબુત પકડવા (મનમાં ગોખવા) ને અહોરમજદે બખશેલી **હોશને**, તેનું સ્મરણ કરવાને અહોરમજદની ખેર્દને અને તેને ઉંચે સ્વરે ભણવાને અહોરમજદે આપેલી **જબાંનને** અમે વખાણીએ છીએ.

આ અસરકારક કલામ ખુદા તરફથી માણસ જાત ઉપર ઉતરેલી ત્રણ શકિતઓ હોશ, ખેર્દ અને જબાનની નાદર નવાજેશની યાદ આપે છે અને તેનો માથ્રવાણીના ભણતરોમાં ઉપયોગ કરવા આપણું ધ્યાન ખેંચે છે. આ અમુલ્ય બખશેશો ઇનસાન જાત ઉપરજ ઉતરી છે, હેવાન ઉપર ઉતરેલી નથી, અને આ ઉંચ શકિતઓજ ઇનસાન અને હેવાન વચ્ચે ખાસ તફાવત દેખાડે છે. આપણી માણસ તરીકેની પિછાણ આજ શકિતઓને આભારી છે, માટે તેને ભણતરો ભણનારા દરેક દીનદારે ઘટતા ઉપયોગમાં લેઇ ધાર્મિક ફરજ અદા કરવા આપણો મજહબ શિખવે છે. દીની શિક્ષણ મુજબ ભક્તિવાળી દીનદાર જીંદગી ગુજારવાને પેહેલી **ઉશી** એટલે હોશ અથવા હુશિઆરીનો માથ્રવાણીની ખુબીઓ સમજવામાં; બીજી, **ખ્રતુ** એટલે, ખેર્દ અથવા અકકલનો તેની ખુબીએ શીખી-સમજીને લાયક તોલ કરવામાં અને ત્રીજી **હિજવા** એટલે જબાન અથવ જીભનો આ ખુબીઓનું તોલ કરી તેની ઘટીત વખાણ ગાવામાં ખાસ ઉપયોગ કરવાનો છે. આ મુજબ એક જરથોસ્તી, ખાસ કરી એક દીનદાર જરથોસ્તી, માણસાઇ હાલત ભોગવવા છતાં અગર બંદગીના ખુબીઓથી વાકેફ થવા, તેનું તોલ કરવા અને તેની ખુબીઓ ગાવાની ધાર્મિક ફરજમાં પછાત પડે છે તો સ્વભાવિક રીતેજ તેની હાલત

---

* આ બાબદ પ્રથમ નવસારીની **બઝમે અહુરમજદમાં**, ત્યારબાદ **લાનોલીને** મરહુમ **કા. દી. એદનવાલા** સી આઈ. ઈ. ની દરેમેહેરમાં અને સેવટે મુંબઇમાં જરથોસ્તી ધર્મ અને ક્રિયા ઉપર એતેકાદ વધારનારી મંડળીની માંગણી ઉપરથી અંજુમનના આવરાએહેરાંમમાં જાહેર વાએજો આપી હતી.

પશુ સમાન, બલકે દીનની રૂએ હેવાન કરતાંઓ બદતર છે. ધર્મ શિખવે છે કે જે જીંદગી કુદરતી કરામતનું સૌથી સુંદર સ્વરૂપ છે, જે જીંદગી તેની ઉંચી કારીગરીને લીધે દુન્યવી વસ્તુઓ ઉપર સરસાઇ અને સરદારી ભોગવવાને યોગ્ય છે અને જેને હોશ, ખેર્દ અને જમાનની અતિ કીમતી નવાજેશો એનાયત થયલી છે, તે અમુલ્ય જીંદગી ધરાવનાર ભકિત માર્ગના ભાવિકોએ પોપટ પેઠે પાક ભણતરો ભરડી જઇ ગેરઉપયોગ કરવાનો નથી, પણ તેને લાયક ઉપયોગમાં લેઇ સાચેસાચી દીનદાર જરથોસ્તી જીંદગી ગુજારવાની છે. આ માણસાઇ શકિતઓ વ્યહવારીક ઉપયોગ માટે બચીત અગત્યની છે, અને એક ભણનાર ગણનાર જરથોસ્તીએ સાચાં દીનદાર અને ખરાં ધર્મી ગણાવા માટે તેઓ પેહેલી અગત્યની છે. જેઓ ઘણું ઘણું ભણવા ગણવા અને ચોખાઇ પાખાઇ રાખવામાં દીનદારી અને દીનચાશીદારીની સઘળી વ્યાખ્યા સમાઇ જતી સમજે છે, તેઓએ આ દીની ફરમાન તરફ નેગાહ રાખવી જોઇએ કે **હોશ** અને ખેર્દ વગરની દીનદારી દીનની રૂએ સાચી દીનદારી નથી અને એવી બિનલાયકાતે મેળવેલી દીનદારી તેના ઉંચ દરજજાને જેબ દેનારી નથી. વળી બીજું, માંથ્રવાણીનાં ભણતરોમાં આ શકિત-ઓને કામે નહી લગાડવાથી પેલાં ભણતરો બિન અસરકારક થઇ પડે છે, અને તેઓ પોતાની ખરી ખુબી ખોહી દે છે. ખુદાના બંદા તરીકે તેની જીગર અને જાનની ફેદાગીરી સાથની બંદગીની પાક ફરજથી માનવી માત્ર બંધાયલું છે, અને તેની સચ્ચાઇનો કોઇથાબી જોકે ઇનકાર થઇ શકવાનો નથી, તોપણ આપણી ખુદની ખામીને લઇને આપણાં પાક ભણતરોનાં બિનઅસરકારકપણાં અને તેમાં થતી ગંભીર ગફલતીના જે મોજુદ દાખલા મળે છે તેમાંના થોડાક નીચે મુજબ છે:—

## બંદગીના પાક કલામો અને તેમાં થતી ગંભિર ગફલતી.

**અવસ્તા**—રતવો વીસ્પે મજીસ્તે અશાઉમ અશહે રતવો. યેજી વો દીદ્વએશ યેજી મનંધહ, યેજી વચંધહ, યેજી શયઓથન, યેજી જઓશ, યેજી અજઓશ, આવો અંધહે, ફ્રયસ્તુએ, નીવો વએધએમી, યેજી વો અંધ્રહે અવાઉરૂરઓધ, યત યસ્નએયવ હમએચ.

**ભાવાર્થ**—અએ મહાન રતુઓ ! અગરજો તમારી ઇજશને અને નીઆએશ કરવામાં થોડીબી ગફલત કરીને તમોને નાખુશ થવાનું તથા અપમાન આપવાનું મેં કારણ આપ્યું હોય તો તમોને હું નૈવેદ આપું છું યાને (હોમનો રસ, દુધ વગેરે) ભેટ આપું છું અને ઇજન કરૂં છું.

અવસ્તાના આ પાક કલામમાં સઘળા અસ્તેફ્રસ્તીઆંન જરથોસ્તીઓને તાકીદનું ફરમાન થયલું છે, કે બંદગીના કલામો કંઇબી ખામી વગર ભણવા સજાવાર છે. પણ

ભાવીક જરથોસ્તીઓ તમારૂં હું પ્રથમજ ધ્યાન ખેંચીશ કે આપણામાં થતી બંદગી ખામીથી તદ્દન ખાલી નથી અને તેમાં ઘણી ગંભિર ગફલતીઓ જોવામાં આવે છે.

તમોને રોશન છે કે આપણે બંદગી કર્યે છીએ તે આપણી પુરાતન ભાષા અવસ્તામાં કર્યે છીએ, અને આ અવસ્તા જબાન આપણી ધર્મની ભાષા છે. તે હજારો વરસથી આપણા નેઆંગાનથી આપણને વારસામાં મળી છે. અને આ કીમતી વારસાને આપણે હમણા સુધી આપણા જીગર અને જાન મીસાલ જાળવી રાખી છે. આપણા ભલા નેઆગાનોની વારસામાં ઉતરતી આવેલી જે થોડીક પુરાતન ચીજો આપણા હાથમાં સલામત બચી જવા પામી છે તેમાંની એક ઘણી મહત્વની અને વહાલામાં વહાલી વસ્તુ આપણી અવસ્તા જબાન છે. હવે આ મહત્વની ભાષામાં જોકે આપણે બંદગી કર્યે છીએ, પણ તેમાં જે ઉમદા ગોહરો સમાયલાં છે તે કમનસીબે આપણે સમજી શકતાં નથી. જે જબાનમાં આપણે દાદાર અહોરમજદની બંદગી કરી તેની અપાર ખુબીઓ ગાઇએ છીએ, જેમાં આ જીસમાની અને પેલી રૂહાની બેઉ દુનીઆમાં કાર્ય બજાવી રહેલી હોશદાર મહાન શકતી ઇજદ અમશાસ્પંદોની સેતાયશ કર્યે છીએ, આપણી ભલી મુરાદો ચાંહયે છીએ, આપણા ભુલથી થયલાં પાપોની માફી માગીએ છીએ, અને બીજાં અનેક કીસમનાં વચનો મોંઢેથી પડપડ અને પલક પલક ભણી જઇએ છીએ, પણ આપણે શું ભણ્યે છીએ તે સમજવાથી બેનસીબ છીએ સમજ વગર થતાં ભણુતરથી કેવા અનર્થો થતાં રહયા છે, તે વીશે આજ હું બોલીશ. હવે ઉમરે પુગેલાંઓ માટે હાલનો સમય સમજીને બંદગી કરવાનું અશકય છે, અને જે ચીજ ઉપર માણસનો કાબુ નહી એવી ગફલતી માટે તે કેટલેક દરજ્જે નીર્દોષ ગણાય, પણ બંદગીનું ભણુતર નહીં સમજવાની આપણી આ એકલીજ ખાંમી નથી. તેમાં બીજી બેમાલુમ ઘણી ગફલતીઓ આપણામાં જારજ રહેલી છે, અને તે થોડીજ તસ્દી લેતાં સુધારી શકાય એવી છે, તે તરફ તમારૂં હું ધ્યાન ખેંચું છું.

પેહેલું, આપણી બંદગીનું પવિત્ર ભણુતર પદેપદ અને ટાંપેટાંપ થવું ઘટે છે. આજે તેમ કયાં થાય છે ? દીનચાર્શદાર જરથોસ્તીઓ ભણે છે ઘણું, પણ પદોપદ અને ટાંપેટાંપ ભણવાની અગત પીછાંણી શકતાં નથી. ભણુતર કયાંથી શરૂ થાય છે અને કયાં અટકવું જોઇએ તે તેઓ જાણતાં નથી; અને એક વાકયની શરૂઆત કે છેડો સમજી શકતાં નથી. તેઓ ઘણી વેળા એક વાકયને બીજાં વાકય સાથ ભેળી નાંખે છે, અને વાકયના કકડા બુકલા કરી નાંખે છે, અને ભણુતરનો અર્થ તથા તેની મતલબનો ભંગ કરે છે.

બીજું, બંદગીના પાક કલામો એકાગ્ર ચીતે અને પુર ભકિતભાવ સાથ ભણાવા ઘટે છે. આજે તો જેઓ ઘણાજ દીનચાશીદારો છે તેઓ કલાકોના કલાક સુધી ભણભણ કરે છે, તેઓમાંના કેટલાકો બંદગી કરતાં કરતાં ઘર ખટલામાં ભાગ લે છે, અને આયાદાયાને કે બોયબટલરને બોલાવતાં અને રસ્તે જતાં રાહદારીને, ઘાટીગરીને કે ભાજી તરકારીવાળાને મોટો ઘાંટો પાડી હાંકો મારતા નજરે પડે છે. બંદગી કરતાં આપણું ચીત અમુક કેબલા રૂબરૂ ખોદાઇ ખ્યાલોમાં પરોવાઇ રહેવું જોઇએ એવી થોડીબી સાદી સમજ વપરાતી જણાતી નથી, અને ચલાવી લેઇ નહીં શકાય એવી ગંભિર ગફલતીઓ બંદગીમાં જારી રહેલી આપણે ખેદ સાથ જોઈએ છીએ. દીનચાશીદારોની આ રૂઢી બંદગીના તરીકાને, બંદગીના પાક નામને અને બંદગી કરનારને પોતાને ખેજાલત લગાડનારી બલકે ગુનાહભરેલી છે, અને તે દીનદારો અને દીનચાશીદારોમાંથી જેટલી વેહલી નાબુદ થાય એટલું બેહતર અને બરહક ગણાશે.

ત્રીજું, ભણતરોના ઉચ્ચારો આપણામાં જાતજાતના અને ભાતભાતના આપણે કાને પડે છે. નેક જરથોસ્તીઓ, તમારૂં ઘણા ભાર સાથે આગ્રહપુર્વક હું લક્ષ ખેંચું છું કે, ભણતરોના ઉચ્ચારોમાં જુદાંપણું ચાલી શકેજ નહિ. તેમાં એકસરખાપણું અવશ્ય જળવાવું જોઇએ. તોપણ કોઇ દીનચાશીદારો રાગડા કાઢીને એક રીતે ભણે છે, તો બીજા જુદીજ ઢપે વગર લગામના ઘોડા મીસાલ બેઅંદાજ ભણતર ભરડી જાય છે. દીનદારોનાં ભણતરોના ઉચારોમાં ઢંગ કે ધડો છેજ નહીં. તમારી સન્મુખ અહુનવરનો માત્ર એકજ દાખલો હાં હું રજુ કરીશ. આ સઉથી મોનેબર પણ માત્ર એકવીશ શબ્દનો એક નાનો કલામ વટીક એકસરખા શબ્દોમાં ઓચરાતો નથી. આ પાક કલામને કંઇબી ખમી વગર અને થોડીબી ચુક વગર સુધ અને સહી ભણવા ખુદ દાદાર હોરમજદ પેગામબર સાહેબને આ મુજબ તાકીદ કરે છે કે:—

"હા મે બધ અહુનહે વઇરીએહે સ્પીતમ જરથુસ્ત્ર અનપયુખધ્ર અનપીશુત સરાવયમન, સતેમ પઇતિ અનયેશામ રથવાંમ ગાથનાંમ. અનપયુખધનાંમ અનપીશુત-નાંમ સરાવયમનનાંમ. આઅત અઇપયુખધ એઇપીશુત સરાવયમન દસ પઇતી અનયે રતવો."

યાને અએ જરથોસ્ત ! મારા અહુનવરનો આ કલામ બીજું કંઇ વચે બોલ્યા વગર અને બીજું કંઇ વચ્ચેથી છોડી દેવા વગર ગાઇને ભણે તો તે સો ગાથાના કલામો (યાને એકસો અહુનવર) ગાવા બરાબર છે, પણ અગરજો ભણતાં વચે બોલે અથવા કોઇ ભાગ છોડી જવાની ચુક કરે તો તે ભણતર દસગણું કમતર થાય છે.

આ ફરમાન દાદારે પાક તરફથી ખુદ અશો જરથોસ્તને થયલું છે, તેની ગંભિરતા તરફ તમે દરયાફત કરો. તેમાં અહુનવરના કલામને સૌથી મોટી અગત આપવામાં આવી છે, તેને દરોબસ્ત રીતે શુધ્ધ અને સહો ભણવાની તાકીદ આપવામાં આવી છે અને વચ્ચે બોલવાના અઘટીતપણા તરફ લક્ષ ખેંચવામાં આવ્યું છે. વળી તેમાં ઘટીત અને અઘટીતપણાનું અસરકારક પરિણામ દરશાવવામાં આવ્યું છે. તે એ કે અગર અહુનવરનો કલામ દરોબસ્ત ભણાય તો તેની કીંમત સોગણી વધે છે, પણ ભણતાં વચ્ચે બોલવાથી કે કોઇ ભાગ મુકી જવાથી તેની કીંમત દશગણી ઓછી થઇ જાય છે.

ત્યારબાદ આગળ ચાલતાં અહુરમજ્દ કહે છે કે,—"બગાંમ અહુનહે વઇરીએહે મરાત ક્રાવા મરો, દરેન-જયાત ફ્રાવા દરેનજ્યો, સ્રાવયાત ક્રાવા સરાવયો યજ્ઞઇતે, થરીસ્ચીત તરોપેરેતુમચીત હેઉવાં નેમ વહીસ્તેમ અહુમ ફ્રપારયેની અજેમ યો અહુરોમજ્દાઓ."

યાને, અએ જરથોસ્ત ! જે માણસ અહુનવરના કલામનું સ્મરણ કરે, દરોબસ્ત ભણે, અને સુંદર સરોદે ગાઇને વખાણે તો હું અહુરમજ્દ, તેનાં રવાંનને બેહેસ્તનું મુકામ પસાર કરાવીશ.

ઉપલા વાકયમાં અહુનવરને ઘટતી રીતે ભણવાનું પરિણામ બેહેસ્તનું અખંડ સુખ નીરમાણ થતું દરશાવવામાં આવ્યું છે. ધર્મ પુસ્તકમાં અહુનવરને મોટી બુજોરગી મળી છે, અવસ્તા સાહિત્યમાં તેને સૌથી સર્વોપરી કલામનું અનુપમ માન મળ્યું છે, અને તેથી તેને દરોબસ્ત ભણવાના પરિણામનું પ્રમાણ પણ સૌથી ચઢતું દેખાડવામાં આવ્યું છે.

આપણે જોયું છે કે આપણા પાક મજહબમાં બંદગીના ભણતરો થોડી બી ગફલત વગર અને કંઇબી ખાંમી વગર ભણવાની સખત તાકીદ કરવામાં આવે છે. હવે બંદગી કરવામાં આપણી ખાંમી કયાં છે અને શું છે ? તેની થોડી સમજ દાખલા દલીલ સાથ લાં હું રજુ કરીશ.

પેહેલું—અવસ્તામાં એક "**અએષમ**" શબ્દ આવે છે જેનો અર્થ **ગુસ્સો** અથવા **ગુસ્સાનો દેવ** થાય છે. અને બીજો એક શબ્દ "**અએસ્મ**" છે, તેનો **અર્થ બળતણ** થાય છે. આ બે શબ્દોમાં પહેલામાં મુર્ધ્ધ "**ષ**" અને બીજામાં દંતી "**સ**" આવેછે. પણ ઘણું ઘણું ભણનાર ગણનાર દીનયાશીદાર જરથોસ્તીઓ આ બે અક્ષર વચ્ચેનો તફાવત સમજી શકતાં નથી, જેથી બંદગીમાં ગુસ્સાની જગાએ બળતણનો અર્થ થાય છે અને બળતણને ઠેકાણે ગુસ્સાના દેવને બોલાવવામાં આવે છે.

આ બે અક્ષરોના ઉચ્ચારો ફેરફેર થાય અને આતશ નીઆએશમાં "દાઇત્યો અએષમે બુયાઓ" વાકય ઉચ્ચારવામાં આવે તો તેનો અર્થ એવો થાય કે 'અએ આતશ! તું હંમેશ દેવને લાયક થજે!' ત્યાં આતશના પાક કેબ્લાને એકજ અક્ષરનો ઉચ્ચાર ખોટો થવાથી કેવું જબુન અપમાન આપવામાં આવે છે તેનો તમો દીનદારો ગંભિરાઇથી વિચાર કરો.

બીજો દાખલો—"જન" અને "ઝન" નો છે. પેહલાનો અર્થ **મારી નાંખવું** અને બીજાનો અર્થ **જનમવું** થાય છે. બંદગીના ભણુતરોમાં આ બે અક્ષરોના ઉચ્ચારોમાં ફરક રાખવાની સંભાળ બીલકુલ રખાતી નથી. જેથી જ્યાં માણસ વગેરેને જનમવાનો અર્થ થવો જોઇએ ત્યાં તેને મારી નાંખવાનો અર્થ થાય છે! ભાવિક જરથોસ્તીઓ બંદગીમાં આ બે અક્ષરોના ઉચ્ચારોમાં ફરક જોતા નથી, જેથી ચોકસ શબ્દોમાં આવેલા માત્ર એકજ અક્ષરનો ઉચ્ચાર વટીક ખોટો થવાથી કેવો અનર્થ થાય છે, તે આ દાખલામાં આપણે જોઇ શકીએ છીએ.

ત્રીજું, પતેત પશેમાનીના "ઇન અંદ આખો પાય ગુનાહ નાંમ" નામના ત્રીજા કરદામાં ગુનાહોના નામોની એક ટીપ મળે છે, તેમાં "બોએદીઓઝદ" અને "કાએદીઓઝદ" નામના ગુનાહો વર્ણવવામાં આવ્યા છે. આ નામો ફરેસ્તાનાં સમજી ઉકમાઇ સાથે "**બોર્દ ઓઇજદ**" અને "**કાર્દીઓઇજદ**" ઘણાંઓને મોઢેથી બોલાતું સમજવામાં આવે છે. ત્યાં ગુનાહના નામોને ઇજદોના નામમાં ફેરવી નાંખવાની ગંભિર ભુલ થતી આપણે જોઇએ છીએ. આ મુજબ અવસ્તાના અમુક શબ્દો અગરજો કોઇ જાણીતાં નામને થોડાઘણા મળતાં આવે છે, તો તેઓને મરડી મચડીને ભાવિકો ફેરવી નાંખે છે. જેમકે નીરંગે આબેજરમાં "સીઓસ અમેશાસ્પંદ" શબ્દો આવે છે, અને તેનો અર્થ તેત્રીશ અમશાસ્પંદ થાય છે. આમાંના પેહેલા શબ્દને "**સરોસ્પ**" ઉચ્ચારી **સરોશ ઇજદનું** નામ સમજવામાં આવે છે, કારણકે તેને લગતો બીજો શબ્દ અમશાસ્પંદ આવે છે. તેથી પેહેલા શબ્દનેબી ઇજદનું ભુલ ભરેલું નામ આપવામાં આવે છે. વળી "કેમના મઝદા"ના ભણુતરમાં "તાંમ મોઇ દાસ્તવાંમ" નું જે અધુરૂં વાકય છે, તેને "અહુરાતાંમ મોએઝદાંમ દસ્તુરામ" માં ફેરવી "**દસ્તુર**" નામને અગત આપવામાં આવે છે. વળી દુઆ નામ સેતાયસ્નેની શરૂઆતમાં "એ હમાબેદ" શબ્દને "**એ મોબેદ**" ની ઉપમાં આપવામાં આવે છે. આ બે છેલ્લા દાખલામાં ભણુનારની દસ્તુર–મોબેદો તરફ ભુલ ભરેલી પસંદગી ઉતરેલી જોઇએ છીએ.

ચોથું, પપેતનાં "સતર શીકસ્ની" નામના નવમાં કરદામાં ઇજદોને અર્પણુ કરવાની

અમુક ભેટોનાં નામો મળે છે. તેમાંનું એક " મયજદાંન " એટલે મયજદ નામની જાણીતી, ભેટનું છે. આ નામને " યજદાંન નેહાદ" ભણવામાં આવે છે, જેથી **મયજદની** ભેટનો અર્થ **યજદાંન** એટલે, ખોદાના અર્થમાં ફેરવાઇ વાકયની અસલ મતલબ ઉંધી વળે છે. આ ભુલવાળું વાકય અવસ્તાનાં હાલનાં તમામ દફતરોમાં " હોમ-દરૂન હોશ-ફ્રીદ યજદાંન નેહાદ " લખાયલું મળે છે, જેથી તેનો અસલ અર્થ ઉઠાડી શકાતો નથી. આ ચુક પહલવી ભાષાના ઉકલાણને અને પહલવી નકલ નવેશની ભુલને આભારી છે. આ વાકય " હોમ-દરૂન ઓસ્તોફ્રીદ **મ્યજદાંન-નેહાદેહ** " ભણવું ઘટે છે. કારણકે તે અવસ્તાના એક વાકયનો બોલેબોલ તરજુમો છે, કે જે વાકય વંદીદાદની ૧૮ મી પરગરદમાં " હઓમહે હુતહે દયાઇતિ. ઉસેશીતીનાંમ વા **મ્યજદનાંમ** " મળે છે, અને તેનો દરોબસ્ત અર્થ, "કુટેલો હોમ, (હોમનો દરૂન) અથવા **ઓસ્તોફ્રીદ મ્યજદ** ઠરાવે છે" થાય છે. વંદીદાદમાં આ ભેટ એક બદકારને આપવા મના કીધી છે. પાજંદ ભણતરોની આ ભુલ દેખાડવાની તમાશ સેવકે સર્વથી પેહેલાં અદના કોશેશ કીધી છે.

પાંચમું, એજ પતેતના " પઆંન દીન " નામના બારમાં કરદાની સેવટે રાસ્તીનાં તમામ નેક કામો અખ્ત્યાર કરવા, " ઓએમ ગીરફ્તેહ હોમ હરવસ્પ રાહે રાસ્તી ફ્રરાઝન" ભણવા પછીના, રાસ્તીનાં તમામ બુરાં કામો તરક કરવા કહેતાં " બહેલશની દહોમ હરવસ્પ રાહે રાસ્તી અવાઝન " ભણવામાં આવે છે. જેથી આ વાકયમાં રાસ્તીનો મારગ છોડવા અને રાસ્તીને એક બદી તરીકે જાહેર કરવામાં આવે છે. માટે આ વાકયમાં " રાહે **અરાસ્તી** અવાઝન" શબ્દો ભણવા જોઇએ, જેથી તેનો ગેરવાજબી મારગથી દુર રહેવાનો લાયક અર્થ થાય છે.

છઠ્ઠું, થોડાક અપવાદ સીવાય ખુરદેહે અવસ્તાની ઘણી ગુજરાતી ચોપડીઓમાં એવા અનેક દાખલા મળે છે કે, તેમાં ખોટા શબ્દનો સમાવેશ થયલો હોવાથી ભણતરની મતલબ ઉંધી વળે છે. દાખલા તરીકે, " ફ્રસ્તુયે " નામનાં એકરારનામાંમાં " ફ્રા વીરાહી અમેશાસ્પેંત" ભણવામાં આવે છે. જેનો અર્થ " ઓ અમસાસ્પંદો હું ભેટ અર્પણ કરતો નથી," એવો થાય છે. આ વાકયમાં " વીરાહી "ને બદલે " વેરાહી " બોલાવું જોઇએ, જેથી તેનો દરોબસ્ત અર્થ, " ઓ અમશાસ્પંદો ! હું તમોને ભેટ કુરબાન કરૂં છું" એવો થાય છે.

સાતમું, બંદગીની ઘણી ગુજરાતી ચોપડીમાં ઘટતી જગાએ ટાંપો આવતી નથી, અને એવાં વીરાંમચીન્હોની ગેરહાજરીમાં ઘણી ભુલો થતી આવી છે. આ ખામીને લીધે ભણતરનું વાકય કયાંથી શરૂ થવું અને કયાં પુરૂં થવું જોઇએ તેથી ભણનાર

બીનવાકેફ રહે છે, જેથી ઘણીક વેળા ભણનાર એક વાકયને બીજાં વાકય સાથ ભેળી નાંખે છે, અને એક લાંબા વાકયના બે કે ત્રણ કકડા કરી વાકયની મતલબનો ભંગ કરે છે. જેથી એવું બને છે કે કેટલાક દાખલામાં દીનદાર જરથોસ્તીઓ દાદાર હોરમજદની ખુબીઓ ગાવાને બદલે તે સાહેબનું અપમાન કરવાની તકસીરમાં આવે છે. જેમકે અવસ્તામાં દાદાર હોરમજદની ખુશનુદી કરવા, અને નાપાક એહેરમન તરફ ધીકાર જાહેર કરવાનું એક ઘણુંજ ટુંકું વાકય "ખશનઓથર" આવે છે. તેમાં "ખશનઓથર અહુરહે મજદાઓ તરોઇદીતે" ભણીને ઘણી વેળા અટકવામાં આવે છે, અને હવાં અટકયા પછી બીજા શબ્દો ભણવામાં આવે છે, જેથી બંદગી કરનાર એકી વખતે ખુદાને ખુશાલ કરે છે અને તેનો ધીકકારબી કરે છે. આ વાકયો "ખશનઓથર અહુરહે મજદાઓ" ભણી અટકવું જોઇએ, અને પછી "તરોઇદીતે અંઘરહે મઇનએઉશ"નું વાકય ભણવું જોઇએ. અને ત્યારેજ અહુરમજદની ખુસ્નુદીનો અને એહેરેમનને તોડવાનો દરોબસ્ત અર્થ થઇ શકે છે.

આઠમું, કેટલેક ઠેકાણે બંદગી કરનારા સદગુણો અખત્યાર કરવાને બદલે દુરગુણો સ્વીકારવાનો એકરાર કરે છે. જેમકે "ફ્રસ્તુયે"ના નાના એકરારનામામાં ભણનાર "માથવોઇ બયસ્યા વખેદવોઇ બયસ્યા વર્શ્તોઇ બયસ્યા અઇબી ગઇરીઆ દઇથે" ભણીને અટકે છે, અને ત્યારપછી "વીસ્પા હુમતાચા હુખતાચા હવરસ્તાચા પઇતીરીચીઆ દઇથે" આગળ અવશ્ય અટકે છે. આ બેમાંના પાછલા વાક્યનો અર્થ તમામ ભલા વિચારો, રૂડાં વચનો અને નેક કામોને તરક કરવાનો થાય છે (અને તેની પાછળ આવતું વાક્ય અધુરૂં રહે છે.) ઉપલા વાકયોમાં બે વાર "દઇથે" શબ્દ આવવાથી સાધારણ ભણનારને સાં અટકવાનો ભાવ થાય છે પણ બે વાર આવેલાં એકજ જાતનાં પદની અંજાણપણે ગોઠવણ થવાથી કેવો અનરર્થ થાય છે તે આથી ખુલ્લું જણાય છે. એવીજ ભુલ ભરેલી અનિયમીત ગોઠવણથી કેટવાક દાખલામાં એક જરથોસ્તી દુનીઆંની નેઆમતોનું સુખ હાંસેલ કરવાને બદલે પોતે પોતાને માટે દુઃખની માંગણી કરે છે; જેમકે "હુશબામ" નામની નામીચી બંદગીમાં "અશીમ રાસેનથીમ દરેઘોવારેથમનેમ મીશાચીમ હવો અઇનીશાચીમ મીશાચીમ અક્રસાઓંઘહનતીમ બરેનતીમ" ભણીને થોભવા પછી "વીસ્પાઓ બઓશજાઓ અપાંમચ ગર્વાંમચ ઉરવરનાંમચ તઉરવયેનતીમ" ભણીને થોભવામાં આવે છે, તેથી તેનો ભાવાર્થ એવો થાય છે, કે સઘળાં કુદરતી સુખનો નાશ કરનારી લક્ષ્મી મને મલે!

• દીનદારો અને દીનચાશીદારો! બંદગી તરફની આપણી પાક ફરજ બજાવવામાં દેખીતી ગંભિર ગફલતીઓ ઉપર પુર ગંભિરાઇથી ગોર કરો. આપણી આ ખાંમી શું ચલાવી લઇ શકાય એવી છે? આ ગંભિર સવાલના જવાબમાં તમામ બસ્તેકુસ્તીઆંન

જરથોસ્તીઓ મારી સાથે એકમત થયા વીના રહેશે નહી, કે આપણી આ ખામી ભરેલી રૂઢીમાં સુધારો અવસ્ય થવો જોઇએ, કારણ કે તે થોડીજ તસ્દી લેતાં સુધારી શકાય એવી છે. આ ખામીભરેલી રૂઢીથી કેવો અનર્થ થાય છે ? તે દાદારે પાકની તારીફને બદલે કેવું અપમાન થાય છે ? દુરગુણો માગી લેઇ સદગુણોનો કેવો ત્યાગ કરવામાં આવે છે ? સુખના આશીર્વાદ હાંસલ કરવાને બદલે કેવા દુ:ખની ગીરફતારીમા પડવા માંગીએ છીએ ? તે જ્યારે દીનદારોની જાણમાં આવશે ત્યારે બંદગીને નામે થતી એવી ગંભિર ભુલોમાં તેઓ એક ઘડીબી રહેવા ચાહશે નહીં.

આપણી બંદગીની ભાષાને આકાશપરથી ઉતરી આવેલી આકાશવાણીનું અનુપમ માન આપી તેને જ્યારે સૌથી મોટી અગતયતા આપવામાં આવે છે, ત્યારે તો તેને લાયક માન આપવામાં દીનચાશીદારોની સૌથી જરૂરની અને પેહેલી અગતયની પવિત્ર ફરજ થઇ પડે છે. અગરજો આ આકાશવાણીનું મહત્વ પુરેપુરૂં સમજવામાં આવે અને તે ઉપર લાયક અમલ થાય તો તેનું ભણતર ભણતાં થતા ગંભિર અનર્થો વેહેલા નાબુદ થાય.

# મોબેદ વર્ગનું ખાસ ભણતર.*



ભણતરોમાં જારી રહેલા આ અનર્થોમાંથી મારો મોબેદ વર્ગ બાકાત રહેલો **નથી**, અને જે ભણતરો મોબેદ તથા જજમાન એ બંને વર્ગ માટે સાધારણ છે, તેમાં થતી ગફલતીઓ માટે જોકે પાછળ હું બોલ્યો છું, તોપણ જજમાન વર્ગ સીવાએ મોબેદ વર્ગનાં ખાસ ભણતરો છે, જે જજમાન વર્ગ ભણી શકતો નથી, માટે તે ભણતરોમાં થતી ગફલતીઓના થોડાક દાખલા માત્ર નમુના દાખલ અહીં હું ટાંકી દેખાડીશ.

**આફ્રીનગાંનનો દીબાચો.**

૧-**દીબાચે આફ્રીનગાંનની** શરૂઆતમાં "નાંમચેસતી આદર અંદર કામબાદ" શબ્દો ઘણાઓને મોહડેથી ભણાતા સંભળાયછે. એમાં **"આદર"** એટલે, આતશ શબ્દ વગર અર્થનો દાખલ થયો છે. અસલ શબ્દ "નામચેરતીહાતર અંદર કામ બાદ" છે, જેની મતલબ નામ બનામ રવાંનોની યાદ જારી થવાની છે. એમાં પેહેલા શબ્દની સેવટના **"હાતર"**ને ભુલથી છુટો પાડી ઉકમાઇથી **આદર** શબ્દ સાથ ગોઠવી બેસાડવાની ગફલત થતી ત્યાં આપણે જોઇએ છીએ. અવસ્તાના અમુક શબ્દોનું અગરજો કોઈ જાણીતાં નામો સાથે થોડુંબી મળતાપણું આવે છે, તો વગર આધારે બલતી જગાએ ઉકમાઇનાં બલતાંજ નામો ગોઠવી બેસાડવાના પાછળ જે કેટલાક દાખલા આપણે જોયા છે તેમાંનો એક આ છે.

૨-એજ દીબાચામાં "એમારા કમરંજનતર આંશાંનનતર" શબ્દો સાધારણ ભણાતા રહ્યા છે. આ શબ્દો આશીષ આપનારા છે, પણ તેની શબ્દ રચના ભુલ ભરેલી હોવાથી કંઇપણ અર્થ બંધબેસતો નથી. આ શબ્દો "અએ મારા **કમરંજતર આસાનતર"** ભણાવા ઘટે છે, જેથી તેનો દરોબસ્ત અર્થ, હમોને ઘણીજ થોડી રંજ અને પુર આસાની થાઓ! એવો થાય છે.

૩-એજ દીબાચામાં "અસવાંન ફ્રવસચે ઇરાંન" ઘણાઓ ભણે છે, એમાં આપણાં વહાલાં વતન **"ઇરાન"** તરફ ભુલભરેલી પસંદગી ઉતરી છે. આ શબ્દ "અશોઆંન ફ્રવશી ચીહરાંન" ભણાવા જોઇએ. એમાં "ચીહરાંન" શબ્દ જે

---

* આ બાબદપર બઝમે અહુરમઝદ તરફથી મોબેદોની મજલસમાં વાએજ કીધી હતી.

ફરોહરોનો ગુણ દેખાડનાર વિશેષણ છે, તે શબ્દના મળતા પણાંને લીધે ઇરાન દેશમાં ફેરવાઇ ગયું છે.

૪—એજ દીબાચામાં વારંવાર ભણાતું એક ઘણું અગત્યનું વાકય આવે છે, કે જે મરનારના નામની યાદ સાથે ખાસ સંબંધ ધરાવે છે અને તે ઘણુંજ અશુદ્ધ ભણાતું રહ્યું છે. તે વાકય "એદરીઆદ બાદનું સેરવાંન રવાંની" છે. ત્યાં શબ્દ રચના એવી બગાડવામાં આવી છે કે તેનો કોઇ અર્થ ઉકાડી શકાતો નથી અને આ અશુદ્ધતાનું એક કારણ વાકય ઉચારવામાં સમાયલી અઘડાઈનું છે. આ શુદ્ધ વાકય "એદર યાદ બાદ અનોશેહ રવાન રવાંની" છે, અને તેનો અર્થ ફલાણા ફલાણા બેહેસ્તી રવાનોની ત્યાં યાદ હોજો ? એવો થાય છે.

આ છ શબ્દોના અસલ વાકયને ચાર શબ્દોમાં ગોઠવી મુકવાનો એક દાખ લો આપ્યો છે, પણ તેઓ આ કરતાંબી વધારે અશુધ ભણાતા અને ત્રણજ શબ્દોમાં આટોપી લેવાતા કેટલીકવાર સાંભળવામા આવે છે.

૫—**આફ્રીને અરદાફરવશ** તથા **હફ્ત અમશાસ્પંદમાં** "હમાજોર બાદ" એટલે હમશરીક હોજો, એકદીલ થાઓ એવા આશિર્વાદાર્થક

**આફ્રીનો.**

શબ્દો અનેકવાર ભણાય છે. આ શબ્દો ખાસ કરી દરેક વાકયોની શરૂઆતમાંજ ભણાવા જોઇએ અને આજ શબ્દોથી દરેક વાકય શરૂ થવું જોઇએ. તોપણ આફ્રીનોના આ દાખલામાંજ નહી પણ બીજી મોતેબર ક્રિયાઓના ભણતરોમાંબી એવી ભુલભરેલી રૂઢી ચાલુ રહેલી છે કે, એવા શબ્દો શરૂઆતને બદલે સેવટેજ ભણવામાં આવે છે. આથી દરેક જગાએ અનર્થ તો થાય છે પણ હફ્ત અમશાસ્પંદની આફ્રીનમાં તો ચલાવી લઇ નહીં શકાય એવા ગંભીર અનર્થો ઉભા થાય છે.

આમાં દાદર હોરમજદ અને અમશાસ્પંદોની તેઓના હમકારો સાથે **હુમાજોર** એટલે હમશરીક થવાની અને આ ફરેસ્તાઓના હરીફ દેવ દરૂજોની શીકસ્તગી થવાની બાબદ આવે છે. ત્યાં "હમાજોર બાદ હોરમજદ ખોદા" "હમાજોર બાદ બેહેમન અમશાસ્પંદ," "હમાજોર બાદ અરદીબેહેસ્ત અમશાસ્પંદ" આ મુજબ ભણાવું જોઇએ, કે જેથી દાદાર હોરમજદ તથા અમશાસ્પંદો, પોતાના હમકારો સાથે હમશરીક થઇને ભેગાં બળથી, પેલા હરીફ દેવ દરૂજોને શીકસ્ત કરે અને જગતને તેઓના હુમલાઓથી બચાવે. પણ "હમાજોર બાદ" તેની ઘટતી જગાએ નહીં ભણવાથી અહીંયાં

તો તેની ઉલટીજ અસર થાય છે અને ઉલટાંજ પરિણામો નીપજાવવામાં આવે છે. દાખલા તરીકે–

આ આફ્રીનની શરૂઆતમાં સાત ફકરા મળે છે અને દરેક ફકરાની શરૂઆતમાં અમશાસ્પંદોનાં અને સેવટે દેવ દરૂજોનાં નામો આવે છે. હમણાં ભણનારની નાવાકેફીને લીધે "હમાજોરબાદ" શબ્દોથી દરેક ફકરો આખર થાય છે, તથા ત્યાંજ અટકવામાં આવે છે. જેમકે "દરૂજ અકોમન દરૂજ તરોમેતે હમાજોરબાદ," "સીજે અવાખશ (!)સીજે સપોજગર હમાજોરબાદ" આ મુજબ ભણાતું રહ્યું છે. જેનો અર્થ પેલા દેવદરૂજો સાથે આફ્રીનગાંનની ક્રિયા કરનાર તથા તેમાં ભાગ લેનાર બેહેદીન હમશરીક, એકદીલ એકમત અને એકસંપ થવાનો થાય છે! કેવી ગંભીર ભુલ?

(ક) આ મુજબ ઇજશનેનાં મોતેબર ભણતરોમાં પેહેલા હાનો "નીવએધયેમી, હંકારયેમી" ત્રીજા હાનો આયેસે યેસતી," ચોથા હાનો "આઅત દીશઆવએધયેમહિ" અને સાતમા હાનો "અશય દધાંમી" જેઓ દરેક વાકયની શરૂઆતમાં ભણાવા જોઇએ, તે ખાસ સેવટે ભણાતા રહ્યા છે. આ સઘળાં જુદાં જુદાં ક્રિયાપદો છે, કે જે વગર એક વાકય પુરૂં થઇ શકેજ નહી, અને જયારે તેઓ શરૂઆતને બદલે છેવટે ભણાય છે, ત્યારે દરેક હાનું એક વાકય ક્રીયાપદ વગરનું અધુરૂં રહે છે, અને નહીં ઘટે તે વાકય સાથ તેનું ભુલ ભરેલું જોડાંણ થાય છે જેથી ભણતરની મતલબનો ભંગ થાય છે. ભાષાના વાકયોનું બંધારણ તેનાં ક્રિયાપદો ઉપર મુખ્ય આધાર રાખે છે અને તોપણ ભણતરોમાં ઘણે ઠેકાણે એવી બેમાલુમ ગફલતીઓ જારી રહે છે.

૬–આજ આફ્રીનમાં બે સુંદર વાકયો મળે છે. એકમાં ભલાંઓને આશિષ દેવામાં આવ્યા છે અને બીજામાં બુરાંઓને શ્રાપ દેવામાં આવ્યા છે, તે વાકયો "વેહાંન પાદશાહ બેદ" અને "અત ઉરૂનાંન અવાદશાહ બેદ" છે. પણ આ બેમાંનું છેલ્લું વાક્ય "અથોરનાંન આવદશા બવંદે" ભણાતું ઘણા અફસોસ સાથ વારંવાર સંભળાય છે. અને તેનો અર્થ **અથોરનાનો શકિતહીન થાઓ** એવો થાય છે. આ શ્રાપ અને બદબખ્તી એક અથોરનાનજાદો પોતાના ટોળાને માટે મોઢે ચઢીને માંગતો જોવામાં આવે છે. આ અનર્થ શબ્દોનાં મલતાપણાને આભારી છે.

૭–આ આફ્રીનમાં વળી દેવ દરૂજો અને દરૂજી શકિતઓનાં નામો ઘણાં બગાડી ભણવામાં આવે છે. જેમકે "સીજે અપોશ" ને સીજે અવાખસ, "દેરંગ ગવ દરૂજ"ને "સરસોક દરૂજ" અને "અસાંનશને દરૂજ" ને "આંસાંનશને દરૂજ" ભણવામાં આવે છે.

(ક) આ મુજબ દરરોજ સાધારણ વપરાસમાં આવતા અવસ્તા તથા પાજંદ કલામોને બગાડી ભણવાના બેશુમાર દાખલા મળે છે. **પતેત પશેમાનીમાં** આ મુજબ અશુદ્ધ ઉચ્ચારો ભણાય છે. "એથાઉ વેરીઓ પંચે કે પંજે એજમા ગુના" "પેશુ શુમા વીઆંન," "પપેતતો હોમ પપેતતો હોમ એજ ગુનાં," "પેસુ ચરંદા બેસુ ચરપેસ," અને "ઇનનદા બોપાએ ગુનાનાંમ." **નોરંગે કુરતીમાં** આ મુજબ ભણાય છે. "દુશમનાં સતોરીઆંબાદ," તની "રવાંની ગેથીમેની રવાંની" અને "પપેતનો ઓમ." **કેમના મજદામાં** "મોતી પાએમ દદાઓ," "એંનીઘેંની એનીએમ થરાઓમાદે" અને "નમસચા યારમેતસી જાએચા" એવા બગડેલા શબ્દોનો શુમાર હોતો નથી. હ્યાં જબાનસનાસી માટે હું બોલતો નથી. અને જબાનસનાસીને કાયદે "એ"ને બદલે "ઇ" કે "ઓ"નો "ઉ" અને "દ"નો "ધ" કે "ત" ભણવાની હું બલામણ કરતો નથી. કારણ કે તેમ નહીં ભણવાથી જેટલો અનર્થ થતો નથી, તે કરતાં અવસ્તા કે પાજંદ કલામોના હાલના ઉચ્ચારોને બગાડી ભણવાથી વધારે અનર્થ થાયછે. આ બેતાલ અને બેમાલ ઉચ્ચારો એકલા મોબેદ વર્ગમાંજ થતા નથી, પણ જજમાન વર્ગમાં અવસ્ય થાય છે, તે તરફ તેઓનું હું ધ્યાન ખેંચુંછું.

## આશિર્વાદ તથા આફ્રીન.

૮—**આફ્રીને બુજોર્ગાનમાં** આપણા આગલા નામવર નેઆગાંનોની ટુંક ટુંક કારકીર્દી વર્ણવી છે, અને તેઓના જેવાં કીરતીવંત થવા ભણતર-કીયા કરાવનાર જરથોસ્તીને તેમજ પરણતાં જોડાંઓને આશીષ દેવામાં આવે છે. તેમાં શબ્દો હેરફેર થઇ એકની કીર્તી બીજાને અને બીજાની ત્રીજાને આપવાની ભુલ થતી આવી છે. ત્યાં દુવાગુજારવામાં આવે છે કે, "ચુન કેખશરૂ બખુમ મેહેર બેદ" "ચુન મેહેર ઇજદ દુશમન જરદાર (!) બેદ" વીગેરે. એમાં **મેહેરઇજદની** કીર્તી **કેખુશરો પાદશાહને** અને **જરીર પેહેલવાનની** કીર્તી **મેહેર ઇજદને** ખોટી રીતે લાગુ પાડવામાં આવે છે. આ મુજબ આખી આફ્રીનમાં એકની કીર્તી બીજાને અપાય છે અને વાકયોના કકડા બુકલા થઇ દુવાની ખરી અસર તુટી જાય છે. એમાં આવેલો "ચુન" શબ્દ વાકયોની વચમાં રહેવો જોઇએ, તેને બદલે નાવાકેફીને લીધે શરૂઆતમાં લેવાથી આ ઘોંટાળો થાય છે અને આશીરવાદ દેવાની મુળ મકસદ ઉલટાઇ જાયછે.

## આશિર્વાદ.

૯ **સંસ્કૃત આશિર્વાદનાં** કેટલાંક સુંદર વાકયો જોકે ઘણુંજ ટુંકાં, ગુજરાતી ભાષાને ઘણાં મળતાં અને સમજી શકાય એવાં સહેલાં છે, તોપણ તેમાંના સાદા

અને સાધારણ શબ્દોનાબી કકડા કરવામાં આવ્યા છે અને આગલા શબ્દો સાથે પાછલા શબ્દોની શરૂઆતના અક્ષરો જોડી આપી અર્થનો અનર્થ કરવામાં આવે છે.

જેમ કે "મા ક્રોધમ વહ" એટલે, તમુને ક્રોધ ના હોતો, તેને બદલો "માકરો ધમવ" ભણાતું રહ્યું છે. બીજું, "મા લોભમ વહ" એટલે, તમો લોભ કરતાં ના, તેને બદલે "માલો ભમવ" ભણાય છે. એજ મુજબ "મા ચિંતાન વહ" ને બદલે, "માચીન તાંમવ" "મા ગરવ્યમ વહ" ને બદલે, માગર વમય," "મા માનમ વહ" ને બદલે, "મામા નમવ" અને "મા કામમ વહ" ને બદલે, "માક મમવ" ભણાતું રહ્યું છે. આ મુજબ "**મા**" એટલે "**ના**" અથવા નહીં એ શબ્દને છુટો નહી પાડવાથી, અને તેની આગળ નહી અટકવાથી અસલ અર્થો ઉલટાએ જઈ, **માકરો, માલો, માકા** અને **મામાના** હસવા સરખા ઉચ્ચારો અને અનર્થો ઉભા થાય છે.

આ મુજબ આફ્રીનગાન વગેરેનાં જાહેર ભણતરમાં જે ગલફતી ચાલતી આવી છે તે તરફ મારા ચાલાક મોબેદ વર્ગનું હું ઓજરખાહી સાથે ધ્યાન ખેંચું છું, અને આશા રાખું છું કે આ ભણતર સીવાએ બીજાં જાહેર ભણતરમાં થતી ભુલો વેળાસર સુધારી લેવા ખાસ કરી ઉતરતો વર્ગ પોતાની ફરજમાં પછાત પડશે નહીં. કારણ કે તેમાંજ આપણા વર્ગની શોભા અને માન સમાયલાં છે.

# મોબેદીના ઉંચ પેશો.



દીનના ભણુતરો બેશક ઘણી અગત્યતા ધરાવે છે, પણુ મોબેદ વર્ગના ભણુતરોને ખાસ અગત આપવામાં આવી છે. કારણુ કે તે બીજા કરતાં ઘણા મોતેબર હોય છે. તેઓનાં ભણુતરોમાં ખાયકી કે ખાંમ ખ્યાલી ચાલી શકેજ નહીં, કારણુ કે તેઓને રોશન છે કે ભણુતરમાં થોડીબી ખામી કે ગફલત થાય તો તે સઘળું મોબેદી ભાષામાં **"અપરમાન"** એટલે, અરીતી તેમજ ક્રિયામાં ભુલ ચુક થઇ હોય તો તે સઘળું **"અવાવ"** એટલે અપવિત્ર થાય છે, અને તમામ ભણુતર ક્રિયા રદ બાતલ થાય છે એટલુંજ નહીં પણુ ભણુતરનો એક શબ્દ વગીક હેરફેર થાય કે ક્રિયામાં થોડી બી નજરચુક થાય તો સઘળું ભણુતર ક્રિયા **"નારવા"** એટલે નાલાયક ઠરે છે ત્યાં હું મોબેદીના યોજદાથ્રગરીના ઉંચા પેશા માટે બોલું છું, અને તેના બારીકીઓન. ભીતરમાં જઇ જોવશું તો તેમાં સઘળું પાક, સ્વચ્છ, સાચુ અને નીરમળ સીવાય બીજું કાંઇ મળતું નથી. આ પાક પેશાની શ્રેષ્ટાનો થોડોબી ખ્યાલ આ ઉપરથી આવશે કે ભણુતરમાં થતી ભુલોથી પેલાં ભણુતરો નારવા ગણાય છે કે રદ બાતેલ થાય છે એટલુંજ નહીં, પણુ કેટલાક દાખલામાં આ ભુલોનાં પરીણામની ગંભિરાઈ એટલી મોટી સમજવામાં આવી છે કે, તો એક મોબેદના પેશાને એલજાંમ પહોંચે છે અને તે પોતાના અધીકારમાંથી ખાતેલ થાય છે. એક મોબેદે જેમ ભણુ-તરમાં ભુલ કરવી નહીં જોઇએ તેમજ ભણુતરની વચમાં બીજું કંઇ બોલવું જોઇએ નહીં, અને બરશનુમ ધરાવનાર મોબેદે જ્યારે **"મૌન"** ધારણુ કીધેલું હોય છે, યા જે **"બાજ"** ધરેલી હોય છે, ત્યારે અગરજો ભુલથી તેનાંથી સાધારણુ શબ્દો મોઢે બોલાઇ જાય છે, તો તેનું બરશનુમ રદ થાય છે. ના, એટલુંજ નહીં પણુ એથીબી વધારે એક બરશનુમ ધરાવનાર મોબેદ સાધારણુ વાતચીત કે વ્યહવારમાં અપશબ્દો ઓચરે, ગાલગલોચ કરે, ખોટા કે ખરા સોંગંદ ખાય, અનીતો કરે કે એવીજ બીજી હલકી નાલાયક વરતણુક ચલાવે તો તે બરશનુમના ઉંચા અધીકારને નાલાયક ઠરે છે અને તે અધીકાર ઉપરથી બરતરફ થાય છે. મોબેદીના યોજદાથ્રગરીના પેશાની બીજી ઘણી બારીકીઓ છે અને તે એક પરેહજગાર મોબેદના ઉંચ લક્ષણો દેખાડે છે. અશોઇ અને પાકીજગીનો આગલા દીનઆગાહ હોકમાઓનો આ એક તરીકા છે અને મારા મોબેદ વર્ગની બેહેતરી માટે ઇચ્છા જોગ છે કે આ ઉંચ તરીકા ઉપર લાયક અમલ થાય અને પોતાના પેશાને જેમ અપાય.

**બંદગીનાં ગોહેરો.** હયાં બંદગીનાં થોડાક ચુંટી કાઢેલા કલામોનો ભાવાર્થ તમારી સનમુખ રજુ કરવાની હું જરૂર સમજુંછું. જેથી બંદગીના આ ગોહેરો કેવાં ઉમદા અસરકારક અને દીલપઝીર છે તેનો તમોને કઇક ખ્યાલ આવી શકશે અને બંદગી તરફ તમારો એતેકાદ વધારે ચુસ્ત અને વધારે મકમ થશે. વળી તમોને બંદગી સમજીને કરવાની અગત અને અસરનો ઉંચ ખ્યાલ આવ્યા વીના રહેશે નહીં.

ભાવાર્થ :—અહુરમજદની બુલંદ હકુમત, બુજોર્ગી અને કીર્તિને લીધે તેને આરાધનાઓની ઉત્તમતાએ ચાશો આપણે આરાધ્યે ( હા ૩૭–૨ ).

અહુરમજદ જેણે આપણુને પેદા કીધાં જેણે આપણુને ઘડયાં અને જે આપણું રક્ષણુ કરેછે તેને હું ઇજન કરૂંછું અને ભેટો અર્પણ કરૂંછું ( હા ૧–૧ ).

ભલાઇના ભંડાર. અશોઇમાં પુર, અખૂટ ખજાનાવાળા અને અતિ નુરમંદ અએ અહુરમજદ ! હું તુંનેજ મારૂં સર્વસ્વ ફેદા કરૂંછું કારણકે મારૂં જેવી કાંઈ કીમતી છે તે તારૂંજ છે (૧૨–૧).

દીનના સૌથી ઉમદા કલામો તથા મારી ફરજ વિષે અએ અહુરમજદ ! મને તું વાકેફ કર કે જેથી નેક મનશ્ની સાથની અશોઇ અખત્યાર કરી તારી બંદગીની પવીત્ર ફરજનું કરજ હું અદા કરી શકું ( ૩૪-૧૫).

ઓ દાદાર ! તારી સર્વોત્તમ અશોઈ, ઉંચી મનશ્ની અને ઉદાર બાદશાહીને લીધે તારી સેતાયશ બીજા બધાંની સેતાયશ કરતાં વધારે ઉંચા પ્રકારની છે. તારી કીર્તિનાં ગાયણો બીજાના કરતાં વધારે કીમતી છે અને તારી પરસ્તેશ બીજાનાં કરતાં વધારે બુલંદ છે (૩૫–૧૦).

તમામ ખલકત ઉપર સર્વથી વડો રાજ્યકર્તા એકલો અહુરમજદ છે, તે પોતે બાલાતર અશોઇજ છે, તેની તરફ હમો ઉંડું ધ્યાંન વર્યે છીએ તેનું સર્વોપરીપણું હમો કબુલ રાખ્યે છીએ અને તેને હમો પોતાનું કરી ગણ્યે છીએ (૩૫–૫.)

અએ પરવર ! તારો સ્નેહી સ્તુતિ ગાનાર હું થઇશ, કારણકે સ્નેહી સ્તુતિ કરનારને અહુરમજદે અશોઇની મહાન પેદાયશ જેટલી કીમતી ગણેલી છે.

આધીન નમસ્કાર સાથે તુને તથા અષને અએ અહુરમજદ ! અમારૂં સર્વસ્વ એનયાત કર્યે છીએ ( ૩૪-૩ ).

જે કાંઈ સૌથી ઉમદા છે તેનો તલબગાર થઈને તારા ફરમાન બરદાર તરીકે કીર્તિનાં ગાયણોથી અએ અહુરમજદ! હું તારો સદા સ્નેહી થઇ રહીશ (૪૮–૧૨).

જેની પૂર્વે બીજુ કોઇ નહીં એવા તું કદીમ સાહેબને તથા અએ અષ અને બેહેમન, તમારાં હું કીર્તિનાં ગાયણો ગાઉં (૪૪–૩).

ખાલેસ પરસ્તેશ કરનાર તરીકે અશોઇની મારફતે નેક નૈયતથી અએ અહુરમજદ! હું ખાકસાર ઘણા વ્હાલથી તુંને હરદમ યાદ કરૂં છું (૩૩–૬).

અએ ખાવંદ! ખાકી દુનીયામાં નેક જીંદગી ગુજારવા મને ગએબથી બશારત કર, કે જેથી પૂર્ણ ભક્તીભાવ સાથે ખાલેસ પરસ્તેશ કરનાર તરીકે તારી ખિદમતમાં હું પોહોંચું (૩૪–૬).

અએ સર્વોત્તમ અને શ્રેષ્ટ અશો હોરમજદ! હમો તારાં પવિત્ર દર્શણ કર્યે, હમો તારી સેવામાં પોહોંચ્યે અને તારાં સદા સ્નેહી થઇ રહ્યે (હુશબાંમ).

અએ દસ્તગીર! મારા રક્ષણહાર તરીકે તું સિવાય બીજા કોઇને હું પીછાણતો નથી, માટે બેહેમનની મારફતે મારી નજદીક તું આવ અને મને નેક મનસ્નીની જીંદગી બખશ (૩૩–૧૦)

તું પોતે અએ સર્વજ્ઞ! મારી સામે આવ અને જે કાંઇ સૌથી ઉમદા છે તે મને તું શિખવ (૩૩–૭).

અએ આબાદી બખશનાર અંદીહ મજદ! મારી નમાજને લીધે મને તન–મનનું કૌવત બખશ મારી અશોઇને લીધે મને તું મહાનગીનું જોર બખશ અને મારી નેક મનસ્નીને લીધે મને તું પશુનો પાલન હાર કર. (૩૩–૧૦.)

અએ અકકલના ખાવંદ! સંપૂર્ણ મનસ્ની તારી છે, બંન્ને દુનિયા પ્રગટ કરી તેને વ્યવસ્થાસર ગોઠવવાની મીનોઇ અકકલ તારી છે. અએ સર્વજ્ઞ! અવ્વલજ તેં તારી વિચાર શકિતથી જાનદાર ચીજો બનાવી અને તેને માટેના કાયદા ઘડયા. તેંજ હમોને હારમંદ જીંદગી અને બુદ્ધિ બખશી છે. હમોને કામ કરવાની શકિત અને દીનના ફરમાનો તેં આપ્યાં છે (૩૧–૧૧.)

ઓ હોરમજદ! હમો તુંને નમન કર્યે છીએ અને હમો તારાં કરજદાર છીએ. અએ ખાવંદ! તારી બંદગીમાં હમો સંતોષ લઇએ છીએ, બંદગી તરફ હમો માન ધરાવ્યે છીએ, બંદગીમાં હમો ચિત્ત લગાડયે છીએ અને હમારાં રવાંનની બેહેતરી માટે બંદગીમાં હમારો માલ, મીલકત અને આ તન તુંને ફેદા કર્યે છીએ. (૫૮–૩.)

અશોઇનું ધ્યાન ધરી સાચા ઉત્તમ રીતે જંદગીના આ કલામો ભણ્યે છીએ તેના શિખવનાર અને સાંભળનાર તરીકે અએ હોરમજદ! તુંનેજ હમો માન્યે છીએ (૩૫–૯. )

અએ અશો રાહબર! મારી અશોઇની કાયમીને લીધે એકજ આસાન રસ્તો જેમાં તું અહુરમજદ રહે છે તે તરફ હમોને તું પોંહોંચાડ. (૩૩–૫.)

નેક હમદીનો ધર્મ પુસ્તકમાં આ સિવાય બીજા અંગણિત ગોહરો મળે છે તોપણ નમુના તરીકે હાં થોડાંજ તમારી સમક્ષ ધર્યાં છે. આ ઉમદા ગોખવા લાયક ગોહરોનો સારાંશ સમજવા પછી તમો મારી સાથ એકમત થવા વિના રહેશો નહિ કે આ અમૂલ્ય રત્નો અગર સમજને ભણવામાં આવે તો તે અંતઃકરણ ઉપર કેવી ઉંડી અસર કરનારાં, દિલચસ્પ અને કેવાં કારગર થઇ પડે તેનો ગંભીર ગોર કરવાનું તમારી નેક મુનસફી ઉપરજ હું છોડું છું.

**અધર્મી વર્ગ.**

કોમનો એક વર્ગ ધર્મ જેવું કાંઇ જાણુતો નથી, જાણવાની કે સમજવાની દરકાર કરતો નથી તે કરતાં ખરી દીનદારી હજાર દરજ્જે બેહેતર છે. આ વર્ગ ભણવા ગણવાને હંબગ માને છે અને તેનું કારણ ભણતરની મતલબ નહીં સમજવાનું આગળ ધરે છે. આ કારણ જોકે બેવજુદ નથી બલકે દીની શિક્ષણને અનુસરતું છે તોપણ જેઓ જરથોશ્તીમાં ખપવાનો દાવો કરવા છતાં ખુદનીજ બેદકારક ખામીને લઇને, એક પાક ફરજનો ભોગ આપે છે અને અવકાશનો થોડો વખતભી પોતાના પેદા કરનાર પીતા તરફની ખરી ફરજને ભુલે છે તેઓ ખુદને ભુલે છે અને વળી ખુદાને ભુલે છે. જેઓ ખુદને ભુલે છે તેઓ સાચાં જરથોસ્તી નથી અને જેઓ ખુદાને ભુલે છે તેઓ નાસ્તીક તથા અધર્મી છે. ભણવું ગણવું યાને પાંચ વખતની ફરજીઆત ગુજારવી એ દીન આધાહ દાનેશ્વરોએ ઠરાવેલી એક જરથોસ્તીની રોજીંદી પાંચ મુખ્ય ફરજોમાંની એક ખાસ ફરજ છે એ ખરૂં, પણ આ ફરજ ગુજારી સાથે અગર દીની ભણતરો દીનદારીની રાહે કરવામાં આવે, દીનદારો દીનની ખરી સમજ મેળવે અને સમજદારી સાથે દીન પળાતી થાય, તો દીનદારીને નામે ટોળાંમાં થતા અનેક અનર્થો નેહેસ્ત નાબુદ થાય.

વળી ઉપલા વર્ગના ઘણા આગળ વધેલા વિચાર ધરાવનારા સાહેબો એકલી નિતિનેજ ધર્મ મનાવે છે. નીતિના પાયા ઉપરજ જોકે ધર્મની ઇમારત બંધાય છે અને નીતિનો માર્ગએક સારા ધર્મના ખરા માર્ગ તરીકે ઓળખાય છે એભી ખરૂં, તોપણ ધર્મનો ખ્યાલ

નીતિના ખ્યાલથી જુદી રીતે બંધાય છે. પેહેલો; ખુદા તરફ ભક્તિભાવ; એટલે તે સાહેબની હસ્તી તથા તેનું સર્વોપરીપણું કબુલ રાખી તેના સાચા ભક્ત થઇ રહેવું. બીજે, પેગમ્બર સાહેબ તરફ આદરમાનભાવ; એટલે તેમનાં ફરમાનો ખરાં જીગરથી ચાહીને પાળવાની કાળજી. અને ત્રીજો; ગુજર પામેલાં તરફ વફાદારી; એટલે તેઓની યાદ વહાલ સાથે હરદમ તાજી રાખવી વગેરે, એવાંજ બીજાં ધાર્મિક જીંદગી ગુજારવાનાં ખાસ લક્ષણો છે અને જેઓ આ તત્વથી નિરાળાં હોય તેઓ ખરાં ધર્મી નથી. તેઓની નીતી તેજ તેઓનો ધર્મ કહેવાય, પણ જે એક પુરો અને અધુરો તત્વ તેઓની જીંદગીમાં વાસો કરેછે તે ઉત્તમ પ્રકારની દીનદાર જીંદગી માટે પુરતો નથી. ખરી ધર્મી જીંદગીમાં નહીં વર્ણવી શકાય એવી તલબ, નહીં મટાડી શકાય એવી તરસ, નહીં દરશાવી શકાય એવો એતેકાદ અને ખલલ થઈ નહીં શકે એવી શાંતી વાસો કરે છે.

# દીનદારી અને દીનચાશીદારી.



આ દીનપર હું ઉસ્તવાર છું, કેજે હોરમજદથી જરથોસ્તને ચાખી, જરથોસ્ત મારફતે ગુસ્તાસ્પે, જામાસ્પે, અસ્પંદીઆરે ચાખી, અને તેઓથી દુનિયાનાં ભલાં લોકોએ ચાખી અને તેઓના સીલસીલાથી આદરબાદ મારાસ્પંદને પોંહોંચી (પતેત ઇરાની).

દીનદારી અને દીનચાશીદારીનો ઇલકાબ બેશક માનભરેલો છે, પણ તેની સાથે મોટી જવાબદારી જોડાયલી છે અને તેમાં લાયકાતનો મોટો સવાલ સમાયલો છે.

**દીનદાર એટલે શું?**

**દીનદાર** ફાર્સી ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ દીન રાખનાર તથા પાળનાર થાય છે. દીન રાખવા અને પાળવામાં એક જરથોસ્તીની ઐન ફરજ જોકે સમાઇ જાય છે તોપણ દીનદારીની આ ફાર્સી ઉત્પત્તિ પુરતી નથી પણ અધુરી છે. માટે આ નામની તેના દરજ્જાને લાયક પિછાણ થવી જોઇએ, તેને માટે આપણે ધર્મના ઉચાં ધોરણ ઉપર જવું જોઇએ અને અસલ અર્થમાં તેને તપાસવો જોઇએ. આ તપાસ મુજબ અવસ્તામાં ધર્મનું નામ "દએના" મલે છે, તેનો ધાતુ "દી" છે અને તેનો અર્થ જોવું અને તપાસવું વિચારવું અને ધ્યાન આપવું તથા દેખાડવું અને જાહેર કરવું થાય છે. અને એજ ધાતુ ઉપરથી ફાર્સી દીન અને દીનદાર શબ્દો નિકલ્યા છે. વળી એકાદ બે ઠેકાણે અવસ્તામાં દીનદારને માટે ખુદ "દએના" શબ્દ મલે છે અને તે બીના એક દીનદારની ઉંચી લાયકાતની અચુક સાબેતી આપે છે. ત્યારે એક દીનદાર દીનાઇન બાબદમાં અંધ હોવો નહીં જોઇએ, પણ ઉઘાડી આંખે જોઇ તપાસી અને ખરાંખોટાંનું તોલ કરી તેણે દીની રસમો પાળવી જોઇએ. "દએના" શિખવે છે કે ઉતરતી આવેલી રસમો આંખો બંધ કરી પાળવાની નથી. એવી નાપસંદ રસમો નહીં પાળવાથી ગુનાહ હાંસલ થતો નથી કે વડીલો તરફ બેવફા થવાનું ધર્મ આળ મુકતો નથી. નહીં ઇચ્છવા જોગ રસમો નહીં પાળવાથી વડીલોને બેવફા થતા જાહેર કરનારાઓ આપણા નેક નેઆગાનોને ખુલ્લો ગેરઇનસાફ કરે છે. કારણ કે કેટલીક વાંધાભરેલી વેહેમી રસમો આગલા દીનઆગાહ દાનેસ્વરોથી ફાહેશ થયલી હોતી નથી, પણ તેમાં કોઇ બીન વાકેફ અને બીન જોખમદાર હાથો કામે લાગેલા જોવામાં આવે છે.

વલી અવસ્તા મુજબ પેગામ્બર સાહેબે જે જોયું તે "દએના" છે, અને

તેવણુ સાહેબે જે સઘળું જોયું તે એકલી શારીરિક આંખેજ જોયું નથી, પણ ગાથાના શિક્ષણ મુજબ પોતાની ખીલેલી ઉંચ મનશકિતથી બુધ્ધિની બાતેનની આંખે બી જોયું છે. તેમના આ જોવા, તપાસવા, અને ખુદાઇ કુદરતને પિછાણવાના કામોને પવિત્ર ગણી તેની ધર્મમાં સ્તુતિ ગાવામાં આવી છે. ત્યારે આપણો ખુદ મહજબ બાહાર અને બાતેનમાં જોવા અને જુસ્તેજુ કરવાનો છે.

**દીનચાશીદારી શું છે?**

હ્યાં હવે દીનચાશીદારીને તેના અસલ અર્થમાં તપાસીશું અને જોઇશું કે, તે દીનદારીથી જુદો અર્થ ધરાવનાર શબ્દ નથી; પણ એકનો એકજ છે. આ ફાર્સી નામ **દીન** અને **ચાશીદર** એવા બે શબ્દોનું બનેલું છે અને એના પાછલા શબ્દો અવસ્તાઇ ધાતુ "**ચષ**" છે અને તેનો અર્થ ચાખવું અને ચખાડવું, શિખવું અને શીખવવું, તથા જોવું અને તપાસવું થાય છે. આ મુજબ દીનચાશીદારનો એક અર્થ દીન ચાખનાર અથવા દીનચુસ્ત થાય છે અને દીન ચાખવી એટલે દીનનું જ્ઞાન મેળવવું, તેની મુળ નેમથી વાકેફ થવું, તેનો ભાવાર્થ સમજવો અને દીનની ખુબીઓ શિખી સમજીને તેના નિયમો પાળવામાં સાચી દીનચાશીદારી છે. વળી આ ધાર્મીક લક્ષણનો બીજો અર્થ આ કરતાંબી જ્યાદે ખુબી ધરાવે છે અને તે દીન શીખવા અને સમજવામાં એકલી સમાઇ જતી નથી પણ દીનની ખુબીઓથી વાકેફ થઇને તે બીજાંને સમજાવવાનો બેહોલો અર્થ ધરાવે છે. આ મુજબ એક દીનચાશીદારે પોતાની દાનેશ એકજ બાજુ ખપાવવાની નથી, પણ શિખવા અને શિખવવા બે બાજુ ખપાવવાની છે. ત્યારે એક દીનચાશીદારમાં દીન શીખવા સાથે તેની ખુબીઓનો ફેલાવો કરવાની બેવડી લાયકાત હોવી જોઇએ. આપણા આગલા નેઆંગાંનો આ નામીચા ઇલકાબોની કીંમતની ઉંચી પીછાણ કરતા હતા અને દીનની સેવા ઉઠાવનારા તથા તેને ફાહેલ કરનારાજ આ માન ભોગવવાને લાયક ગણાતા હતા. એવી લાયકાતની ખરી કસોટી ઉપર મુકાયલા નામવરોની નોંધ ધર્મ અને તવારીખમાં જળવાયલી મળે છે. ત્યારે દીનદારી અને દીનચાશીદારીની કીમત માત્ર ભણવા-ગણવા અને ચોખાઇ પાખાઇમાં સમાઇ જતી હાલ સમજવામાં આવે છે એવી સસતી અને સોંઘી નથી પણ તેને માટે ભારે શ્રમ ઉઠાવવાનો છે અને તે મેળવવાની સર્જત સર્વેને માટે સાધારણ હોતી નથી.

આ ઘણાં મહત્વનાં લક્ષણોની લાયક પિછાણ થતી નથી. તે તરફની ગુમરાહી અને બાફેલીઅત હદ ઓળંગી ગઇ છે. અને તે માત્ર પોપટ પેઠે ભણવા ગણવા તથા બાતેનની

પાકીજગીના ભોગે બહારની ચોખાઇ—પાખાઇની હદમાંજ એકલી સમાઇ ગઇ નથી, પણ દીનદારીનાં નામ હેઠળ તેમાં બીજા ઘણા નાપસંદ તત્વો આમેજ થઇ તેનાં સારાં નામને ઝાંખ લગાડી છે. હું ઘણા ભાર સાથે જણાવીશ કે દીનના પાયદારી માટે દીનદારી જોઇએ, ફીદા કીધેલાં દિલના સંપુર્ણ એતેકાદ સાથની દીનદારી જોઇએ, પણ જરથોસ્તી શીક્ષણ મુજબ સમજદારી વગરની દીનદારી નહી જોઇએ. દીનદારી જોઇએ, જીગર અને જાન પરોવાયલી દીનદારી જોઇએ, પણ ધર્માંધ દીનદારી નહીં જોઇએ. હું કચવાયલાં દિલે પુછીશ કે દીનચાશીદારી સાથે બુતપરસ્તીનું તત્વ કાંય ભેળાવું જોઇએ? તેમાં પરધર્મી બુતપરસ્ત રૈવાજો આમેજ કાંય થવા જોઇએ? તેમાં પારકાં પરધર્મી મતો અંગીકાર કાંય થવા જોઇએ? જાણે કે અજાણે વેહેમી ક્રિયાઓ અને રસમો જાયજ કાંય રહેવાં જોઇએ? મરણ-જીવણના બેજા ખર્ચો પાછળ વખત, મેહેનત અને ખરા પસીનાના પૈસાની નાહક બરબાદી કાંય કરવી જોઇએ? અગરજો બરબાદ જતો પૈસો, વખત અને મેહેનતનો બચાવ કરીને કોમી ગરીબી અને દીની બેહેતરી પાછળ ખપાવવાને દીનના રાહબરો તરફથી કોમી મત કેળવવામાં આવે તો તે હયાતી અને ભવિષ્યના ઓલાદના હકમાં કેટલું બધું સવાબકાર અને આનંદદાયક કાર્ય થઇ પડે? બાપીકા મજહબ તરફ જાન-ફેશાંની કરનારા અને માનની નજરે જોનારા સર્વ કોઇ બિન તાસુબીએ કબુલ કરશે કે મજહબની ખાલેસીને એલજામ પોહોંચાડનારાં આ નારવા તત્વો દીનદારીમાંથી નાબુદ થવાં જોઇએ અને દીનદારીનાં નામને જોશ આપવી જોઇએ. કોમ તથા મજહબને નામોશી લગાડનારાં આ દીનથી ઉલટાં તત્વોને બુનોબિખથી ઉખેડી નાંખવા જોઇએ, અને મજહબની ખાલેસી સાથ દીન પળાવી જોઇએ.

# દીનદારીનું ખરૂં રહસ્ય શું? જરથોસ્તી ઉંચ ચારિત્ર.*

(ખરૂં ધર્મી કોણ?)

વીસ્પરદમાં ઘણા અસરકારક શબ્દોમાં એક સાચા દીનચાશીદારને બિદાર કરતાં કહે છે કે,—

**અત પધો અત અજસ્તે અત ઉશી દારયદ્‌વેમ મજદયસ્નો જરથુશ્ત્રયો. દાઈત્યનાંમ રથવ્યનાંમ હુવરશ્તનાંમ. શ્યઓથ્નનાંમ વરેજાઇ... વેરેજ્યાતાંચ્ય, ઇધ વોહુ વાસ્ત્રય. ઉયમ્ન અનુમ્નાઇશ દસ્ત.**

**અર્થ:**—બિદાર થાઓ! આએ માજદયસ્ની જરથોસ્તીઓ! લાયક, વખતને અનુસરતાં અને ભલાં કામો કરવાને આ હાથ, આ પગ અને આ હોશ ઉસ્તવાર રાખો. આ જીંદગીમાં ભલા ઉદ્યમ કરો, અને તંગદસ્તોને તંગીમાંથી છોડવો.

આ અસરકારક દીની કલામો શિખવે છે કે અએ દીનદાર! તું ગુમરાહી અને ગાફલિયતના ખાબમાંથી બિદાર થા! તારી જે જીંદગી મહાભારત કામો કરવાને સમર્થ છે, જે જીંદગી ખુદાની ઉચાંમાં ઉચી કારીગરીનો નાદર નમુનો છે, જેને અક્કલરૂં ઉમદા ગોહર બખશેલું છે અને જેને માટે કામો કરવા તથા ફરજો બજાવવાને આ હાથો અને પગો સરજાયલા છે; તે સમર્થ અને સબળ જીંદગીને સુસ્તી, બેદરકારી અને બેપરવાહીમાં વ્યર્થ ગુમાવી દેવાના નથી કે નિર્વૃત્તિ સેવવામાં નિરૂપયોગી કરવાની નથી, પણ ખરા જરથોસ્તી તરીકે દરેક મળતી તકે વખતને બંધબેસ્તા થઇ જગતનાં કલ્યાણ અર્થે તેનો લાયક ઉપયોગ કરવામાંજ ખરૂં પુરૂષાર્થ સમાયલું છે. જરથોસ્તી મજહબનું આ વ્યહારૂ શિક્ષણ જે ખાસ ખુબી ધરાવે છે, તે ઉપર ખરા દીનદારે લાયક અમલ કરવાનો છે. તે જરથોસ્તી જીંદગીને તેની ખાસ ફરજ તરફ સુસ્તીનાં ખાબમાંથી બિદાર કરે છે અને ઉત્સાહી તથા ચપળ જીંદગી ગુજારવા આગ્રહ કરે છે. તે શિખવે છે કે આ નાપાયદાર ટુંકી જીંદગી કામો કરવા અને ફરજો બજાવવાને સરજાયલી છે, તેને માટે હેઠળ દર્શાવેલા અક્કલપસંદ વ્યવારૂ નિયમો મુકકર થયલા છે અને તે ચાર છે.

પેહેલો,– આ કામો અને ફરજો **હુવરશ્તે શ્યઓથ્ન** એટલે નેક અને ભલાંજ હોવાં જોઇએ. બીજો,– તેઓ **દાઇત્ય** એટલે લાયક અને ઘટારત હોવાં જોઇએ.

---

* આ બાબદ બઝમે અહુરમઝદ તરફથી જાહેર વાએજ આપી હતી.

ત્રીજે,– તેઓ **રથવ્ય** એટલે નિયમીત, વખતને અનુસરતાં તથા તેને બંધબેસતાં હોવાં જોઇએ. અને ચોથો,– ખાસ કરી તેઓ **ઉર્શા** એટલે ડાહાપણ અથવા અકકલના ઉપયોગ સાથે થવાં જોઇએ. આ ચાર નિયમ મુજબ આપણો મહજબ વીજગીવેગે આપણને આગળ વધવા કેહેતો નથી, પણ દરેક મલતી તકનો લાભ લઇ વખતને બંધબેસતા થવાનું અને ડાહાપણ સાથે લાયક કામો માટે આગળ વધવાનું લાયક શિક્ષણ આપે છે. આ ઉમદા શિક્ષણ ઉપર આપણા આગળા નામવર નેઆંગાંનોથી દરેક મળતી તકે વખતને બંધબેસતા થઇ આગળ વધવાનો લાયક અમલ થતો રહેવાના દાખલા તાવરીખ પુરા પાડે છે. અને તેનાજ પુન પ્રતાપે જરથોસ્તી મજહબ પાળનારી એક કોમ તરીકે આજે આપણ ટુંક સંખ્યામાં ટકી શકયા છીએ. માટે સજાવાર છે કે દીનનાં આ મઆકુલ ફર્માન ઉપર અમલ કરી અને વડીલોએ વાપરેલાં ડાહાપણ મુજબ, તેમને રૂડે પગલે ચાલી વખતને અનુસરવા અને તેને અનુમોદન આપવા, આપણે હરહમેશ તૈયાર રહેવામાં અને ડાહાપણ ભરેલી દુરઅંદેશીથી આગળ વધવામાંજ દીની બેહેતરી અને કોમી પાયદારી છે. આપણે આસપાસ નજર ફેંકીશું તો પારદર્શક જોઇ શકાશે કે આપણી ભાઇબંધ હિન્દુ તથા ઇસલામી કોમે આગળ વધવા અને પોતાની હાલત સુધારવા ધરખમ પાયા ઉપર જે લાયક ચલવલ ચલાવી રહી છે તે તેને ભવિષ્યમાં ઉંચ તબકકા ઉપર લઇ જવા વિના કદી રેહેનાર નથી. માટે આપણે પાછળ પડવાના સંજોગો ઉભા થાય તે પહેલાં સવેળા સચેત થવું જોઇએ. આપણે એક એવાં નિયાઇ રાજ્યની શિતળ છાયા હેઠળ છીએ કે તેનો લાયક લાભ લેવો જોઇએ. આપણી હાલની સંસારિક, આર્થિક, નૈતિક, ધાર્મિક વગેરે દરેક હાલતને હાલના કરતાં વધારે બેહેતર કરવાના ધરખમ ઉપાયો લેવા જોઇએ અને કોમી અગ્રેસરપણું અખંડ રાખવું જોઇએ.

**દીનદારી અને દુનિયાદારીનાં બે જોડયાં લક્ષણો.**

દીની શિક્ષણ મુજબ દીનદારી અને દુનિયાદારી બે એકેકથી જુદાં લક્ષણો નથી, પણ એકનાં એક છે. **વંદીદાદમાં** ખેતીના પેશાને બીજા ઉદ્યોગોમાં ખાસ અગત આપી છે અને તેને અશોઇનાં કામો કરવા માજદયસ્ની દીનનો વધારો કરવા, તેની પાસબાની કરવા તથા તેને આદરમાન આપવા સમાન ગણ્યું છે. એટલુંજ નહી પણ તેમાં જે બીના આપણું ખાસ ધ્યાંન ખેંચે છે, તે આ ઉત્તમ ઉદ્યોગને **દશહજાર ઇજશનેનાં** ક્રિયા ભણતરો કરવા બરાબર જાહેર કીધાં છે (૫૦૩). વળી જરથોસ્તી ધર્મે ફરમાવેલાં સુખશાંતિના સાર્વજનીક પરોપકારી કામોને મનશ્ની, ગવશ્ની, અને કુનશ્નીથી **પતેત પશેમાની** ભણવા સમાન ગણ્યાં છે (૫૦૩).

વળી ભુલથી થયલા ગુનાહોની તોબેશ માટે કોઇ ભણતરો ભણવા નહીં ફરમાવતાં, જીંદેહ (જીવતાંનાં) તથા અનઓશ (ગુજર પામેલાં) રવાનોની આબાદગી માટે કેટલાંક સાર્વજનીક કામો કરવાં ધર્મ ફરમાવે છે, અને દીની ફરજો સાથે દુન્યવી ફરજોની એક મોટી ટીપ તેમાં દર્શાવવામાં આવી છે (૫૦૪).

આ અને એવાંજ બીજાં દીની ફર્માનો ઘણી ઉમદા અને ઉદાર નેમ ધરાવે છે. તેઓ દીનદાર જરથોસ્તી જીંદગીને ભક્તિ માર્ગનાં એક નાનાં કુંડાળાની સાંકડી હદમાં સંકોચી રાખવા શિખવતાં નથી, પણ તેને બોહોળી અગત આપી દુનિયાઇ કારોબારમાં પરમાર્થ અર્થે આગળ પડતો આગેવાન ભાગ લેતી કરે છે, અને તેને ખરી પરહેજગારીના ઉંચ તબકકા ઉપર મુકે છે. એક હાથપર તેઓ બંદગી ની ફરજ ગુજારી અને અશોઇનો તરીકો પાળવાને ખાસ અગત આપે છે અને બીજા હાથપર દુન્યવી ફરજોને બંદગી કરવા અને અશોઇ પાળવા જેટલીજ કીમતી લેખે છે. બીજા બોલોમાં ભક્તિ માર્ગનો એક ભાવિક જરથોસ્તી પાંચ વખતની બંદગીની ફરજ ગુજારી અદા કરવા, ક્રિયા-ભણતરો કરવા-કરાવવા અને ચોખાઇ-પાખાઇ રાખવામાંજ ધાર્મિક ફરજો સંપુર્ણ બજા લાવતો પોતાને માને, એવો સાંકડો ખ્યાલ આ ઉદાર ધર્મ આપતો નથી. પણ બીજે વ્યહવારૂ જરથોસ્તી અગર ધર્મનાં ઉંચાં ધોરણ ઉપર રહીને દુનિયામાં ઉદ્યોગી અને ઉપયોગી જીંદગી ગુજારે અને કોમી તથા દીની બેહતરીનાં કામો કરે તો તે એક બંદગીખોર જરથોસ્તી જેટલોજ ધાર્મીક પસંદગી પામેલો અશો અને દીનદાર છે. જરથોસ્તી મજહબ ઉદાર શિક્ષણ આપે છે કે ખેતી જેવી દુન્યવી ફરજો એકલી બંદગીની પાક ફરજ જેટલીજ જરૂરી નથી, તેઓ અશોઇ પાળવા જેટલીજ અગત્યની નથી, પણ હમમજહબની વૃદ્ધિ કરવા, તેને સંરક્ષણ આપવા અને તે તરફ માનની નજરે જોવા જેટલી તેઓ અમુલ્ય છે.

જેઓ ભકિત તથા ક્રિયામાર્ગમાંજ દીનદારી તથા દીનચાશીદારીની સઘલી વ્યાખ્યા સમાઇ જતી સમજે છે, તેઓની હાલત દીનની રૂએ આંખે અંધારી બાંધેલા અને ઘાંણીમાં જોતરાયલા ઘાંચીના બલદ જેવી કંગાળ અને કમનસીબ લેખાય, જેને નાનાં કુંડાળાની સાંકડી હદમાં અને સંકોચાયલી એકસાંન હાલતમાં ગોળ ને ગોળ ફરવાની ફરજ પડેછે. એવી હાલત ભોગવવાની સર્જતને તાબે થવાનું શિક્ષણ જરથોસ્તી મજહબ આપતો નથી અને તેના પાલનારા દીનચાશીદારો (દીનના નિયમો શિખી બીજાને શિખવનારા) ને સાંકડું મન અને ટુંકી દ્રષ્ટીના હોવાનુ શિખવતો નથી, પણ પોતાને બિનતાસુબીએ, મોકલાં મને અને ઉદાર દ્રષ્ટીએ ખરી રોસ્નીમાં જોવા જાબજા

ફર્માવે છે. આ મજહબની મહાંન સચ્ચાઇઓને વિશાળ દ્રષ્ટીએ ખરી રોશ્નીમા જોવા શીખવનારો ગુરૂવર્ગ કોમના કમનસીબે હજુ ઉભો થયો નથી અને તે દાખલા તરીકે **ગૌમૂતનો** ચોકસ સંજોગો વેળા ઉપયોગ કરવા ધર્મ ફર્માવેછે એ જોકે ના પાડી શકાશે નહીં, તોપણ તેને કોઇ અભણ નહિ પણ શીખેલા–ભણેલા દસ્તુર દીનના પાયા સમાન ઓલખાવેછે ! મરણ–જીવણની ક્રિયાઓને સામાન્ય રીતે અચુક જાહેર કરેછે અને તેને અખંડ રાખવાના ખરા કે ખોટા ફટવાઓ આપેછે. ધર્મનાં મઆફુલ ફર્માનો ઉપર કોમ અને મજહબને હિણું લગાડનારા રેવાજોને સરસાઇ આપેછે અને એવા ન છાજતા રેવાજો નહીં પલાવામાં વડીલોને એવફા થતા કહેવામાં આવે છે. એનું ખુલ્લું સ્વભાવિક કારણ એ છે કે, ભણતર–ક્રિયા તેઓનાં ગુજરાંણનાં એકપુરાં સાધણો છે, માટે તે ઉપર અગર કુવખતે અઘટીત ત્રાપ મારવામાં આવે તો કુદરતી રીતેજ પેલાં સાધણો ખૂટી જાય અને તેની હાલત હાલના કરતા વધારે બદબખ્ત અને બદતર થાય. ગુરૂવર્ગને તેનાં ઉંચા પેશાને લાયક તાલીમ આપી અગર તૈયાર કરવામાં આવે અને તે આ આબરૂ પોતાનું ગુજરાણ કરવાને શકિતવાન થાય, તો કોમને ગુરૂવર્ગની સાચી રાહબરીનો મોટો લાભ હાંસલ થાય. ગુરૂવર્ગને અગર સ્વતંત્ર બનાવવામાં આવે, તો ભણતર ક્રિયાના તાસુબી ભરેલા ખર્ચાળ ફટવાઓ આપવાનો હાલનો બેતાલ મામલો વેહેલો દુર થાય અને કોમના નાહક બરબાદ જતા પૈસાનો બચાવ થઇ તેને બેશક રાહાત થાય. આપણે ઘણા અફસોસ સાથ જોતા રહ્યા છીએ કે, કોમનો એક સ્વાર્થી વર્ગ ગુરૂવર્ગની બેહેતરી જોવા નારાજ છે અને તેને હાલનીજ પરતંત્ર અને ઓશિયાળી, હિણાયલી અને હલકી પંકિતીની ભિક્ષુક અને હાથ ઓળતી હાલતમાં સબડતો પાડી રાખવા ચાહે છે. આ મુજબ હાલના વીસમી સદીના સાહાસિક અને સુશિ‍ક્ષિત પાર્સીઓ પોતાના ગુરૂવર્ગને વગર ભણેલો ચલાવી લે અને તેને હિણાતો જોયા કરે, એ બીના કેળવણીમાં અગ્રેસર ગણાવાની તથા બુદ્ધિ ચાતુર્ય અને કાર્ય કુશળતાની આપણી ગમે એટલી બડાઇ છતાં બેશક પારદર્શક દેખાતી **એક કોમી નામોશી છે.**

હાં આપણે દીનદારીના બેહોલા અર્થ માટે બોલ્યે છીએ, માટે દીનદારીનાં ખરાં સ્વરૂપને પામવા ધર્મનાં અસલ ઉંચાં ધોરણ ઉપર જવું

**હવે ખરૂં ધર્મી કોણ?**

જોઇએ; જેમાં જરથોસ્તી ધર્મનું રહસ્ય, જરથોસ્તી અશોઇ અને જરથોસ્તી એતેકાદ તેના નિયમોનાં ઉંડાં બંધારણ અને ઉચ્ચ ખ્યાલો સાથે જલવાવાં જોઇએ. આ સર્વમાન્ય છે કે ધર્મ તેનાં સાચાં સ્વરૂપમાં પળાવો જોઇએ, અને તે પાળવાને દીનનું વ્યહવારૂ જ્ઞાન અવશ્ય હોવું જોઇએ. વળી આ બીનાનો કોઇથી બી ઇનકાર થઇ શકવાનો નથી કે દીનનાં ઘટતાં જ્ઞાનની

ખેદકારક ગેરહાજરીને લીધે સૌસૌની લાગણી મુજબ ધર્મ પળાય છે, આ બિનવાકેફ લાગણી જ્યારે જોર પકડે છે ત્યારે ધર્માંધપણું બરપા થાય છે, ધર્માંધપણામાંથી નહી પુછવા જોગ વેહેમી રસમો જન્મ લેછે અને આ બિનજરૂરી રસમો બિનપાય પાળવામાં કોમનો પૈસો, વખત અને મેહેનત નાહક બરબાદ જાય છે. આજ તો દીનની દાનેશ વગર ધર્મીપણાંની બોહોળી સીમાને એક નાના કુંડાળામાં સંકોચાયલી સમજવામાં આવે છે અને તેની ચોકસ હદ દોરેલી જોવામાં આવે છે. આજનું ધર્મીપણું ભણવા —ગણવા અને ચોખાઇ—પાખાઇની જે તરીકતો પાળવામાં સમાયલું છે, તે તરીકતો જોકે ફેંકી દેવા જેવી તો નથીજ, બલકે તેઓ દીનદારી માટેનાં ચોકસ સાધનો છે, તોપણ તેઓ દીનની રૂએ એકલાંજ દીનદાર જીંદગી ગુજારવા માટે પુરતાં નથી. તેઓ ધર્મી જીંદગીની માત્ર એક શાખા છે અને જરથોસ્તી ધર્મીપણું અમુક શાખામાંજ સમાઇ જતું આ મજહબે શિખવ્યું નથી. આ સઘળું જોકે રવાનની બેહેતરી, સવાબકારી તથા બેહેસ્ત મેળવવાની ઉમેદ માટે કરવામાં આવે છે અને ન બરહક છે, પણ જરથોસ્તી મજહબ એકલો મિનોઇ આલમ માટે બરપા થયલો નથી કે એકલું મિનોઇ શિક્ષણ આપતો નથી, પણ તેની સાથે આ ગેતી આલમનો નહીં દુર થઇ શકે એવો નિકટ સંબંધ જોડાયલો છે. આ સઘળા કારણને લઇને આપણી રોજીંદી વ્યહવારૂ જીંદગીને કદમ બ કદમ ઉંચ તબકકા ઉપર મુકવા અને જરથોસ્તી ઉંચ ચારિત્ર ઘડવામાં આ ધર્મ અગત્યનો આગેવાન ભાગ ભજવે છે. જરથોસ્તી શિક્ષણ મુજબ ભવિષ્યની સુખી જીંદગીના ઉમેદવારે પ્રથમ આ ફાંણી જીંદગીની લડતમાં ફતેહમંદ ઉતરવું જોઇએ, કારણકે ચાલુ હયાત જીંદગીજ આવતી મીનો જીંદગી માટે લાયક થવાની કસોટી છે. અગર એક ઉમેદવાર ચાલુ જીંદગીની લડતમાં નિષ્ફળ નિવડે છે, તો તેને માટે ભવિષ્યની જીંદગીનાં અમર સુખનાં ઇનામની આશા રહેતી નથી. જરથોસ્તી શિક્ષણનો ભિત્તરનો ભાવાર્થ જોતાં એક દીનદારની રગેરગમાં ધર્મ વ્યાપી રહેલો હોવો જોઇએ અને વ્યહવારીક જીંદગીની દરેક શાખામાં તે પરોવાઇ રહેવો જોઇએ. તેની રહેણી કરણી નિષ્કલંક હોવી જોઇએ, તેના આચાર વિચારો નિરમળ રહેવા જોઇએ, હલકા હવસો-ઉપર તેનો કાબુ હોવો જોઇએ, દરેક દુર્ગુણોને નેણે દાબી દેવા જોઇએ, અને એક બસ્તેકુસ્તીઆંન સિપાહ મિસાલ દરેક જાતની બદી સામે તેણે બળવારીથી લડત ચલાવવી જોઇએ. ખરૂં દીનદારપણું પાક ખસલત, ઉંચ સદગુણો, નીતિમાન વિચારો, પરોપકાર બુધ્ધિ, કોમી હમદર્દીપણું, દેશ સેવા અને રાજ્ય ભક્તિ વગેરે ઉંચ લક્ષણોની દરેક શાખામાં સમાયલું છે, અને એ સઘળાંને સાથે લઇને પોતપોતાની કાબેલાત મુજબ જેઓ પોતાનું જીવન ગાળે છે તેજ ખરી દીનદાર જરથોસ્તી જીંદગી છે.

ખુદા સાથ એકકે સપાટે મેળાપ કરવાના વાહીઆત ખ્યાલમાં સંસાર તજી કે દુનિયાથી દુર રહી માત્ર ભક્તિમાં ભવ ગાળવાની જરથોસ્તી મજહબ મના કરે છે. ને શિખવેછે કે એક જરથોસ્તી ગૃહસ્થ યાને સંસારી રહેવો જોઇએ અને તેણે ઘટતી હદમાં રહીને સંસારી ફરજો અદા કરવી જોઇએ. તેણે દુનિયાદારિમાં પડવું જોઇએ અને પ્રમાણીક તથા પરોપકારી જીંદગી ગુજારી દુનિયાને ઉપયોગી થઇ પડવું જોઇએ. વળી આ મહાન મજહબ ભક્તિમાર્ગના ભવિકોને એક ખુણે દબાઇ રહેવા કે એકાંતવાસ ભોગવવા, સમાધી ચઢાવવા કે વૈરાગ્ય લેવા, દેહેકસ્ત કરવા કે ઉપવાસ પાળવાબી શિખવતો નથી. પણ તનની તાકાત અને મનની મજબુતી સાથે ખાનગીમાં તેમજ જાહેરમાં ચાલાક અને ચપળ જીંદગી ગુજારવાનો ઉમદા પાઠ શિખવે છે અને એક સારા શેહેરી તરીકે દુનિયામાં આગળ પડતો આગેવાન ભાગ લેવાને આગ્રહ કરે છે. તે જાહેર જીંદગીના દરેક દાખલામાં આગળ ને આગળ વધવા અને હરોલમાં રહેવાને જાબ્જા ફર્માનો આપે છે.

અવસ્તામાં ફ્રશોકેરેતિ અને ફ્રવરેધિ જેવા ખાસ શબ્દો મળે છે, જેનો ભાવાર્થ આગળ વધવાનું કામ, આગળ વૃદ્ધિ—આબાદી કરવી થાય છે, અને તે જીંદેહ તથા અનઓશ રવાનનાં સેવટ સારાં પરિણામ માટે આગળ વધવાનું છે. જીવતાં કે ગુજર પામેલાંઓના ફ્રેરોહર અથવા ફ્રવશી, ફ્રવરેધિ અથવા ફ્રવરેતિનુંજ બીજું રૂપ છે, કે જે રવાનની રાહબર આત્મિક શક્તિ છે. દીની શિક્ષણ મુજબ એજ બળવાંન શકિત હેયાત જીંદગીને અને જીંદગીના મુળને આકાર આપે છે અને પોષણ આપે છે, ઉધરભાવ આપે છે અને ટકાવે છે તથા જીવતાં અને ગુજર પામેલાં રવાંનોને અશોઇ તથા રોશનીના માર્ગ તરફ આગળ વધવામાં મદદ આપે છે. વળી તમામ વિશ્વમંડળ આ મહાન શકિતના પ્રતાપેજ નીયમીત ગર્દેશ કરતું અને ગતિ લેતું, આગળ વધતું અને નીભી શકતું ધર્મે જાહેર કીધું છે. ત્યારે આગળ વધવાની જે શક્તિ કુદરતમાં મહાન કાર્ય અચુક કરતી રહી છે, તેજ વર્ગની આ બળવંત શકિત ફ્રવશીની ઇનસાન જાત ઉપર નવાજેશ થયલી છે અને તેને લઇને કુદરત ઉપરથી માણુસે કદમ બ કદમ આગળ વધવાનું શિક્ષણ આપણો મજહબ આપે છે. અવસ્તાનો ફ્રવરેધિ અથવા ફ્રવરેતિ શબ્દ સંસ્કૃત પ્રવૃત્તીને મલતો આવે છે અને હિન્દુશાસ્ત્રમાં આગળ વધવાનું શિક્ષણ જોકે મળે છે, તોપણ તેમાં નિવૃત્તિનુંબી શિક્ષણ મળે છે. તેની મતલબ જો કે જીંદગીના પાછલા ભવમાં ભગવાનની ભકિતમાં એકાંતવાસ ભોગવવાની છે પણ તે જરથોસ્તી મત મુજબ બરખેલાફ છે, કારણ કે તેમાં એક જરથોસ્તીએ જીંદગીની છેલ્લી ઘડી સુધી આગલ વધવા અને દુનિયાને ઉપયોગી થઈ પડવામાંજ જીંદગીનું ખરૂં સાર્થક સમાયલું જાહેર કીધું છે. આ ફાંણી જીંદગીમાં જે જે જીવો રાસ્ત રાહ

ઃસેલાં હોય, દુઃખમાં ડુબેલાં હોય, સંકટમાં સપડાયલાં હોય અને લાચારી કે ગરી-
ીની મમખારીમાં ગીરફતાર હોય તેઓને જગતમાં જન્મ લેઇ નિવૃતિમાં જનાર ભગત
ર ઉભો ઉભો જોયા કરે, અને જાણે એકલો બેઠો બેઠો હસે, તો તે જરથોસ્તી મત
જબ ખુદાનો સાચો ભક્ત નથી.

આ મહાન મજહબનીજ બરકતથી જાહેર જીંદગીની લડતમાં આગળ પડતો અગ્રેસર
ાગ લેવાની અને સાર્વજનીક બાદશાહી સખાવતો મારફતે દુખીઓનાં દુઃખો ટાળવાની
ેક જરથોસ્તીની ખાસ ખાસીહત થઇ પડેલી જગ જાહેર છે. હિન્દની કરોડોની
સ્તીમાં સૌથી કમતર પાર્સી કોમ, તિક્ષણ હરીફાઇની હરોલમાં રહીને, જે માનભરી
ીર્તિ સાથે આપ બળે પ્રકાશી રહી છે, તે આવાં ઉદાર તથા ઉમદા ફર્માનોની અને
પીકી મજહબની મહાન સચ્ચાઇઓની અંદીઠ અસરોનેજ ઇંચે ઇંચ આભારી છે.

વળી ધર્મી જે પગે માછલાં મારે અને મોઢે રામ પુકારે તે તો હોયજ નહી.
ર્મી જેણે દયાદાનનાં પંદર પચીસ કામો કીધાં હોય તેને પણ સમજવાનાં નથી. ધર્મી
રેખરાં તે કે જે સંસારનો ભાર વહી ધર્મકર્મની ફરજો સાથે, તેટલાંજ ઉંડા ભાવથી
ધારોજગારમાં કે લેવડ દેવડમાં, હકુમત કે તાબેદારીમાં, તવંગરી કે ગરીબીમાં, ફરાગત
મુશ્કેલીમાં વગેરે સંસાર વ્યહવારની દરેક હાલત અને જીંદગીનાં એકેએક દેહીક
ર્યમાં ધર્મના મુળ નયમો સમજીને, એક સરખી રીતે ધર્મને પોતાની સાથે રાખી જાણે.
થી પણ વધારે, કશા પણ બદલાની ઉમેદ વગર ફકત પાક યજદાનાં નામને ખાતરજ જેઓ
ર્મને પોતમાં અને પોતાને ધર્મમાં વસલ કરી દે છે, જેઓ ધર્મ વગર જીવેલી એક
ા પણ હરામ ગણે છે તેઓજ મોટાં દીનદાર છે.

આ સઘળાંનો સામટો ટુંક સાર એજ નીકળે છે કે, એક સાચા જરથોસ્તીએ
ર્મીક અને વ્યહવારીક ફરજોને જોડેજોડ રહી દીનની દાનેશ સાથે તબક્કે તબક્કે
ાગળ વધવું જોઇએ અને જીંદેહ તથા અનઓશ રવાનની બેહેતરીનો માર્ગ મોકળો
વો જોઇએ. સાચી દીનદારીની રાહે સવાબકાર થવા, બેહેસ્તને લાયક થવા, ખુદાની
વામાં કે તેની પનાહમાં પોંહોંચવાની સેવટની સર્જત માટે તૈયાર રહેવાનો આજ
શોધનો સાચો જરથોસ્તી તરીકો છે. એવી બાતેનની સાચી દીનદારીની હમકોમમાં
આદલી થવા આપણે સેવટે તે પાકપરવર પાસે પ્રાર્થના કરીશું કે,

"દાદે દીને બેહે માજદયસ્ની આગાહી રવાઇ ગોઆફરગાંની બાદ હફત કેશ્વર
મીન. અએદુન બાદ."

ભલી માજદયસ્ની દીનનું રાસ્તપણું, તેની વાકેફગારી અને તેનો ફેલાવો
નેયામાં આશકારા થાઓ! આ ચાહેલી દોઆ આમીન થાઓ!

ખુરશેદજી એ. પાવરી.

# દીનદાર પારસીઓ અને ડોસલાં*

"અશઓનાંમ વંગુહીશ સુરાઓ સ્પેંતાઓ ફ્રવશયો યજમઇદે."

અશોનાં ભલાં, શુરાં અને વૃદ્ધિવાંન ફ્રોહરોને હમો યાદ કર્યે છીએ.

હું પોતે—હું ઘણા આગળ વધેલા હદ બાહાર વિચારો ધરાવનારાઓમાંનો એક નથી, તેમજ કોમી પછાત વર્ગમાં પ્રવેશ થયલી નાપસંદ રસમોનો વખાણનારબી નથી, પણ ટોળાની સાચી દીનદારી, બેહેતરી તથા આબાદીનો મધ્યમ માર્ગ પસંદ કરનારો છું. હું નવા વિચારવાળા કે જુના વિચારવાળા કોઇબી પક્ષનો નથી અને કોઇબી પક્ષને પંપાળવા ચાહતો નથી. મારા વિચારો મારાં સાચાં અંતઃકરણનો નમ્ર અવાજ છે. આ મારા પ્રમાણિક એકરારમાં કેટલે દરજ્જે સચ્ચાઇ છે તે જોવાને વાંચક વર્ગ પુરતો શકિતવાંન છે. ચંચલ વાંચક વર્ગ મિનતાસુબીએ જોઇ શકશે કે, હાથ ધરેલા વિષયમાં ધાર્મીક અસલિયાત જાલવવા, તેને અખંડ રાખવા અને તે ઉપર અમલ કરવા હું ઘણા ભાર સાથે બોલ્યો છું અને "મુકતાદની ક્રિયા શું અચુક અને અંખડ છે?" એવાં મથાલાંથી શરૂ થતા અને આગલ આવતા બીજા લેખમાં વધારે વજનદાર દલીલોથી હું ઘણો જોશ સાથે બોલીશ.

વીસમી સદીના પારસીઓનો એક વર્ગ બાપીકા ધર્મ તરફ ભકિતભાવ ધરાવે છે, માટે તેઓની ધાર્મીક લાગણીને આપણે બેશક માન ભરેલી તથા આવકારદાયક લેખીશું. તેઓની આ લાગણી દીનના હુકમ અનુસાર ઘટતી હદમાં રેહેવી ઘટે છે, પણ કેટલાક દાખલામાં તે હદ ઓળંગી તેઓને ધર્માંધપણા તરફ ઘસડી લઇ જતી જોવામાં આવે છે, અને આ ડોસલાં (ફ્રવરદેગાંન)ના બાબમાં કમનસીબે એવીજ કાંઇક ગંભિર ગફલતી તથા ગેરસમજુતી થોડા દાહેકાઓથી ચાલુ રહેલી જણાય છે. દીનાઇન બાબદમાં સૌથી વધારે જરૂરની અને પહેલી અગતની જો કોઇ ચીજ હોય તો તે આસ્થા અથવા દીનદારી છે, અને આ દીનદારી સાથ જ્યારે સમજદારીનું તત્વ ભેળાયલું હોય છે ત્યારે તેની દ્રઢતામાં વિશેષ વધારો થાય છે. પણ આ બીના થોડી ખેદકારક નથી કે દીનાઇનના બાબમાં કોમની સાચી રાહબરીની ગેરહાજરીને લઇને, મહજબની ખાસ

* આ લેખ સને ૧૯૨૬ ઈસ્વીના પ્રજામિત્ર અને પારસીમાં આહના ના તખલ્લુસથી પ્રથમ પ્રગટ થયો હતો. આ લેખ પ્રગટ થવા પેહેલાં બઝમે અહુરમજદ તરફથી જુદીજુદી બાબદો ઉપર જાહેર ભાષણો આપ્યાં હતાં.

તાલીમ વગર હાલની દીનદારીનું ખરૂ સ્વરૂપ બદલાઇ ગયું છે અને તેણે વેહેમી રસમોનું નાલાયક રૂપ લીધું છે. માટે ફરવરદેગાંનના તેહેવારો પાળવામાં દીની તરીકા મુજબ આપણને માટે ઘટતું ખુબીવલું શું શું છે? અને આપણી ખામીઓ કયાં કયાં છે? તે દેખાડવાની આ તકે હું જરૂર જોઉ છું. કોમનો દીનદાર વર્ગ એવું માનતો જણાય છે, કે આપણી ધાર્મીક, નૈતીક, યા સંસારીક રાહરીતીઓ વાંધા ભરેલી, વેહેમી કે નુકશાનકારક હોય, તોપણ તે બાબદ જાહેર જુસ્તેજુ કરવાથી પરહેજ રેહવું. હવે કોમનો બીજો અમુક વર્ગ એવું મત ધરાવે છે કે, મજકુર વર્ગની આ માન્યતા કોમની ધાર્મીક, નૈતીક અને આર્થીક આબાદીને આડે જનારી અને ડહાપણથી વેગળી છે અને તેમાં દુરનાં ભવિષનાં વિચારોનું સંગીનપણું સમાયલું નથી. કોમની બેહેતરી ખાતર સલાહકારક એ છે કે, આપણી ખાંમીઓ શોધવી જોઇએ અને તે સમય, સ્થળ અને સ્થીતિ મુજબ વેળાસર સુધારવી જોઇએ. આ મુજબ કોમી મત બે બાજુ વેહેંચાઇ ગયું છે અને આ બેમાં કયું મત વધારે વજનદાર ગણાવું જોઇએ, તે કોમના સમજુ વર્ગની સારી સમજ ઉપરજ હું છોડું છું.

**ડોસલાં.**

ડોસલાં આપણી માદર જબાનથી બેગાંનું નામ છે, તેની ઉત્પત્તિ પાછલા વખતમાં ગુજરાત પ્રાંતમાં અને ગુજરાતી ભાષામાં થયલી છે. તે **ડોસાં** અને **વહાલાં** એ બે શબ્દોનું બગડેલું રૂપ છે અને તેનો અર્થ **વહાલાં ડોસાં** થાય છે. ગુજરાતી ભાષામાં ડોસલાંનું ઉપનાંમ મળવાનું કારણ એ છે કે, અશો લોકોનાં ફરોહરોને ધર્મ પુસ્તકમાં અતિ પુરાતન તથા નારી જાતી વર્ણવેલાં હોવાથી તેઓને પાછલા વખતમાં વહાલાં ઘરડાં ડોસાંઓની ઉપમાથી ઓળખાવ્યાં છે. ફરવરદેગાંનનાં અવસરને ડોસલાંનું બેગાનું નામ મળવાનું આ કારણ પાર્સીઓનું હીંદમાં હીંદુઓના સમાગમમાં આવવાનું છે, કારણ કે હીંદુઓમાં તેઓના પુજ્ય દેવ-દેવીઓને બાપા-માયનાં સગાઇ સુચક નામો અપાયલાં છે. ડોસલાં પ્રથમ દહાડાને અપાયલું ખાસ નામ છે, તેથી તેઓને આપણે દોસલાંનાં દહાડા કહીએ છીએ અને તેનો અર્થ વહાલાં ઘરડાંઓની યાદના દહાડા થાય છે.

**ડાસલાં એઠાં.**

ઇરાની ભાષામાં એ દિવસો **ફરવરદેગાનને** નામે મશહુર થયલા છે, માટે તેઓને પરભાષામાં ડોસલાં યા મુકતાદને નામે ઓળખવા કરતાં, માદર જબાંનમાં ફરવરદેગાંનના નામથીજ ઓળખવા વધારે લાયક છે. એનું વજનદાર કારણ એ છેકે પાછલા વખતમાં એ બેઉ નામોના સંબંધમાં ભારે ગુચવાડો થયો છે અને આ બંનેના બાબમાં એક સરખો અનર્થ થયો છે. એઓ ફરવરદેગાંનના દહાડાઓને મોતાં અસલ નામો છે. તેઓ પાછળથી

ગુજરપામેલાંઓ માટે બેઠક બનાવવાનાં ભુલભરેલા અર્થમાં ઉલટાઇ ગયાં છે. આ એક ગંભિર ભુલ ચાલતી આવી છે અને તેનાં પરીણામ તરીકે તેઓને ડોસલાં બેસાડવાં તથા મુકતાદ માંડવાના નછાજતાં નામોથી ઓળખાવામાં આવે છે. કારણ કે ડોસલાં બેસાડવાનો ભાવાર્થ વહાલાં ઘરડાંઓને બેસાડવાનો નીકળે છે. હવે સ્વભાવિક સવાલ ઉભો થયો કે આ ડોસાંઓને ક્યાં બેસાડવાં? અને કેમ બેસાડવાં? તેને માટે કોઈ બેઠક હોવી જોઇએ. જેથી પાછલા બેખબરીના જમાનામાં તેઓને માટે ચોતરો, ટાક, બેહેડાં, માંચી વગેરે તરેહ કીસમની બેઠકો પસંદ કીધેલી જોવામાં આવે છે. આ માંચી અને બીજી બેઠકો માત્ર ફરોહરોને ભેટ ધરાતી ફળફળાદીની વસ્તુઓ મુકવાના એકલા ઉપયોગ માટે હોવી જોઇએ, તે પાછળથી મરણ પાંમેલાંઓની બેઠક તરીકેબી ગણુવા લાગી. મરનારોને માટે બેઠક ઉભી કરવાનો આ દીન અને અકકલથી ઉલટો રવૈયો કયા જમાનાને આભારી હોવો જોઇએ તે આગળ આપણે જોઇશું. આ જાણવું જરૂરનું છે કે, ડોસલાંને બેઠક બનાવવાના અર્થમાં લેવાનાં નથી, પણ કંઇજ નહીં તો દહાડા સાથે જોડી તેઓને ડોસલાં યા મુકતાદના દહાડાના નામોથી ઓળખવાં ઘટે છે.

**બેહડાં એજ ડોસલાં— ડોસલાં તેજ મુકતાદ.**

ડોસલાં સંબંધી આપણી નાવાકેફી વિશેષ જોવામાં આવે છે. પાણીથી ભરેલાં પુલોથી શણગારેલાં અને હારેદોર ગોઠવેલાં ધાતુ યા કાદવનાં બેહેડાંઓને આપણે ડોસલાં યા મુકતાદને નામે ઓળખીએ છીએ. આ મુજબ પુલ, પાણી અને કળશીઆની ચોરની બનાવેલી એક જાતની હસ્તકૃત રચનાને આપણે ડોસલાં યાને વહાલાં ડોસાં કહે છીએ, એ થોડું નામુનાસેબ નથી. વળી ભોળાં જરથોસ્તીઓ તેને ઉકમાઇથી **ડોસાં-બાપાબી** કહે છે, અને ગોઠવેલાં બેહેડાંને ડોસા બાપાનું રહેઠાંણુ માની તેમાં તેઓનો વાસો થયલો સમજે છે. પણ ડોસલાં એ બેહેડાંનું અસલ નામ નથી અને પાણીથી ભરેલાં બેહેડાંઓને ડોસલાં યા મુકતાદને નામે ઓળખવાં સજાવાર નથી.

**ડોસલાંના શારીરીક અવયવો**

પાણીનાં બેહેડાંઓને ડોસલાંનું નામ મળવાની એક ભુલે બીજી અનેક ગંભિર ભુલોને કારણ આપ્યું છે. આ વહાલાં ડોસાંઓ હાથ-પગ અને મોઢાં-માથાં વગરનાં નહીં હોવાં જોઇએ એવો સ્વભાવિક ખ્યાલ પ્રથમ આપણી ભોળી ઓરતોમાં ઉત્પંન થયો હતો, તેથી તેઓએ **નાળિયેર, શેરડીનાં સાંઠા, શેરડીનાં પેર્યાં, કેળાંના કાત્રા, સોપારી** અને એવીજ બીજી જાત જાતની અને ભાત ભાતની ફરોહરોને ભેટ ધરાતી ફળફળાદીની વસ્તુઓને ભોળાપણામાં, ડોસલાંઓનાં **હાથ, પગ, આંખું,**

આંગળાં, આંખ વગેરે અવયવોનું રૂપ આપ્યું હતું અને પેલાં વહાલાં ડોસાંઓનું કલ્પિત શરીર ઉભું કીધું હતું! એ મુજબ ફ્રવરદેગાંનના આ ગંભિર અવસરોમાં ભોળી ઓરતોએ વેહેમોનું નાપસંદ તત્વ દાખલ કરી આપ્યું હતું અને આ મોતેબર અવસરને હલકી પંક્તિ ઉપર લાવી મુકયો હતો. પણ આપણે સંતોષ સાથ જોઇએ છીએ કે, આ ભુલ ભરેલો અને નામોશી લગાડનારો ખ્યાલ આપણી ભણેલી સમજદાર બાનુઓમાંથી રફતે રફતે ગુમ થતો જાય છે, અને તે તદનજ નાબુદ થવો ઘટે છે.

**ડોસલાંને પગે પડવું.**

આપણે વારંવાર જોઇએ છીએ કે કેળવણી પામેલાં પારસી બાનુંઓજ નહી, પણ સમજુ મર્દોમી ડોસલાંને પગે લાગવાનું પુન સમજે છે, બલકે કોઇ નજદીકનું ખેશી ચાલું વર્ષમાં મરણ પામેલું હોય છે, તો મરનારને ઘેર અથવા દરેમેહેરોમાં મરનારને માટે ખાસ નવાં બનાવેલાં ડોસલાંને પગે પડવા જવાનું તેઓ ફરજીયાત સમજે છે. બાપીકા મજહબની ખાસ તાલીમ વગર રવા અને નારવા વચેનો ફરક નહી સમજી શકાવાનાં આ સઘળાં પરિણામો આપણે જોઇ શકયે છીએ. ડોસલાંને પાય પડવા કે તેની આગળ સર ઝુકાવવાથી મરનારને માન મળતું નથી, કે મરનાર તરફની આપણી ધાર્મીક ફરજ અદા થતી નથી. પણ મરણ પામેલાં નજદીકનાં ખેશાવંદો કે પુરાતન નીયાગાંનો તરફની આપણી ઐન ફરજ આપણા દાનેશમંદ વડીલોએ ઠરાવેલા ભણતર–કીયા કરવા યા કરાવવાની છે.

**ડોસલાંને નમાજ.**

ડોસલાં સંબંધી આપણી નાવાકેફી એટલીજ હદમાં અટકતી નથી, પણ ભોળાં જરથોસ્તી મર્દો અને ઓરતો માટી યા ધાતુનાં બેહેડાં સન્મુખ ખડે પગે ઉભાં રહી મુકતાદનો નમસ્કાર કરેછે, અને આ હસ્તકૃત ખાકી પદાર્થને પાક કીબ્લાનું રૂપ આપેછે! પારસીઓમાં જાયજ રહેલી આ નાપસંદ રસમ તદનજ નાબુદ થવી ઘટેછે. આ ગંભીર ભુલ તરફ ભણેલા રાહબરોએ હમદીનોનું વારંવાર ધ્યાન ખેચ્યું છે, અને તેની રૂડી અસર જોકે ઘટતે ઠેકાણે થતી રહી છે, તોપણ કોમનો એક વર્ગ આ દેખીતી ભુલ તરફ બેદરકાર રહ્યો છે, અને તેને સુધારવાની અગત પિછાણી શકતો નથી. કોમના અભણ વર્ગમાંજ આ અને આવીજ બીજી ગફલતીઓ જોવામાં આવતી નથી, પણ કેળવાયલા અને સમજદાર વર્ગમાં આવી ભુલ ભરેલી સમજ હજી સુધી હસતી ધરાવે, અને તેને સુધારવાની સાદી સમજનો બી ઉપયોગ નહી થાય, એ થોડું તાજુબી ભરેલું ગણાવું જોઇએ નહીં. આપણા દીનઆઘાહ દાનેશ્મંદ વડીલોએ મજહબને

ફીણું લગાડનારા અને તેના પાયાને એલજાંમ પહોંચાડનારા આવા રેવાજો જાણી બુજીને આમેજ કીધા હોય, એમ માનવું સર્દ્દ હેમકાઇ છે. **ઇરાન વતન** તજી આવેલા અને **કાઠીઆવાડ** તથા **ગુજરાતમાં** ઠરીઠામ થયલા આપણા વડીલોની હાલત એક વાર ઘણી બતંગ થઇ પડી હતી, તેઓ હાદેસામાં એટલા બધા ગીરફતાર થયા હતા કે, તેઓનાં બાજુબળ અને બુદ્ધિબળ ગુમ થતાં ગયાં હતાં, તેઓનું મજહબી જ્ઞાન કુતાહ થયું હતું, તેઓનાં ગુજરાંનનાં સાધનો ખુટી ગયાં હતાં, અને એવા કમનસીબ બેખબરીના જમાનામાં કેટલાક નાપસંદ વેહેમો અને રેવાજોએ જન્મ લીધો હતો. એમાં આપણા દેશવટો ભોગવેલા અને ગમખારીમાં ગીરફતાર થયલા પુર્વજોને જરાએ દોષ દેવાનો નથી. પાછળથી ટોળામાં પ્રવેશ થયલા આ અને બીજા નાપસંદ રેવાજો અને વેહેમોએ ખરાબી બેશક પાથરી છે, માટે કોમના વીચારવંત અગ્રેસરોએ હમકોમની હાલત તરફ નેગાહ રાખી તેની બેહેતરીના ઇલાજો કામે લગાડવા ઘટે છે.

**રેવાનનું ભાત્યું અને રસ્તા ખર્ચ.**

આપણે ઘરે બાહરગામથી કોઇ પરોણા આવેછે, અને તેઓ જ્યારે પાછા પોતાને ગામ જાયછે, ત્યારે તેઓ પોતાની સાથે ખોરાકનું ભાત્યું બાંધી લઇ જાયછે. એજ મુજબ ફરવરદેગાંનનાં દિવસોમાં ફરોહરો આપણાં ઘરોમાં ગેયા મહેમાન તરીકે આવેછે, અને ફરવરદેગાંનનાં ભુલભરેલા અઢાર દિવસ ઘરમાં રહીને જ્યારે તેઓ પાછાં જાયછે, ત્યારે ભાત્યાં લાયક ખોરાક તૈયાર કરી તે ઉપર **સતુમ** ભણવામાં આવેછે. ત્યારપછી તેઓ માટે પેલા ખોરાકનું ભાત્યું બાંધી આપવામાં આવેછે, અને તેને બાંધણને છેડે પૈસા—રૂપીઆ તથા ચવલીપાવલીનું પરચુરણ રૂપાનાણું બાંધવામાં આવે છે. રવાનો યા ફરોહરો ગેયા આ ખાકી જહાનથી મીનો દુન્યામાં જતાં રસ્તામા ભુખ્યાં થતાં હોય, અને તેઓને રસ્તે ખરચ કરવો પડતો હોય, એવા ભુલભરેલા વેહેમી ખ્યાલથી ભાત્યું અને રસ્તા ખર્ચ બાંધી આપવામાં આવેછે. આ પાક અવસરો સાથ જોડાયલા આવા કલ્પિત ખ્યાલોને આપણે શું નામ આપીએ? તેને ભોળાં દીનદારો ઉકબાઇથી વડીલોથી ઉતરી આવેલા ધાર્મિક રેવાજની ઉપમાં આપેછે? આવા કૌતકોને રેવાજ કહેવો એ તેનાં સારાં નામને અપમાન કરવા બરાબર છે. આવા રીત રીવાજો ઉપર અમલ કરવામાં મરદો કરતાં ઓરતોનું ચલણ વધારે હોયછે. તેઓને આ અને એવીજ બીજી નછાજતી ક્રીયાઓ માટે જ્યારે મના કરવામાં આવેછે, ત્યારે તેઓ વડાં વડેરાં ચાલતાં આવ્યાં તેમ ચાલવાની હઠીલાઈ પકડે છે. જ્યાં આપણી ઉધરતી બાળાઓને બ્યહવારૂ કેળવણી આપવાની અગત જણાઈ આવે છે, જેથી તેઓ કેળવણીના બળે રવા અને નારવા વચ્ચેનો ફરક સમજવાને શક્તિવાન થશે, અને જ્યારે તેઓને કારણો દર્શાવવામાં

આવશે, કે જીવતાંઓનેજ ખોરાક અને ખર્ચની હાજત હોયછે, પણ ગુજર પામેલાંનાં રવાનો અને ફ્રેરોહરો, રૂહાંની અને આત્મક શકિતઓ છે, તેથી તેઓને ખોરાક કે ખર્ચની જરૂર હોતી નથી, ત્યારે તેઓ આવા વહેમોને વધુ વાર વળગી રહેવાનું કદીબી પસંદ કરશે નહીં. આપણી ગુમરાહીની બી હદ હોવી જોઇએ. પાર્સી ઘરોમાં મરનારને નામે થતી ક્રીયાઓ સાથ જોડાયલી હદ બાહાર ગુમરાહીનો આ દાખલો આપણી સાદી સમજ અને આપણા પાક મજહબને ઘણો નામોશી લગાડનારો છે. રેવાજને નામે જાયજ રહેલા આ અને એવાજ બીજા પ્રત્યક્ષ દાખલા પછી કોમી મત કેળવવાની અગત કોઇથી ના પાડી શકાવાની નથી.

દીનની રૂએ ભલાં ગુજર પામેલાંઓની માત્ર ગંભિર યાદ કરવી જોઇએ અને તેઓનો રૂડો દાખલો લઇ આપણી વર્તણુક સુધારવી જોઇએ. યાદ રાખવું કે કરજ કરી મરનાર તરફ ફરજ અદા કરવા તમારો ધર્મ કદી ફરમાવ્યું નથી. માટે મરનારની નયતે થતી યાદમાં યકીનદારીથી **એ યથા–અષેમ** ભણી આપણે જાતે ભાગ લેવો જોઇએ અને આપણે ભલાં, ધર્મી અને આસ્થાવાળાં થવું જોઇએ. આ માત્ર સાદી પણ ગંભિર યાદ અને તે યાદ સાથ જોડાયલી ઉમદા મતલબ બર લાવવાથીજ ફ્રેરોહરો અને રવાનો ખુશહાલ રહેછે અને તેમાંજ તેઓની શાંન્ત છે. ત્યારે અને ત્યારેજ આપણા ઉપર અશોનાં ફ્રેરોહરોના આશિર્વાદો ઉતરે છે. એમાંજ તેઓ તરફની આપણી એહેશાંનમંદી અને વફાદારી છે અને તેમાંજ ખરી સવાબકારી સમાયલી છે. આ સિવાય મરનારના નામ સાથ જોડાયલી સઘળી વેહેમી ક્રીયાઓ નિરર્થક અને નકામી છે.

**ડોસલાંની ઉત્પત્તિ કેમ અને કયારે થઇ?**

આજના દીનદાર પાર્સીઓ ડોસલાં માંડવાને આપણો કદીમ રેવાજ સમજે છે, તેને ગુજર પામેલાંઓની ધાર્મિક ક્રીયાઓનો એક જરૂરી ભાગ લેખેછે, બલકે ધર્મના ખાસ ફરમાનો જેટલી તેને અગત આપેછે. આ મુજબ ડોસલાં બેસાડવાની હાલની રૂઢીને ધાર્મિક રૂપ મળવાથી તે ઘણો અગત્યનો વિષય થઈ પડે છે. માટે ડોસલાં બેસાડવાની શરૂઆત કેમ અને ક્યારે થઈ? તેનો પ્રથમ ટુંક એહેવાલ આં હું રજુ કરીશ. આ ઉપરથી ડોસલાંની તર્તીબનો પાયો ધર્મનાં અસલ ઉંચાં ધોરણ ઉપર રચાયો છે, કે તકલીદી પાયા ઉપર તેની ઇમારત ઉભી થઇછે તે દીનદાર વર્ગને સહજ જણાયા વિના રહેશે નહી.

શુમારે પોણી સદી પહેલાં આપણાં દીનચુસ્ત વડીલો મુકતાદનો હિંગામ જ્યારે નજદીક આવતો, ત્યારે તેઓ ધાર્મિક ઉંડી લાગણીથી પોતાનાં ગુજર પામેલાં ખેશીઓની

યાદ માટે સઘળી ઘટતી સામગ્રી તૈયાર કરવા મશગુલ થતાં હતાં. તેઓ ઘરોને ઝાડીઝુડી ચુનો ઢોળાવતાં અને એક ખાસ ઓરડો ધોઈધાઈ ચોખ્ખો કરતાં હતાં. તેઓ મુક્તાદને પેહેલે દીવસે ગુંજાસ મુજબ **લીલો મેવો, ફુલ** વગેરે ખરીદ કરતાં અને તે પેલા એહેલાયદા ઓરડામાં માંચી કે ટાંકમાં ભરી રાખતાં હતાં. આ ફ્રૂત વગેરે ખરીદ કરતાં જે ખાસ સંભાળ લેતાં હતાં તે ઘટતી કરકસર હતી. તેઓ બનતાં લગી પાકી નહીં પણ ઘણા દીવસ ચાલે એવી **કાચી** અને જલદી કોહી નહી જાય એવી ટકાઉ ફ્રુટ ખરીદ કરતાં હતાં. વળી તેઓ પેલાજ ઓરડામાં એક ચોતરા ઉપર **માટીનાં** બેહેડાંઓમાં આખો દહાડો ચાલે એટલું ચોખ્ખું પાંણી ભરી મુકતાં હતાં. ટકાઉ ફ્રૂટમાં તેઓ **લીલી** છાલની **સોપારી** તથા **લીલી બદામ, લીલા ધી આમળાં, નાળીએર, આદુપીર્ળી, શેરડી, કેળાં, સુકો મેવો** વગેરે ખરીદ કરતાં હતાં. વળી સુગંધી ફુલમાં **ગુલછડી, ગુલગોટા, સબ્જો,** વગેરે ચીજો પસંદ કરતાં હતાં. આ વેળા મોસંબી, સંતરાં કે કમળા જેવી ખર્ચાળુ તથા જલદી કોહતી ફ્રૂટનહીં હતી. આ સઘળાંનાં ખાસ કારણો હતાં. અને તે એ કે ટાંકમાં એકઠી મુકેલી કાચી **ફ્રૂટમાંથી** અમુક અમુક દીવસો સુધી થોડી થોડી ફ્રૂટ **ખપ પ્રમાણે** તેઓ બાજ—આફ્રીગાંનનાં ભણુતર ક્રિયાના ઉપયોગમાં લેતાં હતાં, અને ચોતરા ઉપર ભરી મુકેલાં બેહેડાંમાંથી **ખપ પુરતુ પાણી** ચોખું-પાખું કરવામાં લેતાં હતાં. વળી ફ્રૂટ અને પાણીવાલા ઓરડામાં ભણુતર-ક્રિયા ચાલુ રેહેતાં હતાં, અને ત્યાંજ સઘળું ચોખું-પાખું થતું હતું. ડોસલાંની માંચીમાં સુકાતી ફ્રૂટ અમુક દીવસો પછી પરકોમને આપવાનો ખરો કે ખોટો ચાલ આપણામાં જાયજ છે. આ બીના ફ્રૂટ વગેરે ચીજો અનામત મુકી નહીં રાખતાં, દર રોજના ચાલુ વપરાસમાં આવનારા એક સદી ઉપરના કદીમ રેવાજનો આપણનેં ખરો ખ્યાલ આપે છે. કારણ કે ટાંકોમાં મુકેલી ફ્રૂટ વગેરે વસ્તુઓ આફ્રીગાંન-બાજ વગેરે ક્રિયાઓમાં જ્યાં સુધી ઉપયોગમાં આવતી નહીં હતી, ત્યાંસુધી તે વસ્તુઓ યજાયલી તરીકે ગણાતી નહી હતી, અને તેથી પેલી વસ્તુઓ પરકોમને આપવામાં ગુનાહ ભરેલું ગણાતું નહીં હતું.

ફ્રવરદેગાંનનો ગંભીર અવસર પાળવાનો આપણા વડીલોનો આ કદીમ રેવાજ હતો. તેઓ આ અવસર અંદાજાસર, ઘટતી કરકસર અને પુરતી ગંભિરાઇથી ગુજારતાં હતાં અને પોતાનાં ગુજર પામેલાંઓની યાદમાં ભક્તિભાવ સાથે બાજ-રોજગારની ક્રિયા કરી સંતોષ પામતાં હતાં. એજ મુજબ સમજુ હમદીનોએ આપણા આ વડીલ નેઆંગાંનોની રાહો રવેશ મુજબ તેઓને રૂડેપગલે ચાલી દીનદારીની રાહે ફ્રવરદેગાંનનો ગંભિર અવસર ગુજારવો સજાવાર છે. તોપણ આગળ આપણે ઘણા ખેદ

સાથ જોઇશું, કે હાલની દીનદારીએ આ ગંભિર અવસરની અસલિયાત ખોઇ દીધી છે અને તે દીનદારીના તરીકાથી ઉલટીજ રીતે પળાતો રહોછે.

**એક સદી પછી અનીય-મીત ફેરફાર—ડોસલાં બેસાડવાની શરૂઆત.**

ત્યાં સુધી મરનારોની યાદમાં કોઇ વાંધા ભરેલું તત્વ ભેળાયલું નહીં હતું, અને આ ક્રિયાનું નિર્દોષપણું તથા તેની ગંભિરાઇ પુરતાં જળવાતાં હતાં. પણ ત્યારબાદ પોણી સદીના અરસામાં આ કદીમ રેવાજ ઉપર અંધકારનો પરદો ફરી વળ્યો છે, મરણ પાછળની ગંભિર ક્રિયામાં ઘણા નાપસંદ ફેરફારે જારી થયા છે અને તેની ગંભિરાઇને ભારે ખલલ પોંહોંચાડી છે. આ અરસામાં પેલા ચોખ્ખા ઓરડાની ટાંકમાં મુકેલી ફ્રુટ અને ચોતરા ઉપર મુકેલાં પાણીનાં બેહેડાં, અમુક દીવસો સુધી અનામત રાખવાનો અને આ અનામત રાખેલી વસ્તુઓ સન્મુખ ભણતર–ક્રિયા જારી રાખવાનો નવો રેવાજ શરૂ થયો. આ પેહેલી ભુલ હતી. અને ત્યાંથીજ આ નિર્દોષ ક્રિયામાં બેઅંદાજ એક પછી એક વેહેમી તત્વો દાખલ થવા માંડયાં. હવે દરરોજ ખપમાં આવતાં પાણીનાં બેહેડાંની જગા બીજા અલફાતુ અનામત બેહેડાંઓએ લીધી અને આ ફાજલ બેહેડાંઓ સાથ રફતે રફતે મરનારનાં રવાંનની બેઠકના અને તેમાં તેઓનો વાસો થવાના કલ્પિત નછાજતા વિચારે જનમ લીધો. આ બીજી મોટી ભુલ હતી. હવે આ બેઠક યા રહેઠાણના ભુલભરેલા ખ્યાલે દરેક મરનારની નૈયતે એકેક ખાસ નવું બેહેડું દરેમેહેરોમાં લઇ જઇ મોબેદો પાસ પ્રજાવવાનો, અને નવાં નવાં બેહેડાંઓની ચોરપર ચોર ૩, ૫, ૯, યા ૯ ના એકીના આંકડાપર ગોઠવવાનો રેવાજ શરૂ થયો, અને એ રીતે ફરજીઆત પાણીથી ભરેલાં બેહેડાંઓની અલગાર લાગવા લાગી. ત્યાં ત્રીજી ભુલ કીધી હતી. હવે આ રેવાજે ગંભિર રૂપ પકડયું, અને મરણ જેવી ગંભિર ક્રિયામાં આ જાતનું અતેરૂં હજુ જાણે અધુરૂં હોય તેમ, રવાંનની બેઠકના યકીને મજબુતી પકડી અને પેલા **પ્રથમ માટીનાં** અને ત્યારપછી **ત્રાંબા પીત્તળ** અને સેત્રટે રૂપાંનાં ધાતુના બેહેડાંઓએ બેમાલુમ કીમ્બ્લાનું નાપસંદ રૂપ ધારણ કીધું ! તથા તેને માટે અને તેને નામે **ડોસલાંનો નમસ્કાર** યા **મુકતાદનો નમસ્કાર** નામનું ખાસ ભણતર ઉપજાવી કાઢયું અને તે પેલાં ડોસલાં રૂબરૂ ઉભાં રહી ભણાવા લાગ્યું. આ ચોથી ઘણી ગંભિર ભુલ હતી. હાલમાં કેટલાક દાખલામાં દરરોજ તાજાં પાણીનાં બેહેડા ભરાય છે અને તાજાં ફ્રુટ ફુલ મુકાય છે તેમ અર્ધી સદી ઉપર નહીં હતું. ડોસલાંમાં તાજી વસ્તુઓ રોજબરોજ અનામત મુકવાનો આ સુધારો ( ! ) પાછળી અર્ધી સદી પછીનો છે. અર્ધી સદી ઉપર આ વસ્તુઓ વગર વપરાસે પાંચપાંચ છછ દીવસો સુધી અનામત, વાસી અને બગડેલા

કોહેલી અને સડેલી હાલતમાં પડી રહેતી હતી. આ મુજબ ફ્રુટ અને મેવો વગર ઉપયોગે અનામત મુકી રાખવાનો વગર અર્થનો ખર્ચાળુ રેવાજ જારી થયો હતો અને હજી કેટલાક દાખલામાં જારી રહેલો છે. કારણકે જાત જાતની ફ્રુટને મરનારના જુદાજુદા શારીરીક અવયવોનું નબોજુ અને નાપસંદ રૂપ આપવામાં આવ્યું છે, અને તે કોઇ વેહેમાયલાં અને બગડેલાં ભેજાનુંજ પારણામ છે. આ સિવાય ડોસલાંની તર્તીબ સાથે બીજી ઘણી ફીસીઆરીની ખર્ચાળુ રસમો જાયજ રહી છે, અને તેમાં બાપીકા મહજબની ગુમરાહી સિવાય બીજું કોઇ કારણ જણાયું નથી. હાં આપણે એક સદી ઉપરના વડીલ નેઆંગાનોનો દીનદારીનો નેક રાહ ચુકીને ભલતાજ માર્ગ ઉપર ચાલ્યાં જઇએ છીએ. ત્યારે આપણી ખાતેર જમા થાય કે આપણે ભુલેલાં છીએ અને ભુલભરેલા માર્ગે દોરવાઇ ગયલાં છીએ, તો સર્વે શાણા જરથોસ્તીઓને સજાવાર છે, કે આપણે જ્યાંથી ભુલેલાં હોઇએ ત્યાથી દીનની ખાલેસી ખાતર વગર શરમાવે પાછા ફરવું, ચાલતી આવેલી ભુલોને સુધારી લેવી અને દીનદારીનો નેક રાહ અખત્યાર કરવો ઘટે છે.

**બે યા અઢી સદી ઉપર અપાએલો ફાર્સી ફતવો— ડાસલાંની બેઠકનો ઉભો થયલો ખોટો તર્ક.**

મરણ પામેલાંઓ માટે બેઠક બનાવવાની આ ભુલને જન્મ મલવાનું કારણ જાણવા જોગ છે. ડોસલાં બેસાડવાનો વિચાર અવસ્તા જમાનાના આર્યનોનો નથી, અવસ્તામાં ફરોહરો યા રવાંનો માટે ફરવરદેગાંનના અવસરો ઉપર કોઇ બેઠક બનાવવાનો ઇસારો વટીક મળતો નથી. વળી આપણા અસલ વતન ઇરાનમાં આપણી માફક ડોસલાં બેસાડવાનો રવૈયોબી નથી. હવે **વજરકર્દ દીની** નામની એક પહલવી કેતાબમાં ફરવરદેગાંનના દશ દીવસ, ઘરમાં તથા આતશ કદેહમાં કોઇ ચીજ બેસાડવા કહે છે. હવે એ ચીજ શી છે? ત્યાં પહલવી **"ગાસ"** યાને **બેઠકનું** તો નામ નિશાન જણાતું નથી, અને ત્યાં અકસર રવાંનને ખાતર કોઇ બેઠક બનાવવાબી કહેવામાં આવ્યું નથી. તોપણ પાછળા વખતમાં **કામા બોહરા** નામની એક ફાર્સી રેવાયત લખનારે મજકુર પહલવી વાકયના એક શબ્દનું વાંચન **હુરક** કીધું છે અને તેનો **અર્થ માંચી** યા બેઠક કીધો છે. હાંથીજ ફરવરદેગાંનના મહાન અવસરમાં પેહેલી ભુલ થઇ છે અને તેણે બીજી અનેક ગંભિર ભુલોને કારણ આપ્યું છે. આ અર્થ શકમંદ જણાય છે, કારણ કે કોઇબી પહલવી કે ફાર્સી શબ્દકોશમાં બેઠકનો અર્થ ધરાવનાર **હુરક** નામ મલતું નથી, અને તે બીજી કોઇબી એર્યન ભાષાઓ સાથ મળતું આવતું નથી. **મરહુમ કામા બોહોરા** માંચી માંડવા બેશક કહે છે, પણ ત્યાં ખાસ કરી રવાંનને માટે બેશક કહયું નથી. આ માંચી યા બેઠક કોઇજ નહીં

પણ અશોનાં ફરોહરોને ભેટ ધરવા માટે એકઠી મુકાતી, અને દરરોજના ચાલુ ખપમાં આવતી વસ્તુઓ ફકત, ફુલ, પાણી વગેરે વસ્તુઓના ખાસ ઉપયોગ માટે છે, રવાનોની બેઠક માટે નથી. રવાંનો અને ફરોહરો, રૂહાની અને આત્મિ શક્તિઓ છે, તેઓને બેસાડવાને કોઇ ખાસ બેઠકની જરૂર હોઇ શકે નહી. ખરૂં છે કે આપણી ભાઇબંધ હીંદુ કોમ પોતાનાં અમુક અમુક ઇષ્ટદેવો અને પીત્રુઓ (ગુજરપામેલાં માટે) અકસર કરી **શ્રાધની** ક્રિયા વેળા જુદી જુદી **થાનકો** બેસાડે છે, અને તેઓ માને છે કે જે જે દેવતાઓની કે પીત્રુઓની થાનકો મુકકર કરેલી હોય છે, ત્યાં ત્યાં આમંત્રણ થતાં તેઓ પોત પોતાની થાનકે બેસે છે. એવોજ કંઇક ખ્યાલ આપણાં ભોળાં જરથોસ્તીઓ ધરાવતાં જણાય છે. કારણકે તેઓ દરેક મરનાર માટે એકેક નવું બેહેડું માંડવાની ગોયા ફરજ સમજે છે, અને તેને અમુક અમુક મરનારોનાં નામો સાથનાં ખાસ બેહેડાંઓ તરીકે ઓળખાવે છે. હીંદુ કોમ પોતાના ધર્માનુસાર વર્તે તે વાજબી ગણાય, પણ જરથોસ્તી ધર્મે મરનારનાં રવાંનોની બેઠક માટે કોઇ મત ફુચ્ચારેલું નહીં હોવા છતાં, દીનના રાહથી ઉલટી રીતે વર્તવામાં આવે, તો તે દેખીતી રીતેજ તદન ગેરવાજબી ઠરે છે. હવે પહલવી અને ફાર્સી લખાણોમાં રવાનની બેઠક માટે જોકે ખુલ્લી શાહદત મલતી નથી, તોપણ સુમારે બે સદી ઉપર મજકુર ફાર્સી રેવાયતમાં માંચી માડવાનો ફતવો અપાયો હતો, અને તે ફતવાની પાછળથી ભુલભરેલી સમજ ઉઠાવવાના આધારે રવાનોની બેઠકો ઉભી કરવાનો ખ્યાલી તર્ક ઉભો થયો હતો. ડોસલાં બેસાડવાનું ગેરવાજબીપણું દેખાડવાને થોડાં વજનદાર કારણો નથી. **ફરોહરો** અને **રવાનો** ઇરાની ભાષાનાં નામો છે, અને આ નામો સાથે માંડવા કે બેસાડવાના સામાન્ય રૂપો વપરાતાં નથી, પણ ગુજરાતી ભાષાનાં ખુદ **ડોસલાં** તથા **મુકતાદનાં** નામો સાથ જોડાયલાં મળે છે. જે દેખાડે છે કે પાછલા વખતમાં ફાર્સી લખાણુની અસલ મકસદ ઉલટાઇ જઇ, હીન્દમાં હીન્દુઓના સમાગમમાં આવેલાં ભોળાં જરથોસ્તીઓએ ડોસલાંને નામે, અને મરણ પામેલાંઓની ક્રીયાને બહાને, અસંખ્ય વેહેમોના વધારા સાથે ડોસલાં બેસાડવાનો રેવાજ જારી કીધો હતો. પાછલા વખતમાં ફાર્સી રવાયતના માંચી માડવાના એક ફતવાએ પોતાનું અસલ સ્વરૂપ બદલી પાછળથી કેવાં કેવાં રૂપો લીધાં છે? અને કેવા કેવા અનર્થો ઉભા કીધા છે? તેનું હયાં વાજબી તોલ કરવાને આપણે શક્તીવાંન થઇએ છીએ. કોઇબી બાજુ તપાસતાં ગુજરપાંમેલાંઓ માટે બેઠકો ઉભી કરવાનો આ પાછલો રેવાજ આપણાં માન કે વખાણને લાયક ઠરતો નથી, પણ દીનની રૂએ ભુલભરેલો અને ભુલાવો ખવાડનારોજ ઠરે છે.

**પહલવી શબ્દ "હુરક" શું છે? અને શું સુચવે છે?**

આ એક તપાસ કરવા લાયક સવાલ છે અને આ નામની ઉત્પત્તિના બાબમાં મજહબના ખાલેસ તરીકાને અનુસરતો વજનદાર ખુલાસો થવાની જરૂર છે. પહલવી વાંચન જાતેજ મુશ્કેલ હોવાથી તેના અર્થમાં થયલી નજીવી નજરચુકથી તેનું અસલ સ્વરૂપ બદલાઇ ગયું હોય, તેના લખનારની અસલ મકસદ ઉલટાઇ ગઇ હોય, અને પાછલા ફાર્સી લખનારથી, અકસર નજદીકના જમાનામાં સમજફેર થવાથી, અસલ લખનારને ગેરઇન્સાફ થયો હોય એ બનવાજોગ છે. હવે આપણી તપાસવાળું "હુરક" નામ શું છે? આ પહલવી અસલ રૂપ "હુર" છે, તેને "ક" પ્રત્યય લાગી હુરક થયું છે અને તેનો અર્થ **આતશ** થાય છે. આપણા આ અર્થને બાદશાહી સીકકાઓ ઉપરનો એક લેખ સીધો ટેકો આપે છે. આ સીકકાઓ સાસાની પાદશાહ **પહલાસ**ના છે, જે ઇસ્વી સન ૪૪૩–૪૮૭ સુધી ઇરાનના તખ્ત ઉપર આવ્યો હતો. તેના સિકકાઓ ઉપર જે પહલવી લેખ મલે છે, તે "**હુર. કદી. વલખશ**" છે, જેનો અર્થ, આતશની નગેહબાંની કરનાર વલાશ અથવા વલખશ થાય છે. એમાં "હુર" શબ્દ આતશ માટે ખાસ વપરાયલો છે, માટે પહલવી કેતાબ **વજરકર્દ દીનીમાં** આવેલા શબ્દો "**હુરક ઈતીબુનાનસ્ન**" નો અર્થ **આતશ બરપા કરવો** થાય છે.

આ ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે, ફરવરદેગાંનના દિવસોમાં ગુજર–પામેલાંની કીર્તિની યાદમાં આતશ બરપા કરવો, અને તેજ રોશન કાબ્લા રૂબરૂ ગુજરપામેલાં નેઆંગાનોની અને નજદીકના ખેશાવંદોની કીર્તિ ગાવી સજાવાર છે. ત્યારે **આતશ** ફરવરદેગાંનની ક્રિયાનો એક અગત્યનો ભાગ છે, અને આપણા ખેંચેલા મજકુર સારથી આ મોતેબર ક્રિયામાં એક ખાલેસ જરથોસ્તી તરીકો જળવાવાનો અને તે અમલમાં મુકવાનો આપણને વાજબી સંતોષ મળે છે. મજકુર પહલ્વી વાકયનો અસલ ભાવાર્થ એવો નીકલે છે કે, ફરવરદેગાંનના **દશ દિવસોમાં** ઘરોમાં યા દરેમેહેરોમાં મુકતાદ માંડવા નહીં કે ડોસલાં બેસાડવાં નહી, પણ શબોરૂજ આતશ રોશન રાખવો. જ્યાં આતશ રોશન રાખવાની મતલબ આ પાક અવસરો ઉપર રાત દહાડો આતશ ઉપર ખુશબોએદાર બળતણ ચાલુ રાખવાની, અને તેજ બળતા આતશના પાક કેબ્લા સન્મુખ ફરવરદેગાનને લગતાં ભણતર–ક્રિયા જારી રાખી, આપણા અશો નેઆંગાનોનાં ફરોહરોની કીર્તિ ગાવાની નીકળે છે. આ પહલવી ફતવાને ફાર્સી રવાયતોબી ટેકો આપે છે. તેમાં કહે છે કે ફરવરદેગાંનના **દશ દિવસ** ઘરોમાં રાત દિવસ આતશ ખસુસ રોશન હોવો જોઇએ, અને ઇરાનમાં હાલે બી આ અવસરો

ઉપર આપણા હિંદુસ્તાની રેવાજ મુજબ ડોસલાં બેસાડવાની રસમ નથી, પણ સૌ સૌ પોતપોતાની મકદુર મુજબ, દશ યા ખાસ કરી ગાથાના પાંચ દિવસો સુધી, ભણતર-ક્રિયા માટે મુકરર કીધેલા પાક ઓરડામાં રાત દીવસ આતશ બળતો રાખે છે. આ મુજબ આ મોજુદ ઇરાની રૂઇ રેવાજને એક અસલી પહલવી લખાણની ઉઠાડેલી ઉપલી સમજ સીધો ટેકો આપે છે, અને આ લખાણ ઇરાનમાં જાયજ રહેલા એક અસલી ધાર્મિક રેવાજની અસલિયાતને આપણી સન્મુખ તેના ખરા આકારમાં રજુ કરે છે. પહલવી વાંચણ અને તેની મતલબ ઉઠાડવાની મુશકેલીને લીધે એક શબ્દનું અસલ સ્વરૂપ કેવું બદલાઇ જાય છે? તે આ ડોસલાંના બાબમાં બનતું આપણે બરાબર જોઇ શકીએ છીએ.

**અસલિયાતની નિર્બળતા અને નકલિયાતનું પ્રબળ થવું.**

હું પ્રમાણીકપણે કબુલ કરીશ, કે આપણી કેટલીક પુરાતન રાહેરવેશમાં ઉંડી ફીલ્સુફી સમાયલી છે. તે પુરાતન હોવાથી તેનું મુળ કોઇ દાખલામાં આપણે ભુલી બી ગયા હોઇશું, તેટલા માટેજ તેની મુળ ખુબીને પહોંચી નહીં વળાવાની ખુદની ખામીને લઇને, અસલ રસમોને તરછોડવામાં દુરઅંદેશી કે ડહાપણ સમાયલાં નથી. એવી કમઅંદેશી અને ગેરડહાપણ આ ડોસલાંના દાખલામાં વપરાયલાં અગર દેખાડવામાં આવે, તો મારી ભુલ કબુલ કરવા હું પહેલો અને વહેલો તૈયાર થઇશ. હવે ડોસલાંની ઉત્પત્તિના મુળને પહોંચી વળવા પછી, તથા આગલા અને પાછલા રેવાજમાં પડતા ફરકની પિછાણ થવા પછી, કયાં સારાં સેવટ ઉપર આવવું તે સમજુ વર્ગની સારી સમજ ઉપરજ હું રેહવા દઇશ. ડોસલાંની ઉત્પત્તિના ટુંક એહેવાલથી આપણે વાકેફ થયાં છીએ. તેમાં આપણે જોયું છે કે, પોણી કે એક સદી પહેલાં આપણાં વડીલો આ ક્રિયા દીનના હુકમ મુજબ સાદી અને ઘટતી રીતે જયારે અદા કરતાં હતાં, ત્યારે પોણી યા એક સદી પછી ફાર્સી રવાયતના એક ફતવાની ઉલટી સમજ ઉઠાડવાના સબબે, આ ક્રિયામાં થયલા ફેરફારે બિનજરૂરી અને બિનપાયે ગંભર ગુંચવાડો ઉભો કીધો છે. આ મુજબ આગલા તથા પાછલા રેવજોના મુકાબલામાં મોટો તફાવત પડે છે. આગલા રેવાજમાં જ્યારે દીનનો તરીકો જળવાયલો મળે છે, ત્યારે પાછલા રેવાજમાં થયલો ફેરફાર દીનથી ઉલટો અને શરિયતથી ઉલટો છે. માટે દીનથી ઉલટા માર્ગથી દુર રહી સીધો અને સલામત માર્ગ અખ્ત્યાર કરવામાંજ ખરી દીનદારી છે, અને એવી દીનદારીમાંજ ખરી સવાબકારી સમાયલી છે. ખરૂં છે કે, આપણી પુરાતન ક્રિયાઓની અસલ્યાત જળવાઇ રહી નથી, અને યજશને

ગાહુમાં મોબેદોથી થતી ખુદ મોતેબર ક્રિયાઓમાં વટીક બોહોળા ફેરફાર અને સુધારા થયા છે. તોપણુ આ ફેરફારો ધર્મનાં મુળ કાનુનો જાળવીને થયા છે, અને આ ડોસલાંના બાબમાં તો તેથી આપણે ઉલટુંજ જોઇએ છીએ. ડોસલાં બેસાડવાની તર્તીબમાં થયલા પાછલા ફેરફારના બિત્તરમાં જઇ જોઇએ છીએ, તો તેમાં ખુબીવંતુ કશુંએ જણાતું નથી. આ અદના લખનાર વડીલોથી ઉતરેલા પુરાતન પણુ ભલા રેવાજો તરફ ભક્તિભાવ ધરાવે છે, અને આ રેવાજમાં અગર ખુબીભરેલું હોત, તો તેને સારાં અને સંગીન રૂપમાં મુકવાની પોતાની પવિત્ર ફરજમાં કદી પછાત પડત નોએ નહીં. તાજો દાખલો "હુરક"નો છે, જેનો અસરકારક ખુલાસો પાછળ આપણે જોયો છે. ઓર આ દાખલામાં વેહેમી અનેક રસમો આમેજ થયલી છે અને તે દેખાડવાની હું મારી પ્રમાણિક ફરજ સમજું છું. કેટલાક દીનદારોનું માનવું એવું! છે કે ધર્મની બાબદોને ચુંથવી નહીં, હું કબુલ કરૂં છું, અને તેજ મત હું પોને બી ધરાવું છું. પણુ એમ બોલનારા ભલા હમદીનો ધર્મ ફર્માનો અને ધાર્મિકિ ક્રિયાઓ સાથે રેવાજને ભેળી નાંખે છે, એટલુંજ નહીં પણ કેટલાક ભોળા હમદીનો રેવાજને ખુદ ધર્મ અને ધર્મનું ફર્માન સમજે છે, બલકે ધાર્મિક ફર્માનો કરતાં રેવાજને વધારે અગત આપે છે. આ તેઓની અધુરી સમજનુંજ પરિણામ છે. મુખ્ય સવાલ આ છે, કે ડોસલાંની તર્તીબનો આ પાછલો ફેરફાર ધર્મ અને ધર્મની મોતેબર ક્રિયાઓના વર્ગમાં મુકી શકાય કે ? હું સાફ ના પાડું છું, અને તેનાં નકારનાં થોડાં વજનદાર કારણો નથી. આ ફેરફાર દીનના કાનુનસર થયો નથી, બલકે આ ફેરફાર જોડે બીજા ઘણાં નાપસંદ તત્વો બેમાલુમ આમેજ થયાં છે. આ ફેરફારને ધાર્મિક ક્રિયાઓનું નામ આપવું, અને તેને ધર્મની ક્રિયાઓના એક અગત્યના ભાગ તરીકે લેખવું, એ આપણી મોતેબર ક્રિયાઓ તરફના આપણાં માનનો અને તેના મહત્વનો ભંગ કરનારૂં છે. ડોસલાંની તર્તીબની આ પાછલી રસમ કોઇ નહીં સમજી શકાય એવી ગુહ્ય બાબદ નથી, તે સમજવાને આપણી માત્ર સાદી અકકલ બસ છે.

**રેવાયતો શું શિખવે છે?**

**યજદેજરદી ૮ મીથી ૧૦ મી** સદીના અરસામાં હિન્દના જરથોસ્તીઓએ ઇરાનના દસ્તુરો સાથ દીનની બાબદમાં જુદે જુદે વખતે પુછપરછ ચલાવી હતી, અને તેનાં પરિણામ તરીકે હાલ આપણી પાસે જે ફાર્સી મોજુદ લખાણો છે, તેને રેવાયતના નામે આપણે ઓળખીએ છીએ. ઉપલી બે સદીના રેવાયતોના આ જમાનાને આપણે દીનાઇનના પુછપરછના જમાના તરીકે ઓળખીશું, અને તેને બેશક આવકારદાયક લેખીશું. રેવાયતોના આ બે સદીના અરસામાં ઇરાનના દસ્તુરોએ આપેલા ફતવાઓના આધારે

મરણ-જીવનની કેટલીક જરૂરી અને કેટલીક બિનજરૂરી રસમોની હારમાળા ખચીત શરૂ થાય છે, અને આ વખત પછી દીની તથા રેવાજી ક્રિયાઓને વધારે વજન બેશક મળ્યું છે. તોપણ ઇરાની કે હિન્દી દસ્તુરોમાંના કોઇએ બી મરનારની નૈયતે કળસીઆઓની ચોડપર ચોડ ગોઠવી, બેહેડાંઓના આકારો ઉભા કરવાનું કદી બી ફરમાવ્યું નથી, અને તોપણ પાણીથી ભરેલાં બેહેડાં ઉભાં કરવાની તથા તેને ફુલોથી શણગારવાની રસમ હિન્દના ઘણા ભાગોમાં જાયજ રહેલી છે. તેમાં અર્ધી સદી પછી કેટલાક દાખલામાં પાણીથી ભરેલા કળશીઆઓ, જોકે બેહેડાંના આકારમાં નહીં, તોપણ ટેબલો ઉપર હારબંધ મુકી **પાણીનો ચશ્મો** બનાવવાનો તેમજ ફુલાવરવાઝોમાં ફુલો ગોઠવી **બાગ બનાવવાનો નકલી નવો સુધારો** (?) દાખલ થયો છે. મરણ પાછળની ક્રિયાઓની હદ ક્યાંજ અટકી નથી, પણ રેવાયતના જમાનાના દાનેશમંદ દસ્તુરોએ ઠરાવેલી અસલ હદ જુદેજુદે પ્રકારે પાછળથી બેઅંદાજ લંબાઇ છે. રેવાયતો દીનાઇનને લગતાં સૌથી પાછલાં લખાણો છે, તેમાં તેમજ દીની કોઇબી અસલ કેતાબોમાં નહીં ફરમાવેલી એવી ખર્ચાળુ અનેક રસમો રેવાયતના જમાના પછી, છેલ્લી બેસદીના અરસામાં જારી રહી છે, અને તેઓમાંની આ એક ડોસલાં બેસાડવાની રસમ છે. આ બિનજરૂરી અને બિનપાયાના પાછલા વધારાને ભોળાં હમદીનો કદીમ રેવાજ સમજે છે, અને તેઓમાં કદીમ રેવાજ તરીકે તેઓ પળાતા રહ્યા છે. તેઓ પાછલી રસમો અને ક્રિયાઓમાંજ ધર્મની બધી વ્યાખ્યા સમાઇ ગયલી સમજે છે, અને ધર્મના બોહોળા વિસ્તારને રસમો અને ક્રિયાઓની સાંકડી હદમાં સંકોચી રાખ્યો છે. તેઓની સાચી રાહબારીની કમનસીબ ગેરહાજરીને લીધે, તેઓમાં જડ ઘાલી બેઠેલા આચારવિચારો એકજ બાજુ સાંકડી હદમાં સંકોચાઇ રહ્યા છે, અને મરનાર તરફની ખરી ફરજોની બીજી બાજુનું તેઓને ભાન થતું થીન. ત્યારે બેહેડાં ઉભાં કરવાની આ નવી રસમ નજદીકના જમાનામાં દાખલ થઈ છે, તેણે પાછળથી ફરજનું ખોટું તથા ખર્ચાળુ રૂપ લીધું છે, અને ભોળાં હમદીનો તેને ફરજ સમજી ફરજીઆત અમલમાં લાવે છે. રવાયતોના જમાના પેહેલાં ઇરાન કે હિન્દમાં બેહેડાંના આકારોની હસ્તી હતીજ નહીં, પણ રવાયતોના જમાના પછીજ પાછળથી તે હિન્દમાં જારી થઈ છે. આ મુજબ ડોસલાંની ઉત્પત્ત ઇરાની નહીં પણ હિન્દુસ્તાની છે, અને તે અસલ નહીં પણ કલ્પિત નકલ છે. રેવાયતના જમાના પછી છેલ્લી બે સદીમાં નકલિયાતે જોર પકડી અસલિયાતને દાબી દીધી છે અને આ અરસામાં દીનાઇનના બાગમાં પરકોમી અને પરધર્મી નહીં ઇચ્છવા જોગ નકલી રસમોનો ભેળ થયો છે. પરીણામે ગરીબ વર્ગ જુનાં સાથે નવાંનો અને અસલ સાથે નકલ એ બંન્નેનો અસલ બોજો બેમાલુમ ફરજીઆત ઉપાડે છે.

ડોસલાં, બેહેડાં, માંચી, મારી, કુસ્તી વગેરે ડોસલાં સાથ જોડાયલાં નામો મુળ દીની કેતાબોમાં કે રવાયતોમાં નથી, માટે રવાયતોના વખત પછીજ એ સદીના અરસામાં આ નામોની ઉત્પત્તિ થઇ છે. આ નામોની ઉત્પત્તિ સાથ દીની કોઇ ભાષાનો સંબંધ નથી અને તેઓ ગુજરાતી ભાષાનાં બગડેલાં નામો છે. આ ખુદ નામો હાથની કારીગરીથી બનાવેલા, કલ્પિત ખ્યાલથી ઉભા થયલા, અને કેમ્બ્લાની અઘટીત ઉપમા અપાયલા, ડોસલાની હસ્તકૃત ખાકી આકારને દીની તરીકાથી ઉલટી અને પાછલી રસમ તરીકે વગર શકે સાબેત કરે છે.

એક પ્રમાણિક લેખક કે ભાષણકારનું દીનાઇનના બાબમાં ખાસ લક્ષણ આ હોવું જોઇએ, કે એક રસમ પાછલી છે, તેથીજ તેને વખોડ હવે દીની રૂએ ધતારત પાત્ર લેખવી નહી જોઇએ, પણ આગલી કે પાછલી કોઇ બી શું—અસલ કે નકલ ? રસમનું તેણે મુળ શોધવું જોઇએ અને તેના ગુણદોષ ઉપરથી વાજબી તોલ કરવું જોઇએ. આજ નિયમ ઉપર હાથ ધરેલી બાબદમાં અમલ થયલો વાંચક વર્ગ બેનતાસુબીએ સ્હેજે જોઇ શકશે.

આપણા હાલમાં ધાર્મીક ગણાતા અનેક રેવાજો ફેરવાયા છે, અને તેઓ સમય, સ્થળ અને સ્થીતિ મુજબ વગર શકે ફેરવાતા રહેવાના. પણ આ ફેરફારો ધર્મનાં અસલ ઉંચાં ધોરણ ઉપર રહીને થવા જોઇએ. તેમાં જરથોસ્તી ધર્મનું રહસ્ય, જરથોસ્તી અશોઈ અને જરથોસ્તી એતેકાદ તેનાં નિયમોનાં ઉંડાં બંધારણ સાથે જળવાવાં જોઇએ. તોપણ આપણામાં કેટલાક એવા રેવાજો જાયજ છે, કે તેઓ કલ્પનાથી ઉભા થયલા માત્ર કાલ્પત છે અને તેમાં ધર્મનું રહસ્ય ખચીત હોતું નથી. એવા રહસ્ય રહીત ઘણા વેહેમી રેવાજો આપણામાં પળાતા રહયા છે. હું ઘણા ભાર સાથે કહુંછું, કે ધાર્મિક રેવાજોની અસલિયાતબી અલબત જળવાવી જોઇએ. પણ આ બીના શું થોડી તાજુબી પમાડનારી છે, કે એક હાથપર અસલિયાતને વળગી રહેવાની આપણે હક વાજબી હઠ લઇને છીએ, અસલિયાતને વળગી રહેવાનાં બચાવમાં વડીલોનેવફાદાર રહેવાનું વાજબી કારણ રજુ કર્યે છીએ, અસલિયાતને તજાવી દેનારા તરીકે સુધારક વર્ગને વારંવાર વગોવ્યે છીએ, અને બીજા હાથપર અફસર આ ડોસલાનાં દાખલામાં નજદીક એક સદીથી ઉલટાં જઇ આપણે અસલિયાત ખોહી બેઠાં છીએ. એક સદી પેહેલાં આપણાં નેઆંગાંનો ફરવરદેગાંનનો અવસર તેને છાજતી તથા ઘટતી ગંભિરાઇથી ગુજારતાં હતાં, ત્યારે તેજ અવસર એક સદી પછી બેકાયદે આપણામાં વેહેમી અસરો હેઠળ પલાતો રહ્યો છે, અને તેણે પોતાની ખરી ખુબી ખોહી દીધી છે. આ મુજબ

અસલનું જે ખુબીવતુ હતુ તે ગુમ થતુ ગયું છે અને અસલને તજી નહીં ઇચ્છવા લાયક નવી નકલને અને **નકલી સુધારા-વધારાને** આપણે ૫કડી બેઠાં છીએ. અસલિયાતને વજન આપવા અને વળગી રહેવામાં આપણે કદી ખોટાં ગણાઇશું નહીં. પણ સ્વભાવિક સવાલ એ છે, કે **અસલિયાત કોણુને કહેવી?** એક સદીના અરસાના રેવાજને જુનો સમજવો, કે બેથી ચાર સદી ઉપરના રેવાજને પુરાતન ગણુવો? સમજુ દીનદારોએ આ સવાલનો પોતેજ નિર્ણય કરવો અને મહાન પેગામ્બર **જરથોસ્ત સાહેબનાં** પેલાં યાદગાર શિક્ષણુ મુજબ મન ઉપરથી ગુમરાહીનો પરદો ખીસાડી, આંખો ઉઘાડી રાખી, કાનો ખુલ્લા કરી, અને ખાતેર જમા કરીને રાસ્ત રાહ અખત્યાર કરવામાંજ ખરી દીનદારી છે. રેવાજો અને ધર્મનાં મઆકુળ ફર્માનો વચ્ચેનો તફાવત નહી સમજવાની એવીજ ગંભિર ગફલતીમાં કોમ ગુંચવાઇ રહી છે. અગર રેવાજ અને ધર્મનું ફર્માન, એ બે વચ્ચેનો ફરક નહી સમજવામાં આવે, આ બેમાં સૌથી જરૂરનું અને પેહેલી અગત્યનું શું છે તેની લાયક પિછાણુ નહી થાય, અને તે બેના ગુણુદોષ ઉપરથી તેનું વાજબી તોલ કરવામાં પછાત પડે, તો તે કેળવણી અને બુધ્ધી ચાતુર્યમાં આગળ વધેલા સુશીલ પાર્સીઓની કેળવણી ઉપર એક નાપસંદ શરેહ છે. અગર હાલનાં આ ચાલુ રેવાજને આપણે કદીમ રેવાજ તરીકે ઓલખીએ, તો નકલને અસલ તરીકે ઓળખવાની આપણી અધુરી સમજની ખાંમી સિવાય બીજું શું હોઇ શકે? આપણા વડવાઓ કરતાં આપણે વધારે ડાહયામાં ખપવાનો દાવો કદી કરીશું નહી, અને આ ડોસલાનાં દાખલામાં તેઓને દોષબી દઇશું નહીં, પણ મજહબની ખાસેસી ખાતર બિનતાસુબીએ સ્વભાવિક સવાલ કરીશું કે, કોઈ બેખબરીના વખતમાં અસલનું ગુમ થયલું તથા તજાયલું, અગર ખુબીવંતું હોય, તો તે આપણે ખાતરજમા થવા પછી ગૃહણુ કરવું સજાવાર છે કે નહી? અને હાલનો **નકલી સુધારો** તથા હાલની પાછલી નવી **નકલ** અગરજો દીની તરીકાથી ઉલટી, કોમ તથા મજહબને હિણું લગાડનારી, ખર્ચાલુ અને નુકશાનકારક સાબેત થતી હોય, તો તે પેહેલી તકે તર્ક કરવી ઘટારત છે કે નહી? આ વાસ્તવિક સવાલો ઉપર બિનતાસુબીએ ગોર કરવાનું પુરાતન રેવાજ તરફ માનની નજરે જોનાર દીનચાશીદારોની સાદી અને સારી સમજ ઉપરજ હું રહેવા દઇશ. દીનની રસમો અને મરણુની ક્રિયાઓમાં થતી ગંભિર ગફલતીઓ દુર કરવામાં, આપણે વડીલો તરફ વફાદાર નહીં રહેવાનું સુધારક વર્ગ ઉપર આળ મુકીએ છીએ, વખતે અને કવખતે રેવાજનો આશરો શોધીએ છીએ, પણ આપણાં અંતઃકરણુનેજ સવાલ કરીશું, કે વજનદાર સબબો વગર ચાલુ થયલા રેવાજોમાં

દેખાતી ખામીઓ દુર કરવામાં, અગર વડીલો તરફ વફાદાર નહીં રહેવાનું હોય, તો એક સદી ઉપરના આપણા વડીલોના ફરવરદેગાંનનો અવસર પાળવાના શુભ રેવાજોથી ઉલટા જવામાં, તેઓને આપણે બેવફા થયલા કેમ નહીં ગણાઇએ ? ડોસલાનાં આ દાખલામાં વડીલો તરફ વફાદાર રહેવાની આપણી દલીલ ટકાઉ કે સંગીન નથી. આપણી આગળી કે પાછળી રસમોના ગુણદોષથી વાકેફ થવા પછી, અગરજો આપણે અસલ અને નકલ વચ્ચેનો ફરક નહીં સમજવાની, અને અસાલયાતને તજી નકલિયાત સુધારા–વધારાને વળગી રહેવાની હઠ લઇએ તો કદીમ રેવાજ તરફનું આપણું અચુક માન ખોહી બેસીએ છીએ અને વડીલોને વફાદાર રહેવાનું પોકલ દેખાડી આપીએ છીએ. હું ફરીફરી કહીશ, કે ગુજર પામેલાંઓ તરફની ધટતી ફરજો દીલોજાનથી અદા કરો, તેમ નહીં કરો તો નાફરમાનીના વાંકમાં આવો, પણ તે ફરજ ધર્મનાં અસલ ઉંચા ધોરણ ઉપર રહીને બજા લાવવી જોઇએ.

આપણી ખાલેસ ક્રીયાઓ અને મોતેબર રસમોની અસલિયાત તજી દઇ, અને તેની ભાંજફોડ કરી વડીલોને બેવફા થવાની હું હીમાયત કરતો નથી અને કદી કરીશ નહીં. પણ ભાર મેલીને હું જે કેહવા માંગુંછુ તે ક્રીયાઓ તથા રસમો તેની અસલ ખાલેસીમાં અખંડ રહેવી જોઇએ, તેઓની અસલિયાત જળવાવી જોઇએ, અને અસલ ખાલેસી સાથ તે પળાવી જોઇએ. તેઓની અસલિયાત તથા ખાલેસી અચુક અને અખંડ રાખવા માટે સૌથી જરૂરનું અને પેહેલી અગત્યનું એ છે કે, તેમાં પાછળથી પારકાં અને પરકોમી વેહેમી અને નાપસંદ તત્વોનો જે ભેળ થયો છે તેમાં વગર ઢીલે સુધારો થવો સજાવાર છે.

હું ધારૂંછું કે અંધકારની કાળી વાદળીથી ઘેરાયલાં હાલનાં વાતાવરણમાં આ નબળો અવાજ લાયક જોર મારી શકવાનો નથી, કે લાયક અસર નિપજાવવાનો નથી. તોપણ કંઇપિણ બદલાની ઉમેદ વગર કોમી બેહેતરીને માટે એકજ નિષ્ટાથી કામ લેનારે નિરાશ થવાનું નથી. કારણકે વખત એવો બળવાન છે કે તે અજ્ઞાનતાના અંધકારને પ્રસંગ મળતાંજ પોતાની પ્રબળ અસર હેઠળ દાબી દે છે, અને પોતાની પાછળ જ્ઞાનની રોશનીના મહાન ફેરફારો લેતો આવે છે. જરથોસ્તી મજહબે આગાહી કીધી છે, બલકે કોલ આપ્યો છે કે અંધકાર ઉપર અંતે બી રોશનીનીજ ફતેહ છે, માટે ભવિષ્ય ઉપર ભરૂસો મુકી નીડર હું આગળ વધીશ.

**જુનું તે સોનું.** જુનું તે સોનું એ મતનો હું છું, અને જુના તરફ માનની નજરે જોવા અને તે ઉપર અમલ કરવા હું ઘણા ભાર સાથે બોલ્યો છું. હાથ ધરેલો વિષય મારાં આ મતનો અચુક પુરાવો છે અને તે

ડોસલાંના દાખલામાં અનેક દલીલો સાથે દેખાડવામાં આવ્યું છે. આપણે જોયું છે, કે હાલની આપણી રાહો રસમમાં સઘળુંજ જુનું સમજવામાં આવે છે તે સઘળું જુનું હોતું નથી પણ જુનાંપર જે નવું થયલું છે તે જુનાં તરીકે આજ પલાતું રહ્યું છે. આપણે અનેક દાખલામાં સોના સમાન જુનામાં સમાયલી ખાસ ખુબીઓ ખોહી બેઠાં છીએ અને તેથી મળતાં અંદીઠ લાભોથી આપણે બેનસીબ છીએ. વળી આપણે જુનાંમાં સમાયલી ખરી ખુબીઓ એકલી ખોહી બેઠાં નથી પણ જુનાંપર થયલાં નવામાં જે અણખુબીઓ આમેજ થયલી છે તેને જુનું માની તે યકીન સાથ પળાતું રહ્યું છે અને ગોયા કંચન સાથે કથીરને આપણે પકડી રહ્યાં છીએ. હાલમાં પળાતી સઘળી રસમો જુની છે એમ માની લઈ તે પાળવામાં થોડો અનર્થ થતો નથી. સુમારે ચાર સદી પછી હાલની કેટલીક રસમોએ પોતાનું અસલ સ્વરૂપ બદલી નકલી રસમોનું રૂપ લીધું છે, અને કેટલાંક દાખલામાં તદ્દન નવી રસમો ઉભી થઈ નકલી રસમોમાં બિનજરૂરી વધારે કીધો છે. એટલુંજ નહીં પણ છેલ્લી બે સદીના અરસામાં આપણી ખાલેસ દીની રસમોમાં કેટલીક દીનથી ઉલટી નાપાયદાર અને નારવા રસમો આમેજ થઇ છે અને તેથી અકસર કરી તેણે કોમની આર્થીક સ્થીતિ ઉપર ઘણી ખરાબ અસરો કીધીછે. હાલના પળાતા સઘળા રેવાજો કેટલાકો અસલવારેનાં સમજે છે ના એટલુંજ નહી, પણ તેઓને પેગાંમ્બર સાહેબથી સીધા ઉતરી આવેલા માને છે. આ બેવજુદ અને બેવજન માન્યતાથી મહા અનર્થ થાય છે અને કોમનો એક વર્ગ જુનાં સાથે નવાંનો બેવડો બોજો ફરજીઆત ઉપાડે છે. આપણા નવા કે જુના રેવાજો અખંડ હોતા નથી, તેઓ મુદત દર મુદતે ફેરવાતા રહ્યા છે અને ભવીષ્યમાં વખત અને સંજોગ મુજબ બેશક ફેરવાતા રહેવાના. આ અચુક નિયમ મુજબ ઇનસાફને ખાતર કહેવું જોઇએ કે ઘણા દાખલામાં આપણ દીનઆગાહ દાનેશમંદ વડીલો વારસામાં ઉતરતા આવેલા ન છાજતા રેવાજોના ગુલામ થઇ રહ્યા નહીં હતા, પણ તેઓથી વખતને અનુસરતા લાયક ફેરફારો થઇ ઘણા સારા રેવાજો હસ્તીમાં આવ્યા છે અને તેના મોજુદ અનેક દાખલાઓ મળે છે. અગર આપણે આવતી ઓલાદથી એવાંજ લાયક માનની આશા રાખતા હોઇએ, તો સજાવર છે કે આપણા દાનેશમંદોને રૂડે પગલે ચાલી નાપસંદ રેવાજોમાં દીનને અનુસરતા ફેરફાર કરી બાપીકા મજહબને જેબ આપવી જોઇએ અને ભાવષ્યની ઓલાદને ઉત્તમ વારસો આપી જવાની પવીત્ર ફરજ સમજવી જોઇએ.

હાં કોમી કેળવણી અને તેનાં ઉંચાં બુદ્ધિબળને અગર હું અપીલ કરૂં અને તેને હાથ ધરેલા આ ડોસલાંના દાખલામાં બિન તાસુબીએ મને સાંભલવા માનપુર્વક અરજ

કરૂં, તો તેમાં હું ખોટો ઠરીશ નહીં. એનો સબળ સબબ એ છે, કે ત્યાં ફ્રવરદેગાંનના મહાન અવસરની અસલિયાત રદ કરવા કે તેને તજી દેવા કહ્યું નથી, પણ અસલનું જે ખુબીવંતું છે તેને અખંડ રાખવા અને તેની જાળવણી કરવા કહ્યું છે. વળી ત્યાં જુનાંને રદ કરી તેની જગા કોઇ નવાં સાધનોથી પુરી આપવાબી કહ્યું નથી, પણ અસલિયાતને કાયમ રાખી તેની ખાલેસીમાં પાછળથી જે નાપસંદ ભેળ થયો છે, તેને દીની ખાલેસી તથા કોમી હિત ખાતર તજી દેવા કહ્યું છે. એમાં ધાર્મિક ભણતરો અને નિર્દોષ ક્રિયાઓ ઉપરનું આપણું યકીન ડામાડોળ કરવાનો હલકો હેતુબી સમાયલો નથી, પણ તેમાં થયલા ભેળનાં વજનદાર કારણો દર્શાવવાનો અને દીનદારીનો ખરો રાહ દેખાડવાનો નિર્મળ હેતું રાખવામાં આવ્યો છે. એમાં પાક ભણતરો અને ખાલેસ ક્રિયાઓનાં ધાર્મિક મુળને આસ્થારૂપી પાણી પાઇ ઉછેરવાની અને તે ઉપરના ઇમાનની જાળવણી કરવાની કોશેશ કરવામાં આવી છે. એમાં આપણે જોયું અને તપાસ્યું છે, કે જુનામાં જે કાંઇ સ્વચ્છ છે પણ ગડલું નથી, કોમી હિતનું છે પણ હિણપસતી ભરેલું નથી, અને મહજબને જેબ દેનારૂં છે પણ ઝાંખ લગાડનારૂ નથી, એવી અસલિયાત જાલવવા, તેને અખંડ રાખવા અને તે ઉપર અમલ કરવા હું ઘણા ભાર સાથે બોલ્યો છું. માટે તે ઉપર ગૌર કરવા, ખરાં-ખોટાનો ફરક સમજવા અને ખરો રાહ અખત્યાર કરવા કોમની સારી સમજ ઉપરજ હું રેહવા દઇશ.

**વડાં વડેરાંને પગલે શું આપણે ચાલ્યાં છીએ?**

દીની રસમો પાળવામાં વડીલોને પગલે ચાલવાનું અને તેઓને વફાદાર રહેવાનુ આપણું અભિમાન ખરેજ માનને લાયક છે, પણ આપણે જોઇશું કે વડીલોને વફાદાર રહેવાનો જે દાવો કર્યે છીએ તેને શું આપણે સાચાં નિવડયાં છીએ ? એક સદી અવ્વલ આપણાં વડીલો ઘણાંજ થોડાં અને સાદા-સુતરાં સાધણો સાથે ફ્રવરદેગાંન અને મરણને લગતી બીજી ક્રિયાઓ કરી સંતોષ પામતાં હતાં તેમ તેઓને પગલે ચાલી શું હાલે આપણે કર્યે છીએ ? એનો જવાબ નિષ્ફળતા અને નિરાશામાં આપણને મળે છે. ફ્રવરદેગાંનનો મહાન અવસર કેમ ગુજારવો તે માટે દીનઆગાહ વડીલોની જુની રસમમાં જે જે કાંઇ મળે છે, તે કોઇ તવંગરોથીજ બજા લાવી શકાય એવું ખરચાળ નથી, પણ મધ્યમ અને ગરીબ એ બને વર્ગ બર લાવી શકે એવું સાદું અને સુતરૂં છે. આ મુઆફુલ રસમ મુજબ એક સદી ઉપર આપણાં વડીલ બાપદાદા અને મમાઇ-મપાઇઓ મરણ પાછલના દાસી ફીસીઆરીના ખર્ચોથી જ્યારે નિરાળાં હતાં, ત્યારે તેઓ આ ધાર્મિક ક્રિયાઓનો

મહિમા ઇમાનદારી સાથ ઘેરેઘેર પાળતાં હતાં. તેઓ બે અને ચાર આનાના કાહવ માટીનાં બેહેડાં ખરીદ કરતાં, અને તેમાં ચોખ્ખું પાણી ભરી અલાહેદા ઓરડામાં માટી કે છાનાં બનાવેલા ચોતરાઓ ઉપર મુકતાં. બે ચાર આનાની અને ઘણા દહાડા ચાલે એવી, લીલી અને કાચી ફ્રુટ ખરીદ કરતાં. એકાદ બે આનાના ગુલગોટા, ગુલછડી, સમન્જો વગેરે ટકાઉ ફુલો ખરીદ કરતાં. આફ્રીન્ગાન માટે ફુલોની સગવડ નહી હોય, તો દાદમનાં ઝાડની પાંદડી વાપરતાં. લોહું વગેરે હલકી ધાતુનાં આફ્રગાનિયાંનોનો ઉપયોગ કરતાં. ધાતુનાં મેળવવાની દૈવત નહીં હોય, તો માટીનાં બનાવેલાં આફ્રગાનિયાં (સગડી) માં આતશ રોશન રાખતાં. સુખડનો તાછો લુબાંન બાળતાં. સુખડનો તાછો ખરીદવાની ગુંજાસ નહીં હોય, તો તાછાના થોડા ભુકા સાથે બાવળનાં સુકાં લાકરાંની છોઠી બાળતાં. બાજ ઇજવા માટે સાદા દરૂન અને ઘઉંના લોટમાં ગોળ ભેળીને મીઠું પકવાન બનાવતાં. બાજ આફ્રીન્ગાનમાં ઇંડાં-કેળાં વગેરેનો ઉપયોગ કરતાં. તેઓ આખાં મુકવાની શકિત નહીં હોય તો બાફેલાં કેળાં કે ઇડાં વગેરે અરધું અરધું, કે તેથીબી નાના ભાગો પાડી વેહેંચી આપતાં. ખપ જોગું અને સાદુ સુતરૂં રાંધીને સતુમ ભણાવતાં. અને એવાંજ બીજાં થોડાં અને સાદાં સુતરાં સાધનો સાથે બાજ-રોજગારની ક્રિયાઓ કરતાં હતાં, અને પોતાનાં વહાલાં ગુજર પામેલાં વડીલો તથા બેશાવંદો તરફની પાક ફરજ અદા કરવાનો વાજબી સંતોષ લેતાં હતાં. આજે તેમ કયાં થાય છે? આજ તો દેખાદેખીથી વધારી દીધેલા મરણ પાછળના બેજા ખર્ચોને પુગી નહીં વળવાને લીધે, નેઆગાંનો અને નજદીકના ખેશીઓ તરફની ફરજને ભુલી જવામાં આવે છે અને તેઓ તરફ નિમકહરાંમી અને નગુણાપણું દેખાડવામાં આવે છે. થોડા ખર્ચે પણ ભાવ અને ભક્તિ સાથે થતાં ભણતરો અને ક્રિયાઓ હાલના કરજદારી નજદીક લાવનારા બેજા અને બેઅંદાઝ ખર્ચો કરતાં હજાર દરજ્જે બેહેતર છે. દીનથી ઉલટા બેઅંદાઝ ખર્ચો કરવાથી રવાનો ખુશાલ રહે છે, અને થોડા ખર્ચે તથા ભક્તિભાવ સાથે થતાં ભણુતરો અને ક્રિયાઓ રાહામાલ જાય છે, એવું શિક્ષણ જરથોસ્તી ધર્મે કદી આપ્યું નથી. બલકે આ મહજબે દીન પાળનારા બાવિકોને "જેવી શકિત તેવી ભકિત"ના જાબજા વ્યહવારૂ ઉમદા પાઠો શિખવ્યા છે.

વળી બીજુ, આપણા આગલાં વડીલો ફ્રવરદેગાંનનો અવસર અઢાર દિવસ પાળતાં નહીં હતાં. તેઓ પાણીથી ભરેલાં બેહેડાંઓને અમુક દિવસો સુધી વાસી હાલતમાં, કે હાલના નવીન સુધારા મુજબ તાજાં પાણીથી ભરેલાંસાણોએક વ દિવસબી અનામત મુકી રાખતાં નહીં હતાં, અને તેઓ બેહેડાંઓનો કોઇ આકાર ઉભો

કરતાં નહીં હતાં. તેને સ્વાનની બેઠક માનતાં નહીં હતાં અને પેલાં બેહેડાંઓમાં મરનારનો વાસો થયલો સમજતાં નહીં હતાં. બેહેડાંઓનો કિબ્લો કરી તેની સન્મુખ નમસ્કારનું ભણતર કરતાં નહીં હતાં અને તેની સન્મુખ સર નમાવી તેને સેજ્દો કરવાનું અને પાય પડવાનું સવાબકાર સમજતાં નહીં હતાં. વળી પાણીનો ચશ્મો કે બાગ બનાવવાનો તેઓને ખ્યાલ વટીક નહીં હતો. આ સઘળાંનાં સબળ કારણો હતાં. તેઓ પાણીથી ભરેલાં બેહેડાંઓને અનામત અલાહેડાં મુકી રાખતાં નહીં હતાં, પણ તેમાંથી ખપ પ્રમાણે પાણીને ચોખું-પાખું કરવાના ચાલુ ઉપયોગમાં લેતાં હતાં. વળી તેઓ ટાક કે માચીમાં ફ્રૂટ-ફુલોનેબી અનામત રાખી મુકતાં નહીં હતાં, અને જાત જાતની ફ્રૂટને રવાનોના જુદાજુદા શારિરીક અવયવો સમજતાં નહીં હતાં, કારણ કે, તેમાંથી તેને તો તેઓ છોલી-છાલી અને કાપી-કુપીને દરરોજ બાજ-આફ્રીગાંનનાં ચાલુ વપરાસમાં લેતાં હતાં. વળી તેઓ દરેક મરનારની નૈયતે ઇજાવવા જુદાંજુદાં બેહેડાં, તેમજ હાલના નવા અને નકલી સુધારા મુજબ પાણી ભરવાનાં ચાંદી કે રૂપાંનાં ખાસ નવાં વાસણો ખરીદ કરતાં નહીં હતાં. કારણ કે પ્રથમ તો તેઓ માટીનાંજ હતાં. હાલ હિન્દના કેટલાંક ગામડાંઓ અને શેહેરોમાં ચાંદી—રૂપાનાં નકલિયાત બેહેડાંઓ સાથે માટીનું જે ખાસ બેહેડું ઉભું કરે છે, તે અસલ માટીનાં બેહેડાંની અસલિયાતની આપણને આબાદ યાદ આપે છે.

હવે લ્યાં સ્વભાવિક સવાલ આપણી સન્મુખ આવી ઉભો રહે છે, કે આ ડોસલાંના અનેક દાખલામાં શું આપણે વડીલોને વફાદાર છીએ? વખતે અને કવખતે રેવાજનો આશરો શોધવામાં શું આપણે વાજબી છીએ? એક વેળા આપણા વડીલોની હાલત ઘણી બતંગ હતી, અને એવા ઐયાંમમાં તેઓ જે હાલત અને જે સંજોગોમાં મુકાયલાં હતાં, તેજ હાલત અને તેજ સંજોગોમાં હાલ મુકાવા હું કહેતો નથી. લ્યાં હું જે દેખાડવા માંગું છું, તે ફેરવાયલા સંજોગોને સ્વભાવિક રીતેજ તાબે થવા છતાં, વડીલોને વફાદાર રહેવાનું આપણું અભિમાન અચુક નથી, અને તેઓ તરફની વફાદારીના આપણા દાવામાં વજુદ નથી.

**બેજા ખર્ચો.** આપણા ગુજર પામેલાં વહાલાંઓ ગજા ઉપરાંત રૂપાંનાં બેહેડાં, મારબલની ટેબલ, બીલોરી કે રૂપાંનાં ફુલાવરવાઝો, રૂપાંનાં આફ્રરગાંનયાં, ઉંચી જાતની ફ્રૂટ, ખાજાં-સીંગરનાં પકવાનો કે એવાંજ બીજાં ઉંચી જાતનાં સ્વાદિષ્ટ મિષ્ટાંનોથી ખુશનુદ થતાં નથી, અને તેઓને તમારા પાક મજહબે એવાં ઉંચાં અને ખર્ચાળ સાધનોથી ખુશનુદ થતાં

દેખાડવાંબી નથી. અશોનાં ફ્રોહરોની ખુશનુદી અને ખાહેશના ખુલ્લા ઇશારાઓ અવસ્તામાં મળે છે. તેનો ભાવાર્થ જોતાં તેઓ એટલુંજ ઇચ્છે છે, કે અમારી નામ બ નામ યાદ જારી થાય અને તમો યાદ કરનારાંઓનો આત્મા પવિત્ર થાય. અમારી કીર્તિઓ ગવાય અને તે ઉપરથી જીવતાંઓમાં દાખલા લેવાય. અમારે ખાતર ખોરાક અને વસ્ત્રના હાથે, અશોઇ તરફ પોહોંચાડનારી નમાજ (ભક્તિ) ની અસરકારક ભેટો અપાય અને અશો લોકોને તથા હાજતમંદોને અંનદાન અને વસ્ત્રદાનની અશોદાદ અપાય. એવી સાદી ખાહેશમાન અને મોહોબ્બત સાથે તથા ભાવ અને ભક્તિ સાથે પાર પડવાથીજ તેઓને શાદમાંની અને શાંતિ થતી દર્શાવી છે. તવંગરો મરનારને નમે જમણવારો પાછળ અને એવાજ બીજા મરણુ-જીવણુના ખોટા ખર્ચો પાછળ સેંકડો રૂપૈયા બરબાદ કરે, પણ ગરીબ વર્ગ પોતાની ગુંજાસ મુજબ આસ્થા સાથે જે જે સવાબકારી કરે, તેનો દરજ્જો તવંગરો કરતાં ઉતરતો નથી. ગુજરનારને નામે અને ધર્મ ને બ્હાને ગજા ઉપરાંત થતા ખર્ચોથી ગરીબ આબરૂદાર કુટુંબો પાયામાલ થયાં છે અને થતાં જાય છે. જેઓ દેખાદેખીથી ગજા ઉપરાંત કીસીઆરીના ખર્ચો કરી કર્જદાર બને છે, તેઓ ધર્મની રૂએ ગુનાહનાં શરીક થાય છે. ધર્મને નામે આમેજ થયલા ભુલભરેલા રેવાજો અને વેહેમોનાં દુઃખદાયક પરિણામો આપણે સ્વભાવિક ભોગવ્યે છીએ.

**બોજા ખર્ચોમાં સમાયલો જોખમ.**

• ગુજરનારને નામે ગજા ઉપરાંત ખર્ચો નહીં કરવાનું અસરકારક ફર્માન **વંદીદાદમાં** મળે છે. તેમાં મરનારની લાસ અને લાસ ખવાઇ જવા પછી તેનાં હાડકાં એ બંને લાયક જગાએ એલાહેદાં મુકવા માટે બે બાંધકામો ઉભાં કરવાનું ફર્માન થયલું મળે છે. આ મઆકુલ ફર્માન ગુજર પામેલાઓ તરફની આપણી ફરજ શી છે તેનું ખરૂં જ્ઞાન આપે છે. ધર્મ શિખવે છે, કે મરનારની લાસ તથા હાડકાંની વ્યવસ્થા તમારી સ્થીતિ મુજબ બાંધકામો બનાવવાં. અગર સ્થીતિ સારી હોય તો તે .પત્થર તથા છોંએ—ઇંટનાં પાકાં બાંધકામો ઉભાં કરવાં, પણ તમારી હાલત ગરીબ હોય, તો ફક્ત માટીનું કાચું બાંધકામ બનાવવું, અને તે ઉપર લાસને ખોલ્લી મુકવી, તથા તેનાં હાડકાં ચાદર કે ચટાઇમાં વીંટાળીને અલાહેદાં મુકવાં. વળી મરનારને સંજોગવાનાં કપડાં નવાં વાપરવાં નહીં, પણ ધોએલાં તથા જુનાં-ઘસાયલાં વાપરવાં, અને એવાં કપડાંનો એક નાનામાં નાનો કકડો બી વધારે વાપરવાનો ગેરઉપયોગ કરવાનાં કામને **વંદીદાદમાં** અજીમ ગુનાહ ભરેલું જાહેર કીધું છે. આ ત્રણુ મોતેબર ફર્માનો જરથોસ્તીઓને પ્રથમ પોતાની હાલત

તરફ નેગાહ રાખવા શિખવે છે, અને ત્યાર બાદ મરનાર તરફની પોતાની પાક ફરજ અદા કરવા ફરમાવે છે. તે મરણ પાછળ થતાં ખર્ચોમાં ઉડાઉપણાંના દુરગુણોથી દુર રહેવાની નસીહત આપે છે, અને કરકસરનાં ઉંચા સદગુણ ઉપર અમલ કરવા શિખવે છે. આ અકલપસંદ ફરમાન તવંગર તેમજ ગરીબ એ બેઉ વર્ગને એક સરખો સંતોષ પમાડનારાં ડહાપણનાં ઉદાર ધોરણ ઉપર રચાયું છે. જરથોસ્તી ધર્મ શિખવે છે કે, જીવતાં કે ગુજર પામેલાંઓ તરફની ધર્મે ફરમાવેલી આપણી અમુક ફરજ અવસ્ય બજાવવી, અને તે બજાવવામાં તવંગર યા ગરીબ વરગ પાછળ પડે, તો તેઓ ફરજનાં ચોર ગણાય. પણ તે ફરજ દરેકે પોતપોતાની ગુંજાસ મુજબ અદા કરવી ઘટે છે. વળી જરથોસ્તી ધર્મ દીનચાશીદારોને સવાબ મેળવવાની ઉમેદમાં મરનારને નામે અણઘટતા ખર્ચો કરવાથી પરહેજ રહેવાની, અને પરહેજ નહીં રહેવાથી ગુનાહમાં શરીક થવાની ચેતવણી આપે છે. આ રૂડી ચેતવણી તરફ અગર બલાં હમદીનોનું લાયક ધ્યાન ખેંચાય, અને તે ઉપર લાયક અમલ થાય, તો મરણ પાછળ થતા ખોટા ખર્ચો બેશક ઓછા થાય, અને ગરીબ હમદીનોની બતંગ હાલતમાં બેશક સુધારો થાય. વંદીદાદનું મજકુર મઆકુલ ફર્માન મરણ પાછળ ઘટતા ખર્ચો કરવાની ટુકી હદમાંજ અટકતું નથી, પણ તે ઘણો બોહોળો અર્થ ધરાવે છે. આ ફર્માન એક સાચા જરથોસ્તીને તેની ધાર્મિક કે વ્યહવારીક દરેક હીલચાલમાં ઘટતી હદ જાળવતાં શિખવે છે. તે શિખવે છે કે દરેક ધાર્મિક કાર્યોમાં કોઇબી ચીજનો ખપ કરતાં વધારે ઉપયોગ કરવો નહીં, અને એક ચીજનો જરૂર કરતાં વધારે ઉપયોગ કરવો એ પેલી ચીજનો ગેરઉપયોગ કરવા બરાબર છે, અને એવી રીતે થયલાં કોઇબી ધાર્મિક કાર્યો ધર્મમાં ગુનાહ ભરેલાં જાહેર કીધાં છે. માટે દીનદારોને વાજેબ છે, કે સવાબ મેળવવાની ઉમેદમાં કોઇબી દીની કાર્ય કરતાં ઘટતી હદમાં રહેવું જોઇએ, અને આ સવાબકારી સાથે જે જવાબદારી જોડાયલી છે, તે તરફ તેઓનું ગંભિર લક્ષ ખેંચાવું જોઇએ. જેઓ ખુદની ખાંમીને લઇને, દીની ફર્માનો કરતાં રવાયતના ફતવાઓ અને ચાલતા આવેલા રેવાજોને પેહેલી અગત આપે છે, તેઓને આ જાણવું અગત્યનું છે કે, મરનારની નયતે કોઇબી ચીજનો ખપ કરતાં વધારે ઉપયોગ કરવાનાં, અને કવખતે થતાં કોઇબી કાર્યથી થતા અનર્થનો ખુદ **રવાયતમાં** એક અસરકારક દાખલો મળે છે, કે **"આડે આડે દહાડે મુઆંની નૈયતે ખાણું કરે તે નહીં પહોંચે."** રવાયત લખનારના આ મત મુજબ મરનારની નયતે થતું કાર્ય ઘટતી હદમાં રહીને, તેના બરવકત ઉપર થાય તેજ રવા ગણાય, અને કોઇબી ચીજનું જરૂર કરતાં વધારે ઉપયોગ સાથે અને કવખતે થતું કોઇબી કાર્ય નારવા ઠરે છે.

**એક ગંભિર ભુલ.**

આપણા વહાલાં ગુજર પામેલાં અશોની યાદમાં તેઓનાં રવાનો અને ફ્રોહરોની ખુશનુદીના સબબો બેશક સમાયલા છે, પણ રવાનોની બેહેતરી કરવા અને તે બેહેતરીમાં બેજા ખર્ચોથી વધારો થતો સમજવામાં ગંભિર ભુલ ચાલતી આવી છે, અને આ ભુલનાં ઘણાં માઠાં ફળ નિપજતાં આપણે અનુભવ્યે છીએ. આ દીનથી ઉલટા ભુલ ભરેલા ખ્યાલને લીધે અકસર ભોળાં બાનુઓ મરણનાં ખર્ચો પાછળ ગોયા અર્ધઘેલાં બની જાય છે, અને આ ઘેલાંપણામાં મરનાર તરફની ખરી ધાર્મિક ફરજો તેઓ ભુલી જાય છે. તેઓ મરનારની નયતે થતાં ભણતર—ક્રિયા માટે જોઇએ એવી ઘટતી કાળજી રાખતાં નથી, કે તેમાં ભાગ લઇ ખરી ફરજ અદા કરતાં નથી, પણ મરણ પાછળ મીઠાઇ—મેવા અને ભાતભાતનાં પકવાનો બનાવવામાંજ પોતાની સઘળી કાળજી ખપાવે છે. તેઓ પોતાની સકમાઇના પૈસાનો અનર્થ કરે છે, કે જે પૈસાનો રૂડો ઉપયોગ કરવાના બીજા ઘણા રસ્તા હોય છે. મરણના અવસરો ઉપર ધર્મે નહીં ફરમાવેલા અને ન છાજતા ખર્ચોના ગણત્રીના થોડાજ દાખલા હાં હું દેખડીશ (૧) મરનારને અવ્વલમંજલ લઇ જવા નવી ધ્રાંહાંન, (૨) મરનારને સંજોગવાનાં નવાં કપડાં, (૩) નસાસાલારોને નવા વાગા (૪) ડોસલાં માંડવાનાં નવાં બેહેડાં, (૫) મરનાર મર્દ હોય તો ઓરતનું, અને ઓરત હોય તો મર્દનું જોડું લગાડી આપવું, (૬) ગુજરનાર શાહાનશાહી ટોળાંનો હોય, અને તેની સગાઇ કદીમી ટોળાંમાં થયલી હોય, તો મરનારની ક્રિયા શાહાનશાહી અને કદીમી બંને રવૈયા મુજબ જોડું લગાડી, બેવડી અને ચોવડી ક્રિયાઓ જારી રાખવી, (૭) જોડાંની ક્રિયાઓ કરવી, (૮) જોડાંના સીઆવના કપડાં અને જોડાંનાં નવાં વાસણો છજાવવાં, (૯) મરણના પેહેલા વર્ષના ત્રણુસો ને પાંસઠ દિવસો સુધી બાજઆફ્રીગાંન જારી રાખવાં, વગેરે વગેરે દીનથી ઉલટા ખર્ચો સાથ મરણ ક્રિયાની શરૂઆત થાય છે. અને એવાજ બીજા બિનજરૂરી ખર્ચો મરણના સેવટના અવસરો સુધી જારી રહે છે. એવા અણઘટતા ખર્ચો થવામાં તવંગરોને ખોટ ખમવી પડતી નહીં હશે, પણ તવંગરોનું જોઇને દેખાદેખીથી મધ્યમ તેમજ ગરીબ વર્ગ એવા બેજા ખર્ચોના બોજા હેઠળ કમનસીબે કચડાતો અને છુંદાતો રહ્યો છે. માટે સમજુ હમદીનોએ એવા ખોટા ખર્ચોથી બાઝ આવવું ઘટે છે, અને મરણ પાછળ ગુંજાસ મુજબ ઘટતા ખર્ચો કરવાના વંદીદાદના મજકુર મઆકુલ ફર્માન ઉપર અમલ કરી તેઓએ સવાબકાર થવું ઘટે છે. કોમનો અમુક વર્ગ દીની ખાસ તત્વોથી નાવાકેફ હોય એ સ્વભાવિક છે અને તેઓ એ બેખબરીને લીધે ધર્મને નામે મરણ જીવણના ખોટા ખર્ચોમાં તણાયા જાય એ પણ કુદરતી છે. માટે એવા કમનસીબ

હમદીનોને બેજા ખર્ચોના બોજામાંથી બચાવી લઇ, તેઓની દસ્તગીરી તથા સાચી રાહબરી કરવાની પાક ફરજ દીનના સાચા રાહબર દસ્તુરોની છે. કબુલ કરીશું કે મરણ–જીવણના હદ બાહરના ખર્ચો કોમી ગરીબીનું એકલું કારણ નથી, પણ બીજા ઘણાં કારણોમાંનું એક છે તેમાં જરાએ શક નથી. આ મુશ્કેલી ઓછી કરવાનો એક ઉપાય આ છે કે, તવંગરોએ મરણ–જીવણના ઘટતા ખર્ચો કરી ગરીબોને જાતી દાખલો આપવો ઘટે છે, અને એનો બીજો અકસીર ઉપાય આ છે, કે કોમના આગેવાનો અને દીનના દસ્તુરોએ સાથે મળી, ગામો અને શેહેરોમાં જરથોસ્તી અંજુમનો બોલાવી મરણ–જીવણના ઘટતા ખર્ચો કરવાના ઠરાવો કરવા, જેને કોમનો સમજુ વર્ગ પોતાની સંમતી અને પસંદગી આપવા વિના કદીબી રેહશે નહીં, કારણ કે કોમના મોટા ભાગને મરણ–જીવણના લખલુટ ખર્ચોનો કડવો અનુભવ મળી ચુકો છે, અને ખોટીજ માત્ર અગ્રેસરોએ કોમની બેહેતરીના ઇલાજો કામે લગાડવાની અને તે માટે લાયક યોજના ઘડવાની છે.

**ગંભિર પરિણામ.**

આપણાં કેટલાંક અવિચારી દીનથી ઉલટાં કામોએ મરનારો તરફની આપણી માનની ઉંડી લાગણીથી ઉલટાંજ પરિણામો કુદરતી રીતે નિપજાવી આપેલાં ત્યાં આપણે જોઇશું. પાછલા વખતમાં અપાયલા "હુરક" યાને ડોસલાં બેસાડવાં અને એવાજ બીજા બિનજરૂરી કુતવાઓ વખત વેહેતાં જોકે તેને ઘટતે ફુજે પુગા છે, તોપણ કેટલાક દાખલામાં દીનને લગતાં ખાસ ફર્માનોને, અને વડીલોથી ઉતરી આવેલી રૂડી રાહો રવેશને, પાછળથી મોટું અને ખોટું રૂપ આપવામાં આવ્યું છે, જેથી તેઓ ગમે એવાં મઆકુલ હોવા છતાં, પેલા અણઘટતા અને ન છાજતા ખર્ચોને પુગી વળાતું નથી, અને પરિણામે અંતે તેઓ ફરજીઆત પડતા મુકાયાં છે. દાખલા તરીકે દીનના હુકમ મુજબ આખર સાલે ફરવરદેગાંનનાં દશ દિવસ અશોના ફરોહરોની પાક યાદ મોહોલ્લે મોહોલ્લે અને ઘરેઘર જારી રહેવી ઘટે છે. આપણે પુછીશું, કે પોતાના આગલાં નેઆગાંનો અને નજદીકનાં વહાલાં ખેશાવંદો તરફ વફાદારી અને માનની ઉંડી લાગણી દર્શાવનારી આ પાક ફરજ હાલમાં કેટલાં ફરજંદ—વારેસો પોતાનાં ઘરોમાં બજા લાવે છે? જવાબ મળશે કે ઘણાંજ થોડાં, અને તેનું બિતરનું કારણ જ્યારે તપાસીશું, ત્યારે તેમાં આ અવસરો ઉપર વધારી દીધેલા બિનજરૂરી ખર્ચો, અને ભોળી બાનુઓએ માથે વોહોરી લીધેલી ફોકટની વેઠ નજરે પડવાં વિના રેહતી નથી. હાલમાં મુકતાદ અને મરણના બીજા અવસરો ઉપર મીઠાઇ–મેવા તથા જમણવારો

પાછળ લખલુટ ખર્ચો, અને **ડાસલાં બેસાડવાં** પાછળ ફાકટની વેઠ **અઢાર અઢાર** દિવસો સુધી ઉઠાવવામાં આવે છે. હવે એ સઘળાં ઢીંગાંણું અને તીખલનું પરિણામ શું આવ્યું છે? એનું સ્વભાવિક પરિણામ, વખત વેડફતાં, વડીલો તરફની એક ધાર્મિક પવિત્ર ફરજને પડતી નાંખવા, અને તેને વીસારી દેવામાં આવેલું આપણે ખેદ સાથ જોઇએ છીએ. આ અવ્વટીટ ખર્ચો અને ફાકટની વેઠને પુગી નહીં વળાવાને લીધે, પારકે ઘર અગર દરેમેહેરોમાં પેલાં દીનથી ઉલટાં **ડાસલાં** બેસાડી અને ત્યાં પાંચ-પંદર રૂપૈયા મોકલી આપી ફાસળ પતાવવામાં આવે છે! મુંબઇ જેવાં પરકોમનાં ભેગાં વસવાતવાળાં શેહેરોમાં પાકી જગો સાથે આ ફરજ એક બારગી અદા થઇ શકિત નહીંબી હોય, પણ પારસીઓથી વસાયલાં ગામડાંઓમાં એવી હરકત નહીં હોવા છતાં, ત્યાંની **દરેમેહેરોમાં** મુકતાદ માંડવાનો ભુલભરેલો રેવાજ દાખલ કરવામાં આવ્યો છે, અને ત્યાં એ પાંચ રૂપૈયા આપી પોતાનાં ગુજર પામેલાંઓને દરેમેહેરોનો હવાલો આપવામાં આવે છે! આ શું દેખાડે છે? આપણે વારેલાં વળ્યાં નથી પણ એમાં હારેલાં વળવાની આપણી નબળાઇ દેખાઇ આવે છે. **ફરવરદેગાંન** અને મરણના એવાજ બીજા ગંભિર અવસરોને ખર્ચાળુ તથા જેહેમત ઉઠાવનારા બનાવવાને લીધે તેઓની અગત અને અસર આપોઆપ ઓછાં થતાં જાય છે, અને દીન ઉગતબાજ-રોજગાર તરફનું દીન ઇમાન ઘટતું જાય છે. પરિણામે અંતે ગુજર પામેલાં વહાલાં ખેશીઓની યાદ પોતાનાં ઘરોમાં અને પોતાનાંજ કુટુંબ કબીલાઓની નજરોનજર નહીં થવાથી, તેઓની પાક યાદ ઉધરતી ઓલાદના મન ઉપર તાજી રાખવાની અને તેઓની નેકનામીનો રૂડો દાખલો લેવાની, ધર્મની અસલ મકસદ બર આવતી નથી. આ ઉપરથી ખાતર જમા થશે કે વડીલો તરફની ફરજને આપણે સાચાં નિવડયાં નથી, બલકે બેવફા અને નગુણાં છીએ.

**ડાસલાં અને ફરવરદેગાંન.**

આપણે જોયું અને તપાસ્યું કે ડાસલાં બેસાડવાની તર્તીબના પાયામાં થોડુંબી વજુદ જણાતું નથી, તેની કોઇ ઉમદા મતલબ ઉઠાડી શકાતી નથી, કે તેને જરથોસ્તી મજહબનો ટેકો નથી. ડાસલાં બેસાડવામાં ખુબીવંતું કશુંએ જણાતું નથી, અને તેની ખુબી દર્શાવનારી જોકે કોઇ ખાસ દલીલો હસતી ધરાવતી નથી, તોપણ ભોળા જરથોસ્તીઓ દીનનો રાસ્તરાહ ચુકીને તેની પાછળ પૈસો, વખત અને મેહેનત ફાકટ બરબાદ કરે છે અને સવાબ મેળવવાની ઉમેદમાં ગુનાહ હાંસેલ કરે છે. તેઓ એવું સમજતાં જણાય છે કે, ડાસલાં બેસાડવાં એ મરનારની નયતે થની એક જરૂરી ક્રિયા છે, પણ તેઓની આ સમજ ભુલભરેલી અને પાક જરથોસ્તી મજહબને નામોશી લગાડનારી છે. ડાસલાં બેસા-

કવાથી મરનારનાં ફ્રોહરોની ખુસ્નુદી થતી નથી, કે જીવતાઓને સવાબ પહોંચતો નથી. આ ખુસ્નુદી અને સવાબકારી ફ્રવરદેગાંનની:(આફ્રીનગાંન, બાજ, જશન વગેરે) ભણતર-ક્રિયા સાથ સંબંધ ધરાવે છે. ડોસલાં બેસાડવાનો દીનની રૂએ જોતાં કોઇ અકક્લપસંદ અર્થજ નથી. પણ ફ્રવરદેગાંનનો અર્થ ફ્રોહરોની યાદના હીંગામો, અથવા ફ્રવરદેગાંનનાં દિવસનો અર્થ ફ્રોહરોની આરાધનાના દહાડા થાય છે. ડોસલાં મજહબની રૂએ નિરૂપયોગી અને નારવા છે, પણ ફ્રવરદેગાંન ઘણી મોતેબર ક્રિયા છે. ડોસલાં એ ફ્રવરદેગાંનના અવસરો સાથ નિસ્બત ધરાવતી કોઇ ખાસ ક્રિયા નથી, અને તેને ફ્રવરદેગાંનની ક્રિયાના એક ભાગ તરીકે ભેળવાં જોઇતાં નથી. **ડોસલાં અને ફ્રવરદેગાંન** એ બે એકમેકની વિરૂધ જતી વીધીઓ વચ્ચેનો ફરક જ્યારે સમજવામાં આવશે, ત્યારેજ દીનની રૂએ ઘટતું શું અને અણઘટતું શું તેની ખરી સમજ મેળવી શકાશે. ડોસલાં રવા નહીં હોવાથી ફ્રવરદેગાંનની ક્રિયાને આપણે નારવા સમજવાની નથી. ફ્રવરદેગાંન આપણા દાનેશમંદ વડીલોએ ઠરાવેલી વાર્ષીક પાંચ ફરજોમાંની એક ખાસ હંગામી ફરજ છે, અને તે દરેક સાચા જરથોસ્તીએ તેનાં ખરાં હિંગામ ઉપર ફરજીઆત અમલમાં મુકવાની છે, કારણ કે આ ક્રિયા ઘણી મોતેબર નેમ ધરાવે છે.

**ફ્રોહરોની આરાધના સાર્વજનિક અને પરમાર્થિ છે.**

જરથોસ્તી મજહબની એક મુળ નેમ એ ધર્મ માનનારાંઓને ત્યાં ગોખી રાખવાની છે કે, આ ક્રિયામાં જે જે આરાધના કે યાદ થાય છે તે બેગુનાહ, અશો અથવા ભલાં લોકોનાંજ ફ્રોહરોની થાય છે, કોઇ ગુનાહકારો યા બદકારોની થતી નથી. આ ફ્રોહરો વળી ગુજર પામેલાંઓનાંજ હોતાં નથી, પણ જીવતા ભલાં લોકોનાંબી હોય છે. વળી તેઓ માનવી જાતનાંજ હોતાં નથી, પણ કુલ્લે જાનદાર ભલી પેદાયશનાંબી હોય છે. ફ્રવરદેગાંનની ક્રિયા કોઇ એક ભલાં મરનારની ખુસ્નુદી માટેજ થતી નથી, એકથી અનેક ભલાં જરથોસ્તીઓ માટેજ થતી નથી, ભલાં જુદદીન નર–નારીઓ માટેજ થતી નથી, પણ તમામ જીવતી અને ફરતી જગતની આબાદી અને વૃદ્ધિ માટે થાય છે. આ ક્રિયા વર્તમાનકાળનાંજ નહીં, ભુતકાળનાંજ નહીં, પણ ભવિષ્ય કાળનાં અશોનાં ફ્રોહરોનીબી ખુસ્નુદી અને વૃદ્ધિ માટે થાય છે. આ મુજબ ફ્રવરદેગાંનની ક્રિયા બોહોળી ઉદાર નેમ ધરાવે છે, અને તે કોઇ એકજ વર્ગના લાભ માટેની નથી પણ **સાર્વજનીક લાભની છે.** ત્યાં આ ક્રિયાનાં મહત્વ અને મોતેબરીનું વાજબીપણું આપણે જોઇ શકીએ છીએ. આ ઘણી ગંભિર ધાર્મિક ફરજ છે અને તે આપણાં ગુજર પામેલાં નિયાંગાંનો અને નજદીકનાં વહાલાં ખેશાવંદો વગેરેની આખર સાલે **દશ દિવસ** સામટી યાદ જોકે જારી

રાખવાની છે, તોપણ આ પાક ફરજ સૌ સૌએ પોતપોતાની ગુંજાસ મુજબ અને દીનના હુકમ મુજબ, ઘટતી રીતે અને બરવકતે અદા કરવી જોઇએ.

આખર સાલે અસ્પંદાર માહના **આસ્તાદ** રોજથી **વહેસ્તોએસ્ત ગાથા** સુધીનાદશ દિવસ ગમીનો ફરવરદેગાંનનો અવસર છે, અને તે મુકતાદ તથા ડોસલાંનાં બેગાંના નામેબી ઓળખાયો છે, માટે તે ગમીના અવસર તરીકેજ પળાવો જોઇએ, અને તેને શાદીના અવસર સાથે ભેળવાની ભુલ થવી નહીં જોઇએ.

**શાદી અને ગમીના અવસરોમાં ગંભિર ઘોંટાળો !**

હવે બેસ્તાં નવાં શાલે શરૂ થતો **હોરમજદ રોજથી ખોરદાદ રોજ** (ખોરદાદ સાલ) સુધીના છ દિવસ **નવરોજના** શાદીના અવસરો છે, માટે તેઓ મરણના ગમીના અવસરો તરીકે નહીં પળાવા જોઇએ. હવે આપણે જોઇશું કે શાદી અને ગમીના આ સોળ દિવસોમાં ગંભિર ઘોંટાળો થયો છે અને આ બે અવસરો વચ્ચેનો તફાવત બી ભુલી જવામાં આવ્યો છે. આ સોળ દિવસમાં પાછળથી તેની શરૂઆત અને સેવટના બે અલફાતુ દિવસનો બિનજરૂરી વધારો કરી, અઢાર દિવસોને શાદીના અવસરના **નરોજના** નામે ઓળખવામાં આવે છે, અને એજ દિવસોને ગમીના અવસરોના મુકતાદ તથા ડોસલાંને નામેબી પિછાણવામાં આવે છે ! વળી ખુશહાલીના તેહેવારોના પાછલા છ દિવસોને ભેળીને સતર દિવસો સુધી, મરણના અવસરોની ચોખી પિછાણ કરાવનાર પેલાં દિનથી ઉલટાં ડોસલાં બેસાડી તમામ દિવસે મરણના ગમગીન અવસર તરીકે પળાતા રહ્યા છે! એવીજ ભુલભરેલી પિછાણ બીજા દિવસોના બાબમાંબી થતી રહી છે અને તેઓ **પતેતી** તથા **નવરોજના** બે જાણીતા અવસરો છે. એઓમાં પેહેલો વર્ષની આખેરીનો વહેસ્તોએસ્ત ગાથાનો અને બીજો બેસ્તાં નવાં સાલનો હોરમજદ રોજ છે. એઓમાં પેહેલો ગમીનો દિવસ છે અને તેનું નામ **પતેતી** છે. તેમજ બીજો શાદીનો અવસર છે અને તે **નવરોજ** છે. એઓમાં પેહેલો પતેતીનો દિવસ નરોજ અથવા નરોજની રાત, અને બીજો નવરોજ, પતેતીના દિવસ તરીકે ખોટા અર્થોમાં ઓળખાતો રહ્યો છે ! આ બંને નામો અર્થ સુચક છે, અને તેમાં પતેતીનો અર્થ આખાં વર્ષમાં ભુલથી થયલાં પાપોનો વર્ષના આખર દિવસે પસ્તાવાની પતેત કરવાનો દિવસ છે, અને નવરોજનો અર્થ બેસ્તાં નવાં સાલની શરૂનો નવો દહાડો થાય છે. આ મુજબ વર્ષની આખેરીનો દિવસ પતેતીના, અને વર્ષની શરૂઆતનો દિવસ નવરોજના લાયક નામે ઓળખાતા નથી અને તેઓ તેના બરવકત ઉપર ઘટતી રીતે પળાતાંની નથી.

વળી પતેતીની ખરી રાતે અને નવરોજની ખોટે નામે ઓળખાતી રાતે ફ્રૂરવરદેગાંનની ખાસ ક્રિયા થાય છે, અને આ સેવટની ક્રિયા સાથે મરણનો ગમીનો અવસર ખતમ થાય છે. આ અવસર પછી નવાં સાલથી શાદીનો અવસર શરૂ થાય છે. આ અવસરના પાંચમા અરપંદાર રોજની રાતને વળાવાની રાતને ખોટે નામે, અને ખોટી રીતે ઓળખવામાં આવે છે, અને તે રાતે મરનારના રવાનોને વળાવવાની ક્રિયા થાય છે. અગર મરનારનાં રવાનો આ દિવસો ઉપર મેહેમાન તરીકે આવતાંજ હોય, ઘરમાં મહેમાન આવેલાં રવાનોને વળાવવાંજ હોય, અને તેઓને વળાવવાની ક્રિયાની જરૂરજ હોય, તો વહેસ્તોએસ્ત ગાથાની ખરી રાતે ખાસ ક્રિયા સાથે તેઓને જોકે આપણે સેવટનાં વળાવી ચુકાં હતાં, તોપણ પાછળથી જ્યારે ડોસલાંના દિવસો **દશના અઢાર** થયા, ત્યારે તેને પેશ પડતા અરપંદાર રોજની ખોટી રાતે રવાનોને બીજીવાર ફરીથી વળાવવાની જરૂર પડી અને આ બિનજરૂરી ક્રિયાની ફોકટ ફરજ પડી. આ મુજબ શાદી રામશ્નીના મહાન તેહેવારને ગમીના ગંભિર અવસરમાં ફેરવી નાંખ્યો છે, અને તે મુકતાદને નામે ગમીના અવસર તરીકેજ ઓળખતો રહ્યો છે. વળી પતેતીની ખરી રાતને નવરોજની રાતને નામે ખોટી પિછાણ થવાથી, મરણનો આ સેવટનો ઘણો ગંભિર અવસર તેને છાજતી ગંભિરાઇથી ગુજારવાને બદલે **રંગરાગ, રમતગમત તથા ગાણાં બજાનાં** સાથે, ખુશી અને હર્ષના તેહેવારમા ફેરવી નાંખી, તે શાદીના અવસર તરીકે ખોટી રીતે પળાતો રહ્યા છે. એજ મુજબ વળાવવાની રાતે મરણના ગંભિર ક્રિયા અને વળી ગાણાંબજાનાંએ એ બંનના ભેળ સાથે રવાનોને વળાવવામાં આવે છે ! અને આ રીતે ખુશી તથા હર્ષના દિવસને ગમીના અવસરમાં ફેરવી નાંખ્યો છે.

સર્વ કોઇ કબુલ કરશે કે, શાદી અને ગમીના હેરફેર દિવસોનું આ આપણું અચુક અજ્ઞાનપણું દેખાડે છે. પારસીઓ પોતાની ઉંચી કેળવણી અને ભારે ડોળદમામ ધરાવતા છતાં, પોતાના ધાર્મિક અને તવારીખી તેહેવારોની ખરી પિછાણમાંથી પછાત પડે, અને તેમાં સાધારણ સમજદારી અને સાદી સમજનોબી લાયક ઉપયોગ નહીં થાય એ થોડું તાજુબી ભરેલું નથી. હાલની ઔલાદ શાદીના છ દહાડાના પાછલા અવસરને ગમીના અવસર સાથ, અને ગમીના પેહેલા દશ દહાડાના અવસરને શાદીના અવસરે સાથ ભેળવાની ચાલુ ભુલ કરે, અને તે વેળાસર નહીં સુધારે એ પારસી નામને— પાર્સીપણાંને શોભા ભરેલું નથી. મરણ ઘણો ગમખાર બનાવ છે અને ફ્રૂરવરદેગાંન મરણનો ગંભિર અવસર છે. ગમીનો આ અવસર તેમજ નવરોજનો ખુશીખુર્રમીનો અવસર તેને ખરે નામે ઓળખાવો જોઇએ અને તે છાજતી ગંભિરાઇથી પળાવે.

જોઇએ. તેને ઘટતી રીતે પાળવા કેળવણીમાં અગ્રેસર ગણાતી કોમને થોડીખી ભલામણ કે સુચના કરવાની જરૂર પડે, એ તેની ખીલેલી બુદ્ધિ અને ચઢતી કેળવણી ઉપર એક શરેહ સમાન ગણાય. વીસમી સદીનો દીનદાર પારસી, દીનાઇનની બાબતમાં તેની સાચી રાહબરીની ખેદકારક ગેરહાજરીને લીધે, ચાલતા આવ્યા તેમ આંખો મીચીને ચાલવાની અને બોલતા આવ્યા તેમ બિન આધારે બોલવાની ભુલભરેલી માન્યતાને લઇને, કેટલે દરજ્જે ગાફેલ અને ગુમરાહ રહ્યો છે તેનું વાજબી તોલ કરવા અને તે ઉપર ગંભિર ગોર કરવાનું સુશીલ પાર્સીઓ માટેજ હું રહેવા દઇશ.

**ફરવરદેગાંનનો મહાન અવસર.**

જરથોસ્તી ધર્મે ગુજરેલાંઓની અશોની ફ્રવશીઓની યાદગીરી જાળવવાની જીવતાંઓને માથે ગંભિર જવાબદારી નાખી છે, અને તેને માટે ઠરાવેલા અવસરોમાં **ફરવરદેગાંન** સૌથી ગંભિર અને સૌથી મોતેબર અવસર છે. આપણા કદીમ નેઆંગાંનોએ આ અવસરને ભારે અગત આપી છે, અને તે આખર સાલે **દશ દિવસ** અશોનાં ફ્રોહરોની સામટી યાદ કરવા ઠરાવેલો વાર્ષિક હિંગામ છે. **ફરવરદીન યશ્તનાં** ધાર્મિક શિક્ષણ મુજબ ફરવરદેગાંન (હમસ્પથમએદેમ ગાહમબાર) ના હંગામ ઉપર દશ દિવસ અશોનાં ફ્રોહરોની હ્યાં આમદરફ્ત થાય છે ( ફ. ૪૯ ) અને તેઓ પોતાનાં ખેશાવંદોથી સેતાયશ, આરાધના, કીર્તિ અને મોહોબત સાથની ખરાં જીગરની યાદ તથા અશોઇ (બેહેશ્ત) ની મુરાદે પહોંચાડનારી ભક્તિ (મીનોઇ ખોરાક અને વસ્ત્ર) ની અસરકારક ભેટની ખાહેશ રાખે છે. (ફ. ૫૦) વળી તેઓ એવી આરજુ રાખે છે કે, કોણ હમારી નામગાની ગાશે? તમારામાંનું કોણનું સ્વાન ઇજાશે? અને સદાકાલ નહીં કોહતા ખોરાકની (નમાજના પાક ભણતરોની) ભેટ કોણની નયતે અર્પણ થશે? (ફ. ૫) *

---

* હ્યાં "અશ—નાશ નેમડ-ગહ" નું અધુરૂં વાકય આપણે જુદાજ અર્થમાં જોઇએ છીએ, માટે તેના સંબંધમાં થોડો ખુલાસો કરવાની જરૂર જોઉં છું. એમાં "અશ એટલે અશોઇ શબ્દ બેહેશ્તના "અઘરવર્ડ" તરીકે વપરાયો છે અને તેનાં કારણો નીચે મુજબ છે. (૧) વંદીદાદમાં "અહુ—નાસેમ૦ અશ—નાસેમ૦ વહીશ્ત નાસેમ૦" શબ્દો વપરાયા છે અને ત્યાં તેઓને "વહીશ્તહે અંહહેઉશ." એટલે બેહેશ્તની દુનિયા તરીકે તથા બેહેશ્તના વિશેષણો તરીકે ખુલ્લા શબ્દોમાં જણાવ્યાં છે (૫૦ ૧૮-૬) (૨) બેહેશ્તનાં આ વિશેષણોમાં એક આપણી તપાસવાળું "અશ-નાસ" છે. વંદીદાદમાં તેઓ "પ્રતુ" એટલે બેહેશ્ત તરફ પહોંચાડનારી અકકલના વિશેષણ તરીકે અને આપણી તપાસવાળાં વાકયમાં

આ મુજબ ખાસ કરી ફરવરદેગાંનના હંગામ ઉપર અશોનાં ફરોહરો માત્ર સાદી પણ સંગીન યાદ અને નિર્દોષ ભેટની બેશીઓથી બેશક ખાહેશ રાખે છે. ત્યાં પાણીનાં ખેહડાં ઉભાં કરવા કે પાણીનો ચશ્મો અને ફુલોનો બાગ બનાવવા ફર્માવ્યું નથી.

વળી અશોનાં ફરોહરોને તેઓની પોતાની કીર્તિ ગાવાની એકલીજ ખાહેશ હોતી નથી, પણ તે સાથે તેઓની યાદ કરનાર દીનદારો ઉપર જીવતાંઓની દસ્તગીરી કરવાની બેવડી ફરજ નાંખવામાં આવી છે. તેઓ અતલગનાં બેશાવંદો, પોતાનું ખાનદાન અને હમવતનની તારોતાજેગી તથા આબાદી જોવા ઇચ્છે છે. (ફ. ૬૮) અશોનાં ફરોહરોની આ બેવડી ખાહેશ બર લાવવામાંજ તેઓને શાદમાની અને શાંતિ છે અને તેમાંજ મરનાર તરફ આપણાં અચુક વહાલ અને વફાદારી, બેહેશાનમંદી અને ફરજગુજારી સમાયલાં છે. જેઓ મરનાર તરફની આ ધાર્મિક ફરજમાં પાછલ પડે છે તેઓ નિમકહરામ અને નગુણાં છે અને તેઓ આ નગુણાપણાનો નતીજો પામે છે. ધર્મ શિખવે છે કે વફાદાર ફરજંદ–વારસો ઉપર અશોનાં ફરોહરોના સઘળા સુખ –સંપત્તીના આશિર્વાદ ઉતરે છે (ફ. ૫૨). પણ બેવફા ફરજંદોથી તેઓને રંજીદા થતાં અને નાઉમેદીથી પાછાં ફરતાં જાહેર કીધાં છે. (ફ. ૧૫૭). આ સિવાય મરનારની યાદની મોતેબરીનું અને યાદ કરવા યોગ્ય ફરોહરોની બળવંત શકિતનું બોહોળું અસરકારક બ્યાન ફરવરદીન યશ્ત અને બીજે ઠેકાણે દર્શાવેલું મળે છે.

---

"નેમડ.ગહ" એટલે, નમાજના વિશેષણ તરીકે વપરાયું છે. (૩) વંદીદાદનાં આ ત્રણ વિશેષણો અવસ્તામાં બેહેશ્તનાં બીજાં વધારાનાં વિશેષણો સાથે વહીશ્ત અહુ અને અશ તરીકે મલે છે (હા ૬૮–૧૧) (૪) વળી બીજે ઠેકાણે નમાજને રવાનના બચાવ, ટેકો, પાસબાન તથા નેગેહબાન તરીકે જાહેર કરે છે ( હા ૫૮–૨) (મરહુમ એ૦ કાંગા) (૫) એજ હામાં બેહેશ્તના ત્રણ તબકકા હુમત હુખત અને હવર્શતને નમાજનું સુખી ફળ અથવા મુળ ગણ્યું છે. (ફ. ૧) (૬) અને વીસ્પ હુમતનાં ભણતરમા એજ ત્રીનીતિને બેહેસ્તની ચાવી લેખી છે. આ ટુક ખુલાસા પછી આપણી બાબદવાલુ અઘુર વાકય" અશ–નાસ નેમડગહનો ભાવાર્થ અશોઇ યાને બેહેસ્તની મુરાદે પહોંચાડનારી નમાજ નીકલે છે. આ અશોઈ અથવા બેહેશ્તની મુરાદે પહોચાડનારી સર્વથી ચઢતે દરજ્જેની નમાજ કઈ હોવી જોઈએ ? તેઓ ગાથાવાણીના ઘણા મહત્વના કલામો છે અને તેઓજ રવાનોની ભુખ ભાંજનાર તૃષા મટાડનાર અને ટકવો આપનાર, મીનોઇ ખોરાક અને વસ્ત્ર છે (હા ૫૩ તથા ૫૮ ફ૦ ૨). આ મુજગ રવાનો અને ફરોહરો જેઓ રૂહાની આત્મિક શકિતઓ છે, તેઓનાં પોષણ અને પોશાક ભણતરના એજમતી કલામો છે.

આ અહના લખનારે વખતો વખત પુરાતન રૂડા રૂવાજો અને નિર્દોષ ક્રિયાઓની હિમાયત કીધી છે અને તેની ખુબીઓ વર્ણવી છે. આ ક્રિયાઓ અને રેવાજો ધર્મના કાનુનને અનુસરતાં અને નીખાલેસ હોવાં જોઇએ અને ઉધરતી તથા આવતી ઓલાદની નીતિ અને સંસાર ઉપર સારી અસર નિપજાવનારાં હોવાં જોઇએ. વળીતેઓ કોમ તથા મજહબને જેબ દેનારાં હોવાં જોઇએ અને પારકાં તથા પરધર્મી વેહેમી તત્વોથી તેઓ નિરાળાં હોવાં જોઇએ.

**હવે આ ગંભિર અવસર કેવી રીતે ગુજારવો ઘટે છે?**

હવે આપણે જોઈશું કે ફરવરદેગાંનના અવસર ઉપર આપણને માટે ઘટતું ખુબીવંતું શું છે ? તે માટે ઘરોમાં એક એહેલાયદો ઓરડો ચોખો કરવો અને ત્યાં શબોરૂજ ખુશબોદાર બળતણ સાથે આતશ રોશન રાખવો. આતશના આ કેબ્લા સન્મુખ તાજાં સુગંધી ફુલ-ફલો, દુધ અને ચોખ્ખું પાણી વગેરે કુદરતી નેઆમતો રાખવી, અને મરણના બીજા અવસરો ઉપર મરનારની નયને જેમ ભણુતર ક્રિયા થાય છે, તેમ અશોનાં ફરોહરોની યાદમાં, તન-મનની ચોખાઈ અને પુરેપુરી આસ્થા સાથે આફ્રીનગાંન, બાજ, જશન, સતુમ, ફવશી, ઇજિસ્નેના ગાથાના કલામો વગેરે સૌ સૌની શક્તિ મુજબ ઘટતાં ભણુતર- ક્રિયા કરવાં અથવા કરાવવાં ઘટે છે. અને ભણુતર—ક્રયા ખલાસ થવા પછી મરણના બીજા અવસરો મીસાલ ફરૂટ, ખાણું વગેરે ચાશનીનાં ઉપયોગમાં લેવાનાં છે, પણ માચી, ટેબલ, કે ટાકોમાં અલફાતુ ફરૂટ, ફુલ કે પાણી વગેરે વસ્તુઓ વગર ઉપયોગે અનામત્ત અને એહેલાયદાં મુકી રાખવાના નથી. વળી જે અગત્યનું છે, તે આ કે કુટુંબના સઘળાં નાના-મોટાંઓએ ભેગાં થઇ ભણુતરમાં ભાગ લેવાનો છે, અને યથા-અષેમ વગેરે અવસ્તાના પાક કલામો ભણી સવાબમાં શરિક થવાનું છે. વળી ધાર્મિક ક્રયાઓમાં ભાગ લેવામાંજ એક કુટુંબની આ અવસર તરફની સઘળી ફરજ અદા થતી નથી, પણ તેની તળીએની ઉંચ મકસદ બર લાવવાની છે. તેને માટે દીનાઇન બાબદનાં વાએજો અને ભાષણો જારી રાખી મજહબ તરફ દીનદારોનો સાચો એતેકાદ મજબુત કરવાના ઉપાયો લેવા, અવસ્તાના તરજુમાઓ વાંચવા વંચાવવા, શાહાનામું, તવારીખે હખામનીઆંન, તવારીખે સાસાનીઆન અને એવાંજ બીજાં પારસી તવારીખ તથા નીતિને લગતાં સત્તાદાર વાંચણો કરાવવાં. આ અને એવાજ બીજા ધાર્મિક ઉપાયો કામે લગાડી આ મહાન અવસરનો મહીમા ગુજારવાનો છે અને તેમાં સમાયલી મોતેબર નેમો બર લાવવાની છે. દાખલા તરીકે મરણ પામેલા કીર્તિવંત નેઆગાંનોના સઘળા સદગુણો અને સાહસકર્મો,

જેવા કે દીનદારી અને ઇમાનદારી, સાચવટ અને સંતોષ, દેલાવરી અને જવાંમર્દી, સખાવત અને પરમાર્થ, નીતિ અને નેકી વગેરે ખુબીઓની યાદ તાજી કરવાની છે, તેઓની પ્રકાશીત કીર્તિનો રૂડો દાખલો લઇ તેઓનાં જેવાં કીર્તિવંત નિવડવાનો અને ભલાં થવાનો ઠરાવ કરવાનો છે, અને તે અમલમાં મુકવાનો છે. આ ધાર્મિક ઉપાયો દીનદારોમાં અવષ્ય દાખલ થવા ઘટે છે. હાલ જરથોસ્તીઓમાં તેની અગત અને અસરની લાયક પિછાણ થતી નહીં હોવાથી તેના અંદીઠ ફાયદા કોમને ફાલે જતા નથી. આ અવસરે જરથોસ્તીઓમાં પોતાનાં સગાંવહાલાં અને દોસ્તઆશનાઓને ઘરે જઇ ડોસલાંને પગે પડવાનો નાપસંદ રેવાજ છે, અને તેમાં જીવતાં કે ગુજર પામેલાં તરફેની દીની કે વેહેવારૂ ખરી ફરજ અદા થતી નથી. મરનારની યાદના આ ગંભિર અવસર ઉપર મરનારનાં ખેશીઓને પોતાનાં નજદીકનાં મરણ પામેલાં વહાલાંઓનાં મરણનો ગમ તાજો થાય એ સ્વભાવિક છે, માટે અતલગનાં ખેશીઓએ અને દોસ્તઆસનાઓએ તેઓને ઘરે જઇ અને તેઓને દીલાસો દઇ તેઓનો ગમ ઓછો કરવાનો છે, અને મારનારની નયતે યથા—અષેમ તથા બીજુ ઘટતું ભણતર કરી મરનારનાં રૂહની શાદમાની અને શાંતિ ચાહવાની છે. આ મુજબ ફરવરદેગાંનનો ગંભિર અવસર તેને છાજતી ગંભિરાઈથી ગુજારવો જોઈએ અને દીની હુકમ મુજબ ઘટતી રીતે અને બરવકતે અદા કરવો જોઇએ. આ ધાર્મિક, નૈતિક અને સંસારીક સામટી ફરજો અદા કરવી જોઇએ અને ગુજર પામેલાં નજદીકનાં ખેશાવંદો તથા વડીલો તરફની ફરજને વફાદાર રહી આ મહાન અવસરનો મહીમા ખરી દીનદારીની રાહે અને ખરા જીગરથી ચાહીને પળાવો જોઇએ.

**ફરવરદેગાંન, ફરોહરોની આમદનો ખાસ હિંગામ કાંય?**

હાં સ્થળનો મુખ્ય સવાલ સમાયલો છે, માટે તેનો નિર્ણય કરવાની હું પેહેલી જરૂર સમજું છું. પએગામ્બર જરથોસ્ત સાહેબ ઇરાનવેજ મુલકના મુળ વતની હતા અને હાંથીજ જરથોસ્તી મજહબ પેહેલો ફાહેશ થયો હતો. અવસ્તાના લખાણો માટે કેટલાક દાખલામાં આપણને તેના સમય અને સ્થળ એ બેઉ તરફ જોવું પડે છે અને ત્યાર પછી તે સમય અને સ્થળની સ્થીતિ ઉપર વિચાર ખપાવવો પડે છે. આ રૂઢી ઉપયોગમાં લેવાથી અવસ્તાના કેટલાક લખાણોના આપણે ઘણે દરજ્જે વિશ્વાશ મુકવા લાયક ખુલાસાઓ મેળવ્યે છીએ અને મત બાંધી શકીએ છીએ. આ ધોરણે મથાળે મુકેલા સવાલનો જવાબ આપવાની હાં હું અદના કોશેષ કરીશ.

વંદીદાદનાં લખાણ મુજબ ઇરાનવેજ (ઉતર ભાગ) માં પ્રથમ બેજ રૂતુ હતી,

એક ઉનાળો અને બીજો શિયાળો. એમાં ઉનાળો માત્ર બે માસ અને શિયાળો દશ મહિના સુધી લંબાયલો હતો. તેમાં શિયાળાની સખ્તાઇ માટે કહે છે કે, તે એટલો બધો સરદ હતો કે, કુદરતી પેદાયશ (પાણી, જમીન, ઝાડપાન) ઉપર તેની ઘણી ખરાબ અસરો પુગતી હતી અને તે શિયાળાનું મધ્ય બિંદુ હતું. ત્યાં બારે બરફ પડતું હતું અને બીજાં ઘણાં અપાર દુ:ખો હતાં. વળી આ નાશકારક રૂતુને ત્યાં દેવની રસમની જાહેર કીધી છે અને તે તરફ સખ્ત તિરસ્કાર દેખાડયો છે. (ફ૦ ૩–૪). જ્યાં આપણને લાગે વળગે છે ત્યાં સુધી અવસ્તાનાં અસલ સ્થળ અને તેની સ્થીતિથી આપણે સ્હેજ વાકેફ થયા છીએ.

અવસ્તાના આખા સાહિત્યમાં આ એકજ જગાએ ફ્રેરોહરોની આમદરફત માટે **હમસ્પથમએદેમ** ગાહાંબારનો ખાસ હિંગામ દર્શાવ્યો છે અને તે કોઇજ નહીં પણ **બાહારની મોસમને** નજદીક આવવાનો વખત છે. આ વખત અગાઉ ઇરાનવેજમાં શિયાળાની શિતળ રૂતુ હતી અને તે દેશ ઉપર એક શ્રાપ સમાન થઇ પડી હતી. આ રૂતુની કાતીલ અસરના સબબે પાહાડોની ખિણો, નેહેરો અને સરોવરોનાં પાણી બરફથી બંધાઇ જતાં હતાં અને અનાજનાં ખેતરો તથા ફળ ફળાદિના બાગ બગીચાઓ કરમાઇ જતાં હતાં. દેશની ખુબસુરતીમાં ખલલ થતી હતી અને તે વેરાંન તથા ઉજડ જેવો દેખાતો હતો. અસલ્ઞ સરદ રૂતુના સબબે કેટલાંક પક્ષીઓ દેશ બાહાર નીકળી જતાં હતાં અને અનુકુળ વખતે પાછાં ફરતાં હતાં. પશુઓ અને પક્ષીઓ કોઠારાં અને માળામાંથી પોતપોતાના પોષણ માટે મુસ્કેલીએ બાહાર આવતાં હતાં અને બીજાં કેટલાંક જીવજંતુઓ ચપળ હીલચાલ વગર સુસ્ત પડી રહેતાં હતાં. માણસોના આવજાવના માર્ગો બંધ થઇ જતા હતા અને ધંધો રોજગાર મંદ પડી જતો હતો. આયાત–નીકાસનો વેપાર પડી ભાગતો હતો અને કામદાર વર્ગને બેકારી સહન કરવી પડતી હતી. દેશની સુખ શાંતિમાં ખલલ થતી હતી અને તેની આબાદીને ભારે હાંણી પહોંચતી હતી. આ અને એવાજ બીજા અનેક દાખલામાં શિયાળાની સખ્ત રૂતુ દેશ ઉપર એક આફત સમાન હતી અને આ અસલ્ઞ દુ:ખોની ગમખારીની ગીરફતારીમાં કુદરત ગોયા રડતી હતી. જેથી માણસ અને તમામ કુદરત એક સારા વખતની હર હંમેશ ઇન્તેજારીથી રાહ જોતાં હતાં અને આ મુશ્કેલીમાંથી બાહાર આવવાનો નજદીકનો વખત **હમસ્પથમએદેમ ગાહાંબારનો** હતો. હવે વસંત રૂતુ બેસવાના આ નજદીકના વખત ઉપર પોતાનાં સામટાં બળ સાથે પૃથ્વિ તરફ ફ્રેરોહરોનું આકર્ષણ થતું હતું, તેઓની આ મુબારક પધરામણીને આવકાર આપવા સઘળી કુદરત બાગબાગ થતી હતી અને હરખથી ગોયા મુબારકબાદીનાં

મધુર ગાયણુ ગાતી સંભળાતી હતી. આ મુજબ મીનો અને ગેતીની અશો પૈદાયશનાં તમામ ફ્રોહરો જીવતી જગતને તરોતાજગી બખશવા અને કરમાઇ ગયેલી કુદરતને તાજી અને નવી જીંદગી બખશવાના નિયમીત વખતે મીનોમાંથી નીચે ઉતરે છે અને તેઓ જુદી જુદી શાખામાં અને જુદી જુદી દિશાએ પોતાનું બળ પુરૂં પાડી સર્વત્ર આબાદિના આશિર્વાદ પાથરે છે. તેઓના આ અનહદ એહેશાંનમાં હુમસ્પથમએહેમ ગાહાંબારનાં હિંગામ ઉપર આ ઇશ્વરી શક્તિ ફ્રવશીની ખાલેસ ખાહેશને માન આપીને અને કુદરતને અનુસરીને તેઓની આમદને આવકાર આપવા તેઓની માન ભરેલી કીર્તિની યાદમાં આપણે સરોચશમથી મશગુલ થઇએ છીએ, અને આ મહાન અવસરની યાદ પુર વફાદારી સાથે આફ્રીનગાંન–બાજનાં ભણતર–ક્રિયાથી તાજી રાખ્યે છીએ.

ફ્રોહરોની યાદગારી જાળવવાના દશ દિવસના આ મોતેબર અને ગંભિર અવસરની જોડેજોડ બહારની ખુસ્નુમાં અને દિલચસ્પ મોસમ શરૂ થતી હતી અને આ બેસતાં નવાં સાલથી તાજગી બખશનારી નવી જીંદગી મેળવવાની ખુશબખ્તીમાં છ દીવસો સુધી જમશેદી નવરોજ નો મહાન અવસર બાપીકા બાદશાહી અમલનાં પ્રતાપે મોટા મહિમાં અને ભારે ધામધુમ સાથે પળાતો હતો. હવે બાહરની મોસમ શરૂ થઈ ચુકી હતી અને આફ્તાબ મેષ રાશિમાં દાખલ થઈ પોતાનાં પુર બ્હારમાં પ્રકાશી રહ્યો હતો. સૂર્યની રોશ્ની અને ગરમીના પ્રતાપે પર્વતો ઉપર અને પાણીના ચશ્માંઓમાં બંધાઈ ગયલું બરફ પીગળવા માંડતું હતું અને નેહેરો તથા નાળાંઓ, અને ખીણો તથા સરોવરો પાણીથી છલોછલ થઇ જતાં હતાં. બાગબાની અને ખેતીવાડી બાગેબેહેસ્ત મિસાલ થઇ રહેતાં હતા, અને કરમાઇ ગયલાં ઝાડપાનોની નવી કળીઓ અને નવા ફણગાઓ ફુટીને લીલાં લેહેર થઇ રહેતી હતી. આવતા વખતના સારાં સગનની નિશાની આપનારાં પક્ષીઓ દુરના ભાગોમાંથી પાછાં ફરતાં હતાં અને રંગબેરંગી પિછાં સાથના નવા લેબાસ સાથે પોતાના માળાઓમાંથી બાહાર આવતાં હતાં. તેઓ ઝાડોની નરમ ડાળીઓ ઉપર હિંચકા ખાતાં હતાં અને સુંદર સરોદે તથા ઉંચા સ્વરે આ સગનવંતા વખતનાં ગોયા મધુર ગાયણુ લલકારતાં હતાં. વ્યહવારનાં માર્ગો ખુલ્લા થતા હતા અને માણસોનાં ધંધા રોજગાર તથા વેપાર વણજ તેજી પકડી સૌ પોતપોતાનાં કામકાજોમાં મશગુલ થતાં હતાં. વેરાંન અને ઉંડા જંગલોની ઉતર દિશા તરફથી ફુંકાતો હિમ અને બિનાશના ભેળનો શિતળ વાયુ બંધ થતો હતો અને પાણીના સરોવરો, સમુદ્રો, તથા ફળદ્રુપ ઝાડપાનોની ગટા અને આબો હવાવાળી દક્ષિણ દિશા તરફથી તાજગી બક્ષનારી ખુશકારક હવા શરૂ થતી હતી.*

* દરેક નિયાયશો તથા યસ્તોને છેડે "દાદારે ગેહાન" ભણતાં ખડે પગે ઉભું થઈ

આ મુજબ ફરમાઈ ગયલી અને સુસ્ત પડેલી કુદરત તેજી પકડીને અને પુર બહારમાં ખીલીને ગોયા નાજનખરાં કરતી હસ્તી રમતી, દિલખુશ અને દીલરૂબા દેખાતી હતી. કુદરતની લીલાનાં આ મનોહર અને દિલજીત દેખાવથી સર્વનાં મન રંજન થતાં હતાં અને દેશના બાદશાહોથી લઇને તમામ રૈયત **જમશેદી નવરોજ**ના આ મોહક અવસરનો મોટો માહમાં ભારે ઉલટભેર રચણા—રામશ્ની અને ખુશી ખુરરમી સાથ પાળતાં હતાં. આ તેહેવારનો મહિમાં એકલો અમન ચમન અને રંગરાગ સાથે પળાતો કે પસાર થતો નહીં હતો પણ તેની સાથે બીજા તેહેવારો મિસાલ ધાર્મિક વિચારો જોડાયલા હતાં. શિતળ શિયાળાના અસહ્ય દુઃખોની ગીરફતારીમાંથી છુટવાની અને ગરમીની તાજગી બખશનારી વસંત રૂતુ શરૂ થવાની ખુશવક્તીની શુક્રગુજારીમાં **રપિથવન**ના જાહેર જશનો થતાં હતાં અને તેમાં બાદશાહથી રંક રૈયત એક સરખી રીતે ભારે ઉંગમ અને દિલોજાંનથી ભાગ લેતાં હતાં.

હાલ **રપિથવન** વગેરેના જાહેર જશનો થાય છે અને જોકે આ જાહેર તેહેવારો પળાય છે, તોપણ તે સઘળું કવખતે અને કમોસમે થાય છે, તેથી તેઓ પોતાની અગત અને અસરની ખરી ખુબી ખોહી દે છે. આ સર્વમાન્ય છ કે શાદી કે ગમીના અવસરો જોકે તેના લાયક વખત ઉપરજ પળાવા જોઇએ, તોપણ આપણે મોટા અફસોસ સાથ જોઇએ છીએ કે, કેળવણીમાં અગ્રેસર ગણાતા પાર્સીઓ **ફ્રવરદેગાંન, રપિથવન** અને **જમશેદી નવરોજ** આ અને બીજા, શાદી અને ગમીના અવસરોને તેના પોતાના ખરા અવસરે અને બરવક્તે પાળવામાંથી હજુ એકમતી ઉપર આવ્યા નથી બલકે પછાત પડયા છે અને આ બીના સુશિળ પાર્સીઓની કેળવણી ઉપર એક નાપસંદ શેરેહ છે.

---

અને દક્ષિણે મોઢું કરી ભણવાનું સબળ કારણ ઉપર દર્શાવવા મુજબ દક્ષિણ દિશાથી મળતી સઘળી આબાદીનું છે. આજ કારણને લીધે "દાદારે ગેહાન"માં દર વેળા પાણીના મુવક્કેલ **અર્દ્વિસૂર અનાહિતા** અને **ઓરવર** (ઝાડપાન) એ બેઉનો ખાસ નમસ્કાર કરવામાં આવે છે. વળી આજ કારણથી ધર્મમાં ઉતરથી દેવ-દરૂજનું આવવું થાય છે અને ત્યાં તેઓનું રહેઠાંણ જણાવ્યું છે. આ દિશા તરફના મુળ આર્યોના અભાવનુ બીજું બી સબળ કારણ છે અને તે આ બાજુએથી દીન અને દેશના દુશ્મન તારતરો (ખ્યઓન્ય) અને તુરાનીઓ (તુર્ઈરીઅ) ઈરાન ઉપર વારંવાર ધુનારો લાવતા હતા. આથી ઉત્તરને ધિક્કારી દક્ષીણને ઘણી અગત આપી છે.

**સેવટ સાર.**

ફરવરદેગાંનના મહાન અવસરનો ખરો ખ્યાલ કોમ સન્મુખ ધરવાની શાં અદના કો[illegible]ઇ છે. એનું સબળ કારણ એ છે કે દીનાઇનની રાહે દીનદારોમાં મરણનો મહાન અવસર અગર કોઇબી મનાતો હોય તો, તે બેશક ફરવરદેગાંનનો અવસર છે. માટે આ ગંભિર અવસર શરૂઆતમાં આપણા દાનેશમંદ વડીલો કેવી ગંભિરાઇથી ગુજારતાં હતાં? તેમાં પાછળથી કેવા કેવા ફેરફારો થયા હતા? આ ફેરફારો કયારે, કેમ અને કેવા સંજોગો વચ્ચે થયા હતા? અને તે થવાના સ્વભાવિક કારણો શા હતાં? આ સઘળા સવાલનો ટુંક ચિતાર બિનતાસુમીએ કોમ સન્મુખ ધરવામાં આવ્યો છે. એમાં આપણે ખાતરજમા કીધી છે, કે આ મહાન અવસરે ઘણા ફેરફારો, ઘણા નાપસંદ ફેરફારો જોયા છે, વખતના વેહેવા સાથે તેણે પોતાની અસલિયાતમાં ઘણો નાપસંદ ભેળ કીધો છે, અને તેણે અસલિયાતની ખરી ખુબી ખોહી દીધી છે.

જરથોસ્તી શિક્ષણ મુજબ કોઇબી ઉપયોગી વસ્તુનો ખપ કરતાં વધારે ઉપયોગ કરવો તે, પેલી વસ્તુનો ગેરઉપયોગ કરવા બરાબર છે, અને એવાં કામોને ધર્મમાં જોકે ગુનાહ ભરેલાં જાહેર કીધાં છે, તોપણ આજ તો મુકતાદની ક્રિયાને નામે જરથોસ્તી ઘરોમાં અને આતશકદેહોમાં રોજબરોજ ભણાયલું કહેવાતું **હજારો ગ્યાલન પાણી ખાલ કુવાઓમાં** અકારત જાય છે, અને અઢાર અઢાર દિવસો સુધી ઇજાયતાં તરીકે ગણાતાં **લાખો ગ્યાલન પાણી ગલીચ ગટરોમાં** જેમ બરબાદ થાય છે, તેમજ ભણાયલાં ફુલોની **હજારો પાંતીઓ કચરાનો ટોપલીને સ્વાધીન** થાય છે. આ પવિત્ર પાણી તથા ફુલપાંનની આવી બરબાદી માટે "મહેનત બરબાદ અને ગુનાહ લાજમ" ની કહેવત અગર કોઇબી બાબદમાં વધારે અસરકારક રીતે ખરી પડતી હોય તો, તે મુકતાદની ક્રિયાને બહાને ફુલોનો શૃંગાર આપેલાં પાણીથી બેહેડાં ભરી મુકવાની આ નારવા રસમમાં આપણે પારદશક જોઇ શકીએ છીએ.

આજ તો મરણ જેવો આ ગંભિર અવસરે જીવપર જોખમ ખેડીને અને સકમાઇના પૈસાનો નાહક ધુમાડો કરીને, રોજબરોજ તાજાં પાણીનાં બેહેડાં અને તાજાં ફરૂટ ફુલ આખા આખા દિવસો સુધી અનામત અને અલાહેદાં મુકી રાખી, પાણીના ચસ્માં અને ફુલોના બાગો બનાવવાની બિનજરૂરી ખર્ચાળુ ફેશનો દાખલ થઇ છે. આજ તો આતશકદેહોમાં હારબંધ મારબલની ટેબલોની અલગાર લાગી, તે ઉપર ફરૂટ-ફુલ અને બીલોરી તથા ચાંદીના રાચરચીલાનું **ફેશનેબલ સંગ્રહસ્થાન** બનાવવામાં આવે છે, અને તેની સન્મુખ પકાવેલાં ખાણાંની થાળો ધરી સતુમ અને બીજાં ભણતર-ક્રિયાઓ

જારી રાખવામાં આવે છે. વળી ભણુતરો ચાલતી વેળા તેમજ ભણુતરોની ગેરહાજરીમાં પેલાં પ્રદર્શનને પાય પડી સેજદો કરવામાં પુન હાંસેલ થતું સમજવામાં આવે છે. આજ તો ચાંદીનાં બેહેડાં અને ચાંદીના ફલાવર વાસો, રૂપાંનાં આફ્રગાંનીઆં અને બીલોરી રાચ રચીલાનું અસાલયાત ઉપર **વેલાતી રોગાંન** ફરી વળ્યું છે. આજ તો ફુલોના હારથી સજ થયલી મરનારની છબીઓ મુકતાદમાં મુકવાનું દીનદારોને ગુનાહ-ભરેલું ચેટક લગાડવામાં આવ્યું છે. આજ તો પરકોમી કબરો ઉપર ફુલોની ચાદરો ઓઢાડવાના જાતી અનુભવનો દાખલો લઇ, મુકતાદના બેહેડાંઓ ઉપર ફુલોની અપવિત્ર જાગીઓનો નેશાર કરવાની **વેલાતી પાલીસની** રસમ આમેજ થઈ છે. આ મુજબ ડોસલાંના અનેક દાખલામાં હાલની દીનદારીની આરપાર સુધારા ( **કુધારા** ) અને બિનજરૂરી વધારા સાથે ચળકતી ચાઇચાઇની **વેલાતી પાલીસનું** પડ કેવું ફરી વળ્યું છે ? જેઓ **દીનદારી, દીનદારીના** પોકારો કરે છે, તે પોકળ પોકારોને અસલિયાતની સાદાઇ અને ગંભિરાઇ ઉપર ફાપેલી આ ખરાબ અસરો તરફ બિનતાસુબીએ નેગાહ કરવાની નમ્ર એલતેમાસ કરીશું.

કોમના પછાત વર્ગને ધર્માંધપણાના ખાબમાંથી બિદાર કરવાની ભલી કોશેશોને, કોઇ અભણ તરફથી નહીં પણ ઉંચી કેળવણીના આશિર્વાદ પામેલા ગણત્રીના સાહેબો તરફથી, ધર્મની ડુબાડુબ થવાના ભારે ભયથી ભોળા વર્ગના કાનો વારંવાર ભંભેરવામાં આવે છે તેમાં જરાએ વજુદ સમાયલું નથી. આપણા પાક મજહબની અસલીયાત જાળવવી અને તેમાં પાછળથી આમેજ થયલાં બિગાડાનાં બીજો વીણી કાઢી તેને કોમ સન્મુખ ધરવાં, અને મજહબની અસલ ખાલેસી બરપા કરવા કોમની સારી સમજ ઉપર છોડવામાં ધર્મની ડુબાડુબ થતી કહેવાય, કે મજહબનાં ખાલેસ મતોનું ખંડન કરી પેલાં કોમ અને મજહબને હિણું લગાડનારાં બિગાડાનાં બીજોને પોખી અને પુષ્ટી આપીને, આપણા બરહક મજહબની બેહેતરી અને કીર્તિને કુતાહ કરવામાં ધર્મની ડુબાડુબ થયલી ગણાય ? આપણે ખાતરજમા કીધી છે કે, રેવાયતના જમાના પછી અકસર છેલ્લી બેથી અઢી સદીના અરસામાં ધર્મને નામે અને ધાર્મિક ક્રિયાઓને બહાને, બિનવાકેફ અને બિનજોખમદાર હાથો કામે લાગવાથી ભુલભરેલા અને ભુલાવો ખવાડનારા રેવાજો, જ્યારે કોમમાં એક પછી એક પ્રવેશ થતા ચાલ્યા, ત્યારે અને ત્યારેજ ધર્મની ડુબાડુબ અને ચુંથપીખ બેશક થઇ હતી. પણ પેલા નાપાયદાર રેવાજોની ઉત્પતિ અને હસ્તી તથા અસલ અને નકલને છુટાં પાડી તેઓ વચ્ચેનો તફાવત દેખાડવામાં આવે, અને કોમને ધર્માંધપણાના ભુલભરેલા માર્ગથી પાછાં ફરી ધર્મના ખરા માર્ગે

ઉપર મુકી આપવામાં આવે, તો તેમાં ધર્મની ડુઆડુબ નહીં, પણ બાપીકા મજહબને તેનાં ખરાં સ્વરૂપમાં અને ખરી રોશ્નીમાં દેખાડવાની અને તેની બુલંદી તથા કીર્તિમાં વધારો કરવાની સાચીજ સેવા બજાવેલી ગણાય.

દીનની ખાલેસ ક્રિયાઓ અને નિર્દોષ રસમોને તેનાં સાચાં સ્વરૂપમાં દેખાડવાની આ અને બીજી તરફની ભલી કોશેશોને જેઓ ધર્મની ડુઆડુબ થવાની વાહીઆત વાતો કરે છે, તેઓ તરફનાં આપણાં સઘળાં માન છતાં જણાવ્યા વિના ચાલતું નથી, કે તેઓએ મજહબ તરફની ફેદાગીરીને નામે અને રેવાજો તરફની જાંનફેશાંનીને બહાંને, ધર્માધપણાનો ફેલાવો કરવાનો ગોયા ઇજારો લીધો છે, જેથી ભોળો વર્ગ અકસર નિર્દોષ અબળાઓ વેહેમોની કપટ જાળમાં ફસી પડે છે, અને તેઓ ક્રિયાઓ અને રસમો પાળવામાં, અજ્ઞાનપણાનાં અંધકારમાં ગુંગળાઇ અને ગોટાં ખાઇને, જુનાં સાથે નવાંનો અને અસલ સાથે નકલ એ બંનેનો અસહ્ય બોજો બેમાલુમ ફરજીઆત ઉપાડે છે. જેઓ કોમની ગમે એવી વાંધાભરેલી વલણ અને ભુલભરેલી લાગણીને પંપાળવા આપણને શિખ દેવા બાહાર આવે છે, જેઓ ભોળા વર્ગની ભોળાઇનો લાભ લેઇ તેઓની લાગણી સાથ રમતો રમે છે, તેઓને આપણે વિનવીશું કે, બાપીકા મજહબને તેનાં સાચાં સ્વરૂપમાં અને ખરી રોસ્નીમાં દેખાડવાની ગંભિર જવાબદારી અગર સમજવામાં આવે, તો મરણની ખાલેસ ક્રિયાઓ અને નિર્દોષ રસમોમાં આમેજ થયલા વેહમોને વધારી આપવાના ઉંચા સાહસો ઉઠાવવાથી કોમી બેહેતરી ખાતર તેઓએ બાઝ આવવું જોઇએ, અને કોમી વેહેમોના આ કાતીલ કીડાને જડમુળથી ઉખેડી નાખવાના કાર્યમાં હમરાહ થવાનાં ડાહાપણ અને દુરઅંદેશી ખરચાવાં જોઇએ. દીનાઇનની ખરી ખામીઓમાં ઢાંકપિછોડો કરવામાં આવે, તેમાં ઢીંગડઢાગડ કરી ખરી ખાંમીઓને ખુબીમાં ફેરવી દેખાડવાની ચાલાકી વપરાય, અને કોમનાં ધાર્મિક જીવનને ખરી દીનદારીની રાહે જાગૃત કરવા અને જોશ આપવાને બદલે, કથીરને કંચન તરીકે અગર કોમ સન્મુખ ધરવામાં આવે તો, તે થોડા વખતની તકલીદી રાહાત ભચીત આપશે, પણ આયંદેહ તે એક નિરર્થક નિષ્ફળતા છે.

આ અદના કોશેષનું સારૂં ફળ આવવા અને તેનું કોમના સમજુ વર્ગ ઉપર સારી અસર નિપજાવવાનાં બેહદ સંતોષ સાથે, હાલ તુરત આ વિષય બાંજ હું ખતમ કરીશ.

# મુકતાદની ક્રિયા શું અચુક અને અખંડ છે?*

**એકજ ક્રિયામાં અનેક ફેરફારો.**

દીનના જે રાહબરો કોમમાં પ્રવેશ થયલી વેહેમી રસમો અને ક્રિયાઓને અચુક જાહેર કરેછે, તેને અખંડ રાખવાનો આગ્રહ કરે છે, અને તેમાં દીની શિક્ષણ મુજબ ઘટીત સુધારો કે ફેરફાર નહીં કરવાના ફત્વાઓ આપે છે, તેઓને આ હેઠળ દર્શાવેલી ડોસલાનાં નામથી ઓળખાતી મરણની એકજ ક્રિયામાં થયલા **એક ડજન અને એક** પાછલા બિનજરૂરી ફેરફારો તરફ બિનતાસુબીએ નેગાહ પોંહોંચાડવા દઇશુ, અને ખરાં ખોટાંનું વાજબી તોલ કરીને કોમને દીનનાં ખરા માર્ગ ઉપર મુકવા નમ્ર અરજ કરીશું.

**ફરવરદેગાંનના દિવસો કયા અને કેટલા?**

દીનની રૂએ ફરવરદેગાંનનો મહાન અવસર **દશ દિવસનો** છે. તે સપંદાર મહીનાના આસ્તાદ રોજથી શરૂ થાય છે, અને વહુસ્તોએસ્ત ગાથાને દીને જોકે ખતમ થાય છે, તોપણ પાછલા નજદીકના વખતમાં વિના સબબે અને બિનવાકેફીએ સાત કે આઠ દિવસોનો વધારો કરી તેને સત્તર કે **અઢાર દિવસો** સુધી લંબાવ્યો છે. અગર આ બિનજરૂરી અને ભુલભરેલો વધારો પડતો મુકાય, અને મરણનો આ અવસર તેના બરવક્ત ઉપર દશજ દિવસ પળાતો થાય તો કોમનો વખત, મેહેનત અને ખર્ચનો કેટલો બચાવ થાય?

**૧૦ નાં ૧૮ કેમ થયા?**

ફરવરદેગાંનના દશ દિવસોનો ખરો હંગામ ખતમ થવા પછીનાં સાત દિવસોમાં ત્રણ જાહેર જશનોના મોટા પાર્સી તહેવારો આવે છે. પેહેલો બેસતાં નવાં સાલનો **નોરોજે આમ** (જે પતેતીના ભુલ ભરેલાં નામે ઓળખાય છે), બીજો **રપિથ્વન** અને ત્રીજો **નોરોજે ખાસ** (ખોરદાદસાલ) ઘણા મહત્વના ત્રણ અવસરો છે. આ માહાન અવસરોની યાદ તાજી રાખવા ભણતર–ક્રિયા અવશ્ય જારી રહેવાં જોઇએ અને રહે છે. માટે આ ત્રણની આસપાસનાં બીજા, ચોથા, પાંચમાં અને સાતમાં દિવસોને તથા ફરવરદેગાંનના શરૂ થતા દિવસની આગલનાં "અશીશવંગ" રોજને સાથે લઇ અઢાર દિવસો ફરવરદેગાંનના (રવાનોની ક્રિયાના) તરીકે ભુલભરેલી રીતે પળાતા થયાછે.

---

* આ લેખ સને ૧૯૧૫ ઇસ્વીના રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશમાં અદનાના તખલ્લુસથી પ્રગટ થયો હતો.

**શાદી તથા ગમીના અવસરોની ભેલમભેલ.**

દશનાં અઢાર ગણવાની આ ભુલનાં પરિણામે શાદી અને ગમીના અવસરો વચ્ચેનો ફરકફબી આપણે પિછાંણી શકયાં નથી. ઉપલા ત્રણ જાહેર જશનો ખુશહાલી તથા શુક્રગુજારીના અવસરો છે, તેથી તે શાદીના તેહેવારો તરીકેજ પળાવા જોઇએ અને તેઓને ગમીના અવસરો સાથ ભેળવા જોઇતા નથી. વળી ફ્રવરદેગાંન મરનારોની યાદના ગંભિર અવસરો છે, તેથી તેઓ ગમીના અવસરો તરીકેજ પળાવા જોઇએ, તેઓને શાદીના અવસરોના વધારાના દિવસો સાથ ભેળવાની ભુલ થવી નહી જોઇએ, અને તેઓને "નરોજ"ના શાદીના અવસરનું નામ મળવું નહીં જોઇએ. સાસાની શાહાનશાહતના વખતમાં બેસતાં નવાં સાલથી શરૂઆતના છ દિવસો ફ્રવરદેગાંનના ગમીના અવસરો તરીકે પળાતા નહીં હતા, પણ **નોરોજ**ના ખુશહાલીના અવસરો તરીકેજ તેનો મહિમાં ભારે ધામધુમ અને અમનો અમાનમાં ગુજારવામાં આવતો હતો. શાદી અને ગમીના અવસરોને "નરોજ" તરીકે ઓળખવામાં આ બે અવસરોનો તફાવત સમજવામાંબી આપણે પછાત પડીએ છીએ.

**૧૦ના ૧૮ કયારે થયા?**

કોઇબી દીની કેતાબોમાં ફ્રવરદેગાંનના દિવસો અઢાર કે પંદર હોવાની શાહદત મળતી નથી, પણ સઘળી દશ દીવસની એકસાંન મળેછે. હવે રવાયતો **યજદેજરદી ૮** મીથી ૧૦ મી સદીમાં લખાઇ હતી અને તેઓ દીનાઇનને લગતા સૌથી પાછલાં ફારસી લખાણો છે. તેમાં ઇરાનના જુદાજુદા ઓલ્મા દસ્તુરોનાં, કેટલાક દાખલામાં જુદાં-જુદાં મતો જોકે જાહેર થયાં છે, તોપણ ડોરૂલાનાં દાખલામાં કોઇબી દસ્તુરે આ અવસર **૧૮ કે ૧૫** દિવસનો જાહેર કીધો નથી, પણ સઘળાઓ દશ દિવસ માટે એકમત છે. આ મુજબ યજદજરદી દશમી સદી સુધી આપણા નેઆગાનોમાં આ અવસર દશજ દિવસ પળાતો હતો, અને રવાયતોના વખત પછી **યજ૦ ૧૧** તથા **૧૨ મી** છેલ્લી **બે સદીના** અરસામાંજ દશની અસલ સંખ્યા અઢાર દિવસમાં બેશક ફેરવાઇ ગઇ છે.

**રવાનોને વળાવવાં.**

જ્યારે દશની સંખ્યા અઢારમાં ફેરવાઇ ત્યારે તેને પેશ પડવા, ભુલભરેલી માન્યતા મુજબ "અશીશવંગ" રોજે મેહેમાન આવેલાં રવાંનોને અસ્પંદારરોજે પાછાં વળાવવાનો ચાલ પડયો છે, અને તે દિવસ તથા રાત વળાવાના નામથી ઓળખાયાં છે. અગર જો પરોણા તરીકે પધારેલાં રવાનોને વળાવવાની જરૂરજ હોય તો, તેઓને ફ્રવદેગાંનના છેલ્લા વેહસ્તોએસ્ત ગાથાના દશમાં દહાડાની રાતનાં ખરા અવસરે બાજ-આફ્રીંગાંનની

ક્રિયાઓ સાથે આપણે વળાવી ચુકા હતા. પણ પાછળથી દશના અઢાર થવાથી રવાનોને એક વાર વલાવી ચુકા પછી, વળી બીજીવાર ફરીથી વળાવવાની ફોકટ ફરજ પડી, અને તેને માટે પેહેલી નોરોજ (પતેતી !) ની ખરી રાતે વળાવવાની જે ક્રિયાઓ થઇ ચુકી હતી, તેની તેજ ક્રિયાથી બીજીવાર કવખતે વળાવવાનો ખોટો રેવાજ પડયોછે.

**રવાનોને વળાવવામાં થતી બીજી ભુલ.**

વળી જયારે દશનાં અઢાર થયા ત્યારે આ બીજીવાર વળાવવાની ક્રિયા, જોકે સેવટના ભુલભરેલા અઢારમાં દિવસની રાતે થવી જોઇતી હતી, તોપણ તે વધારે ભુલભરેલી સોળમાં દહાડાની રાતે કવખતે થાય છે.

**રવાનોને ભાત્યાંની ભેટ. રસ્તા ખર્ચ.**

રવાનોને સોળમાં દિવસની રાતે વળાવવામાં આવે છે, અને ત્યાર પછી સતરમે દહાડે તેઓને માટે રસ્તા ખર્ચ તથા ખાનપાનનું ભાત્યું બાંધવાનો કામની સાદી સમજની હસી કરનારો ખોટો ચાલ પડયો છે. અગર રવાનોને આ જહાંનથી મીનોઇ જહાંન તરફની વળતી કુચ વેળા ખોરાક અને ખર્ચની જરૂર હતી, તો પેહેલી વેળા વળાવવાની દશમાં દહાડાની ખરી રાતેજ, નહીંતો બીજીવાર વળાવવાની સોળમાં દહાડાની ખોટી રાતે બાંધી આપવાનું હતું, પણ તેમ થતું નથી. આજે તો પેહલાં સોળમાં દિવસની રાતે રવાનોને વળાવવામાં આવે છે અને પાછલથી સતરમાં દિવસે પેલું ભાત્યું ગોયા "પાર્સલ" કરવામાં આવે છે ! વારસામાં ઉતરતી આવેલી રસમોને આંખો મીચી વળગી રેહવામાં આપણે કેટલી હદે ગાફલિયત અને ગુમરાહીમાં ગીરફ્તાર રહીએ છીએ તેનો આ તો માત્ર એકજ દાખલો છે. રવાનોને વળાવવા તથા તેઓનું ભાત્યું અને રસ્તા ખર્ચ માટે ઠરાવેલા હેરફેર દિવસોનો આ પાછલો અચોકસ વધારો અને ફેરફાર ખચીત ભુલભરેલો છે.

**ફરોહરોને ભેટ ધરાતી વસ્તુઓ.**

પોણી સદી પેહેલાં ઘરના આરાસ્તે કીધેલા એક એહેલાયદા ઓરડામાં ચોતરાઓ ઉપર ચોખું પાણી અને ટાકોમાં ફરૂત-ફુલ મુકાતાં હતાં અને આ વસ્તુઓ ખપ પ્રમાણે બણુતર-ક્રિયાના ઉપયોગમાં લેવાનો રૂડો રેવાજ જાયજ હતો. પાછળથી પોણી સદી પછી ચોતરાઓ ઉપર તથા ટાકોમાં પાણી તથા ફરૂત-ફુલ વગર ઉપયોગે અમુક દિવસો સુધી મુકી રાખવાનો ખોટો ખર્ચાલુ ચાલ પડયો હતો.

**ભેટ ધરાતી વસ્તુઓનો ગેરઉપયોગ.**

ફ્રોહરોને ભેટ ધરાતી વસ્તુઓ પ્રથમ પાંચ પાંચ અને છછ દિવસો સુધી અનામત મુકી રાખવાનો ચાલ હતો. તેથી કુદરતી રીતેજ તાજું પાણી વાસી (બાએલું, ગલીચ) થતું હતું અને ફરૂત–ફુલ ઘણી વેળા કોહી તથા સડી જતાં હતાં. મરણની ગંભિર ક્રિયામાં આ નાપસંદ રસમ જોકે છેલ્લી અરધી સદી સુધી જાયજ હતી, પણ તે વેળાના દાના દશ્તુરોએ અને એક સમજદાર ભણેલા વર્ગે ડોસળાંનાં બેહેડાં ઉભાં કરવાની, અને ડોસલાંનાં નામ સાથ જોડાયલી બીજી ઘણી નછાજતી રસમો ઉપર કોમનું આબાદ ધ્યાંન ખેંચ્યું. આથી ડોસલાં બેસાડવાની રસમ જોકે તદન નાબુદ થઇ નહીં, તોપણ અર્ધી સદી પછી પેલી વસ્તુઓને વાસી, કોહેલી, અને સડેલી હાલતમાં રાખી નહીં મુકવાનો સુધારો રફતે રફતે દાખલ થયો, અને હવે રોજબરોજ ઉપર જેહેમત ખેંચી તાજાં પાણીનાં બેહેડાં ભરવાનો, તાજી ફરૂત અને તાજાં ફુલો અનામત મુકવાનો નવો ખર્ચાળ રેવાજ જારી થયો છે.

(ક) આ પાણી, ફરૂત, ફુલ, મેવો વગેરે વસ્તુઓ અનામત એહેલાયદાં મુકી રાખવાનાં નથી, પણ તેઓ વડીલોના રૂડા અકકલ પસંદ રેવાજ મુજબ બાજ આફ્રિનગાંનનાં ક્રિયા ભણુતરના ઉપયોગમાં લેવાના હતાં. આ રૂડી અસલ નેમ ઉલટાઇ ગઇ છે, અને આ વસ્તુઓ ચોતરા કે ટેબલો ઉપર, માચી કે ટાકોમાં વગર ઉપયોગે પડી રહે છે.

(ખ) કોમના ઉપલા સમજુ વર્ગે ડોસલાનાં નછાજતા રેવાજની એકલી ખાંમીજ દર્શાવી નહીં હતી, પણ સાથે સાથે આ મોતેબર અવસર કેમ ગુજારવો તેની ખુબી પણ દર્શાવી હતી. તેઓએ **આફ્રગાન, બાજ, ફરવશી, જશન, ઇજસને** વગેરે ફરવરદેગાંનના અવસરને છાજતાં ઘટતાં ભણુતર–ક્રિયા જારી રાખવાની બલામણ કીધી હતી અને તેની ખાસ અગત દર્શાવી હતી. આથી જોકે દીનની નાવાકેરીના સબબે પાછલું જે કાંઇ નારવા અને નબોજું હતું તે હજુ સુધી કોમમાંથી તદન દુર થયું નથી, પણ આ ચર્ચાનાં શુભ પરિણામ દાખલ એક દેખીતો ફાયદો આ થયો કે આ રેવાજની અસલ ખુબીએ જોર પકડયું, અને મરણના ગંભિર અવસરે ભણુતર–ક્રિયાઓ આગળ કરતાં બોહળાં પ્રમાણમાં જારી રહયાં છે.

**ડોસલાંનાં બેહેડાં.**

એક સદી આગલ પાણીનાં બેહેડાંઓની ચોરપર ચોર ગોઠવવાનો રેવાજ **ઇરાન કે હિન્દમાં** નહીં હતો, પણ પાછળથી એક સદી પછી માત્ર હિન્દમાં પ્રથમ માટીનાં બેહડાં અને માટીના ચોતરાઓ, અને હાલમાં રૂપાનાં બેહડાં અને મારબલની ટેબલો ઉપર,

ફુલોથી શણગારેલાં અને પાણીથી ભરેલાં બેહેડાંઓનો આકાર ઉભો કરવાનો નારવા રેવાજ જારી થયો છે, એટલુંજ નહી પણ પાછલથી બેહેડાંનો આકાર ઉભો કરવામાં સુધારો થયો છે, અને પાણીથી ભરેલા કલશિયા, ખુમચાઓ કે ટેબલો ઉપર હારેદોર મુકવામાં આવે છે અને ફુલો ગોઠવવામાં આવે છે, અને તેને પાણીના ચશ્માની તથા ફુલોનો બાગ બનાવવાની ભુલભરેલી ઉપમા આપવામાં આવે છે. અવસ્તામાં અશોનાં ફ્રોહરોનો પાણી અને ઓરવર સાથે નિકટ સંબંધ દેખાડયો છે, અને આ સંબંધની ખુબી બલકે ફીલસુફીની બિનવાકેફીને લીધે તેના બાહેરના અર્થ ઉપરથી બાગ અને ચશ્માની ખોટી ઉપમાં અપાઇ છે.

**બેહેડાં ઇજાવવાં.** પાણી, ફ્રુત, મેવો, ફુલ વગેરે ભેટ ધરવાની વસ્તુઓનો ઉપયોગ બંધ થઇ, જ્યારે બેહેડાં ઉભા કરવામાં આવ્યાં, ત્યારે દરેક મરનારની નૈયતે પાણી ભરી મુકવા જુદાંજુદાં ખાસ નવાં બેહડાં ખરીદ કરવાનો, તેને ઇજાવવાનો, અને તે અમુક અમુક મરનારને નામે બેસાડવાનો ખોટો ખર્ચાળુ રેવાજ દાખલ થયો છે.

**ડાસલાં અને મુક્તાદ.** આ અવસર આપણી માદર જબાનમાં અવસ્તાના **ફ્રવશી નાંમ** શબ્દ ઉપરથી ફ્રવરદેગાંનના નામથી ઓળખાય છે. આ અર્થસુચક નામ પાછલથી ડાસલાં અને મુક્તાદમાં ફેરવાઇ ગયું છે. તેની ઉત્પત્તિ ગુજરાત પ્રાંતમાં અને ગુજરાતી ભાષામાં થયલી છે. પેહેલાંનો અર્થ વહાલાં ઘરડાં (ડોસાં) અને બીજાનો અર્થ છુટકારો પામેલા આત્મા થાય છે. તેઓ અમુક દહાડાને અપાયલાં નામો છે તેની અસલ સમજ પાછલથી ઉલટાઇ જઇ પાણીનાં બેહડાંનેબી આ નામે ઓળખવામાં આવે છે. આથી પેલાં બેહેડાં, **ડાસલાં, ડાસલાં માય,** અને **ડાસલાં બાપાનાં** ભુલભરેલી ઉપમાથી ઓળખાય છે.

**ડાસલાંએ પકડેલું ગંભિર રૂપ.** ડોસલાં નામ ખોટી રીતે બેહેડાંને મળવાથી અને ડાસલાંનો અર્થ વહાલાં ડોસાં હોવાથી પેલાં બેહેડાંઓ તરફ સ્વભાવિક રીતેજ ભોળાંઓનો ભાવ પેદા થયો અને પાછળથી બેહેડાંઓમાં મરનારનો વાસો હોવાનો ખોટો ખ્યાલ ઉભો થયો. હવે આ કલ્પિત ખ્યાલને લીધે પેલાં બેહેડાંઓએ મરનારની પ્રતિમાઓનું ગંભિર રૂપ પકડયું, અને તેની રૂબરૂ ભણતર-ક્રિયા જારી રાખવાની જરૂર સમજવામાં આવી છે!

(ક) વળી બેહેડાંને ડોસલાંનું નામ મળવાથી તેને માણસાઇ આકાર આપવાના વેહેમી ખ્યાલે જન્મ લીધો અને તેના ઉપાય દાખલ ફરોહરને ભેટ ધરવાની વસ્તુઓ અનામત કાયમ રાખી, તેઓને મરનારના જુદાજુદા શારિરીક અવયવો **હાથ, પગ, આંગળાં, માંથું, આંખ** તરીકેની ઓળખથી પિછાનવામાં આવી છે!

(ખ) વળી બેહેડાંને વહાલાં ડોસાં, ડોસલાં માય અને ડોસલાં બાપાની ઉપમાઓ મલેલી હોવાથી તેઓએ પાછળથી કિબ્લાનું ગંભિર રૂપ ધારણ કીધું, અને ડોસલાંને માટે તથા ડોસલાંને નામે નમસ્કાર નામનું ખાસ ભણતર ઉપજાવવામાં આવ્યું અને તે પેલાં બેહેડાંઓની હસ્તકૃત આકૃતિ રૂબરૂ ભણાવા લાગું! કેબ્લાનો પાક જરથોસ્તી તરીકો ભુલી જવાની ત્યાં ગંભિર ગફલતી થઇ છે.

**ડોસલાંમાં મરનારની છબી.**

રવાયતોના જમાના પછી ડોસલાંના બાબમાં બાપીકા મજહબની નાવાકેફીને લીધે જોકે ગંભિર અનર્થો થયા છે, તોપણ વધારે ખેદકારક તો એ છે કે, આ કેળવાએલા જમાનામાં અને કેળવણીમાં આગળ વધેલા દીનદાર પાર્સીઓમાં ડોસલાંમાં મરનારની પ્રતિમાઓ ઉભી કરવાનો બેહુદો ખ્યાલ ઘણા જોશ સાથ તેના પ્રત્યક્ષ રૂપમાં પ્રગટી નિકલ્યો છે, અને એક દાહેકાના અરસામાં ડોસલામાં ખુદ મરનારની છબી મુકવાનો નવો સુધારો દાખલ થયો છે. આ મુજબ ડોસલાં બેસાડવાની ટેબલ યા ટાકમાં મરનારની પ્રતિમા બેસાડી તેને ફુલોના ગજરાઓથી સીંગાર આપવામા આવે છે, અને ડોસલાંમાં મરનારની છબી મુકવાનો હાલનો નવીન સુધારો ડોસલાં સાથ જોડાયલા પાછલા વેહેમી વિચારો કરતાંબી વધારે બદતર છે. મરણનો આ મહાન અવસર તેને છાજતી ગંભિરાઇથી નહીં ગુજારતાં દીનદાર પાર્સીઓની ગુમરાહી ત્યાં હદ ઓળંગી જાય છે અને આપણે દીનદારીને અજ્ઞાનપણાના અંધકારના છેક નિચલા જડવાડી તબકકા ઉપર લઇ જઇ મુકયે છીએ.

ડોસલાં બેસાડવાની રસમ મુળથીજ ધર્મનાં અસલ ઉંચાં ધોરણ ઉપર રચાયલી નહીં હોવાથી મજહબની ખાલેસીને ઝાંખ લગાડનારાં જે અનેક તત્વો બેમાલુમ રફતે રફતે આમેજ થતાં રહ્યાં છે, તેમાં હાલ આ એક નાપસંદ વધારો છે. આ નવો સુધારો તથા વધારો ટુંક મુદતનો છે, હજુ તો તે બચગીમાં છે અને પુખ્ત ઉમરે પુગો નથી. અગર આ સુધારા, બલકે નકલિયાત કુધારાનાં, મુળને શરૂઆત સાથેજ દાબી દેવાનું ડહાપણ ખરચવામાં આવે, તો તેમાંથી ભવિષ્યમાં નિપજતાં ઘણાં માઠાં પરીણામો એની મેળેજ ખસતાં થાય. આ થોડું તાજુબી ભરેલું નથી કે,

આપણે વડીલોથી વારસામાં ઉતરતા આવેલા કેટલાક નછાજતા રેવાજોમાં વટીક લાયક ફેરફાર કે સુધારો નહી કરવાની હઠ લઇએ છીએ, અને મરણની મહત્વની ક્રિયાના આ દાખલામાં આપણે હાથે જાતે ઉકમાઇથી મરનારની પ્રતિમા બેસાડવાનો આ સુધારો દાખલ કરીએ છીએ. ત્યાં દીનદારીને તેનાં સચાં સ્વરૂપમાં આપણે જોઇ શકતા નથી, બલકે ત્યાં આપણે અધિક કુધારો દાખલ કરી દેખાડયે છીએ. એક હાથપર ધર્મમાં જરૂરી કે બીનજરૂરી ફેરફાર અને સુધારો કરનારાં તરીકે સુધારક વર્ગને આપણે વખતે અને કવખતે વગોવીએ છીએ, અને બીજાજ હાથપર ધાર્મિક ક્રિયાઓની અસલ્યાત તથા તેની ગંભિરાઇમાં ખલલ કરનારાં તત્વો આપણે બેધડક દાખલ કરતાં જઇએ છીએ.

**પ્રથમ પંચકનાં ઢીંગલા-ઢીંગલી અને પછી મરનારના પુતળાં-પુતળી.**

મરણ અને એવીજ બીજી ગંભિર ક્રિયાઓમાં જાણીતી જરથોસ્તી ખાસીહતની ખામીના અનેક મોજુદ દાખલા મળેછે, તેમાંના એક અસરકારક દાખલાની ત્યાં ટુંક નોંધ લેઇશું. એક જરથોસ્તીનું મરણ ભોગજોગે અગર પંચકમાં થયલું હોયછે, તો પંચકના પાંચ **ઢીંગલા–ઢીંગલી** બનાવી અને તેને ધહાંન ઉપર મુકી, મરનાર સાથે દખમે અવલમંજલ પોહોંચાડવાની, વહેમોને વશ થયલા જરથોસ્તી નર–નારીઓમાં નારવા રસમ જાયજ રહેલીછે. અને કોમી નામોશીનો આ કડવો અનુભવ આપણને મળેલોછે. આ અને એવાજ બીજા અનેક અંગત અનુભવો પછી મરણની ક્રિયાઓમાં પંચકનાં **ઢીંગલા–ઢીંગલી** મિસાલ મરનારની છબીઓની સાથે સાથે વખત વેહેતાં, તેઓનાં ચાંદી કે સોનાના **પુતલાં–પુતલાં** રૂબરૂ રાખવાની ખર્ચાળુ અને ફીસીઆરીબોર હલકી હરીફાઇમાં ઉતરી પડવાનાં **ગંભિર પરિણામો જોવા** અને **અનુભવવા,** મરનારની છબીઓ મારફને ફરોહરોને નમન થવાનું અધર્મી શિક્ષણ આપનાર સાહેબોને તૈયાર રહેવાની યાદ આપીશું. કોમી વલણ અને તેના આચાર વિચારોનું તોલ કરવાને જેઓ લાયક છે, તેઓ કહેવાને શક્તિવાન છે કે, આ નાપાયદાર અને નારવા શિક્ષણ કોમના એક વર્ગને બુતપરસ્તીની બદીના જડવાડ તરફ આસાનીની સાથે લસડી જવાને પુરતું છે.

આશરે સાત સાલ ઉપર "જરથોસ્તી" ત્રિમાસીકમાં "**હાલના પારસીઓ અને બુતપરસ્તીઓ**" એ મથાળાં હેઠળ ધર્મના ભણતરો અને ક્રિયાઓ ચાલતી વેળા મરનારની છબી ખાસ રૂબરૂ રાખવાની દાખલ થતી નવી બદી તરફ કોમનું ગંભિર ધ્યાંન ખેંચ્યું હતું, અને આ નવો ચાલ મુળથીજ દાબી દેવામાં નહીં આવે

તો, તે વખત વેહેતાં ગંભિર રૂપ પકડવાની આ અદના લખનારે આગાહી કીધી હતી. હવે ડોસલાંમાં રફ્તે રફ્તે મરનારની છબીઓ દાખલ થવાના આ તાજા દાખલા પછી ઉપલું અનુમાન એટલું જલદી ખરૂં પડશે એવો સ્વપ્ને સહેજબી ખ્યાલ જોકે કોઇને બી નહીં હશે, તોપણ આયંદેહ તે અનુમાન ખરૂં પડેલું જ્યાં આપણે ઘણા દુઃખ તથા ખેદ સાથ જોઇએ છીએ. મારા આ અદના મતનું કંઇ પણ વજન થતું હોય તો, હું ભાર મેલી ફરીફરી જણાવીશ કે, આ નવીન સડેલા સુધારાને મુળથીજ દાબી દેવાની હજુબી સાવચેતી કે સંભાળ નહીં લેવામાં આવી, તો હવે પછી છબીની જગા વખત વેહેતાં સોનાં કે રૂપાંના **પુતળાં કે પુતળીઓ** તેમજ માટી, પથ્થર કે ધાતુની બનાવટનાં મરનારનાં **બાવલાં** નહીં લે, નકલિયાત પારસીઓ દેખાદેખીથી જાણીતી ખાસીહત મુજબ આ બદીની નકલ કરતા નહી થાય, અને તે મજકુર તાજા દાખલા પછી ચોખી બુતપરસ્તીની બદીનું જડવાદી ગંભિર રૂપ નહીં પકડે, તેની આપણી પાસે કોઇ સધર જમીનગીરી નથી. માટે કોમના દુરઅંદેશ દીનદારોને મારી ઓબજર-ખાહી ભરેલી અરજ છે, કે આપણે સવેળા સચેત થઇ મોતેબર ક્રિયાઓમાંથી મરનારની આકૃતિ બેસાડવાની બદીનાં આ બીજો પોખાઇને એક દરખ્તનું રૂપ લે, અને ઉધરતી તથા આવતી ઓલાદને તેનાં કડવા ફળ ચાખવાં નહીં પડે, તે માટે અવ્વલજ તેને જડમુળથી ઉખેડી નાંખવાં ઘટે છે. અગર આ પ્રતિમાં પધરાવવાના નારવા રેવાજને તેના નવીનપણાં સાથેજ ઉખેડી નાંખવામાં નહીં આવે તો, આપણને અનુભવ મળ્યો છે કે વખત જતાં દીનના કાયદા વિરૂધ તેને ન્યાયની બ્રિટીશ અદાલતમાં રાજ્યનાં કાયદાથી **મુદ્દતનો બાધ** નડવાનાં સંભવો ઉભા થશે, અને આ નવો રેવાજ દીન અને શર-યતથી કેવળ ઉલટો હોવાં છતાં તે ઉતરતાં આવેલાં રેવાજનું રૂપ પકડશે. આથી પરિણામે અંતે ધાર્મિક ફરમાનો ઉપર આવા અધર્મી રેવાજોને સરસાઇ મળે છે, અને આપણા મહાન પેગામ્બરે શિખવેલા અશોઇનાં બુલંદ તરીકાને તજવાનાં અને **મજદયસ્નો અહુ** ના એક ખુદાપરસ્તીનું ખંડન કરવાના ગંભિર વાંકમાં આપણે બેશક મુકાઇએ છીએ.

હું ઘણા ભાર સાથ જણાવીશ કે ભણતર—ક્રિયા વેળા મરનારની આકૃતી રૂબરૂ બેસાડવાનો આ રેવાજ પાક જરથોસ્તી **તરીકાનું** 'ખુન કરનારો છે, અને તે દીનની રૂએ સાબેત કરવાનાં જોકે થોડાં વજનદાર કારણો નથી, તોપણ મોટા અફસોસની વાત છે, કે કોઇ એક જાણીતા થયલા વકતા અને દીનનાં રાહબર જરથોસ્ત સાહેબની છબી-ને પાય પડવા અને તેને ચુંબન પટીક કરવા જ્યારે ભલામણ કરેછે ત્યારે કોઇ એક

મેંક ધર્મોલયનાં વડા દસ્તુર અને દીનના પેશ્વા મરનારની છબીને નમન કરવાજ નહીં
ડ તેની પાસે આપણાં ગુનાહોની માંફી માંગવામાંબી ગુનાહ ભરેલું જોઈ શક્યા નથી !
આપણાં બંન્ને રાહનુમાઓને અશોઇનો પાક તરીકો ભુલી જતાં આપણે અચરતી
ા ખેદ સાથ જોઇએ છીએ. તેઓ કહેછે કે મરનારની છબીને આપણે નમન કરતાં
ી, પણ તેનાં ફ્રેરોહરને કર્યે છીએ. પણ કોમને આ અધર્મી શિક્ષણ આપનારા
ાપણા રાહબરોથી દરગુજર ચાહી જણાવીશ કે, મુકતાદનો હસ્તકૃત ખાકી આકાર
ો કરી, કે માણસાઈ આકાર રૂબરૂ રાખી, તેની મારફતે ફ્રેરોહરોને નમન કરવાનું
તેઓ આગળ આપણા ગુનાહોની તોબા કરવાનું **અવસ્તા, પેહલ્વી, પાજંદ**
**ફારસી** કોઇબી દીની કેતાબોમાં ફરમાવેલું આપણે જાણતા નથી, અગર તેઓ જા-
હોય તો તેની શાહદતો ટાંકવાની તેઓએ તકલીફ લીધી નથી. ફ્રેરોહરો અંદીડ
ત્મીક શકિતઓ છે, અને રૂહાંની શકિત ફ્રેસ્તાઓના વર્ગની છે, તેને નમન કરવા
વી બનાવટના માણુસાઇ ચીતારના કોઈ વસીલાની જરૂરજ નથી. પણ આપણે જેમ
જા ગેબી ફ્રેસ્તાઓનું નામ જબાંન ઉપર ધરતાં, બીજા બોલોમાં ભણતર-ક્રિયાઓ
તાં કુદરતનો કરામતી કેબલો (આતશ) સન્મુખ રાખી તેઓને નમન કરીએ છીએ,
જ ફ્રેરોહરોને માટે અંતઃકરણનું મુંગું નમન જરથોસ્તી તરીકો શિખવે છે. ત્યાં
ોહર આપણી રૂબરૂ હોતું નથી, પણ **કાચ, કાગજ, કનટાંન**ના કકડા ઉપર **ચિતારેલી**
નારની **હસ્તકૃત આકૃતિ** રૂબરૂ હોય છે. હવે જરથોસ્તી તરિકા મુજબ રૂબરૂ
મેલી વસ્તુની મારફતે કોઇ ગેબી શકિતને નમન કરવું કે પાપોનો પસ્તાવો કરવો એ
ી હજુર રાખેલી વસ્તુનો કબ્લો થાય છે, અને જરથોસ્તી મજહબે કોઇબી હસ્તકૃત
કૃતિ સન્મુખ રાખી તેની મારફતે કોઇબી શકિતનો કબ્લો કરવા કદી ફરમાવ્યું નથી.

થોડા વખત ઉપર **કરાંચિમાં** આપણા જાણીતા વકતા રાહબરે ચોકસ પ્રકારની
**ાનતા-સુનતા અને મુર્તિપુંજાને પેશ પડતા** જાહેર ફતવાઓ આપ્યા હતા, અને
બાબત **"પારસી"** પત્રમાં "અદના ધર્માભ્યાસિ" સાથે જે જાહેર મુજાહેમત થઇ
ી તેની યાદ હાલમાં પોતાનાં એક ભાષણમાં પાછી તાજી કરવાની એ ભાઇએ તક
લેલી જોઇ તાજુબી ઉપજે છે. એવણનાં મત મુજબ જરથોસ્ત સાહેબની **સબીને** કે
**કતાદનાં બેહડાંઓને પગે પડવામાં** મુર્તિપુંજા નથી, પણ તેમાં અશો ફ્રેરોહરને
પડવું થાય છે. એવણ પોતાનાં કહેવાના ટેકામાં મુકતાદનાં બેહેડાંની આકૃતિનો
સ્કાર કરવામાં મુર્તી પુંજા થતી કહેનારાઓની ભુલ બાંજે છે, અને પેલી આકૃતી
ફતે તેની પેલીમેર રહેલી ગેબી શકિતની યાદ કરવાનું માણુસ જાત માટે સવળ

થઇ પડતું જણાવે છે. ત્યાં એવણુ આકૃતિની પેલીમેર જોવા કહે છે પણ હું એવણુને જણાવીશ, કે આપણી આંખે અંધકારનો પરડો ફરી વળેલો છે, બલકે પેલીમેર જોવાને આપણી પાસે આંખજ નથી. પેલીમેર જોવાનાં પોતાનાં ટેકામાં એવણુ ભલામણુ કરે છે કે, "મુક્તાદને પગે પડતી વેળાએ આપણી પુરાતણુ રૂઢી પ્રમાણે મુંક્તાદનો ટુક નમસકાર તેના અર્થ ઉપર ધ્યાંન આપી ભણાય તો પછી આ પગે પડવામાં લેશભાર પણુ મુર્તિ પુજાનો ભાસ રહેવા પામે નહીં એ દેખીતું છે." આપણે એ ભાઇને પુછીશું, કે કોમમાં ભણુતરનો અર્થ સમજીને ભણુનારાઓની એક સારી સંખ્યા દેખાડવાને તેઓ તૈયાર છે કે? હું ઘણુા ભાર સાથ જણાવીશ કે સેંકડે પાંચ માણુસ કોમમાંથી ભણુતરનો અર્થ સમજનારાં સહેલાઇથી મળી આવવાનાં નથી અને કોમની એક સારી સંખ્યા જ્યારે ભણુતરનો અર્થ સમજવાને અશક્ત છે, ત્યારે પેલી આકૃતીની "પેલી મેર" જોવાને તે સ્વભાવિક રીતેજ શકિતવાન હોતી નથી, અને જ્યારે એક ભણુનારગણુનાર બેહેડાંની પેલી મેર જોઇ શકતો નથી, ત્યારે રૂબરૂ રાખેલી હસ્તકૃત આકૃતિ આ ભાઇનાંજ સિધાંત મુજબ કુદરતી રીતેજ ચોખી મુર્તિપુજા ઠરે છે. ત્યાં આટલો ટુક ઇશારો કરી આ મારા વિદ્વાન ભાઇને મુર્તિપુજાનાં ચેટકથી બાઝ આવવા અને કોમનાં હિત અને મજહબની ખાલેસી ખાતર દીન-આઇનની નાજુક બાબતોમાં હાથ નાખવાથી પરહેજ રહેવા એ ભાઇનાજ હિત ખાતર ફરી ફરી એમનું હું લક્ષ ખેંચું છું.

**દારાએસની ફરોહરનો સુંદર ચિતાર.**

જેઓ ફરોહરોને નમન કરવા મરનારની છબીની જરૂર સમજે છે, તેઓને રોશન છે કે, હખામની અમલમાં બીહીસ્તુન અને બીજે ઠેકાણે પર્વતો ઉપર મહાન દારાયસ હીસ્તાસ્પીસના ચિતાર સાથે, તેનાં ખુદ ફરોહરનું પત્થરપર સુંદર કોતરકામ થયલું મળે છે, અને ફરોહરના આ મોજુદ ચિતારને હખામની પાર્સીઓ નમન કરતા, નાક ઘસણી કરતા કે તેની પાસે ગુનાહની માફી ચાહતા તવારીખે જાહેર કીધા નથી. મરનારની આકૃતી યા છબી મારફતેજ નહીં, પણુ મરનારનાં ખુદ ફરોહરની આકૃતિને નમન કરવાનો તરીકો આગલા ઇરાનીઓમાં જાયજ હોત અને તે માટેની અગર કોઇબી વધારે લાયક જગા હોત તો તે આજ હતી. સબબ ત્યાં ખુદ ફરોહરનું મોહક ચિત્ર રૂબરૂ મોજુદ હતું, તોપણુ આ મહાન શાહાનશાહનાં ફરોહર આગળ આગલા ઇરાનીઓ પોતાનું સર ઝુકાવતા કે ગુનાહોની તોબા કરતા જાહેર થયા નથી.

મરનારની કાગજ, કાચ કે કનટાંનનાં કકડાપર ચિતારેલી છબી જોઇને ફરોહરને

**હિન્દુ મુર્તિ પુંજા.**

નમન વગેરે કરવામાં અગર ગુનાહ ભરેલું નહીં ગણાતું હોય, તો આપણી બાઇબંધ હિન્દુ કોમ પોતાના મહાન પુર્વજો કે માનીતા પુજ્ય દેવતાઓ અને દેવીઓની પત્થરપર કોતરેલી છબી (મુર્તિ) સન્મુખ રાખી, તેની મારફતે તેઓના આત્માઓને નમન કરવાનો તેઓ દાવો કરે તો તે ખોટો ગણાવો નહીં જોઇએ. તેઓનું આ કાર્ય ગુનાહ ભરેલું નહીં ગણાવું જોઇએ, અને તેઓ ઉપર મુર્તિ પુજકનું આળ નહીં મુકવું જોઇએ, બલકે મુર્તિપુજા સજાવાર ગણાવી જોઇએ. આ મુજબ પત્થરપર કોતરેલી મુર્તિઓને નમન કરવું સજાવાર ગણાવા આપણા રાહબરો તૈયાર છે કે ? અગર પત્થર પર ચિતારેલી મુર્તિને નમવું સજાવાર નહીં હોય તો, કાગજ અને કનટાંનપર ચિતારેલી છબીને નમન કરવું કેમ સજાવાર ગણાય ? ખરૂં છે કે હિન્દુ પ્રજા મુર્તિને એકલુંજ નમન કરતી નથી, પણ તેની પુજાપાત્રીબી કરે છે. પણ છબી મારફતે ફરોહરને નમન કરવાના મજકુર નવા ફતવાની કોમના ભોળા વર્ગ ઉપર ભવિષ્યમાં શી અસર થશે, અને તેનું કેવું પરિણામ નિપજશે તેનો એક ચોંકાવનારો તાજો દાખલો ગ્નાં કોમ સન્મુખ રજુ કીધેલો વજનદાર થઇ પડશે. હિન્દુઓ જેમ મુર્તિની પુજા પાત્રી કરે છે તેમજ આબાદ તેનીજ નકલ થોડા વખતથી કેટલાંક પાર્સી ઘરોમાં ડોસલાંના દાખલામાં જારી થયલી જોવામાં આવે છે. આ મુજબ ડોસલાંમાં **મરનારની છબી** રજુ રાખી તેની ઉપર પુલોના ગજરાઓ નેશાર કરવામાં આવે છે અને તેની આગલ ભણતર-ક્રિયા જારી રહે છે. હવે જેઓ થોડીબી સાદી સમજ ધરાવતાં હશે, તેઓ બિનતાસુબીએ ગૌર કરશે તો જણાશે કે, હિન્દુ મુર્તિપુજા અને ડોસલામાં મરનારની છબી રજુ રાખી તેની સન્મુખ અગર ભણતર ક્રિયા જારી રહે તો આ બેમાં ફેર શો ? મરનાર તારફના આપણા અચુક વહાલને લીધે, મરનારનાં નામ સાથ જોડાયલાં કોઇબી કાર્યો તરફ કુદરતી રીતેજ આપણી લાગણી એટલી તિક્ષણ રહે છે કે, તે ઉપર આંકોશ રહી શકતો નથી, અને વખતના વેહેવા સાથે નહીં ઘટે એવે ઠેકાણે વહાલની અખંડ લાગણી આપણને દોરવી જાય છે, તેનું આપણને ભાન રહેતું નથી. માટે મરનાર તરફનાં આપણાં સઘળાં માન અને અપૂર્વ વહાલ છતાં અગરજો તેમની છબીને નમન કરવા સાથે ગુનાહની માફી ચાહવાની લાગણીએ જોર પકડયું, તો તેનાં પરિણામ તરીકે ભણતરો ચાલતી વેળા મરનારની છબી ખાસ રૂબરૂ રાખવાનું પાર્સીઓમાં ઘરેઘર જારી થાય તો આપણે અજાયબ થઇશું નહીં, અને પાક જરતોસ્તી મજહબના એક ખુદાની પરસ્તેશ કરવાના ખાલેસ તરીકામાં ખલલ કરનારો તે વખત

પાર્સીઓ માટે આવકારદાયક કદી મી લેખી શકાશે નહીં. આ નવા અને નારવા કૃતવાને પુષ્ટી આપનારા દીનના રાહબરોને કોમના એક ભોળા વર્ગની વલણ તથા તેના આચાર વિચારનું તોલ કરવાની તસ્દી આપીશું, અને યાદ આપીશું, કે એક વાર આ નવો ચાલ પગભર થયો, તો આયંદેહ તેંણે કોમના વેહેમી વર્ગમાં બુતપરસ્તીની બદીનું ગંભિર રૂપ પકડેલું ઘણું દુખ સાથ નેહાળવાને **તેઓએ તૈયાર રહેવું** જોઇશે.

કબુલ કરીશું, કે એક ધર્મી કે પરમાર્થી માણસની છબી કે બાવલાં ઉપરથી તેઓનાં જેવાં ભલાં થવાનો ધડો લેવો એ નીતિની રૂએ ઘણુંજ ઇચ્છવા જોગ છે, પણ એજ છબી કે બાવલાં સાથે અગરજો ધાર્મિક વિચારો જોડાય, તેની મારફતે **ફરોહરોને નમન થતું** શિખવવામાં આવે, અને તેની આગળ આપણા **પાપો કપાવાની** વાતો કરવામાં આવે, તો સ્વભાવિક રીતેજ તેની તરફ ભોળાંઓનો ભાવ અને ભક્તિની લાગણી પેદા થાય, અને એજ ભાવનાની ભક્તિ ભવિષ્યમાં અગર મરનારની છબી રૂબરૂ રાખી ભણતરો જારી થાય, તો તેનો અંજામ કુદરતીજ બુતપરસ્તીની બદીમાં આવવા વિના કદી રહે નહીં. એનો તાજો પુરાવો આપણને દુર શોધવા જવો પડે એમ નથી. મરનારનાં નામ સાથ જોડાયલી ડોસલાંની ક્રિયાના દાખલામાં અનુભવે આપણને શિખવ્યું છે કે, પ્રથમ કળશિયાની ચોર ગોઠવવાની નાની શરૂઆતે પાછળથી અનેક રૂપો લીધાં છે. આ કળશિયાઓએ પ્રથમ બેહેડાંનું રૂપ લીધું હતું, વખત જતાં આ બેહેડાંઓમાં મરનારનો વાસો હોવાના કલ્પિત ખ્યાલે જન્મ લીધો હતો, ત્યારબાદ તેંણે મરનારની શારરીક આકૃતિનો આકાર પકડયો હતો, અને આખરે તેણે ખાશ હસ્તકૃત કેબ્લાનું નારવા અજરથોસ્તી રૂપ લઇ, તેની સનમુખ ભણતરો જારી થઇ, અને તેની સાથ બીજી ઘણી વેહેમી ન છાજતી રસમો આમેજ થઇને આ મોતેબર ક્રિયાને ઝાંખ લગાડી છે.

**ઈસ્લામી પેગાંબરનો અનુભવ.**

મરનારની છબી સાથ ધાર્મીક ખ્યાલો જોડાવાથી તેનું પરિણામ આયંદેહ મુર્તિપુજામાં આવેછે, તેનો બીજો અસરકારક દાખલો ઇસ્લામી શરિયત પુરો પાડે છે. **હજરત મહમદના** વખતમાં આખું **અરબસ્તાન** એક કીસમની મુર્તિપુંજામાં ડુબેલું હતું, માટે તેમાંથી તેને ઉગારવાના એક રામબાણ ઉપાય દાખલ, ઇસ્લામી પેગાંમ્બરે જીવતાં કે મરણ પામેલાંની છબી કે પ્રતિમા ચિતારવાની સખ્ત મના કીધી હતી. ઇસ્લામી મજહબી શિક્ષણ મુજબ સૌથી મોટો અલ્લાહ એકજ છે, તેજ એકલો નમાજને લાયક છે, અને તે એક સિવાયની બીજી સઘળી પુજા બરખેલાફ છે. માટે જીવતાં કે

ગુજર પામેલાં બેશીઓ યા કોઇ વલી, પીર કે ઓલ્યાની છબી તરફ વેહેમી અભણ વર્ગનો ભાવ અને ભકિત પેદા થઇ, પાછળથી તેની પુજા તરફ ચતરાઇ જવાનો ઇસ્લામી પેગાંમબરને અંગત અનુભવ મળ્યો હતો, અને તે અનુભવનાં સબળ કારણને લીધે જીવતાં કે મુવેલાંની છબી માટે મજબુત અટકાવ મુકયો હતો.

આ પ્રત્યક્ષ દાખલાંઓ પછી જેઓ કોમના એક ભોળા વર્ગની લાગણી અને વલણનું તોલ કરવાને શકિતવાન છે, તેઓ પારદર્શક જોઇ શકશે, કે મરનારની છબી તરફનાં આપણાં પુરતાં માન અને ઉંડાં વહાલ છતાં, અગરજો તેની સાથે ધાર્મિક વિચારો જોડાવાની કોશેષ થાય, તો તે ઉધરતી અને આવતી ઓલાદને આપણે બુત-પરસ્ત રસમનો વારસો આપી જવાનો, અને મજહબના એક ખુદાપરસ્તીનાં ખાલેસ પાયાને એલજાંમ પોંહોંચાડવાનો જબુન ગુનાહ કર્યે છીએ. ત્યાંથી આપણને આપણા મહાન રાહબર જરથોસ્તનું ઉંચ શિક્ષણ મળતું નથી, અને તે આપણને મીનોઇ ઉંચ તબકકા ઉપર લઇ જતું નથી, પણ આપણને ખાકી તત્વ પુંજાના નીચલા જડવાદી તબકકા તરફ ધસડી લેઇ જઇ નીચે ગમડાવી પાડે છે.

**પારકી નકલ કરવાનો પાર્સી ખવાસ.**

પારકાંની ઝટ નકલ કરવાનો બાપેદાદે વારસમાં ઉતરેલો પાર્સી ખવાસ જગજાહેર છે, અને આ જાણીતા ખવાસે સારી કરતાં નઠારી નકલો પ્રમાણમાં વધારે કીધી છે. તેણે સંસારીક, વ્યહવારીક કાર્યોમાંજ નહીં, પણ ધર્મ અને તેની રાહેરસમ જેવી ગંભિર બાબદો ઉપરથી ઘણી ખરાબ અસરો કીધી છે. એમાં કોમની ભોળી બાનુઓથી વધારે ખરાબી થઇછે. આ વર્ગની બાનુઓ **બ્રાહ્મણ, સેવરા,** અને **પીર-સૈયદોના** સમાગમમાં આવવાથી તેઓ પારકી રસમો તરફ બેઅખત્યાર ખેંચાઇ ગયાં છે. તેઓ પીર-સૈયદો અને દેવ-દેવીઓની માનતા લે છે, અને પીરોની કબરોને તથા દેવોની મૂર્તિઓને **માનતાઓ ચઢાવેછે.** તેઓને પરકોમી દેવ-દેવીઓની જાતી માહીતીઓ હોય છે, કે જેઓમાંની કોઇ દેવીઓ માતા અથવા માય, અને દેવો બાપા, કાકા કે મામાની ઉપમાથી ઓળખાતા હોવાનો તેઓ અંગત અનુભવ ધરાવે છે. જેમકે, **ભવાની માતા, કાલીકામાતા, હોળીમાતા, રાંદલ-માય, મોથ આવલી ( માઉન્ટમેરી ) મામાદેવી, બાપા મોરીઆ, સહીએડ કાકા,** વગેરે દેવ-દેવીઓ તેઓમાં માનીતાં હોય છે, અને તેઓની મુર્તિઓને માનતા ચહડાવવા તથા તેઓની પુજા કરવામાં તેઓ ઘણાં પાવરદાં થયલાં હોય છે. ખસુસ

કરી રોજો અને **રાંદેર** ભરવાનું તેઓ શિખેલાં હોય છે, અને રાંદેર ભરવાની તરતીબમાં તેઓ કેળવાયલાં હોય છે. તેને માટે તેઓ ઘરના એક ઓરડામાં પાણીથી ભરેલા કળશિયાઓની ચોરપર ચોર ચહડાવી બેહેડાંનો આકાર ઉભો કરે છે અને પાટલાઓ ઉપર પેલાં બેહેડાં હારબંધ ગોઠવે છે. આ મુજબ રાંદેર ક્રિયાની પ્રતિનીધી **ભવાની માતાની** થાણક બનાવે છે અને તેને ત્યાં પોતાની થાણુકે બેઠેલી માને છે. ત્યાં તેની આગળ આ પોતાની માતાને નામનાં નિર્લજ ગાણાં ગાયછે અને તેનું પુજન કરે છે. આ કોઇ નહીં જણાયલી ન છાજતી ક્રિયા કેટલીક વેળા તેઓ ઘરના મર્દોથી ગુપચુપ ઘરોમાં અથવા છુપાછુપ પારકે ઘર કરાવવાથી ચુકતાં નથી, કારણ કે વડાં વડેરાં કરતા આવેલાં હોવાથી લગ્ન જેવા અમુક પ્રસંગો ઉપર આ ક્રિયા ગમે તે જોખમે કરવામાં તેઓ પોતાને ફરજથી બંધાયલાં સમજે છે!

હવે પેલી માનીતી **ભવાની માતા** કોણ છે અને કેવી છે? તેને તેનાં ખરાં સ્વરૂપમાં તમારી આગળ રજુ કરૂં છું કે જેથી તમો દીનદારોને તેનો ચોકાવનારો ભયભીત ખ્યાલ આવ્યા વિના રેહશે નહી. આ **ભવાની** હિન્દુઓની **કાલીકા માતાનું** બીજું સ્વરૂપ છે, કે જે માતા માણુસના ભોગની ભુખી, અને તેનાં લોહીની તરસી હોય છે. તેને હિન્દુઓનો એક વર્ગ પેહેલાં માણસોનો ભોગ આપતો હતો અને હાલ તેને નિર્દોષ પ્રાણીઓના ભોગો અપાય છે, અને તેથી તેને તૃપ્ત કરવામાં આવે છે. તેના ભાવિકોની માન્યતા મુજબ અગરજો આ નિર્દય ભોગો આપી લોહીથી તેને તૃપ્ત કરવામાં આવે છે, તો તે તેના ભાવિકો ઉપર પ્રસન્ન થાય છે, અને તેનાં ગમે એવાં કાળાં કર્તુકોમાં તે જય આપે છે. અગરજો તેને અમુક પ્રસંગો ઉપર ધટકી ભોગોથી પ્રસન્ન કરવામાં આવતી નથી, તો તે માનવી જાત ઉપર પોતાનો ક્રૂર કેહર વરસાવે છે અને આફતો લાવે છે. આવી માન્યતા હિન્દુઓનો એક વર્ગ ભલે ધરાવે અને આ ક્રિયાના અયોગ્યપણાં માટે આપણુને મુજાહેતમ બી કરવી નથી. પણ હ્યાં હું તે જરથોસ્તીઓ માટે બોલું છું, કે જેઓ દીનદાર જરથોસ્તી હોય ને, આવી એક માણુસ તથા બીજાં નિર્દોષ પ્રાણીઓના ભક્ષ માટે લાંબી જીભ તથા દાંતો બાહાર કાઢી અને ડાચું વકાસી થાંણુકે બેઠેલી અને વાઘ કરતાં વધારે વિકાળ ચેહેરાની ભયાનક મુર્તિ તરફ **અંબાભવાની** માતાને નામે ભાવ અને ભકિત દેખાડવા જેવાં કાર્યો કરે, તો તેઓ સાચાં જરથોસ્તીઓ નથી અને જરથોસ્તી તરીકે ગણાવાનો તેઓને હક નથી.

જરથોસ્તી મજહબ નીતિમાન વિચારો અને ઉંચ સદગુણો ખિલવનાર તથા રવાનની બેહેતરી કરનાર ભલી શક્તિઓનેજ આરાધવા, તેની ખુબીઓ ગાવા અને

તેઓના ઉંચ નીતિ ગુણો ઉપર અમલ કરવા શિખવે છે. પણ જે જે શક્તિઓ નીતિ ભંગ કરનારી, ભય ઉપજાવનારી અને આફતો લાવનારી હોય, તો તેઓથી ડરી જવા કે તેઓ આગળ નમી જવા, તેઓને પંપાળવા કે પ્રસન્ન કરવા આ મહજબે કદી ફરમાવ્યું નથી. બલકે એક અશ્તેકુસ્તીઆંનને લડવૈયા મિસાલ તેઓ સામે બળતવારીથી લડવા અને તેઓના દુર્ગુણોને મજબુત હાથે દાબી દેવા, તેઓને તોડવા અને તારાજ કરવાની તાકીદ કરવામાં આવી છે. આ મજહબે મઆકુલ શિક્ષણ આપ્યું છે, કે તમારી સઘળી મુશ્કેલી, સઘળાં સંકટો અને સઘળી આફતોમાંથી ઉગારનાર તથા તમારી વર્તણુક સુધારી ભલી ઉપયોગી જીંદગી ગુજારવા માટે નેક નિષ્ટાથી ચાહેલી તમારી ભલી મુરાદો. ઉમેદો અને ખાહેશો પાર પાડનાર બી તેજ એકલો સર્વ શક્તિવાન સાહેબ છે. ના, એટલુજ નહીં, પણ એથીબી વધ રે, ખુદાના પ્રતિનીધી તુરમંદ આતશોના પાક કેબ્લાઓ તમારે માટે બરપા થયલા છે, તેનેજ તમારી ખુશખોદાર બળતણની લાયક ભેટો અર્પણ કરો, તેનીજ સન્મુખ અહુરમજદ ખુદાને તમારી ભાવવાળી ભક્તિની ભેટો ધરો, અને તેનાંજ અણહદ એહેશાંન માટે તેની ખુબીઓનાં ગાણાં ગાઇ સાંચા જરથોસ્તી તરીકે તમારી પાક ફરજ અદા કરો. એજ તમારા આગલા હોકમાઓનો સાચો તરીકો છે અને એજ તમારો ધર્મ છે.

**રાંદેર અને ડોસલાં—એક સરખામણી**

હવે આપણે મુળ બાબદ હાથ ધરીશું, અને જોઇશું કે **રાંદેર** ભરવા વગેરેમાં પાવરદા થયલાં ભોળાં બાનુંઓની ભુલ ભરેલી માન્યતાએ આ ડોસલાંના દાખલામાં શી અસર કીધી છે અને તેની નલાયક નકલ કેમ થઇ છે? ડોસલાં જે ભોળાંઓની ભુલભરેલી માન્યતા મુજબ વહાલાં ધરડાં ડોસાંઓ છે, તેઓને હિન્દુ દેવ—દેવીઓને બાપા—માયની અપાયલી ઉપમા મુજબ **ડાસલાં-બાપા** અને **ડોસલાં-માય**ના નામો અપાયાં હતાં. તેઓ નામોના સંબંધમાંજ પારકી નકલ કરી અટક્યાં નથી, પણ રાંદેર ભરવાની તર્તીબ મિસાલ તેઓ ચોતરા કે માચીની બેઠક બનાવે છે, અને તેની ઉપર પાણીથી ભરેલા કળશિયાઓની ચોર ગોઠવી બેહેડાંઓનો આકાર ઉભો કરે છે. વળી પેલી **ભવાંની માતા** જેમ પોતાની થાંણકે બેઠેલી મનાય છે, તેમ ભોળાં હમદીનો ડોસલાનાં બેહેડાંમાં મરનારનાં રવાનનો વાસો થયલો માને છે, એટલુંજ નહીં પણ રાંદેરમાં થતી પુંજાપાત્રી મિસાલ ડોસલાં સન્મુખ અવસ્તાનાં પાક ભણતરો અને ક્રિયાઓ કરવામાં આવે છે. વળી આ અતેરૂં

હજુ જાણે અધુરૂં હોય, તેમ શંદેર માય મિસાલ ડોસલાંની હસ્તકૃત આકૃતિ આગળ સર નમાવવા અને તેને પાય પડવા જેટલી નાપસંદ હદે આપણે જઈ પુગાં છીએ. ડોસલાનાં નામ સાથ જોડાયલાં આ અને એવાંજ બીજાં ન છાજતાં કાર્યો ગુજરાતનાં ઘણા ગામડાંઓમાં હાલ સુધી જારી રહેલાં આપણે જોઇ શકયે છીએ.

મરણ પાછળની ધર્મે ફર્માવેલી મોતેબર ક્રિયાઓ કરવાની હું મના કરતો નથી, અને કદી કરીશ નહીં, બલકે તે કરવાની વફાદાર ફરજંદ વારસોની બીજી ફરજોમાંની સૌથી મોતેબર અને ઘણી અગત્યની એક પાક ફરજ છે. તમો મારાં મત સાથ મળતાં થશો, કે કોમનો એક વર્ગ ધાર્મીક ક્રિયાઓની બાહારના અનેક સડેલા વેહેમોને વશ થયલો છે, તોપણ ઇાં હું જે વેહેમો તરફ કોમના દાનેશમંદ વર્ગનું ધ્યાંન ખેંચું છું, તે મરણના નાજુક અવસરો ઉપર ગંભિર ક્રિયાઓ સાથે પાછળથી વેહેમોનું પારકું તત્વ મોટાં પ્રમાણમાં આમેજ થયલું છે, તેનાં મુળને પહેલી તકે નાબુદ કરવાનું અને આપણી મોતેબર ક્રિયાઓની અસલિયાત તથા ખાલેસી જાળવવાનું છે. સબબ ક્રિયાઓની બાહારનાં વેહેમી વેહેંજાઓ કરતાં, આપણી ખુદ પાક ક્રિયાઓ અને નિર્દોષ રસમોમાં જાણે કે અંજાણે આમેજ થયલાં વેહેમી તત્વો કોમ અને મજહબ એ બન્નેને બેશક નામોશી લગાડનારાં છે.

**પાર્સી કબરસ્થાન.**

આ ડોસલાંના દાખલામાં અંગત અનુભવે આપણી ખાતર જમા કીધી છે કે, પ્રથમ એક નાની અને નજીવી શરૂઆત અગર મરનારનાં નામ સાથ જોડાયલી હોય છે, તો તે પારકાની નકલ કરવાની જાણીતી પાર્સી ખાસીહતને લઇને પાછળથી મોટું અને ગંભિર રૂપ નહીં લેશે તેની આપણી પાસે કશી બી જામીનગીરી નથી. પાર્સી ખાસીહતની આ કોઇ ખુબી નહીં પણ મોટી ખામી છે અને આ નકલિયાત ખામીએ ગંભિર અનર્થો ઉભા કીધા છે.

વેપાર–રોજગાર અર્થે પાર્સીઓ દુર દેશાવરો ખેડે છે અને ટુંક વસ્તી, પૈસાની બિન જોગવાઈ અને બીજાં કારણે કેટલીક જગાએ આરામધાહોની સગવડ હોતી નથી. એવાં કેટલાંક શેહેરો અને ગામડાંઓમાં નાચારીએ ગુજરેલાંઓ ભુમીદાહ થાય છે અને તેમાં કોઇબી રીતે ગુનાહ ભરેલું થતું નથી. આથી એક પારસી લાશને **દખ્મનશીન** (!) કરવાનું દીનનું ખાસ ફર્માન જોકે અમલમાં મુકી શકાતું નથી, તોપણ જ્યાં આપણો ચારો કે ચલણ નથી, ત્યાં સ્થળ કે સ્થીતિને તાબે થઇ મરનારનું કાલબુદ

દીની હુકમ મુજબ ઘટતી રીતે ભુમીદાહ થતું હોય તો તે ગેરવાજબી ગણી શકાશે નહીં. પણ મરણના આ દાખલામાં કેટલીક જગાએ લાઇલાજે દીનનું એક ફરમાન બજા નહીં લાવવા સાથે, પોતાનો કાબુ હોવા છતાં, બીજાં લાયક ફરમાનનો અનાદર થાય છે. મરનારને ખાડામાં મટ્ટીપર મુકી તેને મટ્ટીથી ઢાંકી સંતોષ પકડવાને બદલે **કાનપોર** અને **આગ્રા** શેહેરના જરથોસ્તીઓએ પારકી **ખ્રીસ્તી** અને **ઇસ્લામી** ખર્ચાળુ અને નારવા નકલ કરી મરનારની પાકી કબરો બાંધી છે, તે ઉપર પીરેમીદોના આકારો ઉભા કીધા છે અને અવસ્તાની કેતાબો તથા અવસ્તાના કલામોનાં કોતરકામો કીધા છે* **વંદીદાદમાં** લાશને મટ્ટીપર મુકી તેને મટ્ટીથી ઢાંકવાના કામને ગુનાહભરેલું જણાવ્યું છે, તે કરતાં વધારે ગુનાહ ભરેલું લાશને મટ્ટીપર મુકી તે ઉપર કબર બાંધવાનાં કામને જાહેર કીધું છે, અને લાશને જમીનમાં **ભોંયરાંનું પાકું બાંધકામ** (દખ્મ) કરી અથવા પેટીમાં મુકી તે ઉપર બાંધકામો કરી લેવાનાં કામને સૌથી જબુન ગુનાહ ભરેલું જાહેર કીધું છે. લાશને ઠેકાણે પાડવાની જરથોસ્તી ધર્મની પેહેલી ઉમદા મકસદ જેમ બને તેમ જલદી કાલબુદનો નાશ કરી કુલ પેદાયશની સુખ શાંતિ જાળવવાની છે, અને બીજી મુળ મકસદ મરનારને ઠેકાણે પાડતાં બિનજરૂરી અને બેજા ખર્ચોથી દીનદારોને બચાવી લેવાની, અને મરણ પાછળના મોટાઇ અને તકો-બરીના ખ્યાલને તોડવાની છે. આ મુજબ મરનારને ઠેકાણે પાડવામાં મજહબની મુખ્ય મકસદો બર આવતી નથી, માટે લાશને ભુમીદાહ કરતાં આ મઆફુલ ફરમાન બજા લાવવા અને બેજા ખર્ચોથી બાજ આવવા ઘટતે ઠેકાણે લાયક અમલ થવો ઘટે છે, કારણ કે મરણ પાછળ ખર્ચાળુ યોજના ઉભી કરવા આ મજહબે કદી ફરમાવ્યું નથી. પાર્સી ખવાસ પારકું પોતાનું કરતાં વિલંબ લગાડતો નથી અને પારકાં ફાયદાકારક તત્વો કરતાં નુકશાનકારક તત્વો તરફ તે વેહેલો ઢળી જાય છે. આ એક નબળાઇ છે, અને આ નકલિયાત નબળાઇએ કોમના હકમાં બેહદ ખરાબી બેશક કીધી છે.

**છેવટ બે બોલ**

જેઓ ક્રિયાઓ અને રસમોનું અખંડપણું જાળવવા આગ્રહ કરે છે, તે બેશક એક તારીફ લાયક કોશેશ છે, અને તેનો જોકે હું મોટો વખાણનાર છું, તોપણ આપણી મોતેબર રસમો અને ક્રિયાઓમાં આમેજ થયલા વેહેમો તરફની તેઓની ચુપકીદી અર્થસુચક છે. મજહબનાં ખાલેસ મતોની ખુબીઓનું શિક્ષણ ખાસોઆમ માટે જરૂરતું છે તે હું ના

* ખરો જરથોસ્તી રેહેનુમન—કરતા, નાયબ દસ્તુર ડૉ એ. સંજાણા, બી.એ.

પાડીશ નહીં, પણ સ્વભાવિક સવાલ ઉત્પન્ન થાય છે કે, દીનદારીનાં નામ હેઠળ જાયજ રહેલી ખાલેસ ક્રિયાઓ સાથ ભેળાયલાં નાપસંદ તત્વો કોમમાંથી નાબુદ કરવાની શું પેહેલી જરૂર નથી? મરણના નાજુક અને ગંભિર અવસરો ઉપર વેહેમી ક્રિયાઓ કોમના એક નાના વર્ગમાં જાયજ રહેલી છે, તોપણ મોટા અફસોસની વાત છે કે, કેટલાક જાહેર લખનારા, અને જાહેર બોલનારા, વાંચક વર્ગ અને શ્રોતા વર્ગને ઉતરતી આવેલી ક્રિયાઓ તથા રસમોને અચુક કહી તેઓને અખંડ રાખવાના ફતવાઓ આપે છે, તેઓને આ તરફ લક્ષ દેવા દેઇશું, અને તેઓનાં અંતઃકરણને અપીલ કરીશું કે, મરણની ગંભિર ક્રિયાઓ સાથ જોડાયલી કેટલીક વેહેમી રસમો બાપીકા મજહબની ખાલેસી અને કોમી કીર્તિને જેબ દેનારી દેખાડવાને તેઓ તૈયાર છે કે? વળી તેઓને વિનવીશું, કે કેટલીક પાછલી નાપસંદ રસમોની અસલિયાત કે પુરાતનપણું પુરવાર કરવાને તેઓ સામર્થવાન છે કે? અને તેઓને પુછીશું કે, કેટલીક રસમો અને ક્રિયાઓમાં જરથોસ્તી **ધર્મનું રહસ્ય, જરથોશ્તી અશોઇ અને જરથોશ્તી એતેકાદ** તેનાં નિયમોનાં ઉંડાં બંધારણ સાથે જળવાયલાં દેખાડવાને તેઓ શકિતવાંન છે કે? તેઓ વારસામાં ઉતરી આવેલી ક્રિયાઓ અને રસમોને ધાર્મીક ઉપમા આપે છે, તેને ખામી વિનાની ખાલેસ જાહેર કરેછે, અને કોમની ગમે એવી ભુલ ભરેલી લાગણી સાથ રમતો રમી ખરી ખાંમીઓને ખુબીમાં ફેરવી દેખાડવાની કોશેશો કરે છે, પણ તેઓની કોશેશો અને ચાલાકી આખરે નિષ્ફળ જવા વિના રહેતી નથી. તેઓ કોમની માન્યતાઓને પંપાલવા ચાલતી આવેલી કેટલીક ન છાજતી રસમો પાળવાની સીફારસ કરે છે; અને તે પાળનારાઓને **દીનદારો** અને **દીનઆશીદારોની** ઉપમાથી નવાજે છે. આ મુજબ ખાંમીઓ ઢાંકીને તેઓ કોમના એક ભોળા વર્ગને ખુશ કરે છે જેથી પેલો કમનસીબ વર્ગ તે તરફ બેઅખ્તયાર ખેંચાઇ જાય છે અને વેહેમોને વશ થઇ દીનનો ખરો રાહ ચુકે છે. આ કોશેષના ફળ તરીકે પછાત વર્ગમાં સાચાં ધર્માભિમાનની જગાએ ધર્માંધપણું, હદ બાહાર હઠીલાઇ, જંગલી ઝનુન અને વાહિયાત વેહેમો પ્રસાર પામે છે, અને ડહાપણ તથા દુરઅંદેશી ઉપર જહાલીઅત અને જંગલીપણું ફાવી જાય છે. અગર આ ચાલાકી લાંબો વખત ચાલુ રહી અને કમનસીબે ફતેહમંદ ઉતરી, તો તે ઉધરતી તથા આવતી ઓલાદ માટે સારાં સગનની નિશાની નથી. આ કોશેષ કોમના એક વર્ગને થોડા વખતની તકલીદી રાહત ખચીત આપે છે, પણ આયંદેહ તે કોમના હકમાં અસરકારક કે ફાયદેમંદ નિવડવાની નથી. આથી કોમનો એક વર્ગ સડેલા વેહેમોના વમળમાં ગોતાં ખાતો થયો છે, અને ધર્મને નામે અને ગુજર પામેલાંઓની

ક્રિયાને બહાને, રજ ખેંચી પેદા કીધેલા ખરા પસીનાના પૈસાની નાહક બરબાદી કરતો રહયો છે. પરિણામે કેટલાક દાખલામાં કોમની નીતિ અને સંસાર ઉપર ખરાબ અસરો થવા પામે છે, અને વેહેમી વર્ગ સ્વ સુધારામાં પછાત પડે છે.

**મારૂં નાકેશ અનુમાન.**

અશોઇના ઉંચ તરીકાનું ખંડન કરનારા નાપાયાદાર કૃત્યાઓની અસર, અને તેનાં પરિણામ તરીકે કોમના એક ભોળા વર્ગને ભવિષ્યમાં બુતપરસ્તી તરફ ચતરાઇ જવાનું હાલ સુધી હું માત્ર સ્વપ્નુંજ જોતો હતો. આ કમનસીબ વર્ગને દીનનો રાસ્ત રાહ ચુકીને ભુલ ભરેલાં માર્ગે દોરવાઇ જવાનું હજી સુધી હું ભવિષ્ય ભાખતો હતો, અને મરણની ગંભિર ક્રિયાઓમાં વખત વેહેતાં બુતપરસ્તીની બદીનું નાપસંદ તત્વ આમેજ થાય તે અવ્વલ તેને મજબુત હાથે દાબી દેવાને કોમના દુરઅંદેશ વરગ તરફ ચેતવણીનું રણસીંગડું ફુંકવાની હું ફોકટ કોશેશ કરતો હતો. સબબ મારાં ઉપલાં અનુમાનો ખેંચવા-પછી એક ભણેલા દસ્તુર સાહેબના હાથનો લેખ પાછળથી મારા જોવામાં આવ્યો, જેમાં જુદી જુદી ધાર્મીક ક્રિયાઓ વેળા મરનારની ફુલોના મજરાઓથી સંમારેલી છબીઓ રૂબરૂ રાખવાનું ચેટક પાર્સી ઘરોમાં પ્રવેશ થઇ ચુકેલું તેવણ સાહેબ બાપોકાર જાહેર કરે છે, અને આ નવી બુતપરસ્ત બદીને નીચલા સખ્ત શબ્દોમાં બિનદેહેસ્ત વાજબી વખોડી કાઢે છે. તેઓ કહે છે કેઃ—

"ઉપર દરશાવ્યા પ્રમાણે જેમ બીજી કેટલીક જરથોસ્તી ક્રિયામાં હિન્દુઓના વેહેમ, વસીલા, વેડજાંઓ તથા બુતપરસ્તીનું તત્વ આમેજ થયલું દીઠામાં આવે છે, તેમ ઉઠમણાની ક્રિયામાં પણ એવાં તત્વને આમેજ થયલું જોઇ ઘણો ખેદ ઉપજે છે. કોઇ ઠેકાણે ઉઠમણાંના પાથરણાં ઉપર આતશ વગેરેની જરથોસ્તી ક્રિયાઓને લાયકની સામગ્રીઓ સાથ મરનારની ફુલોથી આરાસ્તે કીધેલી સબીઓ ખુમચા યા આફરગાન્યા આગળ મુકેલી હોય છે. કોઇક ઠેકાણે જ્યારે ગુજર પામેલાઓનાં અશો રવાનો તથા અશો ફરોહરોની નયતે આફ્રીનગાન વગેરેની ક્રિયા થતી હોય તે વખને, તેઓની વારસીક યા માસિક ક્રિયાને ટાંકણે, તે મરનારની સબીઓ ને ક્રિયાઓની નજદીક ભીંતે ટાંગી યા ટેબલ ઉપર મુકી તેમને ફુલોના હાર પહેરાવવામાં આવે છે યા ફુલોથી શિણગારવામાં આવે છે. આવી રીતી, આવી વલણ ખુદ બુતપરસ્તી નહીં તો બીજું શું કહેવાય? વેહમ, વસીલાઓ, વેડજાંઓ, બુતપરસ્તી તથા ખુદ પરસ્તીની સામે થવાને, તેમને નાબુદ કરવાને, જડમુળથી ઉખેડી નાંખવાને આપણા જરથોસ્તી

નેઆમાનોએ, પેગામ્બરે, પાદશાહાઓએ, દસ્તુર દાવરોએ જીવતોડ મેહેનત અને જહેમત ખેચેલી, જાન માલના ભોગો આપેલા, તેજ વેહેમ વસીલાઓ, બુતપરસ્તી ખુદપરસ્તી આપણી જરથોસ્તી દીન અને જરથોસ્તી ક્રિયાઓમાં ફરીથી દાખલ કરવાની શરૂઆત કરનારાઓ, ખરા ચુસ્ત જરથોસ્તી દીન અને જરથોસ્તી કોમના ખયરખાહો હોવાનો, તેવા કહેવડાવવાનો અને જરથોસ્તી તરીકેના લાભો તથા ફાયદાઓ મેળવવાનો દાવો કરી શકે કે? તેઓએ એવો દાવો કરતાં અટકવું, યા તો પરધર્મનાં, પરકોમનાં સિદ્ધાંતો, વેહેજાંઓ, વેહેમ વસીલાઓ વગેરે પડતાં મુકી પોતાના ખાલેસ જરથોસ્તી ધર્મનેજ વળગી માન આપી ચાલવું, તથા બીજાંઓને ચલાવવું કે જેથી કરીને જરથોસ્તી સિદ્ધાંતો તથા જરથોસ્તી ક્રિયાઓ તેઓની અસલ સ્થીતીમાં રહી તેઓમાં સમાયલી અવ્વલ નેમ બર આવતી રહે, જરથોસ્તીઓની આબાદી તથા કીર્તિમાં વધારો થતો રહે અને આપણી નાની કોમ વીખરાઇ જતી, તડાઓમાં વેહેચાઇ જતી અટકે. પરધર્મોની, પરકોમોની ખામીઓ તથા ખરાબીઓનો સડો આપણા ધર્મમાં આપણી કોમમાં લગાડવામાં સારો સાર આવવાનો નથી એમ ખાતરીથી માનવું." *

આ મુજબ આપણા કાબેલ દસ્તુર સાહેબને ક્યાં **કાળાંપર ધોળું** કે **ધોળાંપર કાળું** કરવાની કોશેષ કરતા આપણે જોતા નથી, પણ પોતાનું અપક્ષ દીની સાચ મત નિડર જાહેર કરતા જોઇએ છીએ. આથી ઉલટું, જેઓ આપણને દીની રાહો-રસમની જાળવણી કરવા એક હાથપર જ્યારે આગ્રહ કરે છે, ત્યારે બીજાજ હાથપર તેઓને અસલિયાત તજાવી મોતેબર ક્રિયાઓમાં નવું નાપસંદ તત્વ આમેજ કરતા, કોમના ભોળા વર્ગની ભુલ ભરેલી માંન્યતાઓને પંપાળતા અને તેઓની ભોલાઇનો ગેરલાભ લેતા આપણે મારદર્શક જોઇ શકીએ છીએ. આવી ગુંચવાડા ભરેલી અને ગુંગળાવી મારનારી ગટાપરચા જેવી તેઓની રાહબરી માટે આપણને ખેદ થાય છે. આ કૃત્વાઓના પ્રતાપે ભવિષ્યમાં બુતપરસ્ત રસમ કોમના એક વર્ગમાં ફેલાવો પામશે, અને આ બદીએ ગંભિર રૂપ પકડેલું ઘણાં દુખ સાથ નેહાળવાને પેલા જાણીતા રાહબરોને તૈયાર રહેવું જોઇશે. એવાં હજુ તો હું અનુમાનો કાઢયો જતો હતો, પણ તે અવ્વલ આ બદીને ગંભિર રૂપ લેતાં અને તે અનુમાનો ક્યાં પુરવાર થયલી સાચી બીનામાં ફેરવાઇ જતાં આપણે ભારે ખેદ અને દુઃખ સાથ

---

* ખરો જરથોસ્તી રહેનમુન—સફે ૨૪૫, કરતા નાયબે દસ્તુર રૂસ્તમજી એદલજી સંજાના, બી૦ એ૦

જોઇએ છીએ. આ સ્વભાવિક પરિણામ પછી મરનારની છબી મારફતે ફરોહરોને નમન થવાનો અને પાય પડવાનો, તેઓને ચુંબન કરવાનો અને આપણા પાપો કપાવાનો બોધ દેનારા સાહેબોની સારી સમજને આપણે ફરી ફરી અપીલ કરીશું, અને તેઓને વિનવીશું કે, દીની તરીકાથી તદન ઉલટી આ રસમ કોમના ભિતર સુધી સામાન્ય રીતે હજુ જડ ઘાલી બેઠી નથી, અને તેણું સુબાગ્યે ભયંકર રૂપ લીધું નથી, તેવા સમયમાં તેને મજબુત હાથે દાબી દેવાની વેળાસર દુર અંદેશી અને ડહાપણ ખરચવામાં આવે, તો કોમ તથા મજહબની સાચી સેવા બજાવવાનો અને પોતાના પાક પેગાંમ્બરને સાચા નિવડવાનો તેઓ વાજબી સંતોષ લઇ શકે. આ તાજા જાહેર દાખલા પછી, આ પ્રત્યક્ષ પુરાવા પછી, અશોઇના ઉંચ તરીકાની જાળવણી ખાતર અને આપણા પાકજાદ પેગાંમ્બર અને અશો રાહબરનાં રૂહની ખુસ્નુદીને ખાતર તેઓ પોતાનાં આ નાપાયદાર મત ઉપર મુસ્તાક રહેશે નહીં, કારણ કે મતાંધપણાંની શિરજારી તે માનભરી બળતવારી નથી, એટલાજ વિવેકની તેઓ તરફની આશા સાથે હાથ ધારેલી બાબદ આપણે હાલ તુરત લાંજ ખતમ કરીશું.

# પ્રતિમા પૂજક પારસીઓ*



"અદના" ની સહીથી અમારા પત્રમાં પારસીઓની ધાર્મિક ક્રિયાઓને નામે ચાલતી, પારસી નહીં પણ પારકી રાહરસમોનાં જે ચિત્રો પ્રગટ થાયછે તે બેશક એક ખરા જરથોસ્તીની લાગણી ઉશ્કેરે એવાં છે. આ ચિત્રો ખોટાં નહીં પણ કેવળ ખરાં છે, અને તે આજનાં પારસી ધર્મિપણાં ઉપર એક અતિ નાપસંદ શેરેહ જેવાં છે. જે કેટલાકો પોતાને ધર્મીને નામે ઓળખાવવા માંગે છે, તેઓ પોતે અને તેમનાં કુટુંબનાં બાનુઓ પારસી નહીં પણ પારકી રાહરીતીઓ અખત્યાર કરી બેઠા પછી કેમે કરીને તે છોડતાં નથી, અને તેમાં નવાં નવાં ધતિંગો ઉભાં કરી ઘુસાડતા જાયછે. તેના સંબંધમાં અમારા અદના લખનારે જે દાખલા-પુરાવા આપ્યાછે તે ખચીત ધ્યાન પુગાડવા જોગ છે. આ બાબતનાં સંબંધમાં અમારા ગયા અંકમાં "દીનબાઇ" નામનાં એક બાનુ ચર્ચાપત્રીએ જે ફરીઆદ ઉઠાવીછે, તે દેખાડેછે કે પારસી ઘરો ને કુટુંબોમાં દાખલ થયલા નવાં નવાં ધાર્મીક તો નહિજ પણ ધર્મ વિરૂધ્ધનાં ધિંગાણાઓથી સમજુ સ્ત્રી વર્ગ પણ કંટાળેછે. પણ આ માત્ર કંટાળાનોજ સવાલ નથી—આ તો ધર્મનો સવાલ છે. રાહનુમાએ મજદયરનાન સભાના ૬૫) વર્ષનાં કામ ઉપર પાણી ફરવાનો આ સવાલ છે. કેળવણી અને સુધારાના શુભ પ્રતાપ અને તેજસ્વી પ્રકાશને નાબુદ કરવાનો આ સવાલ છે. જાણે પારસીઓ કેળવાયાજ ન હોય, જાણે તેઓ સુધર્યાજ ન હોય, જાણે તેઓને પોતાનાં ધર્મનું કશું જ્ઞાન અપાયુંજ ન હોય, તેવી રીતનાં તેઓમાં નવાં નવાં દાખલ થતાં ધુતારા ધતિંગો દાખલ થવા અને પ્રગટી નિકળવાં લાગાંછે.

આ એક મોટા અફસોસની વાત છે. નોરતાંના દહાડા ગયાછે અને હવે દીવાળીના તેહેવારો આવશે. આ તેહવારો પારસીઓના તો નથી. તોપણ નોરતાંમાં હિંદુ દેવીઓના સંબંધમાં ગવાતા ગરબા જાણે તેઓ જરથોસ્તી સ્ત્રી ઇજદો હોય તેમ તેમને આરાધવા, માનવા, પગે પડવા, અને તેમની મદદ માગવા માટે પારસી બાઇઓએ અને ભાઇઓએ ગવાડવા, એને શું તમો ખરૂં પારસીપણું કહેશો ? ભવાની માતા, અને અંબામાતા

* રાસ્તગોફ્તાર તથા સત્યપ્રકાશના વિધાન અધિપતિએ "અદના"ના લેખ ઉપર દર્શાવેલા અભિપ્રાયો. શેઠ

અને કાળી માતા ગમે એવી મહાબળ ધરાવનારી દેવીઓ હોય, પણ તેવી દેવીઓને સંતોખવી અને તેમની યાદમાં કે આરાધનામાં એકે પૈસો પણ આપવો જરથોસ્તી ધર્મનાં ફરમાનને અનુસરતું નથી. આ માતાઓનાં માનમાં તો નિર્દોષ પશુઓનો વધ થાયછે, તેમના ભોગો અપાયછે, તેમનાં લોહી તે માતાઓની મુર્તિઓ ઉપર છંટાય છે, ત્યારે શું એવા ભોગો આપવામાં શામેલ થવું તે પારસી ધર્મ છે કે? જેઓ પારસી સુધારાને જ્યારત્યાર વગોવે છે તેઓને આંખ ચોળીને જોવા દેવો, કે આ જાતનાં ધતિંગ જેઓ ખરા સુધરેલા પારસીઓ છે તેઓનાં નહીં, પણ જેઓ સુધારા સામે ખોટી બાંગ મારી તેને વગોવનારા છે તેમનાં કુટુંબોમાં મોજુદ છે. જેઓ જુનો ધર્મ પાળનારાઓ કહેવાય છે, જેઓ ધર્મની અસલીયાત જાળવી રાખવાના વલખાં મારે છે, અને જેઓ અસલ ધર્મ કયો છે તે બતાવી આપનારાઓને ધર્મના શત્રુ લેખવા જેટલી ઝનુની ઉજડાઈ બતાવે છે, તેઓને જવાબ આપવા દો, કે અમારા અહના લખનારે દાખલ થયલા બુતપરસ્તના જે દાખલા આપ્યા છે તે શું ધર્મની અસલિયાત જાળવનારી રાહરસમો છે, કે ધર્મની જલદીથી ડુબાડુબ કરનારાં ખોટાં અને ખ્યાલી ધતિંગો છે?

ફરવરદેગાનના દીવસો ઉપર મરનારની નૈયતે તેના વાગા અને વસ્ત્રો અને જનસો વગેરે જોડે તેની છબીને પણ પાણીથી ભરેલાં બેહેડાં અને ફળફુલાદિથી આરાસ્તા કરેલી જગા ઉપર મોઝુદ રાખવી એ શું પારસીપણું છે કે? એ શું અસલ ધર્મ છે કે? એ શું મુર્તિ પુંજા નથી? જે બુતપરસ્તીને જરતોસ્તી મજહબમાં વિકારી છે તેજ બુતપરસ્તીના વર્ગમાં મુકી શકાય એવાં આ નવાંનવાં ખેલકૌતક નથી! સુધારાવાળા સાચા સુધારાના હિમાયતી છે–ખોટા સુધારાના નથી. સુધારો સાચોજ હોવો જોઇએ—ખોટા સુધારા જેવું કંઇ હોવુંજ નહી જોઇએ. હવે સુધારાવાળા આ કીસમના કામોને ઉઘાડાં પાડતા હોય, જેઓ એવાં કામ તરફ જરથોસ્તીઓની નજર ઉઘાડી તેમને તેથી પાછા રાખતા હોય, તેઓ જરથોસ્તીના દુશ્મન નહીં પણ સાચા દોસ્ત લેખાવા જોઇએ. તોપણ આજે કેટલાક પારસીઓની ગોયા મતીજ ફરી ગઇ હોય તેમ તેઓ સુધારા તરફ શકની નજરે જોવા લાગ્યા છે, અને સાચી રેહનુમાઇ તેઓને ગળે ઉતરતીજ નથી. ડોસલાંમાં મરનારની છબી ગોઠવવી તેને તેઓ જરથોસ્તી ધર્મનું અસલ ફરમાન સમજતા લાગે છે! તે છબીને ફુલોનાં ગજરા પહેરાવવા એ શું ફરવરદેગાંનના ગંભિર ધાર્મિક અવસરને ખુશી અને હરખના તેહેવારોમાં ફેરવી નાખવા જેવું નથી? બેશક, જેમ અનેક દાખલાઓમાં આજના દસ્તુરો અને દાવરો, પંથકીઓ અને એરવદો, મોબેદો અને બેહેદીનો ધર્મની રૂઢી, રસમ અને રિવાજથી ઉલટુંજ કરીને "સંતોષ" માને

છે; તેવો આ પણ તેઓનો એક "સંતોષ" (!) હોવો જોઇએ, કે જેને એક સાચો જરથોસ્તી "પાપ"ને નામે ઓલખવાને કદી ના પાડે નહી.

અમારા લખનાર આ દના કોઇ બેખબર, ઝનુની કે અભણ લેખક નથી. તેવણુ બેહદીન નહી પણ અથોરનાન છે, તેવણુ મોબેદ છે, તેવણુ જરથોસ્તી ધર્મનું ખરૂં શિક્ષણ ધરાવનારા છે, તેવણુ શક્ષા ગુરૂ છે, તેવણુ પંથકી છે અને વળી તેવણુ દસ્તુરપદ પણ ધરાવી ચુકેલા રાહબર છે. એટલા માટે તેમના જે વિચારો તે પાકા વિચારો છે; તેમની ખબરદારી વિશ્વાસ પાત્ર છે: તેમની શિખામણ કાંન પકડીને સાંભલવા અને ધ્યાંનમાં ઉતારવા જોગ છે. "ભાંજે નહી તેટલા ખોખડાં કરે" એવા આજકાલના લેભાગુઓ કરતાં અને ધર્મગુરૂ કરતાં પણ આલા દરજાના, નવીન પેગમબરોની ઉપમાં ધરાવનારાંઓ, જેઓને પોતાના ધર્મનો કક્કો ખખ્ખો પણ આવડતો ન હોવા છતાં, તરજુમાની ચોપડીઓ વાંચીને જેઓ ધર્મની રાહનુમાઇ કરવાનો દાવો લઇ બેઠા છે તેઓ કરતાં, ઘણી ઘણી ચઢતી પંકતીના અમારા ઉપલા લખનાર છે, જેવણુ પોતાનાં ગ્નાન છતાં પોતાને, એક અદના તરીકે ઓળખવવામાં સંતોષ માની લઇને પોતાને જે ખરી રાહનુમાઇ કરવી છે તે કોઇનું પણ **દીલ નહીં દુખાય એવી નરમમાં નરમ ભાષામાં, લાયકીથી, નમ્રતાથી ઝટ સમજવામાં ઉતરી જાએ એવી** ઢબથી કરે છે, જે ફરી ફરીથી કહ્યા કરવાની જરૂર છે તે તેવણુ આજે નવી ઢબથી નવા દાખલા-મુકાબલાથી કહેવા માગે છે, માટે જેઓ જરથોસ્તી તરીકે ઓળખાય છે અને જેમને "પારસી જરથોસ્તી" નામ આજકાલ બહુ મોહક થઇ પડયું છે તેઓએ અમારા આ લખનારનો એકેએક સખુન માનથી, સર નમાવીને સાંભળવો અને માનવો લાયક છે. તેવણુ કહે છે કે,—

**"હું ઘણાં જોર સાથ જણાવીશ, કે ભણતર-ક્રિયા વેળા મરનારની આકૃતી રૂબરૂ બેસાડવાનો આ અધર્મી રેવાજ પાક જરથોશ્તી તરીકાનું ખુન કરનારો છે અને તે દીનની રૂએ સાબેત કરવાનાં જોકે થોડાં વજનદાર કારણો નથી, તોપણ મોટા અફસોસની વાત છે, કે કોઈ એક જાણીતા થયલા વકતા અને દીનના રાહબર જરથોશ્ત સાહેબની છબીને પાયે પડવા, અને તેને ચુંબન વટીક કરવા જ્યારે ભલામણ કરે છે ત્યારે કોઈ એક ધાર્મીક ધર્માલયના વડા દસ્તુર અને દીનના પેશ્વા મરનારની છબીને નમન કરવાજ નહીં, પણ તેની પાસે આપણા ગુનાહોની માફી માંગવામાં બી ગુનાહ ભરેલું જોઈ શકયા નથી! હાં આપણા બંન્ને રાહનુ-**

આઓને અશોઇનો પાક તરીકો ભુલી જવાં આપણે અચરતી તથા ખેદ સાથ જોઇએ છીએ. તેઓ કહે છે કે મરનારની છબીને આપણે નમન કરતા નથી પણ તેનાં ફરોહરને કરીએ છીએ, પણ કોમને આ અધર્મી શિક્ષણ આપનારા આપણા રાહબરોથી દરગુજર ચાહી જણાવીશ, કે મુકતાદનો હસ્તકૃત ખાકી આકાર ઉભો કરી, તેની મારફતે ફરોહરોને નમન કરવાનું, કે તેઓ આગળ આપણા ગુનાહોની તોબા કરવાનુ અવસ્તા, પહલવી, પાજંદ કે ફારસી કોઇબી દીની કેતાબોમાં ફરમાવેલું આપણે જાણતા નથી, અગર તેઓ જાણતા હોય તો તેની શાહદતો ટાંકવાની તેઓએ તકલીફ લીધી નથી.”

ખરી વાત તો એ છે કે આવી કોઈ શાહદત છેજ નહીં, તેમ છતાં આપોઆપ ધર્માધ્યક્ષ થઈ પડેલા, ફત્વારૂપી પથરા આપનારા અને ઓરંગા મારનારાઓની વાત ઉપર પારસી જવાન છોડીઓ અને તુરતની પરણેલી સ્ત્રીઓ લોભાઈ જાય છે, અને આતશ બેહેરામોમાં અશો જરથોસ્તની તરીકે ઓળખાતી છબીઓને તેઓ નમન કરે છે, ઓવારણા લે છે, અને કોઇ કોઈ ભમાયલા બાવકો તે છબી પણ કોઈ જાતની વીજળીક બાજી અનુદિઠ શકતી ધરાવતી હોય તેમ ગણીને તેના તરફ લાંબા હાથો કરી તે શક્તિને પોતાના તનબદનમાં ઉતારવા જેવા ચેનચાળા કરે છે। આ વળી એક જુદી જાતની મૂર્તિ પૂજા છે. મરનારની છબીને નમવું, તેની કને ગુનાહની માફી માગવી, તેનાં ફરોહરને મદદે બોલાવવું, એને શું થિઓસોફીનું નવું ધંત્રમંત્ર ગણીએ કે! આશ્રમોધ લોકો ઇરાન ખાતેના પુરાણા કાળના આપણા પુર્વજોને ખોટા રસ્તા ઉપર દોરવતા હતા તેવું પાપ લેખીએ? ગમે તે કહો, પણ પારસી કોમ પોતાના સઘળા ડોળદમામ છતાં હાલ એક જાતના એવા પ્રત્યાઘાત (re-action) માંથી પસાર થતી જણાય છે, કે જેમાંથી જો તે સરવાળે બચવા પામશે નહીં તો જુદદીનો તરફના તેના સઘળા જબરા ધિક્કાર અને તિરસ્કાર છતાં તેઓમાંજ તે અટવાઇ જશે અને તેઓનાંજ ધર્મને પોતાનો કરી દેશે એવો ભય રાખવો ખોટો નથી.



# ઈરાંનિયન વિષયો.

## ભાગ ૧ લો.

---

### શાહ જમશેદના સોનેરી જમાનાની અજાયબીઓ.

**વંદીદાદમાં** જમશેદનાં નવા સંસ્થાન સાથે ઘણી હએરત પમાડનારી કુદરતી ખુબસુર્તીઓ અને બીજી અજાયબીઓ જોડાયલી મલે છે અને તેઓ ખરા ખુલાસાની ગેરહાજરીને લીધે સદીઓ સુધી એક કલ્પિત કથા સમાન શકમંદ બાબત તરીકેજ પસાર થઇ હતી. બીજી પરગરદની સેવટે ૩૯ થી ૪૩ સુધીના પાંચ ફકરાઓમાં આ અજાયબીઓ એકસરખા અનુક્રમમાં મલે છે અને તેઓમાં બીજી કોઇ ભલતી બાબદનો ભેલ થયો નથી. પુરાના જમાનાની પુરાતન તવારીખ ઉપર રોશની નાખનારી આ બીજી **પરગરદની** શરૂઆતમાં અને સેવટે મુખ્ય બે બાબદો સમાયલી છે. તેની શરૂઆત સંસ્થાન વસાવવામાં ખુદ જમશેદનો કારસાજ હાથ કામે લાગવા સાથે થાય છે અને સેવટે સંસ્થાનની અદભુત અજાયબ ખુબસુર્તીમાં કુદરતનો કામેલ હાથ કામે લાગેલો મલે છે. ત્યાં પ્રથમ આ અજાયબીઓની અવસ્તાઇ શહાદતો અને તેનો ભાવાર્થ દર્શાવીશું. આ ભાવાર્થ આપતાં હિન્દુઓના સર્વમાન્ય વેદ અને પુરાણુ શાસ્ત્રોની થોડી શહાદતો ટાંકીશું અને ત્યારબાદ પેલી અજાયબીઓ ઉપર અનુક્રમે વિવેચન કરીશું.

(ક) ખધાતચ રઓચાઓ સ્તિધાતચ૦ વીસ્પ અનગ્ર રઓચાઓ ઉસ્ચ ઉસ રઓ–ચયેઇતિ૦ અઓર આ રઆચયેઇતિ અન્તરાત (૫૦ ૨, ૪૦)૦

**અવસ્તાઈ શહાદતો.**

(ખ) હકેરેત જી ઇરિખ્તહે સધયચ વએનઇતે સ્તરસ્ચ માઓસ્ચ હવરેચ (એજ)૦

(ગ) તએચ અયરે મન્યેઇન્તે યત યારે (ફ૦ ૪૧)૦

(ઘ) ચથ્વરેસતેમ અઇવિગામનાંમ... ઉસ જયેઇન્તે (એજ)૦

(ઙ) દ્વએઇબ્ય હચ નેરેબ્ય હુ નર ઉસજયેઇન્તે મિથ્વન સ્ત્રિચ નઇરસ્ચ૦ ચોઇ ગેઉશ સરેઘનાંમ (એજ).

(ચ) કો અવથ દએનાંમ માજદયસ્નીમ વીબરત...વિસ્કરિપ્ત (ફ૦ ૪૨ ).

(છ) આઅત યમો ક્ષુશાત રઓચાઓ આ૦ ઉપ રપિથ્વામ૦ દ પઇતિ અખ્વનેમ (ફ૦ ૧૦)

(જ) ઉપ તએરેમ હરઇથ્યો એરેજો યત મે અઇવિતો ઉર્વિસેન્તિ સ્તરસ્ચ માઓસ્ચ હવરેચ ( રસ્નુ ફ૦ ૨૫ વગેરે ).

(ઝ) આઅત યમાઈ ક્ષથ્થાઈ નવ—સતોજીમ હેન્જસેન્તિ૦ હજ઼મ અઇવિ ગામ—નામ ( ફ૦ ૧૬ તથા ૨૦ ).

મજકુર અવસ્તાનાં વાક્યનો ભાવાર્થ૦

(ક) વરેજમકર્દમાં બે જાતની રોશની હતી. એક કુદરતી રોશની ત્યાં શબોરૂજ પ્રકાશે છે અને બીજી હસ્તકૃત રોશનીનો વર ના ભિત્તર ભાગમાં ઉપયોગ થતો હતો !

**મજકુર અવસ્તાનાં વાકયોનો ભાવાર્થ.**

(ખ) ત્યાં આફતાબ, માહતાબ અને સેતારા વર્ષમાં **એકજ વખત** ઉગતા અને **એકજ વખત** અસ્ત પામતા દેખાતા હતા !

(ગ) ત્યાં સંસ્થાનીઓ એક આખાં વર્ષને **એકજ દહાડો** ગણતા હતા ! પુરાણ શાસ્ત્રો મુજબ માણસનું એક વર્ષ દેવતાઓનો એકજ દહાડો છે ( તૈત્તિર્ય બ્રહ્મન ૩, ૯, ૨૨, ૧, તથા મનુસ્મૃત્તિ ૧, ૬૭ ).

(ઘ) ત્યાં મર્દ અને ઓરતના સંયોગથી દર **ચાલીસ વર્ષે** બાળકો જન્મ લેતાં હતાં !

(ઙ) ત્યાં માતાને પેટે એક નહીં, પણ હરહમેશ **જોડ બાળકો** જન્મ લેતાં હતાં ! એજ મુજબ ગાવ ગોસ્પંદોની જાતમાબી હતું !

(ચ) ત્યાં માજદયસ્ની દીન **વીશકરીપ્તન પક્ષિએ** ફેલાવી હતી !

(છ) ત્યાં આફતાબ અને આકાશી ગોળાઓ ઉગમણેથી નહીં પણ **દક્ષિણેથી ઉગે** છે ! વેદ માં બામદાદનાં **ઉષા** અને **દક્ષિણા** બે નામો મલે છે, જેમાં પાછલું નામ દેખાડે છે કે ત્યાં બામદાદ અને બીજા આકાશીઓનો **દક્ષિણેથી** ઉદય થાય છે.

(જ) ત્યાં અલ્બોર્જ પર્વતની " તએર " નામની શિખરની આસપાસ આફતાબ અને સેતારા હંમેશ ગોળને ગોળ ગર્દેશ કરે છે ? **સુમેરૂ** પર્વત ઉપર સુર્ય ચંદ્ર અને તારા ડાબીથી જમણી દિશા તરફ ગોળ ચકરાવામાં ફરે છે ( મહાભારત, પ્ર૦, ૧૬૩, ૧૬૪ )

(ઝ) ત્યાં જમશેદે ૯૦૦ થી ૧૦૦૦ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું હતું !

અવસ્તામાં દર્શાવેલી **જમશેદના વરની** મજકુર કુદરતની ખુબસુરત રચના અને

બીજી અજાયબીઓની નવ નવાઇઓની આપણે ખાસ નોંધો લીધી છે, તેમાં હિન્દુશાસ્ત્રની થોડીજ દલીલ જોકે આપણે જોઇએ છીએ, તો પણ ઉત્તરગોળાની વિસમય પમાડનારી અવસ્તામાં દર્શાવેલી આકાશી હીલચાલ અને ઋતુના અગણિત આડકટરા ઈશારા મી૦ બાળગંગાધર ટીળકે જુદાંજુદાં શાસ્ત્રોમાંથી દેખાડવાની ઘણીજ તારીફ લાયક કોશેષ કીધી છે, જેની આ લેખમાં ઘટતે ઠેકાણે નોંધ લીધેલી આગલ આપણે જોઇશું. આ અજાયબ બનાવોની નોંધોના સંબંધમાં જે બીના જાણવા જોગ છે તે, હિન્દુશાસ્ત્રોમાં તેઓ જ્યારે ઈશારાઓ રૂપે અનેક શાસ્ત્રોમાં અને ક્રિયાકાંડમાં વેહેંચાઇ ગયલી છે, ત્યારે વંદીદાદમાં છ ખુલાસાવાર નોંધો એકસરખા અનુક્રમમાં મલે છે, અને એકજ અપવાદ સિવાય બીજી બે એજ કેતાબમાં નોંધાયલી મલે છે. આ અને બીજી નોંધોની મી૦ ટીળકે ઘણી સ્તુતિ કીધી છે અને પોતાનો સંતોષ જાહેર કીધો છે. હવે વંદીદાદ અને વેદ વગેરે શાસ્ત્રોમાં વર્ણવેલી આવી વિચિત્ર સ્થીતિ પૃથ્વિના કોઇ ભાગમાં શું હાલ હસ્તી ધરાવે છે? એનો જવાબ આજની ભૂસ્તર વિદ્યા હાકારમાં આપે છે.

શોધક મુસાફરો કહે છે કે, તે ભાગ્યશાલી જગા ઉત્તર ગોળાર્ધ છે અને એવા આકાશી કુદરતી ખુબસુર્તીના અદ્દભુત બનાવો પૃથ્વિની સપાટીપર મોટાં પ્રમાણમાં બીજે હસ્તી ધરાવતા જણાયા નથી. આ અજાયબીઓ જોકે ખરેજ હએરત પમાડનારી છે, તોપણ યુરોપિયન શોધક બુદ્ધિ કેટલીક ઘણી અગત્યની બાબદો ઉપર નવીજ રોશની ફેંકે છે અને એક વારની આ શકમંદ અજાયબીઓને એક ખરા બનેલા અને બનતા બનાવો તરીકે તેઓ આપણી સન્મુખ રજુ કરે છે.* તેઓની શોધ મુજબ આ સઘળી નવાઇઓમાંની કેટલીક અમુક સ્થળે હસ્તી ધરાવતી હતી અને કેટલીક હાલ હસ્તી ધરાવે છે. આ ટુંક ખુલાસા પછી હવે આપણે વર સંસ્થાનની અજાયબીઓનું રહસ્ય અનુક્રમે દર્શાવવાની અદના કોશેષ કરીશું.

**પેહેલી અજાયબી**–વર સંસ્થાનની પેહેલી અજાયબી જુદાજ પ્રકારની કુદરતી રોશની છે! આ રોશનીની કુદરતી ખુબસુર્તીના જુદાજુદા પ્રકારોનું સુંદર વર્ણન ઉત્તર ગોળાર્ધના મુસાફરોમાંના એક પ્રો. વૉરન અને સૌથી છેલ્લા શોધક નૉર્વેવાલા ડૉ૦ નૅન્સન આપે છે અને તે ઘણું લાંબું હોવાથી ક્યાં તેનો ટુંક સાર ખેંચીશું

**અરૂણ પ્રકાશની કુદરતી ખુબસુર્તી.**

* જુઓ તવારીખે ક્યાનીઆન૦ સફે ૧–૨૮ કર્તા મી૦ પા૦ બ૦ દેસાઈ, વિદ્વાન કર્તાનાં કીમતી પુસ્તકે આ લેખ લખવા મને લલચાવ્યો છે.

અને જ્યાં ઘટે ત્યાં તેની પુષ્ટીમાં ઘટીટ વર્ણન કરીશું. આ અજાયબ રોશની અરૂણ પ્રકાશ છે, અને તે માટે કહેછે કે, "રાત્રે પ્રકાશતી આ અજાયબ જેવી અસર કરનારી રોશની સદા નવી લાગીઆ કરે છે અને જાંનને પોતાની ચુંગાલમાં ખેંચી લેછે." તે દિલ બેહેલાવનારી રંગબેરંગી રોશની છે, તે તરેહવાર રંગો બદલી જોના રનું મન આકર્ષિ લે છે અને તરેહ-કીસમના આકારો પકડી જોનારને ચકિત કરે છે. તેના ભવ્ય દેખાવોની જેટલી તારીફ કર્યે એટલી થોડી છે.

આ રોશની અફ્તાબ, માહતાબ અને સેતારાઓની હોતી નથી. અગર તે આકાશી ગોળાઓનીજ હોત તો તે માટે વંદીદાદમાં તેની નોંધ લેવાની જરૂર ન હતી, પણ જ્યારે તેની ખાસ નોંધ લીધી છે, ત્યારે તે કોઇ જુદાજ પ્રકારની રોશની છે અને તે ઉત્તર ગોળાર્ધની **અરૂણ રોશની** છે. કારણ કે **ડૉ૦ નૅન્સનના** જણાવવા મુજબ સૌથી છેલ્લી શોધના યંત્રથી સાબેત થયું છે કે, "આ રોશનીઓ વરસાદની કમાનની પેઠે કોઇ બીજી રોશનીના પડછાયાં જેવો દેખાવ નથી પણ તે પોતેજ આપો આપ તેજ મારે છે." આથી **મીં૦ દેશાઇ** વાજબી કહે છે કે, **વંદીદાદ વર** ની જે રોશની માટે બોલે છે તેબી **"ખધાત"** એટલે, કોઇ તરફથી ઉછીકી લીધેલી નહીં પણ પોતાની મેલે પ્રકાશતી તેજસ્વી રોશની છે. વળી કહે છે કે, "એ રોશનીઓ પ્રકાશવા માડે છે ત્યારે રેશમી પોશાકના જેવો ખણખણાત થાય છે તેવો ખણખણાત સંભલાય છે." અને **"લેપલેન્ડ"** શેહેરના રેહેવાસીઓ મોટા કડાકા થતા સાંભલે છે.

શોધક મુસાફરો ઉત્તર ગોળાર્ધની રોશનીનું જે વર્ણન આપે છે તે સાથે અવસ્તામાં દર્શાવેલી ચોકસ પ્રકારની રોશનીની લ્યાં થોડી સરખાંમણી કરીશું અને જોઇશું કે, તેમાં આ અને બીજી રોશનીઓને બેહેસ્તનાં જુદાંજુદાં રૂપો આપ્યાં છે, અને તેઓમાંનું એક **"સ્ઓક્ષ્ન ગરોન્માન"** છે અને તેનો અર્થ રોશનીનાં ગાયણોવાલું મકાન (બેહસ્ત) થાય છે. **મેહેર યશ્તમાં** મેહેર ઇજદની રોશનીને **અવાજ** કરતી **જાહેર** કરે છે. તે મધુર **અવાજને** ગાથાનાં ગાયણ જેવો કહે છે અને તે આકાશી અવાજનો પડઘો પૃથ્વિપર સંભલાતો જણાવે છે. આ સરખામણી વળી **શેકસપીયર**નાં ફરેસ્તાઓનાં ગાયણ,, **પીથાગોરસનાં ગૃહોનાં** ગાયણ અને **લૉર્ડ બાયરનનાં** બેહેસ્તનાં ગાયણોના આપણને આબાદ યાદ આપે છે. અગર આ અરૂણ પ્રકાશ પ્રગટ થતાં આકાશમાં કાઇ ખણખણાત કે ગણગણાત કડાકા કે ધડાકાના અવાજો થતાજ

હોય તો, તે કુદરતી રોશની સાથે બેહસ્તના ગાયણો અને ખુદ બેહસ્તના સંબંધનો આપણુને ઝાંખો ખ્યાલ આપે છે. **વંદીદાદની** અવસ્તાઇ શરેહમાં આ **અરૂણુ પ્રકાશનો** **વળી અનઘ્રરઓચંગ** એટલે, અનહદ રોશની અથવા અસર રોશની તરીકે ઓળખાવી છે અને તેનેબી બીજે ઠેકાણે "ખધાત" એટલે, સ્વ પ્રકાશિત કહી છે. ત્યારે વંદીદાદે વર્ણવેલી જમશેદના **વરની** આ **અસર રોશની** એક જાણવા અને મનન કરવા જોગ બાબદ તરફ આપણું લક્ષ ખેંચે છે અને તે પુરાતન આર્યોનું રોશન બેહેસ્ત છે.

**બેહેસ્ત શું છે?** જરથોસ્તી ફીલસુફી **રોશની તત્વને** જુદાંજુદાં ચહડઉતર બેહેસ્તોની ઉપમાથી ઓળખાવે છે, **તેઓ**માંની સૌથી ચહડતા પ્રકારની આ **અસર રોશની** છે અને તેજ સૌથી ચહડતું જરથોસ્તીઓનું બલકે આ દુનિયાનું **બાગે-બેહેસ્ત** છે. જરથોસ્તી ધર્મમાં આ રોશનીની મુકાબેલ અંધકાર તત્વ આવે છે, તે **અનગ્ર તેમંગ** (સં૦ દીર્ઘતમસ) એટલે, અસર તારીકી, અનહદ અંધકાર છે અને તે દોજખ છે. વળી રોશની અને અંધકાર એ બે તત્વોની વચ્ચે **મિસ્વાન ગાતુ** એટલે, હમેશ ગાહાન બેહેસ્ત છે અને તેનેબી " ખધાત " કહ્યું છે. રોશની તત્વની આ અસલ ફીલસુફીના આધારે દીનનાં પાછલાં લખાણોમાં **સતરપાયા, માહુપાયા** અને **ખોર્શેદપાયા** એવા આકાશી રોશન ગોળાઓને જુદાંજુદાં ચહડઉતર બેહેસ્તો તરીકે વાજબી ઓળખાવ્યાં છે અને તેની સાથે જરથોસ્તી ત્રીનીતિ **હુમત હુખ્ત** અને **હુવરશ્તની** સરખામણીઓ દેખાડી છે. આ ત્રણ બેહેસ્તો સાથે સૌથી ચહડતાં બેહેસ્ત તરીકે પેલાં **અસર રોશની** બેહેસ્તને ભુલવામાં આવ્યું નથી. ધર્મમાં તેઓ **વહિશ્ત અહુ** એટલે, સૌથી ઉતમ હસ્તી છે અને તે બેહેસ્ત છે. તેની મુકાબેલ **અચિશ્ત અહુ** એટલે સૌથી ખરાબ હસ્તી આવે છે અને તે દોજખ છે. આ મુજબ જરથોસ્તી ધાર્મિક ફીલસુફી રોશની તત્વ સાથે બેહેસ્તનો સંબંધ જોડી આપે છે અને માણસની કરણીના પ્રમાણ મુજબ તેનો ચહડ ઉતર અનુક્રમ દેખાડે છે. ધર્મમાં એક ઠેકાણે બેહેસ્તોનો જે અનુક્રમ મળે છે તે **અનગ્ર રઓચંગ, રઓક્ષ્ન-ગરોન્માન** (ગાથામાં ગરો-દેમાન), **મિસ્વાન ગાતુ** અને સેવટે **ચિન્વતો પેરેતુ** છે અને તે દેખાડે છે કે આપણી બાબદવાળી **અસર રોશના** સૌથી ચહડતું બેહેસ્ત છે (સીરોજા). વળી **રરનુ યશ્ત**માં આથી વધારે બેહેસ્તોનો ફેરવાયલો અનુક્રમ આ મુજબ મળે છે. **સતરપાયા, માહુપાયા, ખોર્શેદપાયા વહિશ્ત અહુ, અસર રોશની ગરોન્માન** અને **હુધના તનસુશ** (!) એવી બેહેસ્તની મુખ્ય સાત હસ્તીઓ

વર્ણવવામાં આવી છે (ફ૦ ૩૨-૩૮.) ઇજશાનેમાં એક ઠેકાણે અસર રોશની તથા તેનાં તેજ અને પ્રકાશની વખાંણ ગાતાં ખુલ્લા શબ્દોમાં જણાવ્યું છેકે, "યાહુ ઇરિસ્તનાંમ ઉર્વાનો શાયન્તે" એટલે, જેઓ (રોશનોઓ) માં ગુજરપામેલાંનાં રવાનો વાસો કરે છે (હા ૧૬ મો) આ મુજબ ઉત્તરની અસર રોશની ઉત્તમ બેહેસ્ત હોવાની અને જરથોસ્તી રીવાસુરીએ રોશની તત્વને બેહેસ્તોની ઉપમા આપવાની ત્યાં આપણે આ એક ધરખમ દલીલ જોઇએ છીએ.

ત્યારે આ અસર રોશની અગર ઉત્તર ગોળાર્ધનું બેહેસ્ત હોય તો, જમશેદના વરનું નવું સંસ્થાન ગોધા બાગે બેહેશત હતું અને આ તેમજ અવસ્તાની બીજી શહાદતો મુજબ તેનાં સંસથાનીઓ રોશન બેહેસ્તનું અમર સુખ બેશક ભોગવતાં હતાં.

વેદનો અરૂણ શું અવસ્તાના અઉરૂષ શબ્દ સાથે મલે છે? ખરૂં છે કે વેદનો અરૂણ શબ્દ અવસ્તાના જુદા અર્થમાં અરૂન મલેછે અને અવસ્તાનો અઉરૂષનો સંસ્કૃતમાં જોકે અરૂષજ મલેછે, તોપણ તેનું અરૂણ સાથનું મલતાપણું ત્યાં થોડું જાણવા જોગ નથી. (ક) જેમ અરૂણ એક તેજસ્વી પ્રકાશ છે તેમ અઉરૂષ સાથે રઓક્ષ્ન એટલે, રોશની અથવા પ્રકાશ શબ્દ મલે છે. (ખ) જેમ અરૂણ આકાશી રોશની છે તેમ અઉરૂષ શબ્દ ઘણા દાખલામાં આકાશી રોશની અને આકાશી રોશન ગોળાઓ (ઇજદો)નાં વિશેષણ તરીકે મલે છે. (ગ) જેમ અરૂણ આકાશમાં પોતાના ભવ્ય દેખાવો આપે છે, તેમ અઉરૂષ સાથે આકાશી ગોળાઓની ખુબસુર્તી માટે ઘણી વેળા દાદેરેસ્ત અને તેની સુંદરતા માટે થોડા દાખલામાં સ્રિર શબ્દો મલે છે. (ઘ) બંને શબ્દોના અવસ્તા અને સંસ્કૃત બેઉ ભાષાઓમાં ધાતુ અને તેનો અર્થ એકજ છે અને તેઓ એકજ ધાતુનાં બે જુદાં રૂપો છે. (ઙ) અને સૌથી વધારે મલતાપણું આ કે, જે અરૂણ પ્રકાશ આકાશમાં હએરત પમાડનારા જાતજાતના સુંદર રંગો પકડે છે તેમજ અઉરૂષ શબ્દ સફેદ અને રાતા, કેરમજી અને કપીલા વગેરે જુદા જુદા ખુબસુર્ત રંગોના અર્થમાં મલેછે.

**બીજી અજાયબી**-વરેજમ કર્દની બીજી અજાયબી આફતાબ, માહતાબ અને સેતારા એકજ વખત ઉગતા અને એકજ વખત અસ્ત પામતા

**આફતાબી આમદ રફતના બે એગાંના બનાવો.**

દેખાવાતો બનાવ છો આ બનાવમાં અજાયબ જેવું શુ હોઇ શકે! આ તો આપણા આકાશી ગોળાઓની નિયમીત ગર્દેશનો અને: આપણા અનુભવનો સાધારણ બનાવ છે તેમાં નવીનપણું

શું ? એનો ખુલાસો આ છે કે, વંદીદાદમાં જ્યાં આ બાબદ મલે છે ત્યાં આ આકાશીઓ ક્યારે ઉગતા અને અસ્તપામતા દેખાય છે તેનો કોઇ મુકરર વખત દર્શાવેલો હોતો નથી, તેથી તેને જ્યાં આપણે વસીએ છીએ ત્યાંના દરરોજના એક ચાલુ બનાવ તરીકે ગણવામાં આપણને અજાયબ થવાનું રહેતું નથી. પણ આં સવાલ ઉભો થાય છે કે, અગર આ સાધારણ બનાવજ હોત તો તે તરફ વંદીદાદે આપણું ધ્યાન ખેંચવાની જરૂર ન હતી. હવે જ્યારે આ બનાવની ખાસ નોંધ લીધી છે ત્યારે તેનું કોઇ વાજબી કારણ હોવું જોઇએ.

એનું વજનદાર કારણ આ છે કે, આપણી તરફ દર દિવસ સૂર્ય નિયમીત ઉગે છે અને અસ્ત પામે છે અને તેને આપણે ચોવીસ કલાકનો જેમ એક દિવસ ગણીએ છીએ તેમ ઉત્તર ગોળાર્ધમાં હોતું નથી, પણ ત્યાંની આકાશી હિલચાલની કુદરતી કરામત જુદીજ કીસમની અને આપણને ઓચંબો પમાડનારી છે. હિન્દુનાં એક નામીચા ગણિત શાસ્ત્ર મુજબ સુમેરૂ પર્વત આગલ દેવતાઓ સૂર્યને એક વખત ઉગ્યા પછી તેના આખા ઘેરાવાના અર્ધા ભાગ સુધી, એટલે છ માસ સુધી જુએછે (સુર્યસિદ્ધાંત ૧૨, ૬૭) આ છ માસના લાંબા દિવસની દલીલ છે અને તે મુજબ ઉત્તર ગોળાર્ધ તરફ ચોવીસ કલાકના દર દિવસ સુર્યનો અસ્તોદય થતો નથી, પણ છ માસની લાંબી મુદત સુધી આકાશમાં આફતાબ જાથુક દેખાત દેછે અને ત્યાં છ માસ સુધી દિવસની જાથુક રોશની મલેછે. આ છ માસ પછી બીજા છ માસ સૂર્યાસ્તના શરૂ થાયછે અને તેમાં સૂર્ય દ્રષ્ટી મર્યાદાની નીચે પોતાના દર્શણ બીલકુલ દેતો નથી, તેથી ત્યાં છ માસ અંધારી રાત્રી રહેછે. હિન્દુ વાર્તાઓમાં એવી દંતકથા છે કે અમુક દેશમાં દેવો છ માહના સુધી ઉંઘાયછે અને બીજા છ માસ જાગેછે. આ કથામાં જણાવેલા દેવતાઓ કોઇ માણુસ રૂપી દેવો કે કોઇ રાક્ષસો નથી, પણ સૂર્ય, ચંદ્ર અને તારા વગેરે આકાશીઓ છે અને તે બીના, ઉત્તર ગોળાર્ધની આકાશી હિલચાલની શાસ્ત્રોમાં વર્ણવેલી સચ્ચાઇ દેખાડેછે. આ મુજબ વર સંસ્થાનીઓ આપણી માફક રોજ બરોજ એક વખત સૂર્યનો અસ્તોદય નેહાલતા નહીં હતા, પણ છ છ માસના બે ભાગે વેંહેચાયલાં આખાં એક વર્ષમાં આફતાબને એક વખત ઉગતા અને એકજ વખત અસ્ત પામતા જોતા હતા. એજ મુજબ હાલ શોધક મુસાફરો જુએછે અને વંદીદાદમાં આ અને બીજા આપણાથી તદન બેગાના બનાવોની લીધેલી નોંધનું વાજબીપણું આપણે જોઇ શકીએ છીએ.

ત્યાં જાણવું અગત્યનું છે કે, ઉત્તર ગોળાર્ધમાં **અરૂણ પ્રકાશ** પોતાના વિસમય પમાડનારા કુદરતી ખુબસુર્તીના જે ચમતકારો કરી દેખાડેછે તે ખાસ કરી છ માસની અંધારી રાત્રીમાં હોયછે, અને તેથી તે આપણી રાતો જેવી સદા અંધકારવાલી હોતી નથી. પણ છ માસ સૂર્યની જાથુક હાજરીને લઇને તેનાં તેજમાં ચંદ્ર અને તારા છુપાયલા હતા તેઓ છ માસની રાત્રીમાં પોતાનાં પુરતાં જોશ સાથે પ્રકાશવા માંડેછે. ચંદ્ર સુદ પક્ષમાં દૃષ્ટી મર્યાદા ઉપર રહી પ્રકાશેછે અને વદ પક્ષમાં જોકે દૃષ્ટી મર્યાદા હેઠળ રહેછે તોપણ સેતારા તો પોતાનાં પુર તેજમાં ઝળકી નીકળેછે. આ સુર્ય, ચંદ્ર અને તારા એક સરખા દર ચોવીસ કલાકે પોતાનો એક ચકરાવો પુરો કરેછે. આ છ માસિક અંધારી રાત્રીમાં આફતાબ તલુ થવા આગમજની બડી બામદાદ અને આફતાબ ગરૂબ થવા પછીનું સાંજનું ઝઝકળું **મેહેર યજદ**ની રોશની છે અને તે અણુર પ્રકાશની ખુબસુર્તીમાં ઘણો આગેવાન ભાગ ભજવેછે. વેદ માં આ બાબદની **દેવીઉષા** ના ઘણાં સુંદર અને રસિક વર્ણનોનાં રૂષી મુનીઓએ ઘણાં ભકિત ભજનો રચ્યાંછે અને તેમાં આ બામદાદની લાંબી મુદતનાં અનેક ઇશારા મલેછે. તેમાં કહેછે કે, ઉષા દૃષ્ટી મર્યાદા ઉપર પ્રગટ થઇ અને તે પછી સુર્ય ઉગ્યો તે વચ્ચે કેટલા દહાડા વહી ગયા હતા. (રીગવેદ ૭. ૭૬). આ મુજબ ધ્રૂવ તરફની બામદાદ અને વળી સાંજ એ બન્ને આપણી તરફની કલાક બે કલાક જેટલી ટુકી મુદતની હોતી નથી પણ તેઓ દોઢ અને બે માસ જેટલી લાંબી દરાજી ધરાવેછે. આ વેળા બામદાદ અને સાંજ બનાવનાર **મેહેરઇજદ** ની રોશનીની ખુબસુર્તી પોતાના પુર બ્હારમાં ખિલી નિંકલેછે અને તરેહ **તરેહ**ના રૂપરંગમાં કુદરતી કારીગીરીના નાદર નમુનાઓ જોનારાઓને છક્ક કરેછે.

**ડૉ૦ નૅન્સન** અરૂણ પ્રકાશને આકાશમાં ભાલા, તીરકમાન, ચક્ર, આંરકાં, દડા જેવા ગોળ, અર્ધગોળ વગેરે તરેહવાર આકારો લેતી વર્ણવેછે, અને એજ આકારોને અવસ્તામાં કવિઓએ **મેહેર ઇજદ** ના **ભાલા, તીરકમાન, ચક્ર, નેઝા, ગુરૂજ** વગેરે **હથિયારો**નાં અલંકારીક રૂપો આપ્યાંછે (મે૦ ય૦ ૩૯-૪૦ વગેરે) **અરૂણ પ્રકાશના** તરેહ કીસમના આકારોને **હથિયારો**નું રૂપ આપવામાં તેના મહાન કવિએ નીતિમાન રોશનીની જાલવણી અને સદગુણની ખિલવણી કરવાની ઉંચ મકસદ રાખી છે. વળી તેમાં કોલ તોડનારાં, સચ્ચાઇ છુપાવનારાં અને નીતિ ભંગ કરનારાં બદકારો ઉપર **મેહેર** નાં કારગર હથિયારોનો ઉપયોગ થતો દેખાડી ધાર્મિક ધાક બેસાડવાની એવડી અને મોતેબર નેમો જલવાયલીછે.

૨

**ત્રીજી અજાયબી**—નવાં સંસ્થાનની ત્રીજી અજાયબી, પુરાતન આર્યો ત્રણુસો ને સાઠ દવસનાં એક આખાં વર્ષને **એકજ દહાડો** ગણવાની છે! ત્યાં આપણે સૂર્યના અસ્તોદયને જેમ ચોવીસ કલાકનો એક દિવસ ગણીએ છીએ તેમ ઉત્તર ગોળાર્ધમાં આકાશી ગોળાઓ વર્ષમાં એક વખત ઉગતા અને અસ્ત પામતા દેખાયછે અને સૂર્યના આ અસ્તોદયનો જે વખત તે **વર** વાસીઓનો એક દિવસછે. આ અસ્તોદય છ છ માસના બે ભાગમાં વેંહેચાયલાંછે અને આખાં વર્ષના છ મહના સૂર્યોદયના અને બીજા છ મહિના સુર્યાસ્તના મલીને **વરેજમકર્દ** નો એક દિવસ છે. આપણે ઉષ્ણુ કટમંધમાં વસીએ છીએ અને ત્યાં દહાડાના ચોવીસ કલાકના રાત્રી દવસ મલીને સૂર્યનો અસ્તોદય અનુભવ્યે છીએ, તેથી તેને એક દહાડો ઓલખ્યે છીએ. પણ ઉત્તર ગોળાર્ધના શત-કટિબંધમાં છ છ માસના બે ભાગમાં એકજ વખત સૂર્યનો અસ્તોદય થાયછે તેથી **વર** વાસીઓનો તે એક દિવસ છે. ઉત્તર ગોળાર્ધમાં છ માહના એક સરખો સૂર્યોદયનો દિવસ અને બીજા છ મહના એક સરખા સૂર્યાસ્તની રાત્રીના હોયછે અને આ અસ્તો-દયના રાત્રી દવસ મલીને ત્યાં એક વર્ષને એકજ લાંબો દહાડો ઓલખવામાં આવ્યો છે. બીજા ખુલ્લા બોલોમાં **વર** સંસ્થાનીઓનો જે એક દિવસ તે આપણા હાલના **૩૬૫ દહાડા** બરાબર છે.

૧

**ચોઠી અજાયબી—વરમાં** મર્દ-ઓરતના સમાગમથી **ચાલીસ વર્ષે** બાળકોને જન્મ લેવાની ચોઠી અજાયબી છે! આપણી મુખ્ય બાબદ **વર** સંસ્થાન સાથ નસ્બત ધરાવે છે અને તેમાં આપણી અક્કલ પોંહોંચી નહીં શકે એવા ત્યાં બનતા અને બનેલા કાંઇ કુદરતી ખરા બનાવોને લગતી છે.' આવા કુદરતી બનાવો જ્યાં બનતા

**જીંદગીના બે અજાયબ બનાવો.**

હોય ત્યાં જમશેદે **વર** સંસ્થાન વસાવ્યું હતું અને આપણે જોયું છે કે, આ અને બીજા અજાયબ બનાવોની ભાગ્યશાલી જગા ઉત્તર ગોળાર્ધ છે. ત્યાં પુરૂષ અને સ્ત્રિના સંયોગથી **ચાલીસ વર્ષે** ફરજંદો પેદા પડવાની બાબદ મલે છે અને તેનું સબળ કારણ **વરની** તાજગી બખશનારી ઉત્તમ આબોહવા ને સુખશાંતના નિયમોની જાલવણી ઉપર મુખ્ય આધાર રાખે છે. વળી આ બી આપણે જોયું છે અને આગલ આપણે જોઇશું કે,

આ એક એવું સુખી સંસ્થાન હતું અને ત્યાંની વ્યવસ્થા એવા ઉંચા પ્રકારની હતી કે, એક વાર ત્યાં સંસ્થાનીઓ જીંદગીનાં સઘલાં સુખો ભોગવતાં હતાં અને વંદીદાદ મુજબ તેઓ ગોયા અમર જીંદગી ભોગવતાં હતાં. દીનમાં દર્શાવેલી આ અમર્ગી કંઈજ નહીં પણ સુખવાસી જીંદગી સાથની તેઓની ઉમરની દરાજીની આપણને ગવાહી આપે છે અને તેજ લાયક ગવાહી ફરજંદો પેદા પડવાની ચાલીસ વર્ષની લાંબી મુદતની સચ્ચાઇને વાજબી ટેકો આપેછે. દીનની આ એકલીજ ગવાહી નહીં પણ કુદરતના અચુક નિયમ મુજબ જાનદાર અને બીજી પેદાયશો વચ્ચે પાકટ ઉમરે કે લાંબી મુદતે પેદા પડતાં ફળો, તેનાં ટકાઉપણા અને સંગીનપણાની કુદરત આપણને અનેક શહાદતો પુરી પાડે છે. વળી માણસ વગેરે જાનદારોની તનદરૂસતી કે મનદરૂસતી ઉપર રૂતુની સારી કે માઠી અસર અવશ્ય થાય છે અને હાલની આપણી તરફની નબળી અને નાદરૂસ્ત અસરને લઇને જેમ ઉંમર અને કદનું પ્રમાણ ઓછું અને ટુકું હોય છે, તેમજ બાળકોની પેદાયશ અને વૃદ્ધિ થવાની ઉમરની હદ અને કદનું પ્રમાણબી કુદરતીજ ઓછું અને અધુરૂં છે. વર સંસ્થાનીઓ **જમશેદ, ઓહાક, ફરેદુન** વગેરેના ખાસ દાખલા મુજબ જેમ ઉમરે દરાજ; વળી પાછલા **કેરસાસ્પ, જાલ, રૂસ્તમ, સોરાબ** વગેરેના દાખલા મુજબ જેમ કદે કદાવર, તેમજ તેઓ બુદ્ધમાંબી બળવાન હોવા જોઇએ. કારણકે જાનદારો માટે સુખશાંતિના નિયમ ઉપર બાંધકામો ઉભાં કરી સંસ્થાન વસાવવામાં જમશેદના જુના જમાનામાં ઘડાયલી યોજનાઓ અને તેની વ્યવસ્થામાં વપરાયલાં ઉંચાં બુદ્ધળનું તોલ કરવાને આપણને વાજબી કારણો આપે છે.

**વરના** પુરાતન આર્યોની જન્મ ભૂમિ ઉત્તર ગોળાર્ધ હતી, પણ તેના કયા ભાગમાં હતી તેનો જ્યારે ભરૂસા લાયક પત્તો મલશે, ત્યારે સહાસિક શોધકો પોતાની શોધખોલ આગલ ચલાવી અને પૃથ્વીનું પેટું ફાડી નવુંજ અજવાળું નાખી શકશે. પુરાતન આર્યો ઉમરે દરાજ અને કદે કદાવર હોવાનું કારણ, આપણા શોધક મુસાફરોએ આગલા જુના જમાનામાં ધ્રુવ આગલ કુદરતી આફતોથી બર્ફમાં દતાઈ ગયલા ભાગોમાં ખોદકામ કરી હાથી વગેરેનાં હાલનાં કરતાં ઘણા ભારે કદના પ્રાણીઓનાં હાડપિંજરો તથા માનવીનાં હાડકાં (ખોપડી) વગેરે બીજી ઘણી જાણવા જોગ શોધખોલ કીધીછે અને પરીણામે અંધકારમાં દતાયલો ઘણો કીમતી ખજાનો દુનિયાની રોશની જોવા પામ્યો છે.

૨

**વરની** પાંચમી અજાયબી માતાઓને પેટે હરહમેશ **જોડ બાળકોએ જન્મ લેવાની** છે! આ બાબદ હાલની દ્રષ્ટીએ અગર વિચિત્ર જણાય તો તેમાં

**પાંચમી અજાયબી**

આપણે તાજુબ થઇશું નહીં, કારણ આ બનાવોનો જમાનો વિદ્વાનો આઠથી દશ હજાર વર્ષ જેટલો પુરાણો જણાવે છે. આ અને એવાજ બીજા અજાયબ બનાવોને આપણે હાલની નજરે જોવાના નથી, પણ તેના જુના જમાનાના સમય, સ્થળ અને સ્થીતિ તરફ જોવું જોઇએ છે. જે જમાના તરફ આપણી અલ્પ શક્તિ કામ નહી કરે એવા આ અને બીજા, બનેલા અને બનતા અનેક બનાવો તરફ જ્યારે આપણે નજરે ઠેરવ્યે છીએ, ત્યારેજ આવા બનાવોની સચ્ચાઇનો આપણને થોડોબી ભાસ થાય છે. આવા બનાવો જુના જમાનામાં હસ્તી ધરાવતા હતા તેની આપણને તવારીખી થોડી લેખીત શહાદતો મલે છે.

બુન્દેહેતશ્ન મુજબ **મશ્ય-મશ્યાન** પેહેલું જોડકું હતું અને તેઓથી એવાંજ બીજાં જોડકાંઓએ જન્મ લઇ પૃથ્વીપર પોતાનો વંશવેલો વધાર્યો હતો (બા. ૧૪) એવાંજ એક બીજાં નોંધ લેવા લાયક જોડાં વિષે એજ કેતાબમાં બોલવામાં આવે છે, તે **યમ-યમક** નામનું છે અને તેની સચ્ચાઇને હીન્દુ **રીગવેદ** નાં એક સતાદાર શાસ્ત્રનો ટેકો મલે છે. આ શહાદતના સંબંધમાં **મી. દેશાઇ*** એક હીંદુ પંડીતના આધારે કહે છે કે, આ વિચિત્ર રૂઢીએ પેલાં જોડકાંઓની ભાઇ બેહેન જેવી નજદીકની સગાઇથી વંશવેલો વધે તે રીત **યમ** ને ગેરવાજબી જણાઇ, તેથી તેંણે **યમક** ને સલાહ આપીકે તેંણીએ પોતાનો કોઈ બીજો ખાવંદ શોધવો અને તેની સાથે સાદીના પવિત્ર ગાંઠેથી જોડાવું ઘટે છે અને પોતે બીજી તરાહીત ઓરત સાથ નિકાથી જોડાવાનો નિશ્ચય કીધો હતો. આ **યમ** કોઇજ નહી પણ આપણી હાથ ધરેલી બાબદનો પ્રતીનીધી, આ અજાયબીઓનાં વર્ણનવાલાં વાતાવરણમાં ઉછરેલો અને તેની સાથ નિકટ સંબંધ ધરાવનાર મહાન **જમશેદ** હતો, જેંણે પોતાની સલતનતમાં જે અનેક સુધારા વધારા કીધા હતા, તેમાંનો રીગવેદ મુજબ હાલની નજરે જોતાં નીતિ સંબંધી આ એક સાચ્ચો સુધારો હતો.† જમશેદે પોતાની સલતનત સમક્ષ નીતનાં ઉંચાં ધોરણની

* તવારીખે કયાનીઆન, સફે ૩૩-૩૪.

† હિન્દુઓના **વિશ્વકર્મા** પુરાણ શાસ્ત્ર મુજબ, વિશ્વકર્માએ **સંજ્ઞા દેવી** નામની પોતાની પુત્રીને સુર્યદેવ સાથે વરાવી હતી, અને આ જોડાંથી યમ-યમુના બે સંતાનો

જાળવણીનો જાતી દાખલો બેસાડયો હોય તો, સ્વભાવીક છે કે તેના તાબાની રૈયતે પાદશાહને પગલે ચાલી તે ઉપર અમલ કરવાનું શરૂ કીધું હતું. હવે જમશીદથી જે જોડકાંએ જન્મ લીધો હતો ને **મીરક જીઆનક** નામનું હતું, તેઓથી ઓલાદ દર ઓલાદ ઉતરી આવી હતી અને મજકુર કેતાબમાં જુનાં જમાનામાં જોડઆળકોએ જન્મ લેવાનાં એવા બીજા ઘણા દાખલા દર્શાવવામાં આવ્યા છે. પાછલા વખતમાં જાબુલી જહાંપેહેલવાંન **સામે'ધાર**ના સંબંધમાં બનેલા એવા એક બનાવની બુન્દેહેશ્ન નોંધ લે છે. તેમાં કહે છે કે સામથી ત્રણ જોડકાં પેદા પડયાં હતાં, તેઓનાં નામો **દમનક, ખુરશોવ** અને **મારગન્દક** હતાં અને સાતમો બખ્તાવર બેટો જહાંજુય **જાલેજર** હતો.

આ બાબદનાં સંબંધમાં તવારીખના બનાવોથી વાકેફ થઈ હવે આપણે હાલના જમાના તરફ ફરીશું અને તેની થોડી નજર નોંધ લઇશું. હાલના વખતમાં અપવાદ તરીકે માનવીને પેટે જોડઆળકોએ જન્મ લેવાનાં જે થોડા દાખલા મલે છે, તે ચાલુ દોરની શરૂઆતના જમાનામાં બનેલા આ જાતના જાથુક બનાવોને વજનદાર બનાવે

---

અવતર્યાં હતાં. એમાં દેવોએ **યમ** ને લોકપાલની ધર્મરાજાની પદ્વિ આપી અને **યમુના શ્રીકૃષ્ણ**ની પતરાંણી થઈ હતી. (૨) પ્રથમ સુર્યદેવનું તેજ સંજ્ઞાદેવીથી સહન થઈ ન શકવાથી તેંણી તેની ઉગ્રતા ઓછી કરવા પોતાના પિતાને જ્યારે વિનંતિ કરે છે, ત્યારે તે સુર્યનું તેજ ઓછું કરે છે. તે ઓછું થતાં જે તેજ છુટું પડયું, તેના ત્રણ હિસ્સા પડયા, અને તે **વિષ્ણુંનું ચક્ર, શંકરનું ત્રીશુળ** અને **ઈંદ્રનું ધ્વજા** બનાવવાના ઉપયોગમાં લીધું હતું. આ મહારૂષી કળાકૌશલ્યમાં નિપુણ હતા; તેઓએ શેહેરો અને ભવ્ય મકાનો, કીલ્લાઓ અને દેવાલયો વગેરે બાંધકામો ઉભાં કીધાં હતાં. તે વેદીક કાલમાં થઈ ગયા છે, અને તોપણ પુરાણીક કાલમાં જેજે ભવ્ય બાંધકામો તેમનાં જુદાજુદા વંશજોથી ઉભાં થયલાં **રામાયન** અને **મહાભારત** માં વર્ણવ્યાં છે તે સઘલાંનું માન વિશ્વકર્માનેજ મલ્યું છે (મીં૦ ભ૦ ક૦ કથરેચા, બી૦ એ૦.)

મજકુર પુરાણીક વર્ણનમાં જમશેદના સંબંધમાં કેટલુંક મલતાપણું જોઈએ છીએ અને તે તવારીખના શોધકો માટે અગત્યનું છે. (૧) **યમ-યમક**નાં જોડકાંનું પેદા પડવું, (૨) **યમ** એ **યમક**ને કોઈ બીજા લાયક ધણી સાથે વરવાનું, (૩) તેને "**હવરે-દરેસ**" એટલે, સુર્યદર્શી દેખાડવાનું, (૪) તેંણે પોતાનું ખુરેહ ખોહી બેસતાં તના ત્રણ હિસ્સા પડવાનું (૫) તેનું ત્રણ ભાગે સ્વભાવિક વેંહેંચાઈ જવું, (૬) તેનું "**વરેજમકદ**" સંસ્થાન વસાવવું અને (૭) પાછલા જમાનામાં બનેલા નામદાંરી ભરેલા યાદગાર બનાવો સાથે જમશેદનું નામ જોડી આપવાનું મલતાપણું ઘાં આપણે આબાદ જોઇ શકીએ છીએ.

છે. **વંદીદાદ** મુજબ આવા બનાવો **વર** સંસ્થાનના પશુઓમાંથી સાધારણ હતા અને હાલ પશુઓ વચ્ચે જોડ–બાળકોએ જન્મ લેવાના અનેક દાખલા આપણે અનુભવીએ છીએ. વળી આવા બનાવો કેટલાંક ઝાડો અને નાનાં જીવડાંઓમાં બી હસ્તી ધરાવે છે અને આ સાબેતીઓ જમશેદના **વરમાં વંદીદાદમાં** દર્શાવેલી **જોડ બાળકોએ** જન્મ લેવાની શહાદત, એક ખરા બનેલા બનાવોનો આપણને ખરો ખ્યાલ આપે છે.

**છઠી અજાયબી**—વરેજમકર્દ જે જે નવીનતા ધરાવે છે, તેઓમાં **"કર્શીપ્તન"** નામનાં કોઇ **પક્ષિએ** ત્યાં **માજદયસ્ની દીન** ફેલાવવાનું થોડું તાજુબી ભરેલું નથી **વંદીદાદની** પહલવી શરેહ લખનારા દસ્તુર સાહેબો એમ કહે છે અને પહલવી **બુન્દેહેશ** માંથી એમજ કહે છે. "કરશપ્તન પક્ષી માટે કહે છે કે, તે

**એક વચત્ર બનાવ** બોલી જાણતું હતું અને જમશેદના ગોફામાં તે દીન લાવ્યું હતું

**—એક ભેદી પક્ષિ** અને તેને જાયજ કીધી હતી ત્યાં તેઓ પક્ષીઓના જબાનમાં

**રૂપી પેગંમ્બર.** અવસ્તા બોલે છે!" આ બાબદ આપણને ઇજીપસ્યન **પક્ષી સ્ફીંસ**ની યાદ આપે છે. કહે છે કે તે માણસ માફક બોલતું હતું અને માણસો વચ્ચે ઉખ્યાણા કરવામાં જાણીતું હતું. તેનું ઉખ્યાણું નહી ખોલનારને તે ખાઇ જતું અને આ રીતે તેણે ઘણા ભોગો લીધા હતા. વળી આ બીના ઇરાનમાં **અખ્તજાદુ** નામના ઉખ્યાણા કરનારે તે નહીં ખોલનારાંઓના ઘણા કીમતી જાનો લીધેલાની યાદ આપે છે, જેને **ગોસ્તફ્રયાંન** નામના આબેદે માહાત કરી શર્ત મુજબ તેને બેજાંન કીધો હતો અને બીજા નિર્દોષોના જાન બચાવ્યા હતા. શાહનામા મુજબ **સીનમુર્ઘપક્ષિ** સાથે **રૂસ્તમ, જાલ** અને **સામ**ને વારંવાર ગુફ્તેહગુ **થઈ** હતી અને તેંણે તેઓના દુખોનાં ઇલાજો કીધા હતા.

હયાં આપણો શાઅર **સીનમુર્ઘને** હકીમુ જાણનાર એક તબીબ તરીકે જાહેર કરે છે, અને તે બીના વળી યુનાની દંતકથાવાલાં પેલાં ઘોડા રૂપી અર્ધ માનવી **ચિરોન** પ્રાણીની યાદ આપે છે, જે તબીબાત, શસ્ત્રવિધા અને ગાયણકળા વગેરે હુન્નરો જાણતું હતું અને સીનમુર્ઘ **જાલ** અને **રૂસ્તમ** જેવા જવાંમર્દોનું જેમ સલાહકારક હતું, તેમ ચીરોનનો **હર્કયુલીસ** જેવો મહાન યોધ્ધો અને બીજા પ્રસીદ્ધ પુરૂષો તેના ચેલાઓ હતા.

વરની આ ગુહય બાબદને ડા૦ ડાર્મેસ્ટેટે **"મેત્યોરોલોજીકલ થીઅરી" ની** રીતે સમજાવવાની કોશેષ કરે છે કે, "એક પક્ષી ઘણી વેળા વજલીની ઝડપે ઉડેછે, તેથી તેને વિજલીનું રૂપ આપવામાં આવે છે. જયારે વીજલી પડે છે ત્યારે ઘણી વેળા ગગરાટ

થાય છે અને તેનો અવાજ આકાશ તરફથી આવતો હોવાથી તે ઇશ્વરી અવાજ ગણાતો, તેથી ખુદા તરફથી જાહેર થયલી દીનને પક્ષિ મારફતે જાહેર થયલી જણાવી છે." કેટલાકો તેને જહાંપેહલવાન **રૂસ્તમ**ના પાસબાન **સીનમુર્ઘ પક્ષિને** જેમ એક **દાના શખ્સ** ધારે છે, જેમ મીસર દેશનાં **સ્ફીંકસ પક્ષિને** એક **રાક્ષસિસ્ત્રિ** જણાવે છે, જેમ અવસ્તામાં વર્ણવેલાં **અમ્રુ** અને **ચમ્રુ પક્ષિઓને** કોઈ નામીચા શખ્સો કહે છે, ગ્રીક ગ્રંથકારો મુજબ **એકીમોનીશ** (હખામનીશ હાકમ)ની **ગરૂદ પક્ષિ** થી અને જાબુલી **જાલની સીનમુર્ઘ પક્ષિથી** પરવરશ થઈ હતી અને તેઓ જેમ કોઇ પરહેજગાર પીરમરદો હતા, તેમજ **વીશકરીપ્તન પક્ષિને** જમશેદના **વરનો** કોઇ **પેગાંમ્બર** ગણે છે. આ કોઇ પક્ષિ હોય કે પેગાંમ્બર હોય, તોપણ અવસ્તામાં આ બેગાંનું નામ હાં પેહેલું અને છેલુજ મલે છે અને તાજુબી ભરેલું છેકે, **વર** ની આ ધાર્મીક સેવા ઉઠાવનારની કોઇબી ઠેકાણે સ્તુતિ કાંય થઇ નથી? વળી વધારે તાજુબ થવા જોગ આ કે, **ફરવરદીન યશ્ત,** મહાન પુરૂષોની યાદગારીનો એક કીમતી કીર્તી સંગ્રહ છે, તેમાં જેમ માઝદયસ્ની દીનના સૌથી પેહેલા સ્થાપક **હોમ ક્રાબિમ** પેગાંમ્બરની વખાણ ગાઇ નથી તેમજ આ બેગાંના પેગાંમ્બરની કીર્તીની યાદ કાંય થઇ નથી? આ બેગાના નામના સંબંધમાં "બે ભેદી પક્ષિઓ–વીશકરીપ્તન અને વીઋનવાઝ" નાં જુદાં મથાલાં હેઠલ આગલ આપણે કેટલોક ખુલાસો મેલવવાને શકિતવાન થઈશું.

૧.

**સાતમી અજાયબી**—ત્યાં આફતાબ અને બીજા આકાશી ગોળાઓ ઉગમણેથી નહીં પણ હમેશ **દક્ષિણ દિશાથી** નિયમીત ઉગે છે! એમ બનવું મહાલ છે. સુર્ય વગેરે આકાશીઓને પોતાનો ઉદય થવાની સદાની ઉગમણુ દિશા છોડીને દક્ષિણથી ઉગતા આપણે કેમ માન્ય રાખ્યે? તોપણ **વંદીદાદ** એમ કહેછે. **વેદ** શાસ્ત્રબી એમજ કહેછે અને ઉત્તર ગોળાધના શોધકો આફતાબ વગરેને ઉગમણેથી નહીં પણ દક્ષિણેથી તલુ થતાં જુએછે.

**કુદરતી ખુબસુર્તીના બે ભવ્ય દેખાવો.**

**વંદીદાદમાં** જમશેદને **વર** નો વધારો **"ઉપ રપિથ્વાંમ"** એટલે દરિનવેજની દક્ષિણે કરતો જણાવેછે અને ત્યાં આ દિશાને **"હ્નૂ પઇતિ અધ્વનેમ"** એટલે, સુર્યનો માર્ગ જણાવી તે તરફ વધારો કરતો જણાવ્યોછે.ત્યાં કહેછે કે, ત્યારે **જમશેદ** રોશની તરફ સુર્યના માર્ગ સનમુખ દક્ષિણ આગળ વધ્યો (૫૦૨–૧૦) **વેદ** માં બામદાદની **દેવી ઉષા** (ગાથા ઉષા)નું બીજું નામ **દક્ષિણા** મલેછે અને ત્યાં

સૂર્યને દક્ષિણાનો પુત્ર જણાવ્યોછે. કારણકે પ્રથમ બામદાદની દેવીનાં મુબારક દર્શણ થવા પછીજ તેનો પુત્ર સુર્ય પોતાનો જન્મ લેછે અને તે દેખાડેછે કે, ધ્રુવ તરફ બામદાદ વગેરે સુંદર રોશનીઓ દક્ષિણેથી તલુ થાયછે.

ત્યારે **વર** સંસ્થાનમાં આફતાબ અને બીજા આકાશીઓનો ઉદય થવાની અને તેઓને પોતાને માર્ગે ફરવાની દિશા ઉગમણુ નહીં પણ દક્ષીણ છે અને ત્યાં તેઓ પોતાની પ્રદક્ષિણા કરેછે. આ સુંદર પ્રદક્ષિણા છ માસની લાંબી મુદત સુધી શબોરૂજ ચાલુ રહેછે અને તેનાં ઉદય અને અસ્તની બંન્ને ક્રીયા દક્ષિણ દિશાએજ થાયછે. આપણે ઉષ્ણ અને સમશિતોષ્ણ કટીબંધમાં વસીએ છીએ, તેથી આફતાબ વગેરેને ઉગમણેથી ઉગતા અને આથમણેથી અસ્ત પામતા જોઇએ છીએ, પણ શિત કટીબંધમાં દક્ષિણેથી ઉગી એજ દીશાએ આકાશમાં ૨૩½ **ડીગરી** ઉપર ચઢી ગોળ ને ગોળ ચકરાવામાં સુંદર ગર્દેશ કરેછે અને છ માસ પુરા થવા પછી ગરૂબ થવાં માડેછે. આ સુંદર ગર્દેશ ક્યાં જેમ ઉગમણેથી ઉગી આથમણે અસ્ત પામેછે, તેમ દક્ષિણેથી ઉગી તેઓનો ઉત્તરે અસ્ત થતો નથી. પણ તેઓ આકાશમાં ચોકસ હદે ઉપર ચઢી ગોળ કુંડળામાં નિયમીત અને સુંદર પ્રદક્ષિણા કરે છે.

૨.

**આંઠમી અજાયબી–વર** સંસ્થાન તરફ **અલ્બોર્જ** પર્વતની "**તએર**" નામની બુલંદ શિખરની આસપાસ આફતાબ, માહતાબ અને સેતારાઓને **ગોળ ને ગોળ ગર્દેશ** કરવાની કુદરતી ખુબસુર્તીની આ એક સૌથી સુંદર અજાયબી છે ! **મેહેર** અને **રશ્નુ** યસ્તો મુજબ **અલ્બોર્જ** તથા તેના **તએર** ની સૌથી ઉંચી શાખાની આસપાસ આકાશી ગોળાઓ ગર્દેશ કરે છે ( ફ૦ ૫૦ તથા ૨૫ ). આ તેજ પહાડ છે કે જે **માનવંત વિદ્વાન એરવદ જી૦ જા૦ મોદીએ** સાબેત કરવા મુજબ એક ગંજાવર સિમા ધરાવે છે અને તેની કોઇક શાખાઓ ઉત્તર ગોળાર્ધ સુધી લંબાયલી હોવી જોઇએ. આ પર્વત ઉપર આકાશીઓને ગોળ ગર્દેશ કરતા અવસ્તાએ દેખાડયા છે તેવીજ તેઓની હીલચાલ ઉતર ગોળાર્ધના શોધક મુસાફરો તે તરફ જુએ છે. ત્યાં આકાશમાં આફતાબ દક્ષિણ દિશાએ જોનારનાં માથાં ઉપર કુંભારના ચાક મિસાલ ગોળ ને ગોળ જાથુક ગર્દેશ કરે છે અને આફતાબ ગરૂબ થવા પછી તેના તજમાં છુપાયલા તારા અને ચંદ્ર દેખાવ દેઇ તેઓબી એક ઘંટી મિસાલ ગોળ ગર્દેશ કરે છે. તેઓની સુંદર સફર પુર્વથી પશ્ચિમ હોતી નથી પણ દક્ષિણેથી તલુ થઇ અને નિયમીત હદે ઉપર આવીને તેજ દિશાએ તેઓ ગોળ પ્રદક્ષિણા કરે છે અને તેઓની આ પ્રદક્ષિણા કુદરતી ખુબસુર્તીનો એક રમણિય અને દિલચસ્પ દેખાવ છે.

અલ્બોર્જની અમુક શાખા ઉત્તરે લંબાયલી હોવાથીજ ત્યાંની રૂતુ અને આબો હવાનું

**એક સરખાંમણી—** જે બયાન યશ્તોમાં થયું છે, તે વંદીદાદમાં વર્ણવેલી વરની સુંદર રૂતુ અને આબો હવાસાથે આબાદ મલે છે. ત્યાં અલ્બોર્જ અને વર એ બંન્નેની રૂતુની એકસાન સ્થીતિ માટે કહે છે કે, ત્યાં રાત કે અંધકાર, થંડો કે ગરમ પવન અને મરકીની બીમારી કે દેવની રસમની ગલીચી નહી હતાં ( મે૦ ફ૦ ૫૦ તથા ૫૨૦ ૨, ૫). (૨) યશ્તો મુજબ અલ્બોર્જ ઉપર મેહેર ઇજદનું રેહેઠાંણુ છે અને હિન્દુ શાસ્ત્ર મુજબ સુમેરૂ પર્વત ઉપર આદિત્યો ( સૂર્યો) નું રેહેઠાંણુ છે. ( ૩) વળી આદિત્યા દેવીને આઠ પુત્રો ( આઠ સૂર્યો) હતા અને એવા મેહેર ઇજદના આઠ દોસ્તો પર્વત ઉપર જાથુક બીરાજેલા મલે છે. જે અવસ્તાનું સૂર્યમંડળ છે અને તેઓ મેહેરની સાથે તેના આકાશી રથમાં ગર્દેશ કરે છે ( મે૦ ફ૦ ૪૪–૪૫). (૪) આ આઠ પુત્રોમાં એક " માર્તાંદ" નામનો અધુરે માસે અવતર્યો હતો, તેથી તેને અપવાદ તરીકે ગણત્રીમાં લીધો નથી. એજ મુજબ મેહેર યશ્તમાં આ સૂર્ય મંડળના સાત વિશેષ નામો જોકે ખુલ્લાં દર્શાવ્યાં છે, પણ આઠમું " નઇરીઓ સંગહ" ઇજદનું નામ દર્શાવ્યું નથી અને તેને આકાશી મંડળીના એક સભાસદ તરીકે માત્ર તેનાં વિશેષણથી ઓલખાવ્યો છે ( ફ૦ ૬૬). ( ૫) અવસ્તાનાં મજકુર સૂર્ય મંડળના સાત અને આઠ સભાસદો સાથે સરખાંમણી કરી દેખાડેલા હિન્દુ શાસ્ત્રના સાત અને આઠ આદિત્યોને **મી૦ ટીળક** ઉત્તર તરફ સાત કે આઠ માસ સુધી એક પછી એક જુદાજુદા સૂર્યોથી મલતી રોશનીનો ખુલાસો આપે છે, અને તેમાં વજુદ હોય તો, વંદીદાદમાં વર્ષની રૂતુના સાત મહિના હુનાલાના ( હપ્ત હેન્તિ હામિનો માઓંગહ) પાછલથી દર્શાવવામાં આવ્યા છે, અને તે બીના આર્ય પ્રજાને ઉત્તરથી દક્ષિણે ઉતરવાની વધારે સારી રૂતુની સ્થીતિ દેખાડે છે ( ૫૦ ૧, ૪). આ સરખાંમણી ઉત્તર સાથે અલ્બોર્જના સંબંધનો આપણને ઝાંખો ખ્યાલ આપે છે અને તે અલ્બોર્જની આસપાસ આકાશી ગોળઓની ગોળ ગર્દેશ; ઉત્તર ગોળાર્ધ તરફ આકાશ વચ્ચે કુંભારના ચાક મિસાલ આકાશીઓની ગોળ ગર્દેશ કરવાના કુદરતી ખુબસુર્તીના દિલપજીર દેખાવો સાથના સંબંધને જોડી આપે છે.

**નવમી અજાયબી—**જમશેદનાં નામ સાથ જોડાયલી ૯૦૦ થી ૧૦૦૦ **સાલની** તેની ઉમરની દરાજી ખરેજ તાજુબી પમાડનારી છે !

**જમશેદની જીંદગીનો એક મહાન બનાવ.** આ આપણાં મગજને થાકી નાખનારો મગજમારીનો એક મોટો સવાલ છે અને આ સૌથી બીકટ સવાલને પુગી વળી

પુરતો ઇનસાફ આપવાની આ કમજોર કલમમાં પુરતી તાકાત નથી. શું જમશેદે **૧૦૦૦ વર્ષની** લાંબી જીંદગી ભોગવી હતી? આ બીના હાલની નજરે જોતાં **અકુદરતી** અને **અતિશ્યોક્તી** ભરેલી જોકે બેશક છે, તોપણ **વંદીદાદમાં** એમ કહે છે, **દવાસ્પ** અને **અશી યશ્તો** એમ કહે છે, અને પહલવી શરેહ લખનારા દસ્તુરો બી એમજ કહેછે. વળી **બુન્દેહેશ્ન ૬૦૦ વર્ષ** કહેછે **અને શાહનામું** જમશેદે **૭૦૦ વર્ષ** બાદશાહી ભોગવેલી જણાવે છે. હવે આ **૬૦૦, ૭૦૦, કે ૧૦૦૦** સાલની આ દલીલ બી પુરતી ગણાય નહીં, કારણ કે આ વર્ષો તેની આખી જીંદગીનાં નથી પણ તેઓ તેની માત્ર બાદશાહી ભોગવવાનાં છે. આપણે જાણતા નથી અને કોઇ કેતાબમાં જણાવ્યું નથી, કે તે કેટલી ઉમરે તખ્તનશીન થયો હતો? માટે કંઇજ નહીં તો તખ્ત નશીનીની તેની ઉમરનાં મજકુર એક હજાર સાલમાં વાજબી વધારો થવો જોઇએ. વળી આ તબકકેબી આપણી ગણત્રી અધુરી છે, કારણ કે **અવસ્તા** અને **બુન્દેહેશ્ન** મુજબ જાલીમ **ઝોહાક**ના ફરેબથી જમશેદનાજ બેકદર ભાઈ **સ્પીત્યુરે** તેને જબે કીધો હતો. ત્યારે જમશેદની જીંદગી ઉપર જાલીમ **હાથની જબરદસ્તી** પોહોંચી ન હોત અને તે અકુદરતી મોતે મરણ પામ્યો ન હોત, તો સ્વભાવીક રીતેજ તેની ઉંમરની દરાજી વધારે લંબાયલી હોત. હવે આ બીના, આપણી બુદ્ધ કામ નહીં કરે એવી તાજુબી ઉપજાવનારી બીના છે તેમાં શકસુબેહ નથી. જમશેદની જીંદગીનો અગર કોઇબી નોંધ લેવા લાયક બનાવ હોય તો, તેની જીંદગીની જીઆદતીનો છે અને તેજ સબળ કારણને લઇને તે સૌથી જરૂરની અને પેહેલી અગત્યની બાબદ થઇ પડીછે.

આ સવાલના સંબંધમાં પુર્વ અને પશ્ચિમના સાવાંઓ જે ખુલાસો કરેછે તે લક્ષ દેવા લાયક છે. તેઓ કહેછે કે જમશેદની જીંદગીનાં જે હજાર વર્ષ જણાવ્યાં છે તે તેનાં એકલાનાં નથી, પણ પેહેલા નામીચા જમશેદ પછી તેનાં વંશના અને તેજ નામના ઘણા નાના અને નબળા રાજાઓ તેનાં તખ્ત ઉપર જમશેદનાંજ નામથી રાજ્ય ભોગવી જવા જોઇએ, અને તે સઘલા થોડા જણાયલા રાજાઓનાં વર્ષોનો સામટો સરવાળો પેહેલા પ્રખ્યાત જમશેદનાં વર્ષોમાં ઉમેરી ગોયા તેંણેંજ એકલાએ એક હજાર વર્ષ રાજય ભોગવેલું જણાવ્યું છે. એના સંબંધમાં હાલનો તાજો દાખલો ટાંકવામાં આવેછે કે, પેલા પાર્સી કોમી કીર્ત્તીને દુરના પ્રદેશો સુધી ચોબાજુ દીપાવનાર સખાવતના શાહ નેક નામદાર પેહેલા **સર જમશેદજી જીજીભાઈનાં** મુબારક અને પનોતાં નામથીજ જેમ મર્હુમના નામવર નબીરાઓ એક પછી એક ગાદીનશીન

થાય છે, તેમ શાહ જમશેદનાં નામથી ઘણા જમશેદો તખ્તનશીન થયા હતા. આ મુજબ બીજા જે જે નામવરોની સેંકડો વર્ષની ઉમર જણાવી છે તે, તેમજ **ઝોહાક** નાં ૧૦૦૦ તથા **ફરેદુનના** ૫૦૦ વર્ષનું બી આજ કારણ વિદ્વાન ટીકાકારો જણાવી જાયછે. વળી આપણા કુતાર બેરાદરો લાંબી જીંદગીનાં આ લાબા રાજ અમલના ખુલાસામાં અવસ્તા "**સત**" અને ફાર્સી "**સદ**" એટલે **૧૦૦** ના હાલ ઓળખાતા આકડાને, અસલ માત્ર ૩૦ ના આકડા તરીકે ગણાતા હોવાની કેટલીક મઆકુલ દલીલો કરેછે અને **શાહનામાની** જમશેદની **વર્ષ ૭૦૦** ની ઉમરને ૨૧૦ અને વંદીદાદની વર્ષ ૯૦૦ ની ઉમરને ૨૭૦ ના સુંદર આકડા ઉપર લાવી દેખાડે છે. આ મુજબ બીજા નામદારોની અતિ લાંબી ઉંમરને સદીના આકડામાંથી સીત્તેરની સંખ્યા બાદ કરી ત્રીસના આંકડાંને ગણત્રીમાં લેવા તેઓ જણાવેછે. *

વળી **બુન્દેહેસ્ન** મુજબ **જમશેદ** અને **ફરેદુન** એ બે વચ્ચે **ઘણી** પેહેડીઓ પસાર થઇ છે અને તેનો અનુક્રમ આ મુજબ મલે છે. **ફરેદુન અસ્પીઆન, પુરતોરા, સીઆકતોરા, બોરતોરા, સ્યાકતોરા, સફીદતોરા, ગેફ્રતોરા, રમકતોરા, વફ્રવેશનીતોરા અને જમશેદ** આ મુજબ જમશેદ પછી ૧૦ **મી ઓલાદે** ફરેદુનનો જન્મ થયો હતો, તેથી વચલી આઠ પેહેડીનાં **વર્ષ** ૧૦૦૦ નો એકંદર આંકડો શું જમશેદનાં નાંમ પર ચહડાવવામાં આવ્યો છે? એજ મુજબ **ફરેદુન** ની **વર્ષ** ૫૦૦ ની ઉમરની દરાજી દર્શાવવામાં આવીછે અને એજ કેતાબમાં **ફરેદુન** અને **મીનોચેહેર** વચ્ચે દશ પેહેડીનાં આ મુજબ નામો મલેછે. જેમકે **મીનોચેર, અનોશ બોહરનાર, બામ સુઝક, અઇરાક, થ્રીતગ, ફ્રગુશક, ઝુશક, ફ્રગુઝક, ગન્જ** (છોકરી), **અઇરચ** અને **ફરેદુન.** આ મુજબ **ફરેદુન** પછી ૧૧ **મી** પેહેડીએ જ્યારે **મીનોચેહેરનું** નામ મલેછે, ત્યારે વચમાંની નવ પેહેડીની પાંચ સદીનાં વર્ષો **શું** ફરેદુનનાં નામ સાથે જોડી આપ્યાં હતાં?

આ મુજબ મજકુર મુશકેલ સવાલનાં સંબંધમાં જુદા જુદા લખનારા સાહેબો તરફથી ઘણાં અકકલપસંદ વિચારો જોકે દર્શાવવામાં આવ્યાછે, તોપણ સવભાવિક સવાલ કરીશું કે ઉમરની દરાજીનાં આ અવસતાઇ લખાણને આપણે **શકની** નજરે કાંય જોવું જોઇએ? અને અવસ્તાની એક સીધી શહાદત ઉપર આપણે શંકાશિલ કાંય

---

* શાહનામાનો ગુજરાતી તર્જુમો. વા૦ ૧ લું સફે-૧૪ ૧૬ કર્તા એર્વદો મા૦ ન૧૦ તથા ફ૨.૦ ન૦ કુતાર.

થવું જોઇએ ? ત્યાર જમશેદના સંબંધમાં જીંદગીની દોરી લંબાવવાનું શું કુદરત તરફથી નિર્માણ થયું હતું ? અને એજ તાજુબી ભરેલા અને તઅસુબી ઉત્પન્ન કરનારા સવાલના સંબંધમાં મારી નીચલી આ એક અધુરી અને **નિર્બળ કોશેષ છે.**

આપણી આ સઘલી શકમંદીનું સ્વભાવિક કારણ આવા બનાવોને આપણે હાલની નજરે જોવાનું છે. આવા તાજુબી ઉપજાવનારા બનાવો માટે જમશેદનાં સમય, સ્થળ અને સ્થીતી તરફ જ્યારે આપણે સંભાલભરેલી નજર ઠેરવ્યે છીએ, ત્યાં મહાન બનાવો બનેલા અને બનતા જ્યારે અનુભવ્યે છીએ, ત્યારે જોવા અને કેહેવાને સબળ કારણ છે કે, ત્યાં જાનદાર પેદાયશની જીંદગીની જીઆદતીમાં કુદરતનો કામેલ હાથ કામે લાગેલો કાંય નહીં હોય ?

(૧) જ્યારે જમશેદના વરમાં સખ્ત સરદી કે સખ્ત ગરમીની વેદના નહીં હતી, જ્યારે વર વાસીઓમાં પાણીની ટીપણી કે દુકાલના દુઃખો નહીં હતાં, જ્યારે તેઓ દુઃખદરદ અને મરકીની પીડાથી નિરાળાં અને નિરોગી હતાં, જ્યારે તેઓ ઉપર નાંતવાનીની જેવી કે કવખતનાં મરણની ખરાબ અસરો પોંહોચતી નહીં હતી, જ્યારે તેઓમાં બાપ અને બેટો પંદર વર્ષની ઉમરના નવજવાંન દેખાતા હતા, જ્યારે એક પંદર વર્ષનાં ફરજંદનો પેદર અર્ધી સદી ઉપરની લાંબી ઉમરે દોઢ દાહેકાની જવાની ધરાવતો હતો, જ્યારે ત્યાં ચાલીસ વરસની લાંબી ઉમરે ફરજંદોની વૃદ્ધિ થતી હતી (યજસ્ને અને વંદીદાદ) ત્યારે વરની તાજગી બખશનારી તનદરસ્ત આબોહવાને લઇને તેઓની સદીઓની લાંબી ઉમરની હદ ઉપર શક લઇ જવાને આપણી પાસે ધરખમ દલીલો હોવી જોઇએ.

(૨) **વર** સંસ્થાનમાં જુનાં જમાનાને બરનાં ધર્મ અને નીતિને લગતાં લાયક જ્ઞાનને લઇને **વંદીદાદ** કહે છે કે, ત્યાં સંસ્થાનીઓ મગરૂરી, નિંદા, નાપાકી, દુશ્મની, ઠગાઈ, કંગાળિયત, નિચપણું, અપ્રમાણિકપણું વગેરે દુર્ગુણોથી દુર રહી ધાર્મિક જીંદગી ગુજારતાં હતાં. (પ. ૨, ૩૭). આ મુજબ વરવાસીઓ ધાર્મિક અને નૈતિક સંસ્કારોને લઇને મનની બદી, તનનાં દુઃખો અને આત્માની આલુદેહગીથી જ્યારે નિરાળાં અને નિર્દોષ હતાં, ત્યારે તેઓની લાંબી અને ભલી જીંદગીમાં સમાયલા સબબો થોડા વજનદાર નહીં ગણાવા જોઇએ.

(૩) **વંદીદાદ** અને **યશ્તો**માં વરવાસીઓને **અમરેપિત** એટલે, શારીરિક અને આત્મિક; વર્તમાન અને ભવિષ્યની; લાંબી અને સુખી જીંદગીની **અમર્ગી**

ભોગવતાં જાબજા જણાવે છે. વંદીદાદની અવસ્તાઇ શરેહમાં કહે છે કે, જમશેદની **વર** સલતનત ગોયા **મીનોઇ હસ્તી** જેવી, **અશો** અને **ઇનસાફી** હતી (૫. ૨, ૨૦). **વર** ગોયા બાગેબેહેસ્ત હતું અને આ બાગે બેહેસ્તનાં અમર સુખો ભોગવવાને વર વાસીઓ ભાગ્યશાળી થયાં હતાં. વળી બાગબાની અને ખેતીવાડીના બાપીકા પેશાની મેહેનતું અને પાહાડી ખડતલ જીંદગી ભોગવવાનાં આ સઘલાં કારણો તેઓની લાંબી સુખી અને સંતોષી જીંદગીની લાયક ગવાહી પુરી પાડે છે.*

(૪) પાદશાહો **હુશંગ** અને **જમશેદ**ની લાંબી જીંદગીના લાંબા રાજ અમલ માટે અવસ્તામાં "**દરેગેમચિત અઇપિ જરવાનેમ**" એવું એક અર્થસુચક વાક્ય

---

* મહાન હખામનીશ શાહનશાહતનો પાયો નાખનાર પાર્સના નાના પ્રાંતના પાર્સી ઉમરાવજાદા **કુરૂશ** (ખુશરો) ના સંબંધમાં પાહાડી ખડતલ જીંદગીનો એક અસરકારક દાખલો નોંધાયલો મલે છે. આ મહાવીરે **મીડયન**, લીડીયન અને બીજી મોટી શાહનશાહતોને શિકસ્તો આપી હતી અને તોપણ **પાસાગર્દ**ની એક પાહાડી જગાને પોતાનું પાયતખ્ત પસંદ કીધું હતું. એકવાર તેના વજીરે શાહને અરજ કીધી કે, અએ નામવર! તું મહાન શાહાનશાહતનો પાયો નાખી ચુકો છે, ત્યારે હવે આ મુશકેલ, ઠંડી તથા ગરમીની સખ્ત રૂતુવાલા પાહાડી મુલકમાંથી કોઇ શિતળ ટેકડી ઉપર તારૂં પાયતખ્ત કાંય નહી ખસેડવામાં આવે? એનો જવાબ પાદશાહ પોતાના નબીરા રૂમરૂ આ મુજબ વાલે છે. **મીડીયન** જેવી મહાન પ્રજા ઉપર આપણે ફતેહમંદ જીત મેલવી તેનો સબબ શું? તે દોલતમંદ અને સુખી પ્રજા હતી ખરી, તે મોજીલી બની હતી અને રાજ્ય વૈભવના સઘળા એશઆરામ ભોગવતી થઇ હતી એ બી ખરૂં, પણ એજ કારણોએ તે શુરવીર પ્રજા ઉપર નબળાઇ ગાલેબ આવી. તેંણે પોતાનું અસલ શુરાતન ખોઇ દીધું હતું. આપણે અહુરમજદાના શુક્ર બજા લાવીશું, કે તેંણે આપણા ઉપર પહાડી અને સાદી જીંદગીની બખશેશ કીધી છે અને તેનાજ બરકકતથી આ જાહોજલાલ શાહાનશાહત આપણે બરપા કરવા સામર્થવાન થયા છીએ. તમો આ સાદી, ખડતલ અને મેહેનતુ જીંદગીને અલવલ આવવા દેશો નહીં. અગર નહીંતો આ પાર્સી કીર્તિવંત ઝુંડો ફડકતો રાખવા રાજ્યની હરીફાઈમાં તમો કદી ટકી શકશો નહીં. આ મુજબ એકવાર પાહાડી મેહેનતુ જીંદગીના પ્રતાપે પાર્સના એક નાના પ્રાંતના રાજકુંવરે હએરત પમાડનારા રાજ્યના મોટા ફેરફારો કરી દેખડયા હતા અને તેંણે બાપીકાં નાનાં ખંડયાં રાજ્યને એક બળવાન શાહાનશાહાતમાં ફેરવી નાખી હતી. એજ પાહાડી જીંદગીના પ્રતાપે શુરવીર પ્રજા પેદા પડી હતી અને તેંણે દુર પ્રદેશો સુધી પાર્સી કીર્તિની નોબત વજાડવાની સુંદર નોંધો તવારીખમાં જળવાઈ રહી છે.

મલે છે અને તેનો અર્થ **લાંબીજ મુદત સુધી** થાય છે (જ૦ ફ૦ ૨૬ તર
**આ** વાકય જ્યાં શું એકથી અનેક **હુશંગો** અને **જમશેદો** માટે વપરાયું છે
જવાબ આપણને નકારમાંજ મલે છે, કારણ કે તે એકથી અનેકોના રાજ અ
વપરાયલું માનવાને આપણી પાસે કોઇબી અસરકારક શહાદત નથી. અલબત્ત
વાકય જ્યાંજી મલે છે ત્યાં તે દરેક દાખલામાં **ઘણા લાંબા જમાના**
વપરાયું છે અને જ્યાં **હુશંગ** સાથે **જમશેદના** સંબંધમાં તે ખાસ વપરાયું
અર્થસુચક વાકય એ મહાન પુરૂષોના લાંબા રાજ અમલ માટે, નિશ્ચય બતાવ
ખાસ વાકયમાં ઘણા ભાર સાથે ખાસ બોલવાનું કોઇ વજનદાર કારણ હોવું
અને તેનું એકનું એક સબળ કારણ તેઓની નોંધ લેવા લાયક લાંબી કારકીર્દી
બીજું શું હોઈ શકે ? **વરની** લાંબો વખત સુધી જીવન શકિત ટકાવી રા
જોરાવર અસર ધરાવનારી અને તાજગી બખશનારી ઉત્તમ આબોહવાનાં ઉપલાં
સામટાં સબળ કારણોને લઇને, ફરીથી પુછીશું કે જમશેદની જીંદગીની જીવ
કુદરતનો કામેલ હાથ કામે લાગેલો કાં ન હોય ? જમશેદની ઉમરની દરાજી તરફ
તઅસુબી ધરાવે છે, તેઓએ આ થોડી અવસ્તાઇ દલીલો ઉપર, બિનતઅ
મનન કરવું જોઇએ, અગર પ્રથમ તે દલીલોને નિર્મુળ કરવી જોઇએ અને ત્યાર
તે તરફ શંકાશિલ થવું જોઇએ.

જ્યાં સુધી આ સવાલને દીનની થોડી શહાદતોથી આપણે તપાસ્યો છે ર
તેને આપણે બીજી બાહારની દલીલોની તપાસ
**થોડાં સ્વભાવિક કારણો** લઇશું અને જોઇશું કે હાથ ધરેલી બાબદને
દરજજે ફતેહમંદ બનાવે છે.

(૧) **જમશેદના** નજદીકના જમાનામાં લાંબી હૈયાતી ભોગવવાન
દાખલા આપણે જોઇએ છીએ અને તેઓમાં એક તુરતનો તાજો અસરકારક
**ઝોહાકનો** મલે છે, જેને દીની અને તવારીખી કેતાબોમાં ઇરાન સરજમીન ઉ
હજાર વર્ષ રાજ્ય ભોગવી ગયલો જણાવ્યો છે. અગર લાંબી જીંદગીનું એક
ઉત્તમ આબોહવાનુંજ હોય તો, જ્યાં **જમશેદે** અમલ ભોગવ્યો હતો ત્યાંજ અ
આબોહવા વચ્ચે ઝોહાક ઉછર્યો હતો અને તે લાંબી જીંદગી ભોગવવાને શ
થયો હતો. **જમશેદ** પછી **ઝોહાક** તેના તખ્ત ઉપર આવે છે અને જમશેદ
**દશમી ઓલાદે ફ્રેદુન** ઝોહાકને મારીને જ્યારે તખ્તનશીન થાય છે, ત્યારે

અને ફ્રેદુન વચ્ચે પસાર થયલી આઠ પેહેડીની લાંબી મુદત ઝોહાકની જીંદગી લંબાયલી દેખાડવાને આપણુને વાજબી કારણ મલે છે. ઝોહાક પછી ફ્રેદુન અને અફ્રાસીઆબ બાદશાહો તથા કારન, ગુદર્જ, જાલ, રોદાબે રૂસતમ, ફ્રામર્જ, વગેરે પેહેલવાનોની લાંબી જીંદગીના ફારસી કેતાબોમાં દાખલા નોંધાયલા મલે છે અને તેનું કારણબી જીવન શકિત ટકાવી રાખનારી ઉત્તમ આબોહવાનુંજ હોવું જોઇએ.

(૨) આ દેશની રૂતુને લઈને માણસની હાલની ટુકી જીંદગી માટે એકસો વર્ષની ત્રણ પેહેડીની રાસ ગણવામાં આવે છે અને આ પીડાકારી નિર્બળ રૂતુ સાથે ઇરાનવેજની જોરાવર આબોહવા અને જીંદગી નાં સઘલાં સુખ સાધનોની સરખામણી દેખાડવી જોકે અસ્થાનેજ ગણાય, તોપણ એક અપવાદ તરીકે આ હિસાબે ગણતાંબી ઇરાનવેજમાં ૪૦ વર્ષની ઉમરે જ્યારે એક ફરજંદ પેદા પડે છે અને તેની ઉમર જ્યારે વર્ષ ૧૫ ની હોય છે, ત્યારે તેનો પેદર વર્ષ ૫૫ ની ઉમરે પોંહોંચે છે. આ ઉમરે એક બાપ પોતાના ૧૫ વર્ષના બેટા જેવો નવજવાન હોય છે, બીજા બોલોમાં ઉતરતી જતી જવાનીનો હાલનો આપણો વર્ષ ૫૫ નો જે બુઢાપો તે વરવાસીઓની વર્ષ ૧૫ ની ખિલતી જવાની બરાબર હતાં. હવે વરવાસીઓનાં પંચાવન વર્ષ અગર હાલનાં આપણાં પંદર વર્ષ બરબર હોય તો, હાલની ગણત્રી મુજબ પંચાવનની સંખ્યાને બેવડી કરતાં જે સંખ્યા આવે તે વરવાસીઓની શરૂ થતી જવાનીની સાધારણ ઉમર ગણાવી જોઇએ. ત્યારે આ નાકેશ ગણત્રી મુજબ ૧૧૦ વર્ષની એક તુલ્યાંસ રાસ આવેછે અને તે હાલનાં આપણાં વર્ષ ૩૦ ની મુદત બરાબર છે. વળી હાલમાં થોડા દાખલામાં એક સદીની ઉમર ધરાવવાના મોજુદ દાખલા મલેછે અને તે બીના વરવાસીઓને સવા ત્રણ સદીની ઉમર ઉપર લઈ જઇ મુકેછે. ત્યારે લાં અસ્થાને થતી સરખાંમણીને લઇ આ ગરમ દેશની નિર્બળ અને નાદરૂસ્ત રૂતું કરતાં જીવન શકિતમાં વધારે ટકાઉ અને વધારે બળવંત, વધારે તંદરૂસ્ત અને વધારે જોરેમંદ આબો હવા વચ્ચે વસી ગયલા વર વાસીઓમાં આથી બેવડી અને ત્રેવડી ભલી જીંદગી ભોગવી ગયલાના થોડાક દાખલા અપવાદ તરીકે બન્યા હોય તો તેમાં તાજુબ થવું જોઇતું નથી. જ્યાં અરૂણ પ્રકાશની કુદરતી ખુબસુરતીનો બળવંત પ્રવાહ વહેતો હોય, જ્યાં પ્રજા ઉપર કુદરતી આશિષોનો શિતળ છાંયો સદા છવાયલો હોય, જ્યાં પ્રજા ઉપર તેઓને બરના નીતિધર્મના ઉંચ સંસ્કારો ઉતરેલા હોય અને જ્યાં જાનદાર પેદાયશની જીંદગીના સઘલાં સુખ સાધનો હસ્તી ધરાવતાં હોય, ત્યાંની તંદરૂસ્ત વાતાવરણની જોરાવર અસર

હેઠળ ઉધરતી પ્રજા ઉપર તનની તાકાત, મનની મજબુતી અને આત્માની આજાદગીની ભલી અસરો ઉતરવી જોઇએ, તેઓએ કુદરતી નેઆમતોનો સઘલો વૈભવ ભોગવવો જોઇએ અને એ સઘલાંને લઇને તેઓ ઉપર ભલી અને સુખી જીંદગીની દોરી લંબાવવાના કુદરતી આશિષો બેશક ઉતરવા જોઇએ. ભલી જીંદગીનાં સઘલાં અપુર્વ સુખો પેલો **અરૂણ પ્રકાશ** પોતાની પાછલ લેતો આવેછે અને તેજ ઇરાનવેજની સઘલી આબાદીનું મૂળ છે.

(૩) **વર** વાસીઓની લાંબી અમર જીંદગી તરફ શક લઇ જવામાં શું વજુદ સમાયલું છે? જેઓ આ તરફ તઅસુબીથી જુએ છે અને **એકજ** નામથી અનેક રાજકર્તાઓ રાજ્ય ભોગવી ગયલા જણાવેછે અને તેઓનાં અમલનાં વર્ષોનો સામટો સરવાલો લેવા કહેછે, તેઓની આ દલીલ લાંબી ઉમર ભોગવનારા પેલા નામીચા પેહેલવાનોના બાબમાં બંધ બેસતી થઇ પડતી નથી. કારણકે એકથી અનેક **કારનો, ગુદર્જો, જાલેજરો, રેહાએઓ રૂસ્તમો** કે **ફ્રામર્જો** વગેરે હૈયાતી ભોગવી ગયલા દેખાડવાને આપણે કોઇબી સંગીન શહાદતો ધરાવતા નથી. જેઓ આ તરફ તઅસુબી ધરાવેછે તેઓએ રાજ અમલનીજ હદમાં કાંય અટકવું જોઇએ અને રાજ અમલ નહીં ભોગવનારાઓ લાંબી ઉમરની તેઓની આ દલીલોમાંથી બાકાત કાંય રેહેવા જોઇએ?

(૪) અગર આ દલીલ તરાહીત શખ્સો માટે નહીં હોય અને રાજ અમલ ભોગવનારાનીજ ટુકી હદમાં સંકોચાયલી હોય તો, તે જોકે વાજબી દલીલ નહીં ગણાય, તોપણ એવા દાખલામાબી આપણી આ દલીલ અધુરીજછે. એનો સબળ સબબ એછેકે રાજ્યઅમલ ભોગવી ગયલા એક એવા મહાંન પુરૂષનો દાખલો મલેછે કે, ઇરાની આલમ વચ્ચે તેના જેવો કીર્તિવંત કોઇ થઇ ગયો નથી. તે ઇરાનના **રએ** નામના પ્રાંતનો હાકમ હતો, તે મહાન ધર્મનો સ્થાપક હોઇને વળી **ધર્મ રાજા** હતો અને તેનાંજ નામથી તેના ગાદીનશીનો ઓલખાઇ ગયા હતા. વાંચક વર્ગ તુરત પિછાણુ કરશે કે આ મહા પુરૂષ **જરથોશ્ત** હતા. **ઇજશ્નેના ૧૯મા હા** મુજબ જરથોસ્ત **રએ** ના હાકમ હતા અને તેમના જાયનશીનો તેમનાંજ નામથી **જરથોશ્તરોતેમો** તરીકે ઓલખાતા હતા. આ મુજબ એકમલતાં નામથી પેહેડી દર પેહેડી ઉતરતાં આવેલાં નામોની કારકીર્દીનાં એકંદર વર્ષોનો સામટો સરવાલો કોઈ નામીચા મુળ પુરૂષના નામ સાથ જોડી આપવાનો સીરસ્તોજ હોય તો, **જરથોશ્ત** કરતાં વધારે માનવંત નામ પાર્સી તવારીખમાં મલતું નથી. ત્યારે વર્ષોની મોટી સંખ્યાના માનને અગર કોઇબી સૌથી વધારે લાયક હોય તો તે જરથોસ્તછે અને તે માન સર્વથી પેહેલુ જરથોસ્ત સાહે-

બને ફ્રાલે જવુ જોઇતું હતું. પણ તેમ થયું નથી અને તવારીખ મુજબ માત્ર ૭૭ **વર્ષની** ટુક ઉમરે તેમનું અકાલ મરણ નિપજ્યું હતું: ત્યારે લાંબો રાજ અમલ ભોગવી ગયલાઓમાં જેઓ નામાંકીત હોય અને તેઓનાં વંશમાં થયલા અને તેજ નામે ઓળખાતા નબળા રાજાઓના અમલનાં વર્ષો પેલા પ્રસિદ્ધ પાદશાહ કે મુળ પુરૂષના નામપર ચહડાવી આપવાની દલીલ પાયદાર કેમ ગણાય ?

**(૫)** અવસ્તામાં જમશેદની જે ઉમર દર્શાવી છે તેજ પહલવી કે ફ્રાર્સી કેતાબોમાં એકસાન મલતી નથી. આપણી દલીલનો **એકલો અને અચુક આધાર અવસ્તા** છે અને તેનેજ ધર્મ પુસ્તક તરીકે અને તેનીજ શહાદતને સત્તાદાર તરીકે સર્વથી પેહેલી અગત અવશ્ય મલવી જોઇએ. અવસ્તામાં જમશેદનો રાજ અમલ જ્યારે **૧૦૦૦ વર્ષનો** જણાવ્યો છે ત્યારે પહલવી અને ફ્રાર્સી પુસ્તકોમાં ૬૦૦ અને ૭૦૦ વર્ષ મલે છે. વળી **હુશંગ** અને **જમશેદ** એ બંન્નેના રાજ અમલને અવસ્તામાં **" દરેઘેમચીત અઇપી જરવાનેમ "** એટલે, **લાંબી મુદ્દત સુધી** એવા અર્થસુચક ખાસ શબ્દોથી ઓલખાવ્યો છે અને તે જમશેદના સંબંધમાં તેનાં લાંબા રાજ અમલની સચ્ચાઇને જ્યારે સીધો સંગીન ટેકો આપે છે, ત્યારે ઉપલાં પુસ્તકોમાં હુશંગનો ચાર દાહેકા જેટલો અને માત્ર ૪૦ વર્ષનો તદન ટુંકો અમલ જાહેર કીધો છે. આવા દેખીતા તફાવતોને લીધે પેલાં પુસ્તકોમાં જમશેદની આગલના અને પાછલના રાજકર્ત્તાઓના રાજ અમલની દર્શાવેલી ટુકી ઉમરની હદ ઉપર એકલો અને સઘલો મદાર કેમ રાખી શકાય ?

**(૬)** આ મુજબ ફ્રાર્સી **સદ** એટલે **૧૦૦**ની સંખ્યાને **૩૦**ની સંખ્યામાં ફેરવવાની જે દલીલ છે, તે સદીના સઘલા દાખલામાં પેશ પડતી નથી. આ સુચણા **જમશેદ** અને **ઝોહાક** વગેરેના હજાર, હજાર વર્ષોની લાંબી મુદ્દતના થોડાક અપવાદ માટેજ પુરતી થઇ પડે, પણ એકાદ બે સદીના દાખલામાં આ કોશેષ પેલી ઉમરને તદન ટુકી અને ઘણી સંકોચાયલી સાંકડી હદમાં લાવી નાખે છે અને મુળ સુચણાને નિર્મુળ બનાવે છે. **જમશેદ** જેવા નામી પુરૂષોની લાંબી જીંદગીની નોંધો લેવાનું ખાસ કારણ, દાખલાઓ અને નોંધો મોટાં માણસોનાં નામો સાથે જોડી આપવામાં પેલા મોટા બનાવોની યાદ જમાનાઓ સુધી જલવાઇ રેહેવાનુ છે અને એવી રીતે તવારીખી યાદગાર બનાવોની યાદ જાલવી રાખવાની પ્રાચિન તવારીખનવીશોની એક રૂઢી અને નીયમ હતાં.

**(૭)** **વર**નુ આ સુખી સંસ્થાન એકલુ નહીં હતું, પણ પુરાણા જમાનામાં એવાં બીજાં બી સુખી સ્થળો હસ્તી ધરાવતાં હતાં અને ત્યાંની પ્રજા સુખવાસી જીંદ-

ગીની જીવણુ શક્તિની સજીવણુતાને જોર અને જોશ બખશનારી રૂતુને લીધે કહેછે કે **૧૦૦૦ વર્ષ** જેટલી લાંબી જીંદગી ભોગવતી હતી. **યુરોપની** ઉતરે આવેલા **સ્કૅન્ડી-નેવ્યા** (નૉર્વે અને સ્વીડન) ના ઉત્તર દેશોમાં તેઓના પુર્વજોથી ચાલતી આવેલી દંતકથા મુજબ **હાઈપર બોરીયન** નામની એક પુરાણી પ્રજા એજ નામના એક પાહાડ· ઉપર યુરોપ અને **એશીયાના** ઉતર ભાગમાં વસ્તી હતી. કહેછે કે—

ત્યાં સૂર્ય વર્ષમાં એકજ વખત ઉગતો હતો. (સરખાવો–**વરમાં** આકાશીઓ એકજ વખત ઉગતા અને અસ્ત પામતા દેખાય છે). ત્યાં જીંદગીને ટકવો આપનારો પવન સદા ફુંકતો હતો. (સ૦–**વરમાં** ઠંડો પવન કે ગરમ પવન નહીં હતો). ત્યાં આકાશમાં વાદલ થતું નહી હતું. (સ૦–અહ્મોઝ ઉપર ધુમસ કે વાદલાં નહીં હતાં). ત્યાં ખેતરો બેવડો પાક આપતાં હતાં. (સ૦–**વર**માં ખોરાકનો અખુટ જથો હતો). ત્યાં સદા બ્હારની મોસમ હતી. (સ૦–વર મીનોઈ હસ્તી જેવુ બાગેબેહેસ્ત હતું). ત્યાં લોકો **૧૦૦૦ વર્ષની** જીંદગી ભોગવતાં હતાં. (સ૦–જમશેદ વગેરે એ લાંબી જીંદગી ભોગવી હતી).

આ પુરાણી પ્રજાના સંબંધમાં એક વિચિત્ર બનાવ આ છે કે, જ્યારે તેઓ સુખી જીંદગીથી ધરાઇ જતાં ત્યારે પોતાનાં માથાં ઉપર ફુલનુ એક તાજ પેહેરતાં અને કહે છે કે, **હલ્લે બર્ગ** નામના પર્વતપરથી દર્યામાં નખાવી દેતાં હતાં ! અને તેમાં તેઓ **ઓડીન** નામના પોતાના વડા દેવતાનાં બેહેસ્તમાં જવાની માન્યતા ધરાવતાં હતાં ! * આ માન્યતામાં વજુદ નહીંબી હોય, તોપણ તે સિવાય બીજી **વર** ની **સમાન** સ્થીતિ દર્શાવનારી આપણી બાબદને ઉપલું વર્ણન સીધો ટેકો આપે છે. એવાંજ બીજાં બ્હારની મોસમનો થોડોબી સુંદર ખ્યાલ આપનારા સ્થળો **માજન્દરાન**, કંગદેઝ વગેરેનાં બયાનો તારીખ વર્ણવેલાં મલે છે અને હાલ બીજા સ્થળો સાથે હરીફ ધરાવતુ કુદરતી આશિર્વાદ પામેલુ **કાશમીર** છે, જેને વિદ્વાન ડૉ૦ જી૦ જ૦ મોદી બાઇબલના "ઇદનનાબાગ" સાથ સરખાવે છે.

**સારાંશ.** જમશેદનાં ઉતર ગોળાર્ધના **વર** સંસ્થાનમાં આઠ થી દશ હજાર વર્ષના પુરાતન જમાનામાં બનેલા કુદરતી બનાવોનુ જે બયાન **વદીદાદમાં** મલે છે તેને છેલ્લા દાહેકાઓ ઉપર એક કલ્પિત કથા સમાન ગણવામાં આવ્યું હતું, પણ સહાસીક યુરોપીયન મુસાફરોએ અનેક મુશ-

---

* તવારીખે કયાનીઆન. સફે ૨૫-૨૬. કર્તા પા૦ બ૦ દેશાઈ.

ફ્લીઓ વચ્ચે ઘણું ઘણું કષ્ટ ખેંચી ઉતર ગોળાર્ધ તરફ પોતાની શોધખોળ આગળ ચલાવી, ત્યારે તેઓ ભૂતકાલના એક ખરા બનેલા બનાવો તરીકે આજ દુનીયાની રોશની જોવા પામ્યા છે અને **વંદીદાદના** વજનદાર લખાંણોની સચ્ચાઇનો મજબુત પુરાવો આપ્યો છે. આ બનાવો કુદરતી હતા તેથી તેની સજીવતાને લીધે હજારો વર્ષો પડી જવા પછી ની તેની સચ્ચાઇના પુરાવાઓ મેળવવાને આપણે ભાગ્યશાળી થયા છીએ. હવે એજ **વર** સંસ્થાન સાથ સીધો સંબંધ ધરાવનારા બીજા કેટલાક બનાવોની નોંધો **એજ વંદીદાદ**માં મલે છે, પણ તેઓ નાશવંત જીંદગી સાથ સંબંધ ધરાવનારા હોવાથી સ્વભાવિક રીતેજ તેઓની હસ્તી અને કાયમી હોઇ નહીં શકે, તોપણ આ બનાવોના યાદદાસ્તની સત્તાદાર નોંધો દીનની કેતાબોમાં જલવાઇ રહી છે. જ્યારે એકવાર કલ્પિત ઠરેલા કુદરતી બનાવોની સચ્ચાઇ સાબેત થઇ છે, ત્યારે એકજ સમય, એકજ સ્થળ અને એકજ સ્થીતિ સાથ જાનદારોની જીંદગીનો નિકટ સંબંધ ધરાવનારા એવાજ બીજા બનાવોની સચ્ચાઇ ઉપર શક લઇ જવાને કોઇ વજનદાર વાજબી કારણો જણાતાં નથી, અને જમશેદ વગેરેની લાંબી જીંદગીની સત્તાદાર નોંધ માટે શંકાશિલ થવાને આપણે કોઇ ધરખમ દલીલો ધરાવતા નથી. **વંદીદાદ**માં **વર** વાસીઓની સુખી જીંદગીની જે અનેક નોંધો મલે છે તે જમશેદની ઉમરની દરાઝીની સરખામણીમાં વધારે હએરત પમાડનારી છે અને તે બનાવોની અનેક નોંધો જલવાયલી મલે છે. આવા અજાયબ બનાવો જ્યાં બન્યા હોય ત્યાં જાનદારોની ભલી જીંદગીની જીઆદતી તરફ આપણે શંકાશિળ થવું નહીં જોઇએ અને દીનની સત્તાદાર શબ્દોને શંકમંદ નજરે જોવાથી પરહેજ રેહેવું જોઇએ. ઉતર ગોળાર્ધ તરફ ઘણી શોધો થઇ છે, પણ માનવીનાં હાડપિંજરોની પુરી શોધ થઇ નથી. આપણા સહાસીક શોધકોને ભવિષ્યમાં અગર બર્ફમાં દટાયલાં માનવીઓનાં હાડપીંજરો હાથ લાગે તો, તેઓની ઉમર, તેઓના કદ અને તેઓની બુદ્ધિ ઉપર તેઓ નવીજ રોશની ફેંકી શકશે. **જમશેદ** અને તેનાં જમાનાની અજાયબીઓનાં **વંદીદાદ** માં દર્શાવેલાં કુદરતી ખુબસુરતીનાં આ અલૌકીક વર્ણનોએ એક વાર યુરોપિયન સાવંઓને ભારે અજાયબીમાં નાખ્યા હતા અને **વૅસ્ટરગાર્ડ, હાઉગ, ડાર્મેસ્ટેટ** તથા બીજા વિદ્વાનોએ કુદરતી કારીગરીના આ નાદર નમુનાઓને તથા જાનદારોની જીંદગીની જીઆદતીના આ અજાયબ બનાવોને એક દંતકથા રૂપી બનાવો તરીકેજ પસાર કીધા હતા. ના, એટલુંજ નહીં પણ તેઓએ **જમશેદ**ની હસ્તી ઉપર બી શક નાખ્યો હતો. અને તેને પુરાણી દંત-કથાનો એક કલ્પિત પુરૂષ જાહેર કીધો હતો. પણ તેઓની આ કલ્પનાને તેઓનાજ

બાઇબંધ મુસાફરોની ઉતર ગોળાર્ધની સત્તાદાર શોધે નિર્મુળ બનાવી છે અને આજે વંદીદાદનાં લખાણોની સચ્ચાઇ સાબેત થઈ તેમાં સમાયલા વજુદ અને વજનમાં બેવડો વધારો થયો છે. આપણે ઈનસાફને ખાતર પ્રમાણિકપણે કબુલ કરવું જોઇએ કે જમશેદનાં જમાનાની અજાયબીઓના બાબમાં પેલા વિદ્વાનો જેટલા અજાણ હતા તે કરતાં આપણે પોતે તે માટે વધારે અંધ અને વધારે અજ્ઞાન હતા, અને આજ પેલી અજાયબ બીનાઓથી આપણે વાકેફ થયા છીએ, તે એજ યુરોપીયન વિદ્વાનોના અથાગ શ્રમને એકલું આભારી છે. તેઓએ જરથોસ્તી મજહબ અને પાર્સી તવારીખ માટે જે જર, જોર અને જેહેમત ઉઠાવ્યાં છે, પોતાનાં ઉચાં બુદ્ધિબળથી તે ઉપર જે નવીન રોશનીઓ ફેંકી છે અને જે અમુલ્ય સેવાઓ બજાવી છે, તેની યાદ દરેક સાચા જરથોસ્તીનાં એહેશાંનમંદ જીગરોમાં સદા તાજી રેહેશે. પશ્ચિમની આ બીન સ્વાર્થી સેવાઓની ઉંચી પીછાણ નહી કરવામાં સીરફ હેમાકતપણું છે.

હાં એકથી નવ નંબર સુધી નવાઇઓમાં આપણે શું જોઇએ છીએ ? તેમાં આપણા પુરાતન નેઆગાનોનાં બાગે બેહેસ્ત વતનની કુદરતી સુંદરતા અને ભવ્ય દેખાવો નેહાલીએ છીએ અને તે ગોયા વહાલાં વતનની કુદરતી ખુબસુર્તીનાં અને અદભુત અજાયબીઓનાં વાતાવરણમાં વસતા હોઇએ એવો આપણને ભાસ આપે છે. કુદરતની આવી ખુબસુર્તી ધરાવનારાં તનદરસ્ત વાતાવરણની જોરાવર ભલી અસરો હેઠળ ઉછરેલા આપણા વડવાઓ શારીરિક, અને માનસિક બળમાં આપણાં કરતાં વધારે પ્રબળ અને વધારે સમર્થ બેશક હોવા જોઇએ અને તેઓની સરખાંમણીમાં આપણે પોતાને કમજોર અને કમતાકાત બેશક જોઇએ છીએ. હાં વળી આ જુની યાદદાસ્તની જુની નોંધો આપણા પેહેલા વડવાઓ અને તેઓનાં પેહેલાં વતનની આબાદીની આપણને વહાલી યાદ આપે છે અને તે તરફ આપણાં અપૂર્વ ભક્તિ અને માન પેદા કરે છે.



# ઇરાનિયન વિષયો.



## ભાગ ૨ જો.

### જમશેદના જમાનાના અજાયબ બનાવો.

**બે ભેદી પક્ષિઓ– વીશકરીપ્તન અને વીક્રનવાજ.**

નવાં સંસ્થાન સાથ સંબંધ ધરાવનારા બીજા થોડા અજાયબ બનાવો વિષે હ્યાં આપણે બોલીશું. ૧૨ સંસ્થાનનાં **વીશકરીપ્તન પક્ષિના** ભેદની વધારે સારી પિછાણ કરાવવા, **પ્રથમ વીક્રનવાજ** નામના પક્ષિની થોડી સરખામણી દેખાડીશું અને તેની સાથે સાથે આ બીજાં બેગાનાં પક્ષિની ઓલખ આપવાની નબળી કોશેષ કરીશું.

**આવાંયશ્ત** મુજબ **ફરેદુન** પાદશાહે વીક્રનવાજને કર્ગસ પક્ષિ ( ગીધ ) ના આકારમાં ઉંચે ઉડાવ્યું હતું, ત્યાંથી તે પાછું ફરતાં રસ્તા વચ્ચે ભુંલું પડયું હતું. અને ત્રણ દહાડા અને ત્રણ રાત સુધી તેને નીચે પોતાનાં રેહેઠાંણ તરફ આવવાનો માર્ગ જડયો નહીં હતો. તેથી તેંણે **આવાં અરદુઇસુર** આગલ મીનતજારી કીધી હતી કે, મારી મદદે તું આવ અને મને માર્ગ દેખાડ. અગરજો હું મારાં મકાને જીવતું પોંહોંચીશ તો **હોમ-જીવાંમ**ના હદીઆની હજાર ભેટો **રંગ** નદી આગલ તુંને હું ભેટ ધરીશ. ત્યારે તેની આ અરજ બાહાલ રહી અને **આવાંઇજદે** તેની દસ્તીગીરી કીધી હતી. તેથી તેને ત્રીજી રાતની બામદાદે પોતાનો માર્ગ મલ્યો અને તે જખમી થયા વગરની તદન તનદરૂસ્ત હાલતમાં પોતાને મુકામે સહીસલામત આવી પોંહોંચ્યું હતું (ક૦ ૧૯).

**વીક્રનવાજ.**

આ બેગાનું નામ અને તેનું પક્ષીરૂપે ઉંચે ઉડવું એ બન્ને બાબદ ભેદના પરદા પાછલ છુપાયલી છે અને આ વીક્રનવાજ કોણ છે અને શું છે? તે માટે વિદ્વાનોમાં ઘણો મતફેર છે. (ક) અવસ્તામાં એક પક્ષિએ કોઈબી ફરેસ્તાની પ્રાર્થના કીધેલી મલતી નથી અને તેઓને તેંણે **હોમ-જીવાંમ**ની કોઇબી ભેટ અર્પણ કીધા નથી. અકસર

આ એક માણસાઇ લક્ષણુ છે અને તે એક માણસજ અમલમાં મુકી શકેછે. **(ખ) યશ્તો** મુજબ યજદોને જેજે ભેટો અર્પણુ કરવાની છે, તેઓમાં પાદશાહ—પેહેલવાનો કે અમીર–ઉમરાઓ અને ધર્મગુરૂ વર્ગ વચ્ચે ખાસ તફાવત મલે છે. પેહેલા સત્તાદાર અને જરદાર વર્ગ પશુ વગેરેની ખર્ચાલું ભેટો જ્યારે અર્પણુ કીધી છે, ત્યારે ધર્મ ગુરૂ અને એવાજ કોઇ વર્ગને **હોમ-જીવાંમ**ની નીર્દોષ ભેટો અર્પણુ કરતા જોઇયે છ.એ અને એજ કીસમની ભેટ **વીક્રનવાજ** આપેછે. ત્યારે તે કોઇ પક્ષી નહીં પણુ માણસ હોવું જોઇએ અને ગુરૂનો ઉંચો પેશો ધરાવનાર કોઇ ધર્મ ગુરૂ હોવો જોઇએ. **(ગ)** તેને **ફરેદુને** આકાશ તરફ ઉંચે ઉઠારેલો જણાવે છે. હવે આકાશમાં સૌથી ઉંચે પક્ષીઓજ ઉડી શકે અને વીક્રનવાજનું કોઇ ઉંચા પર્વત ઉપર ઉંચે જવું એક પક્ષી મીસાલ ઉંચે ઉડવા બરાબર ગણાયું છે. **(ઘ)** ત્યારે વીક્રનવાજ પુરાતન જમાનાનો એક માણસ હતો અને તેને કોઇ ઉંચી જગા ઉપર કોઇ કારણુ ( શોધ ) માટે **ફરેદુને** મોકલ્યો હતો. આ કારણુને લઇને તેને પક્ષીનું રૂપ આપવામાં આવ્યું છે અને ગોયા એક પક્ષી મીસાલ તે કોઇ નહીં જણાયલાં સહાસ માટે ઘણી ઉચી જગાપર ગયો હતો.

**સારાંશ.**

હવે આ શોધ શી હતી અને આ સહાસનું પરીણામ શું નીપજ્યું હતું તે અવસ્તા ઉપરથી જણાતું નથી. હયાં જોકે કોઇ કામનું કારણુ અને તેનું પરીણામ જણાતાં નથી તોપણુ તેનું કામ નીર્દોષ છે, કારણુકે **આવાં ઇજદ** તેની માગેલી મુરાદ બર લાવે છે. વળી અવસ્તાઇ વર્ણન ઉપરથી જણાય છે કે, **વીક્રનવાજને**ા મુસાફરીનો આ માર્ગ અતી બીકટ હતો અને તેણે જીવનો મોટો જોખમ ખેડયો હતો. તેને માર્ગમાં **અરદુઇસુર** નદી મલી હતી, કારણુકે તે પાછો ફરતાં પોતાનો માર્ગ ભુલી ગયો હતો અને તેણે અરદુઇસુરને સીધો માર્ગ દેખાડવા અરજ કીધી હતી. તે **અલ્બોર્જ** પર્વતની શિખર સુધી ગયલો જણાય છે, કારણુકે અરદુઇસુર " હુકર નામથી સૌથી ઉંચી શાખા ઉપરના એક મોટા સરોવરમાંથી પાંચથી છ હજાર ફીટની ઉંચાઇથી ધોધમાર વેહેતી નદીછે. તેનું મુકામ **"રંઘહ"** (સં૦ રસા) નદીની આસપાસનાં પ્રદેશમાં હતું, કારણુ આ નદી આગલ તે અર્દ્વિને તેનાં ઉપર થયલાં એહેશાંનમાં ભેટો અર્પણુ કરવા કહે છે. યશ્તોમાં જે જે નામવરોએ પોતાના માનીતા ઇજદોની પ્રાર્થના કીધી છે, તે પ્રાર્થનાની જગા ઘણા દાખલામાં તેઓનાં પોતાનાં મુકામની

નજદીકનાજ પર્વતો, સરોવરો વગેરે નામીચાં જાહેર સ્થળો હતાં અને તે મુજબ વી-ક્રનવાજ **રંગહુ** નદી આગલ ભેટ ધરવા કહે છે.

**વીશકરીપ્તન.**

આ મુજબ વીક્રનવાજ એક પુરૂષ હોય અને કોઇ નહીં જણાયલાં કારણ માટે ઉંચાંણ જગા ઉપર જવાની તેની હીલચાલને લઇને તેને પક્ષીનું રૂપ આપવામાં આવ્યું હોય તો, સ્વભાવીક છે કે જમશેદના વરમાં માજદયસ્નની દીન ફેલાવનાર **વીશકરીપ્તન** કોઇ પક્ષી નહીં પણ અકસર એક ધર્મગુરૂ હોવો જોઇએ. તે કોઇ પાહાડી પુરૂષ હોય અને તેનું પાહાડની ઉંચાઇએથી વરમાં નીચે આવવું એક પક્ષી મીસાલ ગણાયું હોય અને તેને પક્ષીનું રૂપ આપવામાં આવ્યું હોય તો તે અવસ્તાના ભેદી લખાણોની એક જાણીતી રૂઢી મુંજબ વાસ્તવીક ઠરે છે.

**થોડાં વાસ્તવિક કારણો**

અલ્બોર્જ પર્વત અને તેની જુદી જુદી શાખાઓ ઉપર માણસોનો વસવાત હતો અને એજ ગંજાવર પાહાડની અનેક શાખાઓમાંની એક "હુકર્ય" નામની નામીચી શાખા જમશેદની પ્રાર્થના કરવાની માનીતી જગા હતી. ત્યાંથીજ જમશેદના જન્મ પેહેલાં **હોમ ફ્રાષ્મિ** પેગાંમ્બરે પોતાનો **માજદયસ્ની. મજહબ** ફ્રાહેશ કીધો હતો અને તેજ માજદયસ્ની ધર્મ વીશકરીપ્તને **જમશેદના વર**માં ફેલાવ્યો હતો. એજ પેગાંમ્બરે ફ્રાહેશ કીધેલી **હોમ** (સોમ) ની ક્રિયા જમ-શેદના બાપ વીવંગહાને કીધી હતી અને જમશેદના જમાનાના ખરા આર્યો **હોમે** બરપા કીધેલો મજહબ પાલનારા માજદયસ્નાનો હતા. ત્યારે **હોમ** નો માજદયસ્ની ધર્મ **વર** માં ફેલાયો હતો અને તેનો ફેલાવનાર વીશકરીપ્તન એક ધર્મગુરૂ હતો.

**એક દલીલ.**

' **વર** માં એક બેગાના પક્ષી મારફતે દીનનો ફેલાવો થવાની આ ભેદભરેલી બાબદને બીજી રીતે તપાસવાની કોશેશ કરીશું. અવસ્તાનાં લખાણો કરનારા મહાન કવીઓએ આકાશી ઇજદોને નિર્દોષ પ્રાણી-ઓના અનેક અલંકારો આપેલા જાબજા મલે છે અને તેઓમાં **બેહેરામ, ફ્રવશી** અને **કેઆની ખુરેહ** ને પક્ષિનાં અલંકારીક રૂપો અપાયલાં આપણે જોઇએ છીએ (યસ્તો). તેઓ આકાશી શક્તિઓ છે અને તેઓની આ ગેતી તરફની આમદ રફ્ત તથા તેઓ તરફથી ઉતરતા આશિર્વાદો ગોયા આકાશ તરફથી આવતા હોવાથી તેઓને પક્ષિના અલંકારો આપ્યા છે.

એજ મુજબ **વંદીદાદ** માં ધર્મનો ફેલાવો કરનાર એક ધર્મગુરૂને પક્ષિનો **અલંકાર** આપ્યો છે. **ધર્મ** માણસજાત માટે આશિર્વાદ પામેલો એક ખોદાઇ પેગાંમ છે અને તે ગોયા આકાશ તરફથી અને ખુદ ખુદાની દરગાહથી આવતી આકાશ વાણી ગણાય છે. હવે પક્ષિની એક જાત ( કાસદીઆં ખબુતર વગેરે ) જુના જમાનાથી માણસોનો સંદેસો લાવ-લઇ જાવ કરનાર એક કાસદ તરીકે જાણીતી છે અને એવાં કાસદીઆં પક્ષિઓની આકાશી આમદ રફતથી તેટલીજ જાણીતી છે. તેથી આકાશ તરફથી આવતા ખુદાઇ પેગાંમને પક્ષિ મારફતે આવતી આકાશવાણીના પવિત્ર પેગાંમ તરીકે જાહેર થયલો જણાવ્યો છે અને **વર** માં દીન ફેલાવનાર વીશકરીપ્તનને **આકાશી વહી** ( ધર્મ ) લાવનાર પક્ષીનો અલંકાર આપ્યો છે. મહાન કવીઓ પોતાની ઉંચ કલ્પણા શકતી કામે લગાડી જે જે અલંકારો દર્શાવે છે તે અકસર આ ગેતી દુન્યાના હસ્તી ધરાવતા હૈયાત અસરકારક દાખલાઓથી દેખાડે છે. તે માટે આ દાખલામાં એવી કઇ હૈયાતી આ ગેતીમાં હસ્તી ધરાવે છે, કે જેને ગોયા આકાશી ખબર લાવનારની ઉપમાં આપી શકાય ? જેની જાહેર હીલચાલ આકાશ અને પૃથ્વિ સાથ સંબધરાવતી હોય અને તેની હીલચાલને લઇને આકાશીઓ અને માનવીઓ વચ્ચે તે વસીલા તરીકે વધારે અસરકારક સાધન થઇ પડે. તે માટે બીજાં પ્રાણીઓ કરતાં એક પક્ષી વધારે લાયક અને અનુકુલ હતું, તેથી ખુદાની દરગાહથી દીનનો પવિત્ર પેગાંમ લાવનાર પેગાંમી તરીકે એક પક્ષી તરફ પેહેલી અને વાજબી પસંદેહગી ઉતરી હતી.

---

## ત્રણ એગાંના પેગાંમ્બરો-જમશેદ, વીશકરીપ્તન અને ઉર્વતત-નર.

પેગાંમ્બરો કોઇ સાધારણ માણસો હોતા નથી, તેઓ અલૌકીક શકિત ધરાવનારા હોયછે અને તેઓ સૌથી જરૂરના અને પહેલી અગત્યના વખતે બલકે જવલેજ જન્મ લેછે. વરેજમકર્દનાં એક સુખી અને આબાદ, નીતિમાન અને ધાર્મિક સંસકારો પામેલાં સંસ્થાન માટે એક પછી એક ત્રણ ત્રણ પેગાંમ્બરોની અલગાર લાગવાની ગોયા જરૂર પડી હોય એવી કલ્પિત કલ્પણા જુદાજુદા પહલવી અને ફાર્સી કેતાબો લખનારા સાહેબો જુદીજુદી કેતાબોમાં કરી ગયા છે.

**જમશેદ**

ફાર્સી **દસાતીર** અને **દબેસ્તાન** કેતાબોમાં જમશેદને **એક પેગાંમ્બર** જણાવેછે, તેમાં થોડુબી વજુદ જણાતું નથી. એનું **સૌથી** સબળ કારણ એ છે કે, જમશેદની ઝળકતી કારકીર્દીનાં **વર્ણન**-વાલી **વંદીદાદની બીજી** *પરગરદનાં મંદાન સાથેજ **સૌથી**

પેહેલો સવાલ તેની પેગાંમ્બરીના સંબંધમાંજ મલે છે. પણ ત્યાં આ સૌથી મોટું સહાસ માથે ઉઠાવવા તે પોતાનું કમીનાપણું ખુલ્લું જાહેર કરે છે અને વરની ઇરાની આલમના પાસબાન અને નેગેહબાન હોવાની પોતાની લાયકાત કબુલ રાખે છે (ફ૦ ૧–૨) અવસ્તાની આ સત્તાદાર શહાદત મુજબ જમશેદ પેગાંમ્બર નહીં હતો અને તેંણે એવો દાવો કદી કીધો નહીં હતો. અગર જમશેદ પોતાની વરનોજ પેગાંમ્બર હોય તો ત્યાં બીજા પેગાંમ્બરોની જરૂરજ નહીં હતી. અગર તેની હૈયાતી પછી બીજા પેગાંમ્બરો થનાર હોત તો તેઓમાં પેહેલું નામ જમશેદનું મલવું જોઇએ. પણ બીજી પરગરદની સેવટે જયાં વર ની પેગાંમ્બરી વિષે સીધો સવાલ થયો છે, ત્યાં જમશેદનું નામ મલતું નથી, કારણકે તે પેગાંમ્બર નહીં હતો.

**વીશકરીપ્તન**

વળી અવસ્તાનો તર્જુમો કરનારા સાહેબો વીશકરીપતનને જમશેદના **વર** નો **એક પેગાંમ્બર** જણાવેછે * અને **વંદીદાદ** ની પહલવી શરેહ લખનારા દસ્તુર સાહેબો તેને પક્ષિરૂપી પેગાંમબર તરીકે ઓલખાવે છે (ફ૦ ૪૨). તેને પક્ષિ તરીકે ઓલખાવવાનો સબબ ઉપર આપણે જોઇ આવ્યા છીએ, તોપણ તેઓ હવે એક કદમ વધારે આગલ વધે છે અને આગલ વધી તેઓ આપણને વધારે તાજુબીમાં નાખેછે. તેઓ પેલાં પક્ષિને **વરમાં** દીન ફેલાવીને પછી "**અહુમીનોયાંન રખાર વજરૂન્ત**" એટલે, ગેબી દુનિયામાં તેને પાછુગેબ થઇ ગયલું જણાવે છો (એજ). આ પેગાંમ્બરી અને તેનું પક્ષિરૂપે પાછું ગેબ થઇ જવું એબંને બાબદમાં બીલકુલ વજુદ નથી. આ એક ધર્મગુરૂ હતો અને તેંણે જોકે **વરમાં હોમ** પેગાંમ્બરના ધર્મનો ફેલાવો કીધો હતો, તોપણ તે કોઇ પક્ષિરૂપી પેગાંમ્બર નહીં હતો. બીજી પરગરદના **ફકરા ૪૨** મુજબ અગર વીશકરીપ્તન એક પેગાંમ્બર હોત તો, તેનીજ નીચે **ફકરા ૪૩** માં પેગાંમ્બરીની અર્થસુચક સંગ્નાથી ઓળખાતા **અહુ** અને **રતુ** એટલે દીન અને દુનિયાના સરદારના ખાસ શબ્દોથી બીજો સવાલ કરવાની જરૂરજ નહીં હતી. પણ જ્યારે તે માટે બીજો સવાલ મલે છે, ત્યારે વીશકરીપ્તનની કલ્પિત પેગાંમ્બરીનો સવાલ નિર્મુળ થાય છે. એનું બીજું સૌથી મઆકુલ કારણ એ છે કે, **ફકરા ૪૩** ના ખાસ સવાલ–જવાબમાં વરની પેગાંમ્બરીના સંબંધમાં એક તદનજ લાયક નામ મલે છે અને તે એકલા **મહાગુરૂ જરથોસ્તનું** છે.

---

* મર્હુમ વિદ્વાન કા૦ એ૦ કાંગા અને બીજાઓ.

ત્યાં જરથોસ્ત અહુરમજદને સવાલ કરેછે કે, જમશેદના વરનો **અહુ** અને **રતુ** કોણ છે ? અને અહુરમજદ તેના જવાબમાં કહેછે કે, **"અએ જરથોસ્ત ! ઉર્વતત-નર અને તું કે જે જરથોસ્ત"** આ મુજબ વીશકરીપ્તન નહીં પણ જરથોસ્ત **વર** ની ઇરાની આલમના ભવિષ્યના પેગામ્બર હતા એ ખરૂં, પણ આ વળી **ઉર્વતત-નર કોણ?** ૧ **પહલવી** શરેહ અને **વંદીદાદ** નો ગુજરાતી વગેરે જુદીજુદી ભાષાઓમાં તર્જુમો કરનારા સાહેબો મુજબ તે જરથોસ્તનો બેટોજ હોય તો, આ વળી **વર** નો કોઇ ત્રીજો અને તદનજ બેગાંનો પેગાંમ્બર ઠરે છે. જ્યાં અવસ્તાનું મજકુરે અસલ વાકય અને તેનો તર્જુમો કરવામાં પહલવી જમાનાથી ચાલતી આવેલી ગફલતી અને ગુચવાડો થયલો હું વગર શકે જોઇ શકુંછું. ત્યાં ઉર્વતત-નર જેવો કોઇ પેગાંમ્બર નથી અને તેમાં એવો કોઇ પુરૂષ બીલકુલ હસ્તી ધરાવતો નથી.

**ત્યારે આ ઉર્વતત-નર કોણ ?**

એના સંબંધમાં પહલવી સાહિત્ય શું કહે છે તે **પ્રથમ** આપણે જોઇશું. ત્યાર પછી અવસ્તાનાં અસલ વાકયને તપાસ હેઠળ લેઇશું અને જોઇશું કે આ એક નાનું સરખું વાકય આપણને ખોટે માર્ગે કેવું દોરવી ગયું છે ? આ બેગાનાં ઉર્વતત-નરને પહલવી શરેહમાં **દસ્તોબર** એટલે, એક દસ્તુરની ઉપમાથી ઓલખાવે છે ! (ફ૦ ૪૩). અને **બુન્દેહેશન**માં તેને વાસતરીઓશ એટલે ખેડુત વર્ગનો દુનિયવી રદ (સરદાર) વાજબી જાહેર કીધો છે (પ્ર૦ ૩૨ ફ૦ ૪) અને તેટલોજ વાજબી તેને દીનનાં રદ તરીકે ઓલખાવ્યો નથી. ત્યારે ઉર્વતત-નર પેગાંમ્બર નહીં હોય તો તે કોણ હતો અને શું હતો ? આ સવાલ ઉકેલવાને આપણી પાસે ઘણી ધરખમ દલીલો હોવી જોઇએ અને તેના જવાબ તરીકે અવસ્તાના અસલ વાકયને આપણે તપાસની કસોટી ઉપર લેઇશું અને જોઇશું કે તે આ બાબદમાં **શું** નિર્ણય કરે છે ?

> સવાલ- **"કો અએષાંમ અસ્તિ અંગહુશ્ચ રતુશ્ચ."**
> **એટલે, તેઓનો કોંણ દીન અને દુનિયાનો સરદાર છે ?**
> જવાબ- **"ઉર્વતત-નરો જરથુશ્ત્ર તૂમ્ચયો જરથુશ્ત્રો."**
> **એટલે અએ જરથોસ્ત ! તુંજ નામીચો નર જરથોશ્ત છે.**

મજકુર તર્જુમાના ટેકામાં લક્ષ દેવા લાયક જ્યાં એક અર્થસુચક દલીલ કરીશું. આ તર્જુમા માટે આપણે કોઇબી શહાદત નહીંબી ધરાવતા હોઇએ, તોપણ તેને પેશ પ-

ડતી એક તદન સાદી સમજ હ્યાં ધ્યેઆંન આપવા જોગ છે. આપણે જાણ્યે છીએ કે ભુતકાલમાં જરથોસ્ત સિવાય ઉર્વતત નર જેવો પેગાંમ્બર થઇ ગયો નથી અને ભવિષ્યમાં તેવો કોઇ થનાર બી નથી, ત્યારે ઉપલાં વાક્યમાં અહુરમજદે જરથોશ્ત સાથે ઉર્વતત-નરને એક પેગાંમ્બર કહેલો **માન્ય** રાખ્યે, તો વાક્યમાં કહેલી અહુરમજદની ભવિષ્યવાણી શકમંદ થઇ પડે છે. અહુરમજદ અને જરથોસ્ત વચ્ચેની પાક પુંસેશ પાસોખનું વજન ઘટે છે અને તેમાં દાદારની હરવસ્પ આધાહી ઉપર સુખન લઇ જવાનો મહા અનર્થ થાય છે. આ સાદી સમજની વજનદાર દલીલજોકે મનમાનતી ગણાવી જોઇએ તોપણ તેની પુષ્ટીમાં હયાં બીજી વધારે દલીલો કરીશું. (૨) ઉપલાં અવસ્તાઇ વાક્યમાં "ઉર્વત-ત-નર" એટલે બહાદુર અથવા નામીચો નર વિષેશ નામ નહીં પણ જરથોસ્તનું વિશેશણ છે. ખરૂં છે કે **ફરવરદીન યસ્ત** મુજબ "ઉર્વતત-નર" નામના બે નામીચા પુરૂષો હૈયાતી ભોગવી ગયા છે, તેઓમાં એક જરથોશ્તનો નબીરો અથવા નજદીકની ઓલા-દનો (ક૦ ૯૮) અને બીજો પાછલથી જન્મેલો (અપર જાત) મલે છે (ક૦ ૧૨૭). તો પણ હયાં આ બેમાંનાં કોઇબી પુરૂષનું નામ નથી. (૩) વાક્યમાં વપરાયલો **'ચ'** ઉભયાનવૈ નહીં, પણ નિશ્ચયાર્થક અવ્યયનું પ્રત્યય છે. (૪) તેમાં અવસ્તા અને સંસ-કૃત ભાષાના અચુક કાયદા મુજબ **'કો'** પ્રશ્નનાર્થક સર્વનામ અને તેનું ક્રીયાપદ **'અસ્તિ'** એ બન્ને એકજ વચનમાં મલે છે. અગર હયાં કોઇ બે પુરૂષ માટે બોલાયું હોય તો બેઉ ભાષાઓમાં વ્યાકરણના સર્વમાન્ય નિયમ મુજબ સર્વનામ અને ક્રીયાપદ એ બેઉનાં પ્રત્યયો દ્વવચનમાં મલવાં જોઇએ, જે હયાં મલતાં નથી. આ ઉપરથી જણાયછે કે હયાં એકથી વધારે પુરૂષ માટે બોલાયું નથી, પણ કોઇ એકજ પુરૂષ માટે બોલાયું છે અને તે એકલા જરથોશ્ત સાહેબ છે. (૫) આ વાકયનો પહલવી શરેહમાં બોલે બોલ તરજુમો થયો છે, તેમાંબી **'મુન'** સર્વનામ અને **'અઇત'** ક્રિયાપદ જોકે એકજ વચનમાં મલે છે, તોપણુ તેનો તર્જુમો કરતા પાછલથી ગંભીર ગફલતી થઇ છે અને તેણે શકમંદ કારણો ઉભાં કીધાં છે. (૬) "ઉર્વતત-નર" આપણુને સમાસ થઇને મલે. છે અને હયાં તેને આપણે વિષેશ નામ નહીં પણ વિષેશણુ તરીકે દ્વિઅર્થી દેખાડયોછે. એવોજ એક દ્વિઅર્થી શબ્દ આપણુને **"અઉર્વત-અસ્પ"**માં સમાસ થયલો મલે છે, તેનો અર્થ **નામીચા ઘોડાવાલો** થાય છે, અને તે વિષેશનામ અને વિષેશણુ બેઉ અર્થે વપરાયો છે. તે જેમ **લોહેરાસ્પ** પાદશાહનાં વિષેશ નામ તરીકે તેમજ **ખુરશેદ** અને **અપાંમનપાત** ઇજદોના વિશેષણુ તરીકેબી મલે છે. વળી "ઉર્વતત-નર" અસલ **"ઉર્વત-નર"** શબ્દ છે, અને તે તથા "અઉર્વત" એ બન્ને શબ્દો સમાસ થયા વગર

બી મલે છે અને તેઓ માત્ર એક અક્ષરના નજીવા ફેર સિવયા એકજ અર્થ ધરાવનાર શબ્દનાં બે જુદાં રૂપો છે. **બેહેરામ યસ્તમાં 'ઉર્વત'** શબ્દ ઉંટના વિશેષણ તરીકે **નામીચાં** ઉંટના અર્થમાં અને બીજે ઠેકાણે પક્ષિના વિશેષણ તરીકે **જોરાવર પક્ષિ** ના અર્થમાં મલે છે (ફ૦ ૧૧ તથા ૧૯). (૭) અશો જરથોસ્તના પેહેલાં જાયનશીન તરીકે અગર કોઇબી સઉથી પેહેલો અને વાજબી દાવો કરી શકે તો તે ઉર્વતતનર નહીં પણ જરથોસ્તનો વધારે નામીચો અને વડો બેટો (નબીરો) **ઇસતવાસત્ર** છે, કારણકે અવસ્તામાં તેને **ગયોમર્દ, જરથોશ, ગુસ્તાસ્પ** વગેરે ખાસ મહાન પુરૂષો સાથે વારંવાર વખાણ્યો છે અને પહલવી લખાણોમાં તેને ગુરૂવર્ગના અથોરનાંનનો **રદ** (સરદાર, કહયો છે. અને તોપણ એજ પાછલાં લખાણોમાં ગુસ્તાસ્પના વજીર **હકીમ જામાસ્પને** મોબેદાંન મોબેદ **અને** જરથોશતનો **પેહેલો** જાયનશીન જાહેર કીધો છે. (૮) અને **સઉથી** મઆકુલ દલીલ એ છે કે, પહલવી લખાણ મુજબ ઉર્વતતનર **માત્ર** ખેડુત વર્ગના એક **રદ** સિવાય તે બીજી કોઇ પ્રખ્યાતી પામેલો પુરૂષ નહીં હતો, અને અવસ્તા સાહીત્યમાં **કેવળ જરથોશ્ત સિવાય** આ ગેતીમાં હૈયાતી ભોગવનારાઓમાંના કોઇને બી અને કોઈ બી કારણે, કોઇબી દાખલામાં અને કોઇબી **સંજોગોમાં અહુ** અને **રતુનો** આ સૌથી મહાન મરતબો કદી મલ્યો નથી.

આ સઘળી સામટી દલીલો **વંદોદાદનાં** મજકુર વાકયના આ અર્થસુચક તરજુમાને વજનદાર ઠરાવે છે. ત્યારે **જમશેદ વીશકરીપ્તન** અને **ઉર્વતતનરના પેગાંમ્બરી** દાવાઓની સામે જતી આ સઘલી અચુક દલીલો પારદર્શક દેખાડે છે કે, તેઓ પેગાંમ્બરો નહીં હતા, **પણ વર** વતનના પુરાતનનેઆગાંનોથી ઉતરતી આવેલી ઇરાની આલમના ભવિષ્યના પેગાંમ્બર **એકલા જરથોશ્ત સાહેબ** હતા.

---

## બે હુજ્જાનગાર શતરૂઓ—શિતળ શિયાળો અને જુલ્મી ઝોહાક.

આપણા પેહેલા નેઆગાનોનાં પુરાતન વતનની સુખી યાદોની જુની નોંધો, વડવાઓ અને તેઓનાં વતન તરફ આપણું દરેક માન પેદા કરે છે અને આપણાં વહાલની અચુક લાગણીને ઉસકેરે છે. આ જુની યાદદાસ્તોની બરકકતથી વડવાઓનાં વતનનું મુબારક નામ જોકે જલવઈ રહયું છે, પણ તેની નિશાન પૃથ્વિપરથી હાલ તુરત નાબુદ થઈ છે. જયાં એકવાર મહાપ્રતાપી જમશેદના જાહોજલાલ અમલની નૌબત વાગી હતી, જ્યાં

સંસ્થાંનની આબાદી ઉંચી શિખરે પોહોંચી હતી અને જ્યાં પ્રજાએ બાગેબેહેસ્તનાં અમર સુખો ભોગવ્યાં હતાં, તે સુખી સંસ્થાન જમાનાની ગર્દેશથી અને જાલીમ હાથની જબરદસ્તીથી પાયામાલ થયું છે, તેની ઇધાંણીઓ ઉપર કુદરતી આફતોએ બર્ફના અનેક પડો ફેરવી વાલ્યાં છે અને તે ઉપર હજારો વર્ષો વહી ગયાં છે. આ કમનસીબ બનાવોના દુખી યાદોનું હયાં સ્મરણ કરીશું અને જોઇશું કે એક વાર કુદરતના ભવ્ય દેખાવો અને સઘલા વૈભવો ભોગવેલી આર્ય પ્રજા અને તેનાં સુખી વતન ઉપર હવે કુદરતનો ક્રુર કેહેર વર્ષે છે અને તેજ તેને પોતાનું વહાલું વતન છોડી જવાનું કારણ થઇ પડે છે.

વંદીદાદ મુજબ ઇરાનવેજ ઉપર બે શત્રુઓએ સામટો દરોરો પાડયો હતો, તેઓ "અજીચ્ચ ઇમ રઓઇધિ તેમ" અને "જીઆંમ્ય દએવો દાતેમ" હતા. તેઓમાં એક સર્પ અને બીજો બર્ફ હતાં ( ૫૦૧,૩ ) આ "અજી" સર્પ તે ઝેહેરી અઝદહાની ખસ્લતનો જુલ્મી ઝોહાક અને બીજો "જીમ" તે દેવની રસમનો શિતળ શિયાળો હતો. આ બન્નેનાં ન્હેસ્ત કદમ દેશની બદબખ્તીનાં કારણો થઇ પડયાં અને તેઓએ દેશ ઉપર એક પછી એક પોતાનો કાતીલ કેહેર વર્ષાવ્યો હતો.

**શિતળ શિયાળો.** હિન્દુઓના વેદ અને બીજા હિન્દુ શાસ્ત્રોમાં પુરાતન આર્યોને પોતાનું ઉત્તરનું બાગે બેહેસ્ત વતન છોડવાનું કોઇ સબળ કારણ દર્શાવેલું મલતું નથી તે એકલું વદીદાદમાં ખુલ્લું દર્શાવેલું મલે છે. હયાં કોઇબી સ્વભાવિક સવાલ કરી શકે કે, જીંદગીનાં સઘલાં સુખોના સામટા સમુદાયનું આ સુખી સંસ્થાન આર્ય પ્રજાને તજી જવાનો કોઈ સબળ સબબ હોવો જોઇએ ? આ સવાલનો સીધો જવાબ વંદીદાદ આપે છે, અને તે ભરૂસાભરેલો એટલા માટે છે કે, તેને આજની ભુગોળ અને આજની આગલ વધેલી ભુસ્તર વિદ્યા મજબુત ટેકો આપે છે. વંદીદાદ મુજબ ઉત્તરનાં અસલ ઇરાન-વેજની સ્થીતિ પ્રથમ તમામ જાનદાર પેદાયશને તાજગી બખશનારી હતી અને ત્યાં તેઓ જીંદગીનાં સઘલાં સુખો ભોગવતાં હતાં ( ૫૦૧,૨ ) પાછલથી સંસ્થાનની અબાદીમાં ભારે ખલલ થઇ, આબાદીના આશયોની જગા કુદરતના કોપે લીધી અને ત્યાં હીમ અને બર્ફની નાશકારક આફતો ફરી વલી હતી. આથી રૂતુમાં મોટો બગાડ થયો અને ત્યાંની આબોહવા જાનદાર પેદાયશના વસવાત માટે એક શ્રાપ સમાન થઇ પડી હતી.

**બીજી પરગરદ મુજબ,** અહુરમજદ મીનો ઇજદો સાથે આકાશી અંજુમન

મેલવે છે અને જમશેદ સારાં માણસોની મજલસ સાથે તેને એરતેકઆલ જાય છે. ત્યાં ઇરાની આલમ ઉપર બર્ફની ભવિષ્યમાં આવનારી આફત વિશે અહુરમજદ જમશેદને વાકેફ કરે છે, તેમાં આ શિયાળાને "ઘણો સખ્ત અને મારી નાખે એવો કાતીલ" જણાવે છે અને આ આફતમાંથી જાનદાર પેદાયશને બચાવી લેવા ફરમાવે છે (ફ૦ ૨૧–૩૮) આ અલંકારીક વર્ણન અસલ ઇરાનવેજ ઉપર "મહર્કુશ" ના શિતળ શિયાળાની કુદરતી આફત વરસવાની જમશેદને થયલી આગાહીનો આપણને ખ્યાલ આપે છે. આ વર્ણન દેખાડે છે કે, આકાશી કોઇ અસ્વભાવિક ગર્દેશ, તેઓની શકભરેલી હિલચાલ અને ફેરવાયલી અવ્યવસ્થિત સ્થીતિની અસરને લઇને ઋતુમાં કોઇ મોટો ફેરફાર થવાનાં જમશેદ અને બીજા અનુભવીઓએ અવલોકનો કીધાં હતાં, આસપાસના પર્વતો ઉપર બરફનો અખુટ જઠો જમા થયલો તેઓએ અનુભવ્યો હતો અને ફેરવાતી ઋતુના સબબે પર્વતો પરથી બર્ફ પિગલીને દેશમાં ચોબાજુ નાશ પંથરાવાનો ભય તેઓ અચુક જોઇ શકયા હતા. તેઓએ આ આફતમાંથી બચી જવાના ઉપાયો યોજ્યા હતા અને લાયક જગાએ બચાવનાં બાંધકામો ઉભાં કીધાં હતાં. તેઓ ઉત્તરથી દક્ષિણે આગલ વધતા રહ્યા હતા અને વસ્તીવાડીનો વધારો થતાં નવાં નવાં સંસથાનો વસાવતા ગયા હતા.

**પેહેલી પરગરદ મુજબ,** ત્યાંની ઋતુ પાછલથી "દશ મહિના શિયાળા અને બે મહિનાના ઉનાળા" ની બે ઋતુમાં ફેરવાઇ ગઇ હતી (ફ૦ ૪). શોધક મુસાફરો કહેછે કે; ઉત્તરની આસપાસના પ્રદેશોમાં મુખ્ય એજ ઋતુ હોયછે અને તે બીના અસલ ઇરાનવેજને ઉત્તર તરફ મુકવાને કારણ આપેછે. વળી **વંદીદાદમાં** આગલ ચાલતાં કહેછે કે, દશ માસનો આ શિયાળો એટલો શિતળ હતો કે તે, "પાણી, જમીન અને ઝાડપાનને કાતીલ થઇ પડયો, તે શિતળ શિયાળાનું મધ્ય બિંદુ હતું અને ત્યાં હીમ તથા બર્ફ સાથે બીજાં અપાર દુઃખો વધી પડયાં હતાં (એજ). આ મુજબ ઇરાનવેજ ઉપર અસહ્ય આફતો આવી પડી અને સર્વત્ર અવ્યવસ્થા વ્યાપી રહી. તેથી આર્ય પ્રજા ઉત્તરને તજી દક્ષિણ તરફ ફરજીઆત ઉતરતી ગઇ અને એજ પરગરદ મુજબ ભૂસ્તર વિધ્યા બરફના આ જમાનાની શહાદતો ટાંકે છે અને એવી જે જે શહાદતો બીજાં કોઇબી પરકોમી પુસ્તકોમાં મલતી નથી તે સત્તાદાર શહાદતો સારાં નસીબે **વંદીદાદની** પેહેલી બે પરગરદો પુરી પાડે છે. પેહેલી પરગરદમાં ભૂતકાલની જુની ભૂગોળની અને બીજીમાં દેશની જુની તવારીખની અને નવાં સંસ્થાનની કુદરતી ખુબસુર્તીની જુની યાદદાસ્તોની સુંદર નોંધો જલવાઇ રહેલી મલે છે.

**જુલ્મી ઝોહાક**

હાં આપણે ઇરાન દેશના એક કટ્ટા શત્રુના જુલ્મી દોરની ટુંક કારકીર્દી વર્ણવીશું અને જોઇશું કે દેશની પડતી લાવવામાં તેનો જાલીમ દસ્ત કેવો ત્રાસદાયક થઇ પડયો હતો? અવસ્તા અને શાહનામાના જમશેદની ચહડતી પડતીનાં બ્યાનોમાં તેની ઉપર **બેઅીશાનનો** પરદેશી રાજ્યકર્તા આ જાલીમ **ઝોહાક** હુમલો લઇ જાય છે અને તેની ઝળકતી કારકીર્દીનો અંત લાવી તે ઇરાનનો ધણી થઈ બેસે છે. તેનું નહેસ્ત કદમ **દેશની** સઘળી આબાદીના નાશનું કારણ થઇ પડે છે અને તેઇરાનનીપુરી બદબખ્તિ લાવેછે. તે બેદાદગરના ગેરઇનસાફ તથા દુનિયા વરણુની **શેહેરનાજ** અને **અર્નવાજ** જેવી રૈયતની ચેહેરેનમુન બાળાઓ અને ખુબસુર્ત અબલાઓને જાસ્તીથી ઉપાડી જવાના ગજબનાક અમલથી પ્રજા ત્રાસી જાય છે અને તે સીતમગારથી રૈયતનાં જીગરો ચીરાઇ જાયછે. તે પ્રજા પર અનેક સીતમ ગુજારેછે અને તેઓમાં ખુનરેજી ચલાવેછે. આ મુજબ એક હજાર સાલની લાંબી મુદ્દત સુધી દેશપર અસહ્ય આફતો વરસે છે અને તે સહન થઇ નહીં શકવાથી આખરે **કાવેઆંહનગર** નામના એક દેશહિતકારી હિમતવાન નરની સરદારી હેઠળ બેદીલ થયલી પ્રજા બળવો ઉઠાવેછે. આ ટકનો લાભ લેઇ આર્યની બાદશાહી બુનિયાદથી સીધી લીટીએ ઉતરી આવેલો અને ઝોહાકના ત્રાસથી પાહાડોમાં છુપો ઉછરેલો એક નવજવાંન બ્હાદુર બેટો **ફેરોહુમંદ ફરેદુન** બાહાર આવેછે. તે ઇરાની આલમની સરદારી લેઇ જાલીમ ઝોહાકની જુલ્મ જાસ્તી અને જબરદસ્તીમાંથી હમવતન અને હમવત નીઓને છોડવેછે અને તેને શિકસ્તગી આપીને બાપીકાં તાજોતખ્ત પોતાને સ્વાધીન લેછે. આ બદકારની બદખાહી ઇરાનને વેરાંન કરવાની હતી, પણ તે પોતાની આ નિચ નિષ્ટામાં આખરે નિષ્ફળ નિવડયો હતો (યસ્તો).



**બે બનાવો-બેહેસ્ત અને દોજખ.**

નવાં સંસ્થાનના બાગેબેહેસ્તનાં આગલ થયલાં સુંદર વર્ણનો ઉપરથી આપણે વાજબી સવાલ કરીશું કે, ઉતર દિશાને અવસ્તામાં જ્યારે દેવ-દરૂજોનાં દોજખી રેહેડાંણુવાલી જણાવીછે અને તે તરફ જાબજા ધિક્કાર દેખાડયોછે, ત્યારે તે દિશા આપણા પુરાતન નેંઆગાંનોનું બાગેબેહેસ્ત કેમ હોઇ શકે? આ સવાલ માટે

આપણને કોઈ બીજી દલીલ કરવાની તકલીફમાં ઉતરવાનું નથી, કારણકે આગલાં "એ ઝીઆંનગાર શત્રુઓ"નાં મથાલાં હેઠળ વંદીદાદ ના આધારે થયલું વર્ણન તેનો સાચો અને સેહેલો જવાબ છે. આપણે અનેક દાખલામાં જોયું છે કે, આઠથી દશ હજાર વર્ષ ઉપર ઉત્તર તરફ આપણા આર્ય પુર્વજો એક હજાર સાલ સુધી અમર સુખો ભોગવવાને ભાગ્યશાલી થયાં હતાં, ત્યાં સુધી ઉત્તરનું બાગેબેહેસ્ત માનને લાયક હતું અને જ્યારે "મહર્કુશ" ના શિતળ શિયાળાને લીધે રૂતુમાં મોટો ફેરફાર અને ભારે બગાડ થગો ત્યારે ત્યાં જાનદારોને વસવાત કરવાનું મુશ્કેલ બલ્કે શ્રાપ સમાન થઇ પડયું હતું. આથી તેઓએ ફરજીઆત વહાલું વતન છોડયું, આ કારણને લીધે ઉત્તર તરફનાં માનમાં ઘટાડો થયો અને આ બનાવની કેટલીક સદીઓ પસાર થવા પછી લખાયલા અવસ્તામાં ઉત્તર તરફ અભાવ દેખાડવામાં આવ્યોછે. વળી આ અભાવનાં બીજાંબી કારણો હતાં. આપણા આર્યો ઉત્તરથી રફતેહ રફતેહ દક્ષિણે ઉતરતા જતા હોવાથી તેઓ ઉત્તરની શિતળ વાયુની થોડીબી ખરાબ અસરો હેઠળ આવતા રહ્યા હતા અને તેની યાદદાસ્ત તેઓને તાજી હતી. વળી ઉતર તરફથી આવતાં જંગલી અને ઝનુની તારતાર અને તુરાની, હુનુ (હન) અને દાનુ (દાનવો) તાયફાઓના દરોરાથી તેઓ જાન-માલના જોખમમાં રહેતા હતા અને આ દીન તથા દેશના શત્રુઓથી સદા ત્રાસ પામતા હતા, તેથી ઉત્તર તરફ અવસ્તામાં વાજબી ધિક્કાર દેખાડવામાં આવ્યોછે. દક્ષિણ દિશા ઈરાની આર્યોને અવ્વલથીજ ભાગ્યવંતી હતી. તેઓ જ્યારે ઉત્તરમાં હતા ત્યારે એજ દક્ષિણે આકાશી ગોળાઓની પ્રદક્ષિણાની કુદરતી ખુબસુર્તીના ભવ્ય દેખાવો નેહાલતા હતા અને આફત વેળા આખરે બી એજ દિશાએ તેઓને આશ્રો લેવામાં મોટો હિસ્સો આપ્યો હતો. તેથી દક્ષિણ પુરાતન નેઆગાંનોથી લઇને હાલ સુધી આપણાં દરેક માન અને અચુક વહાલને લાયક ગણાઇછે અને એજ ભાગ્યવંતી અને સઘલી નેઆમતો બખશનારી માનવંતી દિશાએ મોંઢું કરી "દાદારે ગેહાંન" કરવાનું ઠરાવી તે તરફનાં માનની જુની યાદદાસ્તને તાજી રાખીછે.

---

## અહઓર્જ અને હોમનો રોપો.

**જમશેદના** જમાનાની આર્ય પ્રજા ઉપર અમર જીંદગીના ઉતરેલા **સુખી આશિ**-વાદોનાં મુળમાં ઉત્તરના **અરૂણ પ્રકાશનો** જોરાવર પ્રવાહ, તેના પ્રતાપે ત્યાંનું તન-દરસ્ત વાતાવરણ અને ઉત્તમ આબોહવાનાં સ્વભાવિક કારણો આપણે અનુભવ્યાં છે, પણ આ અમર સુખોનું એજ એકલું કારણ જણાતું નથી, પણ તેની સાથે **હોમ** (સોમ)ના **રોપાના** અમૃત રસનું પાન કરવા અને તેની ઉંચી અસરને લઇને લાંબી અમર જીંદગી ભોગવવાની શાહાદતો દીનમાં દર્શાવેલી આ મુજબ મલે છે.

અવસ્તા મુજબ **હોમ ફ્રાષ્મિ** નામનો એક આબેદ **જમશેદના** જન્મ પેહેલાં હેયાતી ભોગવી ગયો હતો અને તેનું ખાસ મુકામ **અહઓર્જ** ઉપર હતું. તે **"રૂપનંગહ વઇદ્યાપઇતિ"** એટલે, ડહાપણવાલો વિદ્યાપતિ એક વિદ્વાન પુરૂષ હતો અથવા વૈદ્યોનો સરદાર એક મોટો વૈદ્ય હતો. તે **"દંઘહુ પૈઇતિ"** એટલે, દેશપતિ અથવા એક હાકમ હતો અને તેને **"ફ્રાદત-ગએથ"** એટલે, તેના વખતની ખરાની આલમમાં આબાદી પાંથરનાર કહ્યો છે. તેંણે તેના જુના જમાનાને બરનો મજહબ અને તેને અંગે હકીમું વગેરેની શોધો કીધી હતી. તેંણે માજદયસ્ની મજહબ બરપા કીધો હતો, તેંણે કેટલાક ગાથાનાં શ્લોકો રચ્યા હતા, માંથ્રો (મંત્રો) જોડયાં હતાં, નરકો બનાવ્યા હતા અને **હોમના** પાલા, **બરસમ** (બેઠક અને બંડળ) **જઓથ્રા** (પાક હદીઆ) એ તથા **અઇવ્યાઓંગહન** (આસન, બંધ, કુસ્તીનો કમરબંધ)ની ક્રિયાઓ ઝાહેર કીધી હતી (હા૦ ૯–૧૦ તથા મે૦ ફ૦ ૮૮.) આ મુજબ હોમના પાલાનો પેહેલો શોધક **હોમ ફ્રાષ્મિ** હતો અને તેના શોધક ઉપરથીજ પેલા છોડનું નામ **હુઓમ જાઇરી** પડયું છે. આ શોધ તેંણે કયાંથી કીધી હતી ? અવસ્તા મુજબ જ્યાં તેનો વસવાત હતો ત્યાંથીજ આ શોધ કરવાને તે શક્તિવાન થયો હતો.

**રોપો તેની જાતમાં કેવો છે ?**

ઇજસ્નેના ૯, ૧૦ અને ૧૧ મા હાના **હુઓમ જાઇરિ** (તાજો પાલો) **હુઓમ ફ્રાષ્મિ** (છોડનો શોધક) અને **હુઓમ દુરસોષ** (અમર્ગીનું પીણું) એવા ત્રણ હોમોના સામટાં વર્ણનવાલા વિષયમાં કહે છે કે **અહઓર્જ** ઉપર હોમના ખાસ છોડવાઓ થતા હતા (હા ૧૦–૧૦.) તેઓ **હુકેહર્પ** (ખુસ્નુમા અથવા સુંદર

દેખાવના ), **ગઓમ** (દુધાળા અથવા રસાળ), **જઇરિગઓન** ( જરગુન, પીળા અથવા સોનેરી રંગના ), **નાંમ્યાંસુશ** ( નમતી અથવા ઝુલતી ડાંખળીવાળા), **હુબઓઇધિ** ( ખુશબોદાર અથવા મીઠો સુગંધ પાથરનાર), **ઉજહાત** ( ઉભાંણુ થતા અથવા જોશ આવતા) અને **ફળાઉ** હતા. કારણકે સારાં સગનવંતાં પક્ષિઓને **અહઓર્જ** ઉપરથી જુદી જુદી દિશાએ તેનો ફેલાવો કરતાં જણાવ્યાં છે (હા ૧૦–૧૧). અગર આ છોડ ફળાઉ નહી હોય તો પક્ષિઓ તેનાં ફળો અથવા દીડવાં ખાઇને તેનાં બીજોનો પર્વતો અને તેના શિખરો, ખડકો, ખિણો અને ખેતરોમાં ફેલાવો કેમ કરી શકે ? ( એજ ) કહે છે કે તેના છોડવા **પોઉરૂ–સરેધ** ( પુશકલ જાતોમાં અને અખૂટ જહામાં ) ઉગતા હતા.

**તેની એજમત અને અસર**

અવસ્તા મુજબ આ રોપાના અમૃતરસનો અનેક **સઓષ્યંતો** (ફાયદો કરનારા, ભવિષ્યનો રોશન માર્ગ દેખાડનાર રાહબરો) એ ઉપયોગ કીધો હતો અને તેની ફાયદેમંદ અસરોથી તેઓ બુદ્ધિવાંન અને બળવાંન થયા હતા. એઓમાં **વિવંગહાંન, આથવ્યાંન, અસરત** અને **પોરૂશસ્પ** નામના નામીચા પુરૂષો તેનું પાન કરતા હતા, તેની બરકતથી તેઓને પેટે **જમશેદ, ફરેદુન, ઉર્વાક્ષ** તથા **કેરસાસ્પ** અને **જરથોશ્ત** જેવા નામી પુરૂષો પેદા પડયા હતા અને તેઓએ પોતાના જમાનામાં મુકાબલો થઇ નહીં શકે એવાં મહાન પરાક્રમો કરી દેખાડયાં હતાં (હા ૯ ફ. ૧–૧૫). આ મુજબ ધર્મમાં પ્રત્યક્ષ પુરાવા દેખાડવા પછી પેલા રોપાની ઉંચી ખાસયતોનું ઘણું લાંબું અસરકારક અને સુંદર વર્ણન જોકે વર્ણવેલું મલે છે, તોપણ હાં આપણે હાથ ધરેલી બાબદ સાથ સંબંધ ધરાવનાર થોડુંજ બયાન કરીશું.

આ રોપો તેના અસરકારક ગુણને લીધે પુરાતન આર્યોમાં ઘણો માનને લાયક હતો, તેથી ધર્મપુસ્તકમાં **"નમોહઓમાઇ"** ના માનસૂચક શબ્દોથી તેને જાબજા નમન કરવામાં આવે છે. તેના રોગોને દુર કરનારા પુષ્ટીકારક ગુણને લીધે અસરકારક શબ્દોમાં કહેવામાં આવેછે કે હોમની નીચવીને રસ કાહાડવાની કમતર ક્રિયા તેનું સૌથી થોડું કીર્તન અને તેનું ઘણુંજ ઓછું પીવું **દેવો** (દુઃખદર્દો) ના હજારઘણા નાશ સમાન છે ( હા ૧૦. ૬). તેની ઉંચી તનદરૂસ્ત ખાસિહતોને લઇને કહેછે કે, જ્યાં જ્યાં **હોમને** લાયક આવકાર મલેછે ત્યાંત્યાં સુખ અને તન-મનની દરૂસ્તીના સુખી આશિર્વાદો તે પોતાની પાછલ લેતો આવેછે ( હા ૧૦. ૮). એનાં સ્વભાવિક કારણમાં કહેછે કે, જ્યારે બીજા તમામ શરાબો ગુસ્સો વગેરે મનવિકારોને

ઉસકેરેછે ત્યારે **હ્ઓમહે મધ** ( હોમનો દારૂ ) આનંદમય **અશોઈ** અને તન-મનની ચપળતાના ઇલાજો લાવેછે. વળી જેઓ પોતાના જવાન ફરજંદ મિસાલ પુરતાં વહાલ સાથે જ્યારે **હોમની** જતન કરેછે ત્યારે તે તન-મનની સુખાકારી માટે તેઓનાં તનમાં પ્રવેશ કરેછે અને આમીખ્તા થાયછે (હા ૧૦. ૯). તેને જાથુકનો મદદગાર થઈ રેહેવા આતુર ઇચ્છા દેખાડવામાં આવેછે કે, "બલીદાંનનાં દુધની માફક જડપથી આખર થતી મદદનો તું ના થતો, પણ હમારી સલામતી માટે હમારાં શરીરમાં રેહે." (હા ૧૦. ૧૪). ભાવિક ભણુનાર કહેછે, અએ હોમ! બેહેમન ( મનની ભલી અશારો ) થી તનની દરૂસ્તીની ખાસિયતો તારામાંથી ઉત્પન્ન થાયછે (હા ૧૦. ૧૨), તેની બરકકતથી તન-મનની દરૂસ્તી સાથની જીવની **લાંબી જીંદગી** હાશેલ થાયછે ( હા ૯. ૧૯) અને તેનાથી હાસેલ થતાં શારીરીક બળ અને આત્મિક રોશની માટે કેહેવામાં આવેછે કે, જેમ તે પીનારને સર્વોત્તમ છે તેમજ **રવાનને માટે ભીનાઈ માર્ગ દેખાડનાર રાહબર** છે ( હા ૯. ૧૬). આ સિવાય તન-મનની ચપળતા અને રવાન ખુખ્તગી માટે અશોઇ, સચ્ચાઈ, ડાહાપણ, બહાદૂરી, હિમ્મત, ફતેહ વગેરે કીર્તિવંત ઉંચ સદગુણો હાસેલ થવાંનાં જાજા વર્ણનો થયલાં મલેછે. આ અને બીજી તેની ઉંચી પિછાણની લાયક ગવાહી એકજ વાકયમાં અને ઘણા અસરકારક શબ્દોમાં દેખાડવામાં આવીછે. ત્યાં નિશ્ચયપણે ઘણા ભાર સાથે કેહેવામાં આવેછે કે,

**"હઇથીમ્ચ અષહે ખાઓ અહિ"** એટલે, **અએ હોમ!** ખચ્ચીતજ **તું અશોઇનો ( વેહેતો)** ઝરો છે ( હા ૧૦. ૧૪).

આ મુજબ હોમનો કીમતી પ્રવાહી તનની તાકાત, અને મનની મજબુતી, જીંદગીની જીઆદતી અને આત્માની આજાદગીની ઉંચ ખાસિયતો જ્યારે ધરાવેછે ત્યારે તેનું પાન કરનારા પુરાતન આર્યોની આબાદ હાલતનો આપણને લાયક ખ્યાલ આપેછે. ત્યારે દીનમાં દર્શાવેલી ઉમરની દરાજીની ભલી અમર જીંદગી ભોગવવાને અગર તેઓ **ભાગ્યશાલી થયાં હોય તો તેમાં આપણે તાજુબ થઇશું નહીં.**

**નોશદારૂ**

તવારીખ મુજબ આ એક પ્રવાહી પીણું હતું. તે અમર્ગી ( ભલી જીંદગીની જીઆદતી) બખશનાર પીણાં તરીકે પ્રસિદ્ધતા પામ્યું હતું. તે ઘણું અમુલ્ય હતું અને બાદશાહી ખજાણામાં એક અતિ કીમતી વસ્તુ તરીકે તેની જાલવણી થતી હતી. પુરાતન ઇરાનીઓ ઘટતે પ્રસંગે તેનો દુ:ખદર્દોનાં ઇલાજ તરીકે ઉપયોગ કરતા હતા અને કેઆની બાદશાહ કએકાઉશના વખતમાં તેના ઉપયોગની મોજુદ શહાદત મલેછે. શાઅર **ફીર્દોશી**

કહે છે કે, જ્યાં પેહેલવાન રૂસ્તમનાં કાતીલ ખંજરથી તેનો દેલાવર બેટો સોરાબ જખમી થઇ જ્યારે તેની અજલની અંતતી ઘડીનો ઘંટ વાગે છે, ત્યારે રૂસ્તમ તેને નવી જીંદગી બખશવા કએકાઉસના બાદશાહી ખજાનામાંથી **નોશદારૂ** મેલવવાની તલબ કરેછે. આ દારૂની ઉત્પત્તિ આપણે ના પાડીશું નહીં, પણ તેમાં નવી જીંદગી બખશવાના અમર્ગીના ગુણો હતા અને તેની એજબતી અસરથી બલી અમર જીંદગી ભોગવવામાં આવતી હતી, ત્યારે ધર્મમાં એવાં એક બેમુલ અને બેનમુન પ્રવાહી પીણાંની નોંધ કાંય થઇ નથી ? આ સવાલનું સ્વભાવિક કારણ એ છે કે અમર્ગીનાં અકસીરપણાના ઉંચા ગુણો ધરાવનાર એક જાતનાં પ્રવાહી પીણાંની જ્યારે અવસ્તામાં ખાસ નોંધ જલવાયલીછે, ત્યારે નોશદારૂની ખુબીનું વર્ણન મલતું નથી. આ અમુલ્ય પ્રવાહી આબે હેયાતની જે નોંધ મલેછે તે **હુઓમહે મધ** એટલે **હોમનો દારૂ** છે અને તપાસ કરતાં જણાયછે કે, નોશદારૂ જે ગુણો ધરાવેછે તે હોમના દારૂથી જુદા નથી પણ એકના એકજ છે, એમ આ બંન્ને નામોની સરખામણી ઉપરથી આપણે પારદર્શક જોઈ શકીએ છીએ.

**એક મુકાબલો**

અવસ્તામાં હોમના દારૂનું એક વિશેષણ **દૂરઓષ** મલેછે, તે નોશદારૂની ઉત્પત્તિ, ભાષા અને તેના ભાવાર્થમાં તદન એકમલતું છે, અને આ મલતાપણું નોશદારૂની આપણને ખરી પિછાણ કરાવેછે. દૂરઓષ શબ્દ અવસ્તા **દૂર** (દુર) અથવા સંસ્કૃત દુર ( મુશકેલી આપવી) અને **અઓષંગહ** ( મોત ) એવા બે શબ્દનો બનેલો છે, અને તેનો અર્થ મોતને દુર લઇ જનાર અથવા દુર સુધા લંબાવનાર થાયછે અને આ સાચો તથા સીધો અર્થ બલી જીંદગીની જીઆદતનો અર્થસુચક ભાવાર્થ ધરાવે છે. હવે **નોશદારૂની** ઉત્પત્તિ આપણે તપાસીશું અને જોઇશું કે, તે **અનોશ** અને **દારૂના** બે ફાર્સી શબ્દો મલીને થયલો છે, તેમાંનો પેહેલો અવસ્તા ઉપરથીજ ઉત્પન્ન થયલું ટુકું રૂપ છે અને તે અવસ્તાના અસલ ભાવાર્થને મલતું છે. તે અવસ્તા **અન** ( નહીં, વગર, સિવાય ) અને **અઓષંગહ** ( મોત ) મલીને **અનઓષંગહ** થયો છે અને તેનો શારીરિક જીંદગી માટે અકલપસંદ અર્થ, કવખતના મોત વગરનું થાયછે. * એનું ફાર્સી **અનોશ** (અ० અનઓષંગહ) રૂપ થયું છે, તેમાંથી **અ** નો લોપ થઇ

---

* શરીર નાશવંત છે અને અવસ્તા તેને "અઓષંગુહ્હતિ તનુ" એટલે મોતકારક તન કહે છે. પણ "અનઓષંગહ" કેવલ રવાનજ છે અને તેજ અવિનાશી છે. આ શબ્દ શારીરિક જીંદગી માટે કમરની દરાજનો અર્થસુચક ભાવાર્થ ધરાવે છે.

**નોશ** નો અધુરો આકાર રહ્યો છે અને તેને છેડે **દારૂ** ( અ૦ મય ) શબ્દ જોડવામાં આવ્યો છે. ત્યારે **દૂરઓષંગહ** અને **અનઓષંગહ** થોડાજ અપવાદ સિવાય એકજ મકસદ ધરાવનારાં બે અવસ્તાઇ રૂપો છે. આ મુજબ **હઓમહે મધ દૂરઓષ** નો અર્થ, મોતને દુર સુધી લંબાવનાર **હોમનો દારૂ** (અમર્ગીનું-પીણું) અને **નોશદારૂ**-નો અર્થ, કવખતના મોતવગરનો દારૂ (દવા, ઇલાજ) થાયછે. આ અનુક સરખામણી મુજબ અસલ અવસ્તા **દૂરઓષંગહ**ના ભાવાર્થને સંબોધીને બીજો ઉત્પન્ન થયલો છે અને બંન્ને એકજ એર્યન ભાષામાં અને એકજ મૂળમાંથી નિકળેલાં બે નામો છે. આ નામો જેમ તેના ભાવાર્થમાં જુદાં નથી તેમજ તેની ઉતપત્તિ અને ભાષામાંબી જુદાં નથી. તેઓ એકજ ભાષા અને એકજ ભાવાર્થ ધરાવનાર શબ્દોનાં માત્ર બે જુદાં રૂપો છે. ત્યારે **નોશદારૂ** કાંઇજ નહીં પણ **હોમના દારૂનુંજ** બીજું સ્વરૂપ છે અને તે અવસ્તાથી બેગાંનું નથી. ત્યાં આપણને નોશદારૂ જોકે અનુકુલ નામ મલે છે, તોપણ તે **દુરેશદારૂ** તરીકે ઓલખાયું હોત તો તે વધારે અર્થસુચક નામ હતું.

**અમર્ગી શું છે?**

હોમદારૂ અથવા નોશદારૂથી હાસેલ થતી અમર્ગી શું એકલી હૈયાત જીંદગીની જીઆદતીની છે? અવસ્તામાં વર્ણવેલી અમર્ગીની વીગતના અંદરના ભાવાર્થ ઉપરથી જોઇ શકાય છે કે, તેની એકલી મકસદ હૈયાત જીંદગીની નથી, પણ ભવિષ્યની જીંદગીની આત્મિક અમર્ગીનો તે બેવડો ભાવાર્થ ધરાવે છે. અવસ્તામાં જાબજા ખુલ્લી રીતે **હઓમ દૂરઓષ**થી ભલી જીંદગીની જીઆદતી સાથે, રોશન બેહેસ્તમાં અમર સુખની આરજુ રાખવામાં આવે છે અને તે દેખાડે છે કે, **હઓમહે મધ** ( હોમના દારૂ ) ની એજમત અને અસરથી હાંસેલ થતી અમર્ગી હૈયાત અને મરણ પછીની બેઉ જીંદગીની છે. વળી અવસ્તાના આ અસલ ભાવાર્થને લઇને પાછલાં પાજંદ લખાણોમાં માણસનાં મરણ પછી તેની રૂહાંની શકિત **રવાન ને અનુ-શેહ** ( અ૦ અનઓષંગહ ) એટલે, અમર્ગ નામથી ઓલખાવ્યું છે અને મરણના ક્રિયાઓમાં **અનુશેહે રવાન**ની સંજ્ઞાથી મરનારની યાદ કરવામાં આવે છે. વળી એજ નામ તેનાં ટુકાં રૂપમાં હૈયાત માણુસો વચ્ચે, સૌથી અવ્વલ પેલા ભલી જીંદગી-ની અમર કીર્તિની ઉંચી ટોંચે પુગેલા આદીલ બાદશાહ **નોશેરવાન** (અનુશેહેરવાન) નામમાં જલવાયલું મલે છે. એજ લખાણોમાં વળી **અનોશદારૂ** ચહારૂમની બામદાદે મરનારના રવાનને મીનોઇ ખોરાક તરીકે અપાતો જણાવે છે અને **હાદોખ્ત નુસ્ક** તેને **જરમ્ય રઓધન** ( વસંતના મવાદ, મેદીઓજરેમ રોગન) નામથી ઓલખાવેછે. આ નામ એક અશોનાં રવાનને ચહારૂમના બામદાદની મીનો જહાંન તરફ઼ી સેવટની

સફરમાં બ્હારની મોસમ જેવા દિલકશ દેખાવનો અને તે મોસમમાં ઝાડપાન વગેરે તમામ કુદરતને મલતી તરોતાજગી તથા તેમાં આવતો રશ્કફશ, બાગેબેહેસ્તનો ખ્યાલ આપે છે. આ **જરમ્ય રઓધ્ન** એટલે, વસંતના **રોગન** અથવા **તેલ** જેવા પદાર્થનાં આ માર્મિક લખાણને ભુલભરેલી રીતે સમજવાથી, ચહારૂમની બામદાદે નિર્દોષ ગોસ્પંદોને હલાલ કરવા, તેની **ચરબ** (રોગન) આતશબેહેરાંમ ઉપર ચહડાવવા અને બેહેસ્ત હાંસેલ થવાના પાછલથી ભુલભરેલા ફટવાઓ અપાયા હતા. આ **નોશદારૂ** અને **જરમ્ય રઓધનના** ખોરાકો કાઇજ નહીં પણ મરણ પછી એક અશોનાં રવાનની મીનોઇ **અમર્ગી** અને **તૃપ્તિ** એ બે અમરસુખો તથા મીનોઇ વૃદ્ધિના નમુના મિસાલ છે અને તે દેખાડે છે કે, મરણ પછી અને સેવટની તૃપ્તિ મલવા પછી અમર્ગ રવાન ખોરાક અને બીજી કોઇબી બાકી વસ્તુનું હાજતમંદ હોતું નથી.

રવાનની ખરી હાજત શી અને કેવી હોવી જોઇએ? એના જવાબમાં અવસ્તા ઘણું અશરકારક શિક્ષણ આપે છે. ત્યાં કહે છે કે--

**"યાઓ નો હેન્તિ ગાથાઓ હરેથ્રવઇતિશ્ચ પાથ્રવઇતિશ્ચ મઇન્યુશ-ખરેથાઓસ્ચ"** એટલે, ગાથાના કલામો હમોને સંરક્ષણ આપનારા, બચાવ કરનારા અને **મીનોઇ ખોરાક** મિસાલ છે. વળી વધારે આગલ વધી ખુલ્લા શબ્દોમાં કહેછે કે–

**"યાઓ નો હેન્તિ ઉરૂને વએમ ખરેથેમ્ચ વસ્ત્રેમ્ચ."**

એટલે, ગાથા હમારાં **રવાનને** માટે **ખોરાક** અને **વસ્ત્ર** એ બંન્ને છે (હા ૫૫ ફ. ૧–૨).

આ ઉમદા શિક્ષણ આપણને દીનનાં સાચાં સ્વરૂપમાં અને તેની ખરી રોશનીમાં શિખ દે છે કે, રવાન જે રૂહાની શકિત છે તેને ચહારૂમની બામદાદે સેવટની તૃપ્તી મલવા પછી ખોરાક કે પોષાકની હાજત નથી, પણ તેનાં બચાવનાર, ભુખ ભાંજનાર અને તૃષા મટાડનાર પોષાક અને પોષણ કેવળ ગાથાના પાક કલામો છે અને તેજ તેનો **મીનોઇ ખોરાક** છે. ત્યારે ખોરાકી–પોષાકીના જે ખર્ચાલુ રેવજો રવાનોની નયતે, ધર્મને નામે અને ધાર્મિક ક્રીયાઓને બહાને દીનદારોમાં જાયજ છે તે આ મઆકુલ શિક્ષણ મુજબ નાપાયાદાર અને નારવા છે.

હવે વળી મરણની છેલ્લી ઘડીએ **પરાહોમ** (અ૦ પરહઓમ=ક્રિયાથી તૈયાર કીધેલું હોમનું પાણી) પાવાનો જે રેવાજ જાયજ હતો તે મરનારનાં રવાનની અમર્ગીનો જો કે ખરો ખ્યાલ આપતો હતો, તોપણ આ રેવાજ સાથે પાછલથી મરનાર અશો અને ધર્મી હોય કે નાઅશો અને અધર્મી હોય, તેને પરાહોમનું પાણી પાવામાં

બેહેસ્તનશીન થવાનો જે ખ્યાલ જોડાયલો હતો, તે જરથોસ્તી મજહબની રૂએ તદન ભુલભરેલો હતો.

**હોમદારૂ** અથવા **નોશદારૂ** આ સઘલા આગલા અને પાછલા ઉપયોગ ઉપરથી જણાય છે કે, અવસ્તામાં દર્શાવેલી અમર્ગી એકલી ઉમરની દરાજીની નથી, પણ તેમાં વર્તમાન અને ભવિષ્ય એ બંન્નેની ભલી અને સુખી જીંદગીની અમર્ગીનો મર્મ ધરાવવાની દલીલનું વાજબીપણું શાં આપણે જોઇ શકીએ છીએ. ત્યારે આ અમૃત સમાન **નોશદારૂ** આગલા ઇરાનીઓનું **આબે હૈયાત** હતું, તેની શોધ ઘણા પુરાણા કાલમાં થઇ હતી અને તેની કીમતી શોધનું માન **શ્રિત (અસરત)** ને નહીં પણ અવસ્તા મુજબ પેલા મહાન **હોમ ઋષિ**ને ઘટે છે.

**શાહદારૂ—** ફારસી તવારીખ આ નામથી બીજા પ્રવાહી પીણાનું વર્ણન કરે છે, તેની ઉત્પત્તિ કોઇ અકસમાતીક સંજોગને આભારી લેખે છે, તેને બગડેલી દ્રાક્ષના રસમાંથી બનેલા મદ્ય (દારૂ) તરીકે ઓલખાવે છે અને તેની અકસમાતીક શોધ **જમશેદ**ના વખતમાં જાહેર થયલી જણાવે છે. આ દારૂના તનદરોસ્તી બખશનારા ગુણોની જોકે તારીફ ગાવામાં આવી છે, તોપણ તેમાં નોશદારૂના અમર્ગીના ઉમદા ગુણો નહીં હતા. આ બે જુદાં પીણાં છે, તેઓ જેમ તેની જાતમાં જુદાં છે તેમજ તેઓ તેની એજમત અને અસરમાંબી જુદાં છે. નોશદારૂમાં લોખંદના રસાયણી તત્વોનો ભેલ હતો અને તે શરીરને કૌવત આપનાર કીમતી પદાર્થ હતો અને છે. તેની કીમતની ઉંચી પિછાણ જુનાં જમાનાથી થતી આવી છે અને હાલમાં ઇંગ્રેજી નવાં વૈદાંમાં શરીરને તાકાત આપવા અને દુઃખદર્દો ઓછાં કરવામાં લોખંદના અર્કનો ઉપયોગ કરવામાં આવે છે. નોશદારૂનું આ અકસીરપણું પાછલથી કેટલેક દરજ્જે અંગુરીશરાબ **શાહદારૂ**ને અપાયું હતું, કારણકે જમશેદના વખત અગાઉ હોમનું અમર્ગીનું પીણું હસ્તીમાં હોવાની નોંધ અવસ્તામાં જલવાયલી હતી અને તેની યાદદાસ્ત તાજી હતી, તેથી જમશેદના વખતમાં જણાયલા અંગુરી શરાબમાં નોશદારૂ જેવા કોઇ ઉમદા ગુણો હોવાની કલ્પણા કરવાને પાછલા તવારીખ-નવીશને કારણ મલ્યું હતું.

**હોમની મેળવણી.** આ કીમતી પીણાંની મેલવણી માટે **હુઓમ જાઇરિ** (તાજા પાલા) માં, **જીવામ** (દુધ) અને **હધાનએપત** (દાડમનાં ઝાડના સુખ્યાં અથવા દાડમના રસ)ને ખળમાં ક્રિયાથી કુટી, ધુટી, ગાળી અને તેને ઉજદાત (ખમીર ચહડાવી) અમૃત રસ તૈયાર કરવામાં

આવતો હતો અને ત્યાર પછી એક પવિત્ર પ્રવાહી પીણા તરીકે તેનો ઉપયોગ થતો હતો. અવસ્તા મુજબ હોમના છોડવાની અનેક જાતો હતી. તે જુદા જુદા પર્વતોની શિખરો, ખિણો અને ખેતરોમાં ઉગતો હતો, પણ તે સઘલી જાતો અને જગાઓમાં **અલ્બોર્જ** ઉપર ઉગતા છોડ સૌથી કીમતી હતા. કારણ કે "અઉર્વન્તેમ થ્વાદાંમિ—દાતેમ બધો નિદથત હવાખ્ઓ હરઇથ્યો પઇતિ બરેજયાઓ" એટલે, કેરેફ્ગર સાહેબે હોમને અલ્બોર્જ ઉપર ચપળતા અને ડહાપણ (બુદ્ધિ ચાતુર્ય) બખશનાર કાયમ કીધો હતો. આ પર્વત અને તેની શાખાઓમાં લોખંડનો ભેળ હતો અને રસાયણ ક્રિયાથી તેની જોરાવર અસર ઉપલા છોડવાઓ ઉપર થતી હતી. તેથી તેઓ તેની જાત અને ગુણમાં બીજાઓ કરતાં વધારે પુષ્ટીકારક અને તેની એજમત તથા અસરમાં સૌથી ચહડતા હતા. અલ્બોર્જના આ છોડવાઓ ઉપર બરફના પડ ફરી વળવાં જોઇએ અને શિતળ શિયાળાની આફત વેળા બીજી તમામ જાનદાર તથા નિર્જીવ પેદાયશ સાથે અમર્ગીના આ અમુલ્ય છોડવાઓનોબી નાશ થવો જોઇએ. આ વર્ણન અલ્બોર્જ પર્વત સાથે હોમના રોપા અથવા નોશદારૂના ધાડા સંબંધને જોડી આપે છે અને આ બંન્નેનું અચુક જોડાંણ જુના જમાનામાં બનેલા સુખી બનાવોનો આપણને સુંદર ખ્યાલ આપે છે.

**મેહેરઈજદ હોમ ગાળવાની ક્રિયા કરે છે!—**

એક ઠેકાણે એજ અલ્બોર્જ ઉપર, એજ પર્વતપર ઉગતા પેલાજ હોમના રોપાને અને એજ પર્વતમાંથી મલતા ખણીજ પદાર્થ પત્થર અને લોહેડાંનાં પેલાજ **હાવન** ખળ—બત્તાનાં ક્રિયાનાં સાધનોથી છુંડીને **મેહેર** ઇજદને હોમની ક્રિયા કરતો દેખાડયો છે. વળી તેને અહુરમજદ **જોતી** તરીકે **યજ્ઞ** કરનાર અને **ગાથા** ગાનાર તરીકે મુકરર કરે છે અને તેના ગાયણનો અવાજ આકાશ સુધી પોંહોંચતો અને તમામ હફ્ત કેશ્વર ઉપર ફરી વળતો જાહેર કરે છે. જ્યાં સેવટે ભાવિક ભણનાર **મેહેર**ને જે મીનતજારી કરે છે તે લક્ષ દેવા લાયક છે. તે એ જાતની માગણી કરે છે, તેમાં પેહેલી મીનોઇ અને ગેતીની, વર્તમાન અને ભવિષ્યની બેઉ જીંદગીમાં રક્ષણ આપવાની અને બીજી ગુસ્સો વગેરે દુર્ગુણોથી પોતાનો બચાવ કરવાની છે (મે૦ ય૦ ૮૯ થી ૯૨). હવે આ મુજબ શું ખરેખર ક્રિયાના પ્રતિનીધી તરીકે **મેહેર ઇજદે** હોમ ગાળવાની ક્રયા કીધી હતી? ના, આ એક અલંકાર છે અને તે અલ્બોર્જ તરફ પોતાની આમદરફતની **મેહેર ઇજદ** જે ક્રિયાઓ કરે છે, તેને હોમ ગાળવાની ક્રિયાનું રૂપ આપવામાં આવ્યું છે. **મેહેર**નું ખાસ મુકામ ઉત્તરના

અહમોર્જ ઉપર આકાશમાં જણાવ્યું છે અને તે તરફની તેની આકાશી જાયુક ગર્દેશ (ક્રિયા) ને હોમ ગાળવાની ઘણી અગત્યની ક્રિયાની ઉપમાં આપવામાં આવી છે. આ બીના વળી હોમના રોપાને ખાસ અગત આપે છે અને તેની ક્રિયાને વજનદાર ઠરાવે છે.

અવસ્તાના મહાન શાએરો જ્યારે બી કોઇ આકાશી બાબદનો સુંદર ખ્યાલ આપવા માગે છે ત્યારે તે ઘણી વેળા આ દુનયામાં હસ્તી ધરાવતી બાબદના અસરકારક દાખલાથી દેખાડે છે. ત્યારે આ દાખલામાં એવી કઇ મોતેબર ક્રિયા હસ્તી ધરાવે છે, કે જે **મેહેર ઇજદની** આકાશી ક્રિયાની લાયક પિછાણ કરાવી શકે? તે માટે **હોમ ગાળવાની** ક્રિયા બીજી કરતાં વધારે અનુકુલ અને અર્થસુચક હતી. આ ક્રિયા ઇજશને (**યજ્ઞ**) વગેરે ધાર્મિક ક્રિયાઓના પાયા સમાન છે, તેની પછી બીજી સઘલીને અમલ થાય છે અને તેના વગર બીજી કોઇબી મોતેબર ક્રિયા અમલમાં મુકી શકાતી નથી. હવે મેહેર ઇજદને આફતાબ તલુ થવા અવ્વલ અહ્મોર્જ વતાવીને બાહાર આવતો અને પૃથ્વીપર પોતાનો પેહેલો પ્રકાશ પાંથરતો જાહેર કીધો છે. બડી બામદાદનો આ ખુશનુમા અને દિલપજીર દેખાવ દેવાની અને ત્યાર પછી તેની આકાશી જાયુક ગર્દેશ કરવાની ક્રિયાના નમુના તરીકે હાં હોમની મોતેબર ક્રિયા વાજબી અને પેહેલી પસંદગી આપી છે. આકાશી ગોળાઓની ગર્દેશ કંઇજ નહી પણ તેઓની આકાશી ક્રિયા છે, અને તેજ કારણને લઇને ધાર્મિક ક્રિયાઓના **હાવન** (ખળ-બતો) અને **ઐવ્યાઓંઘહન** (બેઠક અને બંધ) એ બે સાધનોને, **સ્તેહર-પએસંઘહ** અને **મઇન્યુ-તાશ્ત** એટલે, **સેતારાના આકારનાં** અને **મીનોના બનાવેલાં,** એ બે શબ્દોથી આકાશી ગોળાઓની હસ્તીના નમુના તરીકે દેખાડવામાં આવ્યાં છે. વળી એનો બી સબળ સબબ આપણે જોઇ શકયે છીએ અને તે મબાકુલ એટલા માટે છે કે, એક ઠેકાણે ખુદ **આકાશ** (આકાશી ગોળાઓ) ને એજ બે વિશેષણોથી ઓલખાવવા આવ્યું છે. (યo ફo કo ૧).

**હવે આ હોમનો છોડ, અહ્મોર્જ** ઉપર તેની ઉત્પત્તિ અને હસ્તી અને તે તરફ **મેહેર ઇજદની** આકાશી હિલચાલ દેખાડનારી ક્રિયાના આ અને બીજા સઘળા સામટા બનાવોનું એક બીજા સાથે ગુઠાયલું સાંકળનું વણું એકજ વજનદાર સેવટ ઉરર આવવા આપણને વાજબી કારણ આપે છે. આપણે આગલ કુદરતી ખુબસુર્તીના વર્ણનોમાં જોઇ આવ્યા છીએ કે, ઉત્તર ગોળાર્ધ તરફ **અરૂણ પ્રકાશનો** જોરાવર પ્રવાહ પોતાના જે આશિર્વાદો પાથરે છે તે **મેહેરની** રોશનીતુંજ સ્વરૂપ છે. ત્યાં આ તેજસ્વી પ્રકાશ રંગબેરંગી આકારો પકડી જે તરેહવાર ચમત્કારો કરી દેખાડે છે,

તેનો શિતઝ છાંયો તમામ જાનદાર માણુસ, ગાયગોસ્પંદ, ઝાડપાન તથા ત્યાંનાં વાતાવરણ અને આબોહવા વગેરે ઉપર પોતાની તનદરૂસ્ત અસરોની જે તરોતાજગી ફેલાવે છે, તે ફાયદેમંદ અને જોરેમંદ અસરોને લઇને માણુસાઇ શક્તિઓને તેજ અને ચપળ બનાવવા, ભલી અને સુખી જીંદગી લંબાવવા અને અમર જીંદગી બખશવામાં હોમના રોપાએ પોતાનો કીમતી ફાળો આપ્યો હતો. આ બનાવો અક્સર જમશેદના જમાનામાં બન્યા હતા અને તેને ફતેહમંદ બનાવવામાં તેણે પોતાનો લાયક હિસ્સો આપ્યો હતો. આવા આવકારદાયક બનાવો જ્યાં બન્યા હતા, ત્યાં કુદરતના આશષો ખચીત ઉતર્યાં હતા અને વર ના સુખી સંસ્થાનમાં આ અને બીજી કુદરતી નેઆમતો ભોગવનારા આપણા ભલા નેઆગાંનો અમર જીંદગી ભોગવવાને બેશક સરજાયલા હતા. તેઓની સર્જતના સંજોગો બેમિસાલ હતા અને તેમાં કુદરતનો કામેલ હાથ કામે લાગો હતો. તેઓએ સુખી જન્મ લીધો હતો, સુખી જીંદગીની જીઆદતી ભોગવી હતી અને ભાવષ્યનાં બેહેસ્તની ભલી અને સુખી અમર જીંદગી ભોગવવાને તેઓ બાગ્યશાલી થયાં હતાં.



# ઈરાંની વિષયો.



## ભાગ ૩ જો.

### જમશેદની જીંદગી સાથ જોડાયલા બનાવો.

શાહ જમશેદનાં નામ સાથ જોડાયલા યાદગાર બનાવો વિષે હાં આપણે બોલીશું અને જોઈશું કે તેમાં બે મોતેબર નેમો સમાયલી છે. એક જમશેદનાં નામને જેબ આપવાની અને બીજી પેલા બનાવોને વજન આપવાની છે. જમશેદે "મલકોશ" (મહ્રકુશ) ના શિતળ શિયાળાની નાશકારક આફતમાંથી ઇરાનવેજની આર્ય પ્રજાને સંરક્ષણ આપવાનું જે સાહસ માથે ઉઠાવ્યું અને ફત્તેહમંદી સાથે પાર ઉતાર્યું હતું તે થોડું માહાભારત નહીં હતું. તેનાં આ માહાન સાહસે પાછલી પ્રજા ઉપર ઉંડી અસર કીધી હતી અને તેના જમાના પછી બનેલા કેટલાક યાદગાર બનાવોને તેનાં નામ સાથ જોડી આપવામાં ઘણું માન ભરેલું સમજવામાં આવ્યું છે. જુના જમાનાના કેટલાક નોંધ લેવા લાયક તવારીખના બનાવોની તારીખ કે તેના કર્ત્તા વિષે કોઇ શહાદત હોતી નથી અને આવા બનાવોમાં પાછલા તવારીખનવીશો માટે તેઓની કીર્તિવંત યાદ જાલવી રાખવાનું કોઇ સબળ સાધન નહીં હતું. આ મુશ્કેલી વચ્ચે એવા બનાવોને કોઈ પ્રખ્યાત પુરૂષોના નામો સાથે તથા તે બનાવોની તારીખને અમુક અમુક દીવસો સાથે જોડી આપવાની પાછલા તવારીખ લખનારાંઓએ જરૂર જોઇ હતી, અને લાયક ગવાહીની ગેરહાજરીમાં કોઇ યાદગાર બનાવોની માનભરી યાદ ભવીષ્યની ઓલાદ માટે જાલવી રાખવાનો આ સિવાય તેઓ માટે બીજો કોઇ કારગર ઇલાજ નહીં હતો.

દાખલા તરીકે તારીખ વગરના એવા તવારીખી બનાવો ઉપર ખાસોઆમનો વિશ્વાશ બેસાડવા પાર્સી તવારીખ લખનારા દસ્તુર-દાવરોએ જે ઉપાયો કામે લગાડયાછે તેમાંનો એક પેલા બનાવો માટે અમુક દીવસ મુકરર કીધેલો મલેછે. એવો એક બેસતાં નવાં સાલનો ખાસ દીવસ ખોરદાદ રોજ છે, તે ખોરદાદસાલના એક માહાન અવસર તરીકે આપણા બાદશાહી અમલથી મશહુર થયોછે અને આ માનવંત અવસર સાથે તારીખ વગરના અનેક તવારીખી બનાવોને પાછલથી જોડી આપ્યા છે. આજ દીવસે

ભુત કાલમાં બનેલા એવા બે ડજન જેટલા તવારીખી બનાવોના દાખલા નોંધાયલા મલેછે, અને ત્યાંથીજ તે માટે સંતોષ પકડવામાં આવ્યો હતે તો બેહેતર થઇ પડતે, પણ ભવિષ્યમાં બનનારા કોઇ બનાવ માટે બી જ્યારે એજ દીવસને મુકરર કરવામાં આવ્યો છે. ત્યારે તેના લખનારા અને તેમાં માનનારાઓનું કેવળ ભોળાપણું આપણે જોઇ શકીએ છીએ. એ લખનાર કહે છે કે, ભવિષ્યનો પેગાંમબર **સોસીઓશ** તથા તેના સાથીઓને પેદા પડવાનો અને વળી **રીસ્તાખીજ** થવાનો દીવસ બી એજ **ખોરદાદસાલ** છે! ભવિષ્ય કાળમાં કોઇ પુરો નહી ગણાવો જોઇએ, તોપણ ભૂતકાળના અમુક અમુક બનાવોનું **ખોરદાદસાલ** સાથનું જોડાણ જાણવાજોગ એટલા માટે છે કે, આપણા અમુક ભણતરમાં ખોરદાદને દહાડા, તેના ભાગો, માસ તથા વ્યવહારૂ અને ફસલી સાલના બરવખ્તો ઉપર મુવકકેલ ગણેલોછે. માટે જમાનાની ગંદશથી જેજે તવારીખી બનાવોની તારીખોની નોંધો જલવાઇ રહી નથી, એવી ગુમ થયલી તારીખોના બનાવોને **ખોરદાદ સાલ ખોદા** એટલે વર્ષના સરદાર ખોરદાદ અમશાસ્પંદનાં નામ સાથે અને શરૂ થતાં નવાં સાલના પેહેલાં દીવસ સાથે જોડી આપ્યા છે અને તેઓને પેલા નોંધવા લાયક બનાવોના ખરા દીવસ તરીકે ઓલખવાનો નાચારીએ સંતોશ પકડવામાં આવ્યો છે. આ મુજબ પાછલા સમયમાં બનેલા કેટલાક તવારીખી બનાવોનું માન આગળ થઇ ગયલા કોઇ મહાન પુરૂષોને આપવાના ઘણા મોજુદ દાખલા મલે છે અને તેજ મુજબ મહાન જમશેદનાં મહાન સાહસોને લઇને કેટલાક પાછલા નોંધ લેવા લાયક બનાવોનું માન પાછલથી જમશેદને મલ્યું હતું. આ નામવરના નામ સાથ જોડાયલા એવા યાદગાર બનાવોના કેટલાક દાખલા **પહલવી** અને **ફારસી** કેતાબોમાં જલવાયલા મલેછે અને તેનું જે રસીલું વર્ણન **શાઅર ફીર્દોશીએ** કીધું છે તેવું આગલી કે પાછલી કોઇ પણ કેતાબોમાં મલતું નથી. આપણા મહાન શાઅરે પોતાની શાએરી ઢપે પેલા બનાવોના જે રસીક વર્ણનો આપ્યાછે તે સઘલાં તેની કોઇ કલ્પણા શકિતનું એકલું ફળ નથી, પણ કેટલાંક આગલી પહલવી કેતાબો ઉપરથી લીધાંછે અને તેની નકલ પાછલથી બીજી ફારસી કેતાબોમાં થઇ છે. આ બનાવોમાંના કેટલાક ધર્મ સાહિત્ય અવસ્તાની શહાદતથી આપણે એવા જોઇશુ કે જેનું માન શાહ જમશેદને નહીં પણ બીજાજ મહાન પુરૂષોને જોકે ઘટે છે તોપણ કેટલાક યાદગાર બનાવો સાથ તેનુંજ મુબારક નામ જોડાયલું જોઇએ છીએ. હાથ ધરેલી બાબદથી આ નામીચા શાહની નામનામાં સહેજબી ઘટાડો થતો નથી પણ તેમાં માત્ર સચ્ચાઇ શોધવાની એકલી નેમ સમાયલી છે.

જમશેદનું કીર્ત્તિવંત નામ વહાલું હતું અને ઘણું વહાલું છે. તે પુરાતન જમાનામાંજ

વહાલું નહીં હતુ, પણ તેની હરતીને હજારો સાલ વહી જવા છતાં તે આજે બી વહાલું છે. તે પાર્સીઓમાંજ વહાલું નથી પણ પરકોમી અને પરધર્મી પ્રજાઓમાં બી વહાલું છે. ઇરાનના હાલના બાદશાહોને આશીર્વાદ આપતાં અકસર આગલા બે નામીચા પાર્સી પાદશાહો **જમશેદ** જેવા **પ્રતાપી** અને **નોશેરવાન** જેવા **અદલ** થવા કેહેવામાં આવેછે. આ બીના પાર્સી કોમ માટે થોડી મગરૂરી કે માન ભરેલી નથી. જમશેદનાં મુબારક નામ તરફના આ અચુક વહાલને લીધે હમકોમ તથા પરકોમના તવારીખનવેશોએ અનેક બનાવો સાથે તેનું માનવંત અને પનોતું નામ જોડી આપવાના, **બે દજન** બનાવોમાં થોડા ખરા અને ઘણાં અધુરા દાખલા આ વિષયમાં આપણે જોઇ શકીશું.

---

## વરેજમકર્દ.

વંદીદાદ મુજબ તવારીખના કોઇ પણ મહત્વના યાદગાર બનાવ સાથ જમશેદનો સીધો સંબંધ જોડાયલો હોય તો, **વરેજમકર્દ** તેની જીંદગીનો એક સૌથી મહાન બનાવ છે, અને તેનો અર્થ જમશેદનો બનાવેલો ગુફો થાય છે. તેને જોકે એક ગુફાનું નામ મલ્યું છે, તોપણ તે સાધારણ ગુફો નહી હતો, પણ તેઓ ગંજાવર બાંધકામો હતાં અને મોટા પાયા ઉપર ઉભાં થયલાં સંસ્થાનો હતાં. ભવિષ્યમાં આવનારી બર્ફના શીતળ શિયાળાની કુદરતી આફતમાંથી તમામ જાનદાર પેદાયસને બચાવી લેવાનું આ સંસ્થાન જમશેદનું એક મહાન સાહસ હતું, તેથી આ બનાવને વંદીદાદમાં ઘણું વજન આપ્યું છે અને તેને ગેબથી થયલી ખુદાઇ બશારતનું પરીણામ ગણવામાં આવ્યું છે. (૫૦ ૨, ફ. ૧.)

વર સંસ્થાન વસાવવાની જમશેદની યોજનાનો જરા થોડો ખ્યાલ આપીશું. તેણે જાનદાર પેદાયશની જીંદગીનાં રક્ષણ માટે ઉત્તરના પાયતખ્ત ઇરાનવેજની દક્ષિણ દીશા પસંદ કીધી હતી અને તે બાજુએ તેણે બચાવનાં સમચોરસ ટકાઉ બાંધકામો ઉભા કીધાં હતાં. ત્યાં સારો પાક ઉતરે એવી ખેતી લાયક ફળદ્રુપ જમીન, આવજાવના સગવડ ભરેલા માર્ગો અને પાણીનાં બાંધકામો તૈયાર કરવાની તેણે સૌથી પહેલી જરૂર જોઈ હતી. ત્યાં તેણે માણસો અને ખેતીના ઢોર ઢાંક વગેરેને સુખ સગવડ સાથ રહેવાના બારી બારણાં સાથનાં અને હવા ઉજાસવાલા મકાનો બાંધ્યાં હતાં અને તેઓમાં ઉંચી બુનીયાદનાં માણસો અને ઉંચી તોખમના પશુઓ ઢોર ઢાંક વિગેર વસાવ્યાં હતાં, ત્યાં સારી જાતના ખુશબોએદાર ફુલફળાદીના ઝાડો રોપાવ્યા હતાં અને ટુંકમાં તેણે જાનદાર પેદાયસના સઘળાં સુખ સાધનો પુરાં પાડયાં હતાં. તેનાં વખતમાં વરવાસીઓએ અમર સુખો ભોગવ્યાં હતાં અને તે સમય તેઓના સોનેરી જમાના તરીકે વાજબી ઓલખાયો છે.

આ મહાન સહાસ જમશેદે ફત્તેહમંદી સાથ પાર પાડયું હતું અને તેની કીર્ત્તિવંત યાદગારીના બનાવ તરીકે આ **વરેજમકર્દ** સાથ તેનું મુબારક નામ ધર્મ અને તવારીખમાં અમર રહયું છે.

---

## તખ્તે જમશેદ.

ઇસ્વી સન પુર્વે ૫૫૮ને સુમારે હખામની અમલમાં હખામનીશ પાર્સીઓથી વસાયલાં **પાર્સાગર્દ** (પાર્સી કીલ્લો) અને **પર્સી પોલીસ** (પાર્સી શહેર)ના પાયતખ્ત શેહેરોને પાછલા તવારીખનવીશો **શાહ જમશેદે** વસાવેલાં જણાવી ગયા છે. આ પર્સી પોલીસ પાયતખ્તના પર્વતોમાં પત્થરના ઉંચા તખ્તાઓ ઉપર ઉભાં થયલાં આલીશાં અએવાનો, તે ઉપર કોતરેલા વિચિત્ર નક્ષો અને હસ્તલેખોનાં કોતરકામોને **તખ્તે જમશેદ, જમશેદી તલેસમ** અને **હરમ્ જમશેદનાંમો** અપાયાં છે.

ત્યાં હખામનીશ પાદશાહો **કુરૂશ, કમબાઇસીસ, દાર્યવુશ, જર્કસીસ,** તથા તેના બેટા અને નબીરાઓએ આ દરબારી મેહેલો અને દેવાનખાનાં ઉભાં કીધાં હતાં અને તેઓમાંનાં બે **સદમિનાર** અને **ચેહેલમિનાર**ને નામે કીર્તિસ્થંભો ફાર્સી તવારીખમાં મશહુર થયાં છે. તે ઉપરના લેખોમાં ખુદ **દારાંએસ** કહે છે કે, આ મેહેલો અહુરમજદની મદદથી મેં બાંધ્યા હતા અને તેના બેટા તથા નબીરાઓ કહે છે કે, આ મેહેલ મેં, મારા બાપે અને મારા બપાવાએ બાંધ્યા હતા. વળી એજ પાય તખ્ત શેહરના **બીહીસ્તુન** નામના પર્વત ઉપર **દારાંયસે** કોતરાવેલા યાદગાર લેખોનો મોટો સંગ્રહ હસ્તી ધરાવેછે. ત્યાં તેનું પોતાનું **અસ્તોદાંન** ( મરનારનાં હાડકાં ખાક થવા એહેલાયદાં મુકવાના ગુફા ) નું બીસમાર થયલું બાંધકામ છે અને તેની સપીલ ઉપર તેનો સુંદર નક્ષ કોતરવામાં આવ્યો છે. વળી તેનાં માથાં ઉપર તેનીજ શિકલના અને તેનાંજ પાસબાંન **ફરોહર,** અવસ્તાએ વર્ણવેલું "**યથ ના મેરેઘો હુ પરેનો**" ( પક્ષિરૂપી અર્ધ મનુષ્ય ) ના અસરકારક ચિતારનું સુંદર કોતરકામ થયું છે, અને તેને રોશન આતશના કેબ્લા સનમુખ ખડે પગે ઉભો રહી ખુલ્લાં આકાશમાં **ખુરશેદ ઈજદની** સેતાયશ કરતો ઇરાની આલમની નજર આગલ ધર્યો છે. એવાજ નક્ષો **જર્કસીસના** મેહેલો અને "અસ્તાદાંનો" ઉપર કોતરાયા છે. આ સઘળી સાચી તવારીખના યાદગાર બનાવો અને હસ્ત લેખોની મોજુદ શહાદતો હસ્તી ધરાવતી હોવા છતાં જ્યાં સુધી તે ઉપરના ખિલારોકા લેખો સહાસિક યુરોપિયન મુસાફરોએ અથાગ શ્રમ ઉઠાવી ઉકલાવ્યા નહી હતા, ત્યાં સુધી આ સઘળા બનાવોને પાછલા તવારીખનવીશોએ શાહ જમશેદનાં નામ સાથ જોડી આપ્યા હતા.

વળી જ્યાં સુધી આ નામીચાં બાંધકામો દુનિયાથી તદન બેગાનાં હતાં ત્યાં સુધી તેણે બીજાંબી તરાહીત નામવરોનાં ઘણાં નામો ધારણ કીધાં હતાં. હખામનીઓનાં "અસ્તોદાંને" ને કેટલાક લખનારા **પાર્સી દખમું** (મરનારની લાસને માંસાહારી પ્રાણીઓ પાસે ચાસ્ની કરાવવાનું બાંધકામ) સમજીઆ હતા. તેને તેઓએ **દખ્મે જરથોશ્ત** અને **કાબે જરથોશ્ત**નાં ભુલ ભરેલાં નામો આપ્યાં હતાં, અને તેને જરથોસ્ત સાહેબનાં નામથી ઓલખાવ્યાં હતાં. વળી તેઓને **તખ્તે દારાબ** (દારાંયસનું પાયતખ્ત) એવું અર્થ સુચક નામ આપ્યું હતું અને "અસ્તોદાંન" ને **દખ્મે દારાબ** (દાર્યવુશનું દખ્મું) નામ મલ્યું હતું. **અસ્તોદાંન** ના આ ખંડયરોને ત્યાંના જંગલી ગામડીઆઓએ ભુતખાનાંનું બી નામ આપ્યું હતું. તેઓ તેમાં જીનનો વાસો થયલો માનતા હતા અને શોધક મુસાફરોને તેઓ ભય પમાડતા હતા! વળી એજ નામીચા પાદશાહોએ પર્વતો ઉપર માણુસો, લડાઇઓ અને લડવૈયાઓના ગંજાવર કદના કોતરકામો કરાવ્યાં હતાં, અને **જહાં પેહેલવાંન રૂસ્તમને શાઅર ફીર્દોસીએ** અજીત લડવૈયો અને સૌથી કદાવર વર્ણુવેલો હોવાથી આ બાંધકામોને તેનાજ નક્ષો સમજવામાં આવ્યા હતા અને તેઓને **નક્ષેરૂસ્તમ** (રૂસ્તમનું ચિત્ર) તથા **તખ્તે રૂસ્તમ** (રૂસ્તમનું પાયતખ્ત) નાં નામો મલ્યાં હતાં. આ મહાભારત કોતર કામોને કેટલાકો વળી રાક્ષસોના ચિતારો તરીકે બી ઓલખાવી ગયા છે! એજ મુજબ **માહાત્મા કુરૂશે** પ્રથમ વસાવેલાં પાયતખ્ત **પાર્સી ગર્દ**નાં કેટલાંક બાંધકામોને ઇસલામી ગ્રંથકારોએ **તખ્તે સુલેમાન** (સુલેમાન બાદશાહનું તખ્ત) નામ આપ્યું છે! અને ત્યાં આવેલાં કુરૂશનાં "અસ્તોદાન" ને એજ યાહુદી બાદશાહની માએ **બાશીબાનું મશહદેમાદર સુલેમાન** એટલે સુલેમાનની માયની **મસજીદનું** નામ આપ્યું છે! તવારીખની આ કેવી કચુમર! કેવો ગંભર ગોટાળો! **કુરૂશ** (ખુશરો) નાં મજકુર બાંધકામની એક તખ્તીમાં જોકે **"હું છું કુરૂશ, હખામનીશ ખાનદાનનો"** એવો યાદગાર લેખ મોજુદ હતો, તોપણ તેનાં પુરાતનપણાં તથા તેમાંનાં સફેદ મારબલ અને ઉંચી કારીગરીનાં નામીચાં બાંધકામોને લીધે તેને પાછલા **અરબ** લખનારાઓએ એક પરદેશી અને પરધર્મી પ્રખ્યાત પાદશાહ અને તેની માદરનાં નામો સાથે જોડી આપ્યાં છે!

પુરાતન જમાનામાં જમશેદે અગર કોઇબી સૌથી મોટું સાહસ કર્યું હોય તો તે વર સંસ્થાન વસાવવાનું છે અને તેની નોંધ ધર્મ પુસ્તકમાં જલવાયલી હોવાથી તે મોટા બનાવોની યાદ દર જમાને ઔલાદ દર ઔલાદ ઉતરતી રહી હતી. આથી પાછલા

જમાનામાં હખામનીઓથી થયલું આવું એક ગંજાવર સાહસ જમશેદ સિવાય બીજા કોઇથી બનવું મહાલ છે, એવા ખ્યાલથી આ અને એવાજ બીજા બનાવોને જમશેદ જેવા નામી પુરૂષોનાં નામો સાથે જોડી આપવામાં પાછલા તવારીખનવીશોએ ઘણું માન ભરેલું જોયું હતું. જમશેદનાં વખતમાં આ નામીચાં બાંધકામો ઉભાં થયાં નહીં હતાં અને તેનાં જુના જમાનામાં પાહાડો ઉપર નક્ષો ચિતારવા અને લેખો કોતરવાનો હુન્નર જાહેર થયો નહી હતો. મહાન શાઅર ફીરદોશીએ જગપ્રસિધ્ધ શાહાનામામાં જાતજાતના હુન્નરો જમશેદે જાહેર કીધેલા જોકે જણાવ્યા છે, તોપણ તેમાં પર્વતો ઉપર હસ્ત લેખો અને નક્ષોનાં કોતર કામો થયલાં જાહેર થયાં નથી. આ લેખો અને કોતર કામોનો હુંનર હખામનીશ કારીગરો, **એસીર્યનો, બેબીલોન્યનો, ઈજીપશ્યનો** વગેરે પશ્ચિમની પોતાની પાડોશી પ્રજાઓ પાસેથી શિખ્યા હતા. પાછળથી પોતાના આ ઉસ્તાદોથી હુંનરકળામાં આગલ વધી તેઓને પાછલ પાડયા હતા અને તેઓએ સુંદર હુંનરમંદીના આ નાદર નમુનાઓ દુનયાની નજરે આગલ ધર્યા હતા. જમશેદના જમાનાનાં કેટલાંક હજાર વર્ષ પછી જરથોસ્તી ધર્મ પુસ્તકો લખાયાં હતાં અને ત્યારબાદ કેટલીક સદી પછી ઇ૦ સ૦ પુર્વે ૫૫૮ માં હખામની હકુમત હસ્તીમાં આવી હતી. અગર જમશેદનાં વખતમાં **પાર્સી પોલીશ હમ્દાન અને સુસા** વગેરે હખામનીશ શેહેરોની સ્થાપ્ના થઇ ચુકી હોત તો, અવસ્તામાં—અકસર **વંદીદાદ**માં—બીજાં શેહેરોનાં નામો સાથે આ નામીચાં પાયતખ્ત પાર્સી શેહેરોને સ્વભાવીક રીતેજ પેહેલી આગેવાન જગા મલી હોત, પણ અવસ્તાનાં લખાણો થવા પછીજ તેઓ વસાયલાં હોવાથી ધર્મ પુસ્તકમાં તે પ્રસિદ્ધ શેહેરોનાં નામો મલતાં નથી. જમશેદનું પાયતખ્ત **ઈરાનવેજનું** બાગેબેહેસ્ત હતું અને તે જમાનામાં મજકુર હખામનીશ પાયતખ્ત પાર્સી શેહેરો વસાવામાં આવ્યાં નહીં હતાં.

હખામનીશ પાર્સીઓએ પાહાડી ખડતલ જીંદગી ગુજારી હતી અને તેના પ્રતાપે તેઓએ એક શુરવીર પ્રજા તરીકે નજદીકના અને દુરના પ્રદેશમાં પાર્સી કીર્તિનો પ્રકાશ ચો બાજુ પાંથરીઓ હતો. એક વાર તેઓએ પોતાનાં બાજુ બળથી "ઇરાનની હદ પશ્ચિમે છેક યુનાન દેશ અને ઇસ્તર (ડેન્યુબ) નદી સુધી **યુરોપખંડમાં**; પુરવે પંજાબની નદીઓ સુધી **ભરતખંડ** (હીંદુસ્તાન) માં; દક્ષિણે ન્યુબ્યાના જંગલો સુધી **આફ્રીકામાં** અને ઉતરે કારપીયન સમુદ્ર (દરીઆએ કઝ્ઝુમ) અને જીહુન નદી સુધી એશીયા ખંડમાં" * પારસી કીર્તિની નૌબત વજાડી હતી અને તેને સૌથી ઉંચી શીખર ઉપર લઇ જઇ મુકી હતી.

* તવારીખે હખામનીઆન સફે ૨, કર્તા મેસર્સ બ૦ પા૦ તથા પા૦ બ૦ દેસાઇ.

તે પાર્સી શાહોના જાહેજલાલ અમલના આ નામીચા કીર્તિસ્થંભો જમાનાની ગર્દેશથી અને બેકદર દુશ્મનોના જાલીમ હાથોની જબરદસ્તીથી આજ પાયમાલ થયા છે અને તે મુંગા મહાલયની તારાજ નશાનો પાર્સી કીર્તિવંત અમલની ચહડતી પડતીની આ મુંગી અને દુખી શાહ આપતા દુનયા સનમુખ ઉભા છે.

---

## જમશેદી તલેસમ.

મહાન હખામનીશ શાહાનશાહાત દર્મીયાંન પર્વતો ઉપર નામીચાં બાંધકામો અને કેટલાંક કોતરકામો થયલાં આપણે જોયાં છે અને તેણે જુદાં જુદાં અને ભુલ ભરેલાં અનેક નામો ધારણ કીધેલાંબી આપણે અનુભવ્યાં છે. હખામનીશ શલ્પીઓ આ હુનરમાં ઘણા કુશળ હતા અને તેમાં તેઓએ દેખાડેલી ચતુરાઇ અને ઉંચી હુનરમંદીની બે બેરાદરો **મી૦ જ્યોર્જ એલીનસન** અને **સર હેનરી રોલીનસન** તથા **મી. ફર્ગ્યુસન** વગેરે બીજા ઘણા યુરોપીયન મુસાફરોએ બબજા તારીફ કીધી છે. આ તરેહ કીસમનાં કોતરકામોની તારાજ-નશાનો પર્વતો અને બાદશાહી મેહેલો ઉપર જોવામાં આવે છે. તેઓમાં માણુસોની સુર્તો, દરબારી દેખાવો, લશ્કરી કુચ, લશ્કર ઘાહ, લડાઇના દેખાવો, લડાઇના રથો, શકારઘાહો, શકારી જાનવરો, પશુઓ, પક્ષઓ, ફુલ ફલાદીના વેલાઓ વીગેરે જાતજાતનાં અને ભાતભાતનાં ચત્રો દોરેલાં મલે છે. આ કોતરકામોમાં જે હએરત પમાડનારાં છે તે અર્ધ મનુષ્ય રૂપી પ્રાણીઓ વગેરેનાં છે. તેઓ મેહેલોના ઝરૂખાઓ ઉપર અને દવાનખાનાઓની અગાસીઓનાં ખુણાઓમાં મનુષ્યરૂપી પાંખો સાથના ગોધા અને સંહોનાં સુંદર બાવલાંઓ બેસાડેલાં મલે છે. આ નક્ષોમાં કોઇનું માથું ગરૂડ પક્ષના જેવું; કાનો ઘોડા, ધપેડાં કે ખચરના જેવા; શરીર સિંહના જેવું, પગ અને પુછડી પશુનાં જેવાં અને ગરદન, પીઠ તથા છાતી પક્ષનાં જેવાં હોય છે. કોઇમાં બેબે પુંછડી અને મેંઢાં તથા સાબરનાં જેવાં શંગડાં અને પાંખો સાથના સંહો કોતરેલા છે. વળી કોઇની કમર સુધી માણુસની શકલ અને તેને પક્ષિની પુંછડી સાથે પાંખો હોય છે. હખામનીશ કારીગરોની ઉંચી હુન્નરમંદીનું આ એક ગંજાવર સંગ્રહસ્થાન હતું અને તેના આ દમામદાર તથા ભવ્ય દેખાવોથી તે ગોયા એક પરસ્તાંનનો ખ્યાલ આપતું હતું. કોતર કામનું આ ચત્ર ખચીતજ વચત્ર અને વસમય પમાડે એવું છે અને તેઓને જાણીતા યુરોપયન મુસાફરો રાક્ષસોના કલ્પત ચીતારો તરીકે ઓલખાવે છે. એવીજ કીસમનું સુંદર કોતરકામ પ્રખ્યાત નીનીવે શહેરના મેહેલો ઉપર અને હીંદુઓના પુરાણોમાં ચીતારેલા મલેછે અને તેનેથી તેઓ દેવો અને દૈત્યોના કલ્પત ચતારો તરીકે ઓલખાવેછે.

હખામનીશ શલ્પીઓની આ સુંદર હુનરમંદી સાથે બી એવાજ ખ્યાલો જોડાયલા જણાય છે. માણસજાતની અલ્પ શક્તિ અને બુદ્ધ કામ નહીં કરે એવાં સખ્ત પત્થરો ઉપર થયલાં અને ગોયા એક પરસ્તાંન મીસાલનાં આ ગંજાવર કદનાં બાંધ કામોમાં કોઈ દૈવી શકતનો સબળ હાથ હોવો જોઈએ અને આ કોઈ તલેસ્માતીક બનાવ બનેલો હોવે જોઇએ. વળી દંતકથા જમશેદને એક અદ્દભુત પુરૂષ તરીકે પિછાણુતી આવી હતી અને તેઓની આ માન્યતાને લઇને તેના સિવાય બીજા કોઇથી આવું માહાન પરાક્રમ બની શકે નહી, એવા ખ્યાલથી તેને **જમશેદી તલેસમનું** નામ મલ્યું હતું અને આ હખામનીશ હુનરમંદીના તવારીખના યાદગાર બનાવો સાથે મહાન જમશેદનું નામ જોડી આપ્યું હતું. જમશેદના નામ સાથે ઘણા અજાયબ ખ્યાલો જોડાવાથી કહેછે કે તે એક ચમતકારીક **અગુશતરી** ધરાવતો હતો અને તેની કરામતથી તમામ જાનદાર પેદાયશ તેની તાબેદાર અને ફરમાંનબરદાર હતી.

આ અજાયબી પમાડનારાં કોતર કામોમાં ઇરાની કારીગરોએ પોતાની જે બુદ્ધિ ચાતુર્ય અને કાર્ય કુશળતા દેખાડીછે તે દરેક દાખલામાં તેઓની કલ્પના શકિતનું એકલુંજ ફળ નથી, પણ તેઓ **યસ્તો** વગેરેના લખાંણોમાં દર્શાવેલાં ખગોળ સાથ સંબંધ ધરાવનારા આકાશી રોશન ગોળાઓનો અને બીજી આકાશી હસ્તીઓનો ખ્યાલ આપનારી એક હસ્તકૃત સુંદર કારીગીરી હતી.*

---

## હુરમે જમશેદ.

જમશેદે **વર** સંસ્થાનમાં બચાવના બાંધકામો ઉભાં કીધાં હતાં અને તેમાં માણુસો, ખેતીનાં ઢોરઢાંક, પશુઓ, પક્ષીઓ, જાનમાલનાં રક્ષક કુતરાંએ અને આતશ (ઘરધતું હાજતની વસ્તુઓ)ની ચુટણી કરી ચુનંદી અને ઉંચા કુળની જાનદાર પેદાયશનાં ટોળેટોળાં સંગ્રહકરી વસાવ્યાં હતાં અને તેઓને સઘળાં સુખ સાધનો પુરાં પાડી તેઓની પરવરશી કીધીહતી. આ તેનાં મહાન સહાસને લીધે અવસ્તામાં તેને **હુવાંથ્વ એટલે ભલાં ટોળાંવાલો** એવા માન સુચક એલકાબથી ઓલખાવ્યોછે. એજ કારણુને લીધે તેને **વાંથ્વ** એટલે જાનદાર પેદાયશનું ટોળું લઈ જતો ( ૫૦ ગોશ ફ૦ ૯ ) અને દેવોના કબજામાંથી તેને **વાંથ્વ** છીણુવી લેતો જાહેર કીધોછે (૫૦ જ૦ ફ૦ ૩૨) આ અવસ્તાઈ એલકાબનો પહલવી અર્થ "**હુરમે**" થયોછે, તેનો ફાર્સી "હુરમે" અને પાજંદ **રમે** મલેછે અને **પર્સી પોલીસ** નક્ષે **રૂસ્તમ પાર્સાગર્દ** અને **બોહીસ્તુન** પર્વતો ઉપર હખામનીશ

---

* જુઓ " રેસાલહે ખુર્શેદ " ભાગ ૨ જો. " અવસ્તાનું ખગોળ–ઇજદોના પોઠા ગાહી ઇત્યાદિ " સર્ફે ૧૨૦–૧૭૬. કર્તા.

પાદશાહોથી થયલાં મહાભારત બાંધકામો અને અસંખ્ય કોતરકામોનું ગોયા એક ગંજાવર સંગ્રહસ્થાન હતું. તેમાં માણસો, ગોસ્પંદો, પશુઓ, પક્ષિઓ, શીકારી કુતરાઓ વગેરેના નક્ષે હતા અને તે ઉપરથી ગેલાં કોતરકામના સુંદર સંગ્રહ સાથે જમશેદનું નામ જોડી તેને **હરમે જમશેદનું** નામ મલ્યુંછે. આ નામ મુર્ગાબના મેદાનમાંના ખંડયરને મલ્યુંછે અને તેઓ **હરમે જમશેદ** નામે ઓલખાય છે.

---

## જમશેદી નવરોજ.

આ એક ખુશીના અવસરનું જશન છે. તેનો અર્થ ખુશીની મિજલસ થાયછે. આ જશન હાલ બહારની મોસમના મહાન અવસર તરીકે ઓલખાયછે અને તેની સાથ જમશેદનું નામ જોડી તે જમશેદથી જારી થયલું સમજવામાં આવેછે. આ જશન જારી થવા અને તે જમશેદના નામ સાથે જોડાવાનો સાઅર ફીરદોશી જુદોજ સબબ જાહેર કરેછે અને તે જમશેદની ખાસ તખ્તનશીનીનો છે. આપણો શાઅર કહેછે કે, જ્યારે જમશેદે માથે ઉઠાવેલું મહાન સહાસ પાર ઉતાર્યું ત્યારે તેણે એક હીરાજડીત તખ્ત તૈયાર કરાવ્યું અને તે ઉપર તખ્તનશીન થયો. આ વેળાના વર્ણનમાં શાઅર કહેછે કે,

"બ જમશીદ બર ગૌહર અફશાંન્દન્દ.
મરાન રૂઝરા રૂઝેનવ ખાનદન્દ."

એટલે, તેની રૈયતે જમશેદ ઉપર ગૌહરનો નેશાર કીધો અને તે દીવસને તેઓએ **નવરોજનું** નામ આપ્યું હતું.

શાયર કહેછે કે, તે દીવસ **ફરવરદીન મહીનો** અને **અહુરમજદ રોજ** હતો અને **નવરોજને** દહાડે તે તખ્તનશીન થયો હતો. આ તખ્તનશીનીની ખુશાળીમાં તે દીવસ રૈયતે રંગરાગ, શરાબબાજી અને ગાંણાં બજાણાં સાથે ગુજાર્યો હતો અને આ જશન તે દીવસથી અને પાદશાહથી યાદગાર રહયું છે.

ત્યારે જમશેદી નવરોજ બહારની મોસમનું નહી, પણ શાઅર મુજબ અકસર જમશેદની તખ્તનશીનીના મહાન અવસરની ખુશી ખુરમીનું જશન છે અને તે વાજબી રીતે તેનાં નામ સાથ જોડવામાં આવ્યું છે.* આ તખ્તનશીનીનો યાદગાર બનાવ અગર શાઅર કહેછે તેમ બહારની મોસમ સાથેજ બન્યો હોય તો આ જશનના અવસરની

* આ બાબદ સર્વ પેહેલાં મી૦ પા૦ બ૦ દેશાઇએ જાહેર કીધી હતી.

જુજોર્ગમાં એવડો વધારો થાયછે. ત્યારે વળી તે બહારની દીલખુશ મોસમ અને જમશેદની તખ્તનશીની એ બે મહાન મહિમાની શુકરગુજારીનું જશન છે.

---

## જામે જમશેદ.

જમશેદનાં નામ સાથ શાઅર ફીરદૌશી એક જામનું નામ જોડે છે અને તેને કેટલાક લખનારા શરાબની જામ તરીકે ઓળખાવે છે. શરાબ નોશ કરવાની જામ જેવી એક નજીવી નાચીજ સાથે જમશેદનું નામ જોડવામાં તેના જેવા એક મહાનપ્રતાપી પુરૂષના નામને જેબ દેખાડનારૂં શું હોઇ શકે? આ જામમાં કોઇ મોટો ભેદ સમાયલો હોવો જોઇએ અને તે સાથે તેની કીંમતમાં વધારો દેખાડનારો કોઇ સબળ સબબ હોવો જોઇએ. એવોજ એક મઆકુલ સબબ આપણો શાઅર જણાવે છે અને તે પેલી જામ સાથે સેતારેશનાસીના એલ્મનો અચુક સંબંધ દેખાડે છે. તે કહે છે કે,

નેશસ્તહ બરાંન તખ્ત જમશીદશા
બદસ્ત અન્દરુન જામે અખ્તરનુમા."

એટલે, હાથમાં સેતારાની ચાલ જોવાની જામ સાથે જમશેદ બાદશાહ તખ્તનશીન થયો. ત્યારે આ શરાબ નોશ કરવાની જામ નહીં હતી, પણ સેતારા અને ગ્રહોની ગર્દેશ અને તેઓથી આ ગેતી દુનિયા ઉપર થતી અસર જોવાનું એક યંત્ર હતું. આ આ બાબદ ફ્રુતાર બેરાદરો પોતાનાં શાહનામાના તરજુમામાં વાજબી દલીલો દેખાડે છે. આ જામે અખતર નાં બીજાં નામો જહાનુંમાય જામ અને ગેતીનુ માય જામ મલે છે અને તેમાં દુનીયાની વર્તમાન, ભુત અને ભવિષ્યવાણી જોવામાં આવતી હતી. જામે જમશેદ એટલે એક યાંત્રિક બનાવતની ઉંચી હુનરમંદીનાં યંત્ર સાથે જમશેદનું નામ જોડવામાં આવ્યું છે. એવી એક જામ સાથે કેઆની પાદશાહ કેખુશરોનું નામ મલે છે અને તે જામે કેખુશરો તરીકે ઓલખાયું છે. આ જામોમાં કોઇ બી સંજોગમાં અને વખત બે વખત જોઇ શકાતું નહીં હતું પણ તેમાં જોઇ ભવિષય વાંણી કહેવાનો જમશેદી નવરોજનો મુબારક દિવસ ઠરાવેલો હતો. ભવિષ્યવાણી જોવાનો નવરોજનો ઠરાવેલો આ મુકરર વખત આપણને જમશેદની તખ્તનશીની સાથે જામે જમશેદનાં યંત્રની યાદ આપે છે અને તે જામે જમશેદ સાથે જામે કેખુશરો નાં યંત્રનો સંબંધ દેખાડે છે. આ એજમતી જામના સંબંધમાં વિદ્વાન ડૉ. જી. જ. મોદી પોતાના "ઇરાની વિષયો ભાગ બીજા" માં અસરકારક અને વિદ-

વત્તાભરેલું વાંચવા લાયક વર્ણન પુરૂં પાડે છે અને તે જમશેદની આ કરામતી જામ જોસફનાકપ (જામ), નેસ્ટરનાકપ, ઇન્દુરાજા કએહની જામ, કાઇસ્ટની પવિત્ર જામ, રૂમીશાઅર વર્જીલની જામ વગેરેની યાદ આપે છે.

શાયર ફીર્દોશી કહે છે તેમ અગર અમર્ગીતું પીણું અંગુરીશરાબ "શાહદારૂ" ની અકસમાતીક શોધમાં સચ્ચાઇ હોય તો જમશેદનો બીજી કોઇ તરાહીત શરાબી જામ સાથે સંબધ હોવો જોઇએ.

---

## જમરૂદ.

આ એક કીલ્લાનું નામ છે, તે **ખાઇબરપાસના** મુખ આગલ આવેલો છે અને જમશેદનાં નામથી ઓલખાયો છે જેમ **જામે કેખશરો**નાં બયાનમાં ભવિષ્યવાણી જોવામાં જમશેદી નવરોજનો ચોકસ વખત મુકરર થયલો આપણે જોઇએ છીએ, તેમજ દંતકથા જામે જમશેદમાં ભવિષ્ય ભાખવાની એક જગા ઠરાવેલી કહે છે. તે માટે **જમરૂદ** ની નજદીકમાં આવેલો પાણીનાં એક ચશ્મો છે અને દંતકથા મુજબ તેમાં જમશેદ પોતાની "જામે જહાનુમાય" જોતો હતો. કહેછે કે **મશદ** થી **તેહેરાંન** તરફ જવાના માર્ગમાં પચાસથી સો ફુટ ઉંચા ગોળમિનારા મલે છે, તેઓ એક જગાપરથી બીજી અને બીજી પરથી ત્રીજી એમ માઇલોના માઇલો સુધીની ઘણી દુર તફાવતની જગાઓ ઉપર ચોકસ નિશાનીથી ખબરો પહોંચાડવાનાં મથકો હતાં. તેઓને ત્યાંના રેહેવાસીઓ "જામે જહાનુમાય" જોવાનાં મથકો તરીકે ઓલખાવે છે અને તેની સાથે જમશેદનું નામ જોડી આપે છે.

---

## આદર ફરોબાની તખ્તનશીની.

આદર ફરોબા આતશ શાહ જમશેદે જીહુન નદીપર આવેલા **ખારજમ** (હાલનાં ખીવા) પ્રાંતના **ગદમંદ હુમંદ** પર્વત ઉપર પ્રથમ બરપા કીધો હતો. આ સોથી પુરાતન અને નામીચા કેબ્લાની પાયદારી કેઆની બાદશાહ ગુસ્તાસ્પના અમલ સુધી કાયમ હતી, તેને પાછલથી તેંણે ખસેડી કાબુલસ્તાન (હાલનાં અફગાંનીસ્તાન) માં આવેલા **કેશાન** પર્વતપર ફરીથી તખ્તનશીન કીધો હતો (બુન્દેહેશન)

**આતશની તખ્ત-નશીની સાથે જોડાયલા યાદગાર બનાવો.**

હાલમાં આતશના કેબ્લાઓ બરપા થવાની એક મુળ : મજહબ તરફ ખાસોઆમની આસ્થા મજબુત કરવા આતશ તરફ અપુર્વ માન ધરાવવાની છે, પણ પુરાતન આત તખ્તનશીનીમાં આ અને બીજી ઘણી ઉમદા નેમો સામ છે. તેઓ ખાસ કરી ફતેહમંદ કીર્તિની યાદમાં થતા હતા અને તેઓને બરપા કરવાનો આધકાર સર્વને ખુલ્લો નહીં હતો. ઇરાની બાદશાહોમાં જેઓએ ના ભરેલાં કામો કીધાં હતાં, પેહેલવાનોમાં જેઓ અજીત ગણાયા હતા અને જેઓએ દેશ અને રાજ્યની સેવા ઉઠાવવામાં પોતાનો બળવાન હીસ્સો આપ્યો હતો તે: આતશનો કીર્તિસ્થંભ બરપા કરવાનો એકલો માનવંત અધીકાર ધરાવતા હતા. ઇરા જોકે અનેક આતશો તખ્તનશીન થયા હતા, તોપણ તેઓમાં ત્રણ આતશો નામીચા હતા અને તેથી આતશ નયાયશના "આથ્રો અહુરહે મજદાઓ પુથ્ર" ભાગમાં તેઓની આર્યખુરેહ અને કેઆની ખુરેહની સંજ્ઞાથી ગર્ભિત ખુસ્તુદી દર્શાવ આવીછે. તેઓ આદર ફરોબા, આદર ગુશસ્પ અને આદર બુર્ઝીન મેહેર હતા. પે મહાન **જમશેદે** જગજાહેર કીર્તિની યાદમાં બરપા કીધો હતો, બીજો કેઆની બા કુએખુશરોએ **અસનવંદ** પર્વતપર બુતપરસ્તોથી વસાયલો દજેબહમનનો અ કિલ્લો સર કરવાની યાદમાં બરપા કીધો હતો અને ત્રીજો શાહ **ગુશતાસ્પે** દીનદુ બળવાન બાદશાહ અર્જાસ્પ ઉપર પેહેલી જીત મેલવી નવો મજહબ બરપા કર શુક ગુજારીમાં **રએવંત** પવતપર તખ્તનશીન કીધો હતો (બુન્દેહેશ્ન). આ મુજબ અને બીજા પુરાતન આતશોની તખ્તનશીની સાથે ઇરાની કીર્તિની ભલી યાદો જોડ હતી. તેઓ મજહબ તરફ જાંનફેશાંની, દેશ ભક્તિ અને રાજ્ય ભક્તિની ભલી તાજી રાખવાના સબળ સબબો થઈ પડયા હતા અને તેઓ દીન, દેશ અને રા પાયદારીની ઇધાંણીઓ તરીકે માન પામતા હતા.

**ખુલ્લાં આકાશમાં આતશની સેતાયશ.**

પુરાતન આતશો પર્વતો ઉપર બરપા થતા હતા અને તેજ તે દાદગાહો એટલે લાયક જગાઓ હતી. તેઓ માટે કેબ્લેગા કોઇ ખાસ મકાનો ઉભાં થયાં નહીં હતાં; પણ બર્ફ, વગેરે કુદરતી તોફાંનો વેલા પાહાડોના ગુફાઓમાં તેઓનું ર થતું હતું. એવા સંજોગો સિવાય તેઓ ખાસ કરી ખ આકાશમાં રોશન રેહેતા હતા અને તેઓની સન્મુખ સેતાયશો તથા આકાશી ઇજ

પ્રાર્થનાઓ થતી હતી. પેશદાદી અને કેઆની અમલથી લઇને હખામનીશ અમલ સુધી ખુલ્લાં આકાશમાં આતશના કેબ્લાઓ રોસ્ન રેહેવાના દાખલાની પર્વત ઉપર નોંધ જલવાયલીછે અને તેનો એક સુંદર નક્ષ **બીહીસ્તુન** પર્વત ઉપર કોતરાયલો મલેછે. આ મોજુદ નક્ષ મહાન **દારાંએસ હીસ્તાસ્પીસ** નો છે અને તેમાં તેને ખુલ્લાં આકાશમાં આતશદાનમાં બલતા અને તખ્તનશીન થયલા આતશ સન્મુખ ખડે પગે ઉભો રહી સેતાયશ કરતો ચીતારવામાં આવ્યોછે. આ નક્ષને માથે બાદશાહનીજ શિકલનું પાસબાન ફરોહર આકાશ વચ્ચે અધ્ધર ચિતાર્યુંછે અને એક બાજુ રોશન ખોરશેદ છંજદ અને બીજી બાજુ માહાબખ્તારના ચિતારનું કોતરકામ થયુંછે, જે દેખાડેછે કે આતશની સેતાયશો પ્રથમ ગુંબદવાલાં બંધ્યાર મકાનોમાં નહીં, પણ આકાશી ગોળાઓના કુદરતી કારીગરીના નાદર નમુનાઓના ઉંચા ખેઆલો નજર સામે ધરવા સાથે ખુલ્લાં આકાશમાં થતી હતી.

વળી ઇરાનમાં પાછલથી ઉભાં થયલાં આતશકદેહોનાં બંધ્યાર બાંધકામોની જે રચણા થઇ હતી, તે આતશની સેતાયશ પ્રથમ ખુલ્લાં આકાશમાં થવાનો ખરો ખયાલ આપેછે. દાખલા તરીકે (૧) આતશવાલા કેબ્લેગાહના ઓરડા ઉપર ગુંબદ ઉભો કરવામાં આવતો હતો અને તેની થયલી નકલની યાદ આજના આપણા આતશેબેહેરાંમ અને આદરાંનોના મકાનોના ગુંબદો આપેછે. (૨) આ ગુંબદો બલુ રંગની લાજવરની કીમતી ધાતુથી સંગારવામાં આવતા હતા અને તે ઉપર ખોરશેદ, માહ, સેતારાનું ગ્રહમંડળ અને પાણીના વાદલાંના નક્ષો ચિતારવામાં આવતા હતા. અસલ આતશકદેહોની આ રચણામાં ગોળ ગુંબદને ફરતાં આકાશ, તેના બલુ રંગને આસમાની રંગનું આકાશ અને તેમાં ચીતારેલા આફતાબ, માહતાબ વગેરે આકાશી ગોળાઓને ફરતાં આકાશના કુદરતી દેખાવો તરીકે દેખાડવામાં આવ્યા હતા. આ મુજબ કુદરત ઉપરથી તેના ખાવંદની પીછાણ કરવાનો ખેઆલ લાવવાને પ્રથમ ખુલ્લાં આકાશમાં આતશની સેતાયશો થતી હતી, તેની જુની યાદદાસ્ત તાજી રાખવા અને તેની ઇવાંણી જાલવી રાખવાની તેમાં ખાસ નેમ સમાયલી હતી. થોડા વખત ઉપર વર્તમાન પત્રોમાં આતશેબેહેરાંમોમાં વીજલીક રોશની દાખલ કરવાની છકર ઉડી હતી અને તે આતશ ઉપર વીજલી, સુર્ય વગેરેની રઝાળ પડવાથી પેલા તખ્તનશીન આતશનો દરજ્જા ઘટવાની વાહીયાત ફીલસુફી ઉપર આ તવારીખી મોજુદ શહાદત ખરૂં અજવાળું નાખવાને ઉપયોગી થઇ પડવા વીના રેહેશે નહીં.

**અંધાર મકા-નોમાં ઇજદોની સેતાયશ.**

પાછલા હખામનીશ અમલમાં પશ્ચિમની પાડોશી પ્રજાઓની નકલ કરીને પાછલથી **મેહેર, આવાં, આદર** વગેરે ઇજદો માટે મકાનો ઉભાં થયાં હતાં અને આતશ કદેહો બરપા થયાં હતાં. હખામનીશ અમલ ખતમ થવા પછી મુલુકે તવાયફના પાર્થિન અમલમાં દેશના જુદા જુદા પ્રાંતોના જુદા જુદા સ્વતંત્ર હાકમોએ પોતાના ઉપયોગ માટે જુદાં જુદાં ખાસ આતશકદેહો ઉભાં કીધાં હતાં. બોહોલી ઇરાની સલતનતનો એક નાનો ભાગ ૯૦ પ્રાંતોમાં વેંહેંચાઇ ગયો હતો તેમાં ૯૦ હાકમો સ્વતંત્ર હકુમત ભોગવતા હતા અને તેઓએ શુમારે ૯૦ આતશકદેહો બરપા કીધાં હતાં. તેઓ કોઇ અખંડ કીર્તિની યાદમાં ઉભાં થયાં નહીં હતાં પણ સ્વસત્તાનાં બળપર ઉભાં થયાં હતાં. આ મુજબ કોઇ નામદારી ભરેલા બનાવોની ગેરહાજરીમાં આતશકદેહો બરપા થાય એ બીના કદીમ તરીકાથી ઉલટી અને આતશનો બુલંદ દરજ્જો ઉતારી પાડનારી ગણાતી હતી. તેથી પાર્થિયન અમલ પછી છેલ્લા સાસાની અમલમાં તેના મહાન સ્થાપક **અર્દશીર બાબકાને** ઇરાનના મોટા બાદશાહ **અર્દવાન** તથા પ્રાંતોના હાકમો ઉપર એક પછી એક જીતો મેલવીને જુદા જુદા પ્રાંતોમાં વેંહેંચાઇ ગયલી ઇરાની સલતનતને એકત્ર કીધી હતી અને ઇરાની પ્રજાને એકજ રાજ્ય અને એકજ ધર્મની બાંહેધરી ઉપર મુકી આપીને મહાન શાહાનશાહત બરપા કીધી હતી. તેંણે રાજ્ય અને ધર્મની એકયતા જાલવવા, વગર વજુદે બરપા થયલાં આતશકદેહો કમી કીધાં હતાં અને રાજ્ય તથા ધર્મનાં જુદાં જુદાં તડોમાં વેંહેંચાઇ ગયલાં ઇરાની પ્રજામત અને પ્રજાબળને એકત્ર કરી તેને એકજ મહાન પ્રજાનાં સર્વોપરી બળમાં ફેરવી નાખ્યાં હતાં. તેંણે આ પ્રજાસેવા અને અજીત કીર્તિના આ અને બીજા મહાન બનાવોની યાદગારીમાં ફતેહના ફરેસ્તા અને આતશના હમકાર **બેહેરાંમ ઇજદનાં** નામથી સર્વથી પેહેલાં શાહાનશાહી **આતશે વાહરામ** યાને ફત્તેહની યાદમાં બરપા થયલા આતશે બેહેરાંમો તખ્તનશીન કીધા હતા.

**મૂર્તિ પૂજા વિરૂધ આતશની તખ્તનશીની**

આતશકદેહોની આ સ્થાપણા આપણને એક ઘણી અગત્યની બાબદ સુચવે છે અને તેમાં આતશોની તખ્તનશીની સાથે મૂર્તિ પૂજાની નાબુદીનો ધાર્મિક ખેઆલ ખાસ જોડાયલો મલે છે. (૧) શાહનામે મુજબ દજે બહમન મૂર્તિપૂજકોનું એક મુખ્ય મથક હતું, અને ત્યાંની મૂર્તિપૂજા નાબુદ કરીને **કએખુશરો** આદરગુશસ્પ આતશ બરપા કરે છે. (૨) બહમન યસ્ત મુજબ શાહજાદા **પેશુતને**

મજકુર ત્રણ નામીચા આતશોની બરકતથી બુતપરસ્તીને નાબુદ કીધી હતી. (૩) કારનામે મુજબ અર્દશીર બાબકાંને બુતપરસ્તીની બદીને બુનો બિખથી ઉખેડી નાખી હતી અને અનેક આતશેબેહેરાંમો બરપા કીધા હતા. (૪) મસુદી કહે છે કે ફાર્સના ઇસ્તખ્રમાં મૂર્તિપૂજકોનાં મકાનની મૂર્તીઓ ભાંજીને ત્યાં હોમાય રાણીએ આતશ કદેહ ઉભું કીધું હતું અને તે પાછલથી મસજીદે સુલેમાન તરીકે ઓલખાયું હતું. (૫) કહે છે કે, કામીશના મુલકમાં બુતપરસ્તોનું મોટું મંદીર ભાંજીને ત્યાં જરીશ નામનું આતશકદેહ બરપા થયું હતું.

આ દાખલા દેખાડે છે કે, મૂર્તિપૂજાની જગા આતશના પાક કેબ્લાઓએ લીધી હતી અને તેઓ ફત્તેહમંદ કીર્તીની યાદ સાથે અકસર મૂર્તિપૂજા વિરૂધ બરપા થયા હતા. આગલા ઇરાની નામવરોએ બુતપરસ્તી તરફ ચતરાઇ ગયલી પ્રજાને આ નારવા કામથી પાછી ફેરવવા પ્રબલ પ્રયત્નો કીધા હતા, તેઓ માટે મૂર્તિની જગાએ આતશના રોશન કેબ્લાઓ બરપા કીધા હતા અને એક ખુદાને પિછાણવાનું ઉંચું ધોરણ પ્રજા સન્મુખ વારંવાર ધરવામાં આવ્યું હતું. કોઇ દેવ-દેવીઓ કે પીર-પેગાંમ્બરોની માટી, પત્થર કે એવીજ બીજી ખાકી નાશવંત વસ્તુઓની હસ્તકૃત આકૃતિઓનાં પુતલાં કે મૂર્તિ, બાવલાં કે છબીઓ મારફતે "તેની પેલી મેર જોવા," પેલી મેર જોઇને તેઓના આત્મા કે ફરોહરને નમન કરવા કે તેઓની મારફતે ખુદાની પિછાણ કરવા જરથોસ્તી મજહબે કદી શિખવ્યું નથી, પણ બુતપરસ્તીની બદીની અનેક ઈશ્વર પૂજાને "દએવયસ્તની" અને "ઓઝદીસ્ત પરસ્તા" ના અધર્મી તરીકા તરીકે સખ્ત શબ્દોમાં વખોડી કાઢયો છે. ઇરાનીઓ મૂળથીજ મૂર્તિપૂજાને ધીક્કારતા હતા અને તેઓ અવ્વલથીજ રોશની ( શારીરિક અને આત્મિક ) ને સદા ચાહનાર હતા. રોશનીજ તેઓનો કુદરતી પાક કેબ્લો હતો અને તેનીજ મારફતે તેઓ કુદરતના મહાન કારીગર અહુરમજદની ઉંચી પિછાણ અને ખાલેસ પરસ્તેશ કરતા હતા. આ મુજબ પત્થર પૂજા જે નાસ્તીક તરીકા છે તેની વિરૂધ, રોશન આતશ જે ખુદાઇ નુરમાનું એક પાક અને પ્રગટ રૂપ છે તેનાં કેબ્લાઓ ઇરાની આલમ સન્મુખ બરપા થયા હતા અને મૂર્તિપૂજાની જગા આતશના નુરમંદ કેબ્લાઓએ લીધી હતી.

પાછલાં સાસાની અમલનાં આતશકદેહો એકલાં ધાર્મિક ધર્મા-

**આતશ કદેહો સાથ** ળયો નહીં હતાં. તેમાં ઘણા સુધારા અને વધારા થયા હતા. **જોડાયલી ઉપયોગી** અને તેઓ સાથે કેટલાંક નૈતિક અને વ્યહવારીક ઉપયોગી **સંસ્થાઓ** ખાતાંઓ જોડાયલાં હોવાનું વિદ્વાન ડૅા૦ જી. જ. મોદી

કેટલુંક અસરકારક વર્ણન કરે છે.* એવાં કેટલાંક ખાતાંઓ કેઆની બાદશાહ કએખુશરોએ બરપા કીધેલાં આદરગુશસ્પ આતશકદેહ સાથ પાછલથી જોડાયલાં હતાં અને તે ઘણું નામીચું ધર્માળય થઇ પડયું હતું. (૧) ઇરાનમાં ગુનાહગારોનાં સાર્વજનીક કેદખાનાંમાં ઉતરતા વર્ગના કેદીઓને રાખવામાં આવતા હતા અને આતશ કદેહો સાથે રાજવંશી અને દરજ્જાવાલાં તકસીરવારોને નજર કેદ રાખવા અને તેઓની હાલત સુધારવાનાં આશ્રમો જોડાયલાં હતાં. ત્યાં તેઓ આતશની ખીદમત કરતાં, ખુદાના પ્રતિનિધી આતશ સન્મુખ પોતાની તકસીરનો પસ્તાવો કરતા અને સ્વસુધારો કરતાં હતાં. આ તકસીરવારોમાં બાજુઓબી હતી અને ત્યાં તેઓની ધર્મગુરૂઓથી સઘલી મર્યાદા જલવાતી હતી. (૨) આતશ કદેહો સાથે કેતાબખાનાં જોડાયલાં હતાં. અને ત્યાં દીની અને તવારીખી કેતાબોનો મોટો સંગ્રહ હતો. તેનો અકસર ધર્મગુરૂઓ લાભ લેતા હતા અને ઉંચો એલ્મ હાસેલ કરી તેઓ મોટા એલ્માઓ નિવડતા હતા શાઅર ફીર્દોશી કહે છે કે આદરગુશસ્પના ધર્મગુરૂઓ ઘણા કાબેલ અને ડાહ્યા મોબેદો હતા. ઇરાનમાં બે સૌથી નામીચા કેતાબખાનાં હતાં, એક ગંજેશસ્પીગાંન અને બીજું દજેનપિસ્ત હતું. પેહેલું સમરકંદ શેહેરનાં અશો સ્યાવક્ષે બરપા કીધેલાં આતશ કદેહ સાથ જોડાયલું હતું અને બીજું પાર્સી પોલીસના મેહેલમાં બાદશાહી કેતાબખાનું હતું. કહે છે કે દજે નપિસ્તનું કેતાબખાનું અજીત બાદશાહ સીકંદરે ઇરાનને તાબે કરતાં થૈસ નામની એક કંચનીની ઉસકેરણીથી શરાબના બાહારમાં બાદશાહી મેહેલ સાથે બાલી નખાવ્યું હતું અને વિદ્યા તથા એલ્મનાં ઇરાની સાહીત્યના ભંડારનો નાશ કીધો હતો. બીજું કેતાબખાનું ગંજે શસ્પીગાંન બચી ગયું હતું, તે યુનાનીઓને હાથ ગયું હતું અને તેનાં પુસ્તકોનો તેઓએ યુનાની ભાષામાં તરજુમો કીધો હતો આ બેમાં અસલ લખાણ આતશકદેહવાલાં કેતાબખાનાંમાં અને તેની નકલ બાદશાહી કેતાબખાનામાં જલવાતી હતી. (૩) તેઓ સાથે દીનની તાલીમ આપવાની મકતબો જોડાયલી હતી, ત્યાં બાળકોને મજહબ અને તવારીખનું જ્ઞાન અપાતું હતું અને દીનમાં દાખલ થનાર પરકોમનાં ઉમેદવારોને ધર્મગુરૂઓ દીનાઇનની તાલીમ આપી દીનમાં દાખલ કરતા હતા. નામીચો શાઅર ફીર્દોશી કહે છે કે, બેહેરાંમગુર બાદશાહ સેપીનુદ નામની એક રાજવંશી હિન્દવાંની સાથે કદખોદાઇ કરવાની અને હકદાર રાણી તરીકે તેને દીનમાં દાખલ કરવાની મકસદથી આદરગુશસ્પ આતશકદેહમાં લઇ ગયો હતો. ત્યાં ધર્મગુરૂ બાજ ધરવાની બસેમ

* ઇરાની વિષયો. ભાગ ૨ જો સફે ૧૦૭-૧૧૭.

હાથમાં ધરીને તેની નજદીક ગયો, તેંણીને દીનનો રાહ દેખાડયો અને ભલી દીનનાં ફરમાન મુજબ તેને સ્નાન કરાવી તેની જુદ્દીનની ગેદ્, કાટ અને ધુળ દુર કીધી હતી. (૪) તેઓ સાથે **ખજાના ખાતુ** જોડાયલું હતું. આતશના નિભાવ માટે વકફમાં મોટી જાગીરો અપાઇ હતી અને તેની આમદાની તથા બાદશાહોથી જરજવાહીરનાં જે નજરાણા થતાં હતાં તે ખજાનાની તીજોરી ખાતે જતાં હતાં અને તેમાંથી આતશની પાસબાની તથા ધર્મગુરૂઓનું આબરૂથી ગુજરાંણ થતું હતું. આતશકદેહોની આવક અનેક કીસમની હતી. આતશ ઉપર જરનો નેશાર થતો હતો, દરેક આતશ કદેહમાં અવસ્તાની એક નામીચી કેતાબ ખાસ રેહેતી હતી અને તે ઉપર દીનારોનો નેશાર થતો હતો વળી આતશના પાસબાન ભણેલાં ગુરૂઓનું સન્માન જાલવવા તેઓને દેરમ અને દીનાર તથા કીમતી પોશાકોની અશોદાદ અપાતી હતી. (૫) આતશકદેહના ખજાનાના આ અખૂટ ભંડારનો "બેંકો" તરીકે બીજો બી ઉપયોગ થતો હતો. લડાઇ અને એવાજ બીજા પ્રસંગોએ બાદશાહો વગેરેને જ્યારે નાણાની જરૂર પડતી ત્યારે તેઓને નાણા ધીરવામાં આવતાં હતાં અને તે પાછાં ભરપાઈ થતાં હતાં. તેના ખજાનચી ધર્મગુરૂઓ ઘણા પ્રમાણિક અને વિશ્વાસુ હતા, તેથી ખાસ વ આમ પોતાની અસકાઆમત "સેફ કસ્ટડી" માં અનામત મુકતા હતા અને તે સલામત રાખવામાં આવતું હતું. આ મુજબ જુદાં જુદાં ખાતાંઓ સાથ જોડાયલા ઇરાની આતશકદેહો મહાંન સંસ્થાઓ હતી અને તેઓ પોતાનાં ઉપયોગીપણાનો, બુલંદ દરજ્જાનો અને તેઓની મહત્તાનો આપણને ઉંચો ખેઆલ આપે છે. આપણાં હાલનાં આતશકદેહો તેના પાસબાન ધર્મગુરૂઓની ઉંચી કાબેલિયત અને નકલ કરવા લાયક નમુનેદાર વર્તણુંકથી એવા ઉંચા માન મરતબાને કયારે લાયક થશે ?

**ઇરાનના પર્વતો સાથ જોડાયલી ધાર્મિક સંસ્થાઓ**

આગલા ઇરાનીઓની આતશની સેતાયશ સાથે પર્વતોનો ખાસ સંબંધ જોડાયલો આપણે જોઇએ છીએ અને તે સંબંધ વિષે લ્હાં થોડો વિચાર કરીશું. આતશોની સેતાયસ સાથે પર્વતોનો આ સંબંધ એકલો નહીં હતો પણ તેની સાથે બીજી ઘણી ધાર્મિક સંસ્થાઓનો પવિત્રસંબંધ જોડાયલો હતો. પુરાતન ઇરાનીઓનાં સ્થળની સ્થીતિના સંજોગો એવા હતા કે પર્વતો તેઓને એક આશીર્વાદ સમાન થઇ પડયા હતા અને તેનો તેઓએ છુટથી લાભ લીધો હતો. તેઓના મુલકોનો મોટો ભાગ પાહાડી હતો અને પર્વતો તેઓનાં માનીતા સ્થળો હતાં. તેઓનો વસવાત પર્વતોની તળેતીનાં સપાત મેદાનો હતાં, તોપણ તેઓએ

અક્સર ધાર્મિક સંસ્થાઓ માટે પર્વતોની શિખરો ખાસ પસંદ કીધી હતી. જુના કાળમાં આ પસંદગીનો એક સબબ કુદરતના અદભુત દેખાવો અને તે તરફનાં તેઓનાં કુદરતી ખેંચાણનું હતું. પર્વતોની બાહરની બાજુથી ઉગતા અને આથમતા આફ્તાબના દમામદાર ગોળાનો અને તેનાં સોનેરી કીરણોનાં પ્રતબીમ્બનો દીલપજીર દેખાવ તથા રૂપેરી માહતાબ અને સેતારાઓની સુંદર ગર્દેશ પર્વતોની શિખરો ઉપરથી કુદરતના ખાવંદનો તેઓને વધારે ઉંચો ખ્યાલ આપતો હતો. પર્વતો ઉપર બર્ફ પીગળીને બનેલા પાણીના મોટા સરોવરો અને તેઓના ધોધમાર વેહેતા ઝરાઓનો દેખાવ હસ્તી રમતી કુદરતનો ખુશ ખ્યાલ આપતા હતા. તેઓથી વેહેતી ખીણો અને નદીનાલાંઓ, ખેતીવાડી અને બાગબાનીની જમીનને ફળદ્રુપ બનાવતાં હતાં. ત્યાં તરાવતવાલા ઝાડપાનો અને લીલોતરીનો લીલાંલહેર દેખાવ આંખોને તાજગી બખશનારો હતો (૧) આ સઘલાં કુદરતી કારણોને લઇને પર્વતો તરફ તેઓનું સ્વભાવક ખેંચાણ હતું અને આદર (આતશ), આવાં (પાણી), ખોરશેદ (અફ્તાબ), મોહોર (માહાતાબ), તીર (સેતારા), ગોશ (ઉર્વ) (કુલે કુદરત) અને મેહેર (બામદાદ અને સાંજનું સુંદર ઝઝકણું બનાવનાર) આ અને બીજા ઇજદોની પ્રાથના કરવા અને તેઓને કુરબાંની આપવાનાં ધાર્મિક સ્થળો પર્વતોની શિખરો હતી. (૨) અવસ્તાએ સઘલા પર્વતોમાં અલ્બોર્જને તેની બોહોલી સીમા અને બુલંદીને લીધે વધારે માનવંત જણાવ્યો છે અને પુરાતન ઇરાનીઓની સઘલી ધાર્મિક અને વહવારીક ચલવલ એજ દિશાએ એજ નામીચા પર્વતની જુદીજુદી શાખાઓ ઉપર થઇ હતી. અવસ્તા મુજબ મેહેર અને સરોશ ઇજદોનાં મકાનો એજ પર્વતની બુલંદ શિખરો ઉપર (આકાશમાં) હતાં. એજ પર્વતની સપાત શાખાઓ ઉપર જમશેદે ઘણું કરી પોતાનું વર સંસ્થાન વસાવ્યું હતું, ત્યાં કએકાઉસ વગેરે બાદશાહોએ પોતાને આરામ લેવાના મેહેલો ઉભા કીધા હતાં અને આકાશી અવલોકન કરવાની વેધશાળા સ્થાપી હતી. (૩) જુના માજદયસ્ની અને નવા માજદયસ્ની જરથોસ્તી એ બેઉ મજહબો બરપા થવામાં પર્વતોએ પવત્ર હિસ્સો આપ્યો હતો. શાહા જમશેદના વખત અગાઉ ઘણા જુના કાળમાં અલ્બોર્જ ઉપર **હોમ ફ્રાષ્મ** પેગાંમ્બરનું રેહેઠાણ હતું અને ત્યાંથી તેણે માજદયસ્ની મજહબ બરપા કરી તેને ફેલાવ્યો હતો. **અશો જરથોસ્તે ઉષિદરેન** (હોશ તથા અક્કલ બખશનાર) પાહાડ ઉપર લાંબો વખત સુધી કુદરતનું અવલોકન કીધું હતું અને ત્યાંથી ખુદાશનાસીના એલમનું કુદરતી ફીલસુફીનું ગ્નાન હાંસલ કરી પોતાનો નવો મજહબ ઇરાની આલમ વચ્ચે જાહેર કીધો હતો. (૪) પેશદાદી અને કેઆની અમલ પછી હખામનીશ અમલમાં પાર્સી-

પોલીસ, પાર્સાગર્દ, બીહીસ્તુન અને બીજા પર્વતોનો બાદશાહોએ ઓહોલા પાયા ઉપર ઉપયોગ કીધો હતો. તેઓએ પવતો ઉપર **ચેહેલમનાર, સદમિનાર** અને બીજા બાદશાહી મેહેલોનાં પત્થરનાં નામીચાં બાંધકામો ઉભાં કીધાં હતાં, ત્યાં માણસો, પશુઓ, ફુલફલાદિના વેળાઓ, દરબારી દેખાવો વગેરેના જાતજાતના અને ભાતભાતના નક્ષો કોતરાવ્યા હતા અને ખીલારોકા હસ્તલેખોનાં કોતરકામો કીધાં હતાં. સુખશાંતિની જાલવણી માટે તેઓની **આરામગાહો** ( દખ્મા ! ) ના પત્થરના ખુલ્લા ચોતરાઓના ગંજાવર બાંધકામો ઉંચા પર્વતો ઉપર બરપા થતાં હતાં અને લાસનું માસ ભક્ષ થવા પછી તેઓનાં હાડકાં ખાક થવા મુકવાનાં **અસ્તોદાંનો** નાં પત્થરનાં બંધ્યાર બાંધકામોથી એજ ઉંચા પર્વતો ઉપર ઉભાં થયાં હતાં. એઓમાં ગજવંશીઓના અસ્તોદાંનોની ફરસબંદીમાં સફેદ મારબલનો ઉપયોગ થયો હતો અને તેનાં બાંધકામોની બાહારની સપીલ ઉપર મરણનો ખ્યાલ આપનારાં નકશીકામો થયાં હતાં. હખામનીશ અમલ પછી પાથયન અને સાસાની અમલમાં હખામનીશોનાં પાહાડી સ્થળોથી તેઓ નીચે ઉતર્યાં હતા અને તેઓએ પર્વતોનો ઘણો થોડો ઉપયોગ કીધો હતો.

આ મુજબ પુરાતન ધાર્મિક ધર્માળયો સાથે પર્વતોનો પવિત્ર સંબંધ જોડાયલો હતો અને તેઓ સાથ ધાર્મિક ખ્યાલો જોડાયલા હતા. આથી પર્વતો તરફ ઘણા માનથી જોવામાં આવ્યું છે અને અવસ્તામાં પાહાડોની વખાણ ગાવામાં આવીછે. વળી પાછલા વખતમાં **પત્થરપૂજા** ના કોઇ નાસ્તીક ખ્યાલથી નહીં, પણ મજકુર સઘલા મઆકુલ સબબોને લઇને પર્વતોના નમસ્કારનું ભણતર રચાયલું આપણે જોઇએ છીએ.

---

## જામે અખ્તર અને આકાશી સફર.

**શાઅર ફીર્દોશી** એ નામીચા ધારાની બાદશાહોની આકાશી સફરનાં નવાઇ જેવાં બયાંનો કરેછે અને તે માટે **જમશેદ** અને **કએકાઉશ** નાં નામો દર્શાવેછે. આ અજાયબ બયાનોમાં અગર સચ્ચાઇજ હોય તો તે બીના હાલની વીસમી સદીનાં યુરોપિયન જંગમાં હવાઇ વીમાનોની નવી શોધની આપણને આબાદ યાદ આપેછે. ત્યારે શાયર કહેછે તેમ જુના જમાનામાં વીમાનની શોધ શું આ બે બાદશાહોથી થઇ હતી? અને તેઓએ શું હવાઇ સફરો કીધી હતી? આ નવાઇ સરખા સવાલ ઉપર હયાં આપણે થોડો વિચાર કરીશું. શાયર કહેછે કે, જમશેદે એક હીરાજડીત તખ્ત બનાવ્યું હતું,

તે જ્યારે થાહતો ત્યારે તે ઉપર તખ્તનશીન થતો હતો અને તેને દેવો જંગલને રસ્તે આકાશ ઉપર લઈ જતા હતા! વળી કએકાઉશના સંબંધમાં શાયર કહેછે કે, એબ્લીસ દેવે તેને આસમાનની બાદશાહી લેવા ઉસકેર્યો હતો, તેથી તેણે લાકડાનું એક તખ્ત (માચી, અમારી) બનાવી હતી અને તેમાં બેસીને ચાર ઓકાબ પક્ષિઓ તેને આકાશ તરફ લઇ ગયાં હતાં! વીમાન મારફતે આ આકાશી સેહેલગાહ કરવાનું મધ્ય કાળમાં શાઅરની નજરે કાઉશના એક દાખલામાં ખુદા સામે બંદ ઉઠાવવા જેવું બેહુદું તથા ગુનાહ ભરેલુ હતું અને તે કામને વખોડનારા શબ્દો પેહેલવાન ગુદર્જના મોંઢામાં મુકાતા આપણે જોઇએ છીએ. હવે જમશેદની હવાઇ મુસાફરીનાં બયાંનમાં આપણો શાયર કહેછે કે,

" નેશસ્ત બરાંન તખ્ત જમશીદશા, બદસ્ત અંદરન જામેઅખ્તર નુમા.
મરાંન તખ્તરા દીવ બર્દાસ્તહ, ઝે હામુન બઅબર અંદર અફ્રાસ્તહ."

એટલે, સેતારા જોવાની જામ હાથના દર્મિયાંનમાં પકડીને જમશેદ તખ્તનશીન થયો હતો અને તે તખ્તને દેવો ઉઠાવીને બીયાબાંનમાંથી વાદલ ઉપર લઇ ગયા હતા. આ ઉપરથી જમશેદની આકાશી સફર કરવાની બીજી કોઇ મકસદ જણાતી નથી, પણ તેની એકની એક નેમ આકાશી અવલોકન કરવાની હતી. તેની હવાઇ સેહેલગાહની મતલબ કોઇ બીજીજ હોત તો સફર દર્મિયાંન જામેઅખ્તર યંત્ર સાથે રાખવાની જરૂર નહીં હતી પણ તેની એકલી મકસદ આ યંત્ર મારફતે ખગોળની માહીતી મેલવવાની હતી.

જમશેદને આકાશી અવલોકન કરવાનો શું કોઇ સંગીન સબબ મલ્યો હતો?

**એક અનુમાન**

જમશેદના જુના કાળમાં બર્ફના સખ્ત શિયાળાની કુદરતી આફતો વરસવાનો એક બનાવ બનેલો ખુદ **વંદીદાદમાં** મલેછે. તેમાં અહુરમજદ અને અમેશાસ્પંદોની આકાશી મજલસની જમશેદ અને તેની અંજુમન સાથે ઇરાનવેજમાં મુલાકાતો થાયછે અને ભવીષ્યમાં બનનારાં શિયાળાના આફતકારક બનાવથી અહુરમજદ તેને વાકેફ કરેછે (૫૦૨, ફ૦ ૨-૪). વંદીદાદનું આ અલંકારીક વણુન શું દેખાડે છે? તે આકાશી ગોળાઓની કોઇ અસ્વભાવિક ગર્દેશ, તેઓની શકભરેલી હિલચાલ, રૂતુની ફેરવાયલી સ્થિતિ અને પર્વતો ઉપરથી અખટ બર્ફ પિગળી નાશ પંથરાવાના અંગત અનુભવને લઇને જમશેદને આકાશી અવલોકન કરવાનો સબળ સબબ મલ્યો હોય તો તે સ્વભાવિક છે. બીજું, ઇરાનના કેટલાક બાદશાહોની પોતાના માનીતા ઇજદોની પ્રાર્થના કરવા અને તેઓને પ્રાણીઓ

વગેરેની ભેટો ધરવાની લાયક જગા ઉંચા પર્વતો હોવાની યશ્તોમાં શહાદતો મળે છે જમશેદની એવી એક માનીતી પસંદગીની જગા અલબોર્જ પર્વતની હુકઇર્ય નામની નામીચી બુલંદ શાખા હતી અને કાઉશની એવાજ પર્વતની એરેજીફ્ય નામની એક શાખા હતી. અલ્બોર્જની ઉંચાઇ વિદ્વાનો ૧૮૦૦૦ ફીટની જણાવે છે અને અવસ્તામાં “ હુકર્ય ” શાખા ઉપરનાં ગંજાવર સરોવરનાં પાણી આશરે ૭૦૦૦ ફીટની ઉંચાઇથી ધોધમાર વેહીને ઇરાન દેશને આબાદ કરતાં જણાવ્યાં છે. એજ સરોવરનાં પાણી અને બીજા કિલ્લાઓ અકસર આતશ સન્મુખ જ્યારે ઇજદો વગેરેની પ્રાર્થના થતી હતી, ત્યારે જમશેદ કેટલાક હજાર ફીટની ઉંચાઇએ “હુ કર” પર્વત ઉપર અને કાઉશ “એરેજીફ્ય” પર્વતની પોતાની હમેશની પ્રાર્થના કરવાની બુલંદ જગા ઉપરથી કુદરતની લીલા અને તેના મહિમાની તેઓને વધારે ઉંચી પીછાંન થઇ હોય, પૃથ્વિ કરતાં ઉંચા પર્વતોપરથી કુદરતી ખુબસુરતીના સુંદર દેખાવો નેહાલવાનો તેઓને અનુભવ થયો હોય અને તે અંગત અનુભવને લઇને આકાશી અવલોકન કરવા કોઇ યુક્તિથી વધારે ઉંચે જવાનું જોખમ ભરેલું સહાસ તેઓએ માથે ઉઠાવ્યું હોય તો તેમાં તાજુબ થવું જોઇતું નથી.

આ બે બાદશાહોની હવાઇ સફર આકાશી અવલોકન કરવાની હતી તેથી જમશેદ **જામે અખ્તર** હાથમાં લઇને વીમાનમાં આકાશી સફર કરે **જામે અખ્તર** છે. આ વસ્તુ સેતારાઓની ચાલ તપાસવાનો કાચનો આયનો અથવા દુર્બીન જેવું કોઇ યંત્ર હતું અને તેની મારફતે તેઓએ આકાશી અવલોકનો કીધાં હતાં. એવાં એક કાચના આયનાનાં યંત્ર સાથે સેકંદર બાદશાહનું નામ જોડાયલું મળે છે, તે “ આયનએ સેકંદર” નામે ઓળખાયું છે અને તે હીન્દુ રાજા કએદ પાસેથી એક ઉંચી ભેટ તરીકે મેળવેલું કહે છે. એવાં કોઇ યંત્રનો ઉપયોગ જમશેદે કીધો હોય, અને જુના જમાનાની આ નવી શોધ આજના જેવી ફતેહમંદ ઉતરી નહીં હોય, બલકે ઘણી અધુરી હોયતો તે બનવાજોગ છે. આગલા વખતમાં એક જગાથી બીજી દુરની જગાપર કોઇ તાકીદનો સંદેશો રવાના કરવાનાં આજનાં **ટેલીફોન** કે **ટેલીગ્રાંમ** જેવાં જ્યારે કોઇ અમુક સાધનો નહીં હતાં, ત્યારે દુરદરાજ મથકે ચોકસ ખબરો રવાના કરવા ઉંચા ડુંગરો ઉપર કાચના ભારે કદના આયના ઉભા કરવામાં આવતા હતા અને ચોકસ સંજોગો વેળા ચેલા તકતાઓ ઉપર સુર્યના કીરણો પાડીને, તેની મારફતે મુકરર કીધેલાં દુરદરાજ મથકો તરફ પેલાં કીરણોના પ્રતીબીંબો ફેંકીને કોઇ છુપી ચેટવણી, કોઇ ખાનગી

સંદેશા દુરના ભાગોમાં પોહોંચાડવામાં આવતો હતો. સંદેશા રવાના કરવાના એવાં ઘણું સ્થળો દેશના જુદા જુદા ભાગોમાં હોવાનાં મુસાફરો અનુમાનો કરેછે અને તેઓમાંનું એક પાછળથી જમશેદના નામ સાથ જોડાયલું જમકુદ મલે છે. આ સંદેશા અકસર લડાઇ જેવા બારીક પ્રસંગો ઉભા થતી વેળાના હતા અને તે લશકર તથા તેને લગતી સઘલી સામગ્રી સાથે તૈયાર થઇ રેહેવાના હતા. આજની આગલ વધેલી કળા મુજબ કાચને આયનો એક જગાએ ઉભો કરી, તે ઉપર સૂર્યના કિરણો પાડી, તે કિરણોનો જઠો એક જગાએ એકત્ર કરી ચોકસ પ્રમાણમાં ગરમી ઉત્પન્ન કરે છે અને તેની મદદથી જાતજાતનું ખાણું પકાવી શકાય છે. આવા પ્રયોગો આ જમાનાની આગલ વધેલી "સાયન્સ" ની શોધખોલનાં અને કળા કૌશલ્યનાં જ્યારે ઉંચાં પરીણામો જણાય છે, ત્યારે આ અને એવાજ બીજા "હેલ્યોગ્રાફીક" પ્રયોગોનો મધ્યકાળમાં જાદુગરીની ઉપમાં મલવાના દરેક સંભવો હતા, કે જે વિષે આગલ આપણે બોલનાર છીએ.

હવે **કાઉશની** હવાઇ સેહેલગાહ માટે **એબ્લીસ દેવ** ના સંબંધમાં આપણો નામીચો શાઅર શું કહે છે તે આપણ જોઇશુ.;

**કએકાઉશની હવાઇ સફર.** **માજનદરાન** અને બીજા પ્રાંતોની જીતાયલી પ્રજા, જે દેવોને નામે ધર્મ અને તવારીખમાં જણાયલી છે, તેને બાદશાહે અલ્બોજ ઉપર પોતાના મેહેલો ઉભા કરવાને કામે લગાડી હતી. આ કામ તેઓને ફરજીઆત કરવાનું હતું અને પર્વતોપરના પત્થરો તોડીને તેઓને પત્થરના બાંધકામો ઉભાં કરવાનું હતું. આ સખ્ત મેહેનતના બોજાથી તેઓ કાયર થઇ ગયા હતા. આ દેવોમાં પેલો એબલીસ ઘણો હુશીયાર દેવ હતો, તેણે પોતાના જાતભાઇઓને આ મેહેનતમાંથી બચી જવાની મસલહત માટે ભેગા કીધા અને બાદશાહનું ચિત્ત બીજી તરફ રોકીને મેહેનત બચાવવાની બાજી રચી હતી. તેઓએ પોતાની યુક્તિ કામે લગાડવા એક જબાંનદરાજ ચતુર દેવને તૈયાર કીધો હતો. તેણે બાદશાહ નજદીક જઇને પ્રથમ તેની બેહદ તારીફ કીધી અને ત્યાર બાદ જમશેદે આકાશી સફર કરી મેલવેલી નામદારીની અસરકારક શબ્દોમાં યાદ આપી અને તેનો આબાદ દાખલો દેખાડી કહ્યું કે,

"ચે દારદ હમી આફતાબ અઝ તો રાઝ, કે ચુન ગર્દદ અંદર નેશીબો ફરાઝ.
ચે ગુનસ્ત માહો શબો રૂઝ ચીસ્ત, બરીન ગર્દેશે ચખ સાલાર કીસ્ત.
બેદાની હમહ બુદનીહા બરાઝ, ચુબા ચારહ બરતર શવી બરં ફરાઝ."

એટલે આફતાબ તારાથી તલુ થવા કે ગરૂબ થવાનો ભેદ છુપો કાંય રાખે ? આ માહતાબ, રાત અને દીવસ શું છે ? આ આસમાની ગર્દેશનો સરવર કોણ છે જો તું ઉચે ચહડવાનો ચારો કરે તો આ બધો ભેદ તું જાણે.

ત્યાં કાચના આયના મિસાલ પારદર્શક જોઈ શકાય છે કે, જમશેદ અને કાઉસ એ બેઉ બાદશાહોની નેમ એકજ હતી અને તે આકાશી અવલોકન કરવાની હતી. ત્યારે જેમ પેહેલવાન ગુદર્ઝ કહે છે તેમ કાઉસ આકાશની પાદશાહી લેવા ગયો નહીં હતો, તેમજ તે ભેજાં વગરનો કે બીઅકલી, દીવાનો કે ગુમરાહથી નહીં હતો, પણ એલ્મનો તલબગાર હતો. ગુદર્ઝ વળી કહે છે કે, "પાદશાહ આકાશપર આફતાબ અને માહતાબને જોવા અને એકે એક તારાને ગણવા ચઢયો હતો" ત્યારે તે બેશક સેતારે શનાસીના એલ્મનો હોંશીલો બન્યો હતો. તેનો ગુનાહ એટલોજ હતો કે, તે કુદરતી ખુબસુર્તીનો તલબગાર હતો અને તેની એલ્મ તરફની જીજ્ઞાસાને ગુદર્ઝ હલકાં વિશેષણોથી નવાજતો હતો ! વળી શાઅર કહે છે કે, " શાહે અલ્બોર્ઝ ઉપર એક ગુંબદ બનાવી તેમાં દાનેશના વધારા માટે નામીચા મુબદોની બેઠક (મજલસ) બનાવી હતી." ત્યારે શાહ વિદ્યાનો શોકીન હતો, તેણે પોતાનો શોક પુરો પાડવા આકાશી અવલોકનો કરવાની વેધશાળા સ્થાપી હતી અને ત્યાં ખગોળની શોધખોળ માટે સેતારે શનાસ મુબદો (દાનેશમંદો) ની જરૂર જોઇ હતી. અજાયબ જેવું છે કે જમશેદની હવાઈ સેહેલગાહના બનાવમાં જ્યારે આપણા શાઅરને વાંધો ઉઠાવવા જેવું જણાયું નથી અને તેને વગોવવામાં આવ્યો નથી, ત્યારે તેજ બનાવ માટે ગુદર્ઝના મોંઢામાં મુકાયલા ખુદ શાઅરનાજ શબ્દોમાં કાઉસને વખોડવાનો સબબ નહીં સમજી શકાય એવો મુશકેલ છે. એવા ઘણા દાખલા તવારીખે પુરા પાડયા છે, કે કોઇ નવી કળા કે કોઇ નવીન શોધો કરનારાઓને તેના જમાનાના બેખબરોથી કેટલીક વેળા ઘણું ખમવું પડયું હતું અને એવા કેટલાક જરથોસ્ત અને કાઇસ્ટ જેવા મહાન ધર્મ સુધારકો અને સોક્રેટીસ જેવા સત્ય શોધકોનો જાન વટીક જવાના મોજુદ દાખલા તવારીખે પુરા પાડયાછે. તોપણ કાઉસનાં સંબંધમાં ઉપર દર્શાવવા જેવો કોઇબી અપકીર્તિ ભરેલો બનાવ બનેલો આપણે જાણતા નથી અને એવી કોઇ અપકીર્તિ સાથે તેની જીંદગીનો અંત આવેલાની સત્તાદાર કોઇબી શહાદત નથી.

**એક સવાલ.**

જુના જમાનામાં કાઉસનાં વીમાનમાં ઉડવાનાં આ સહાસ તરફ શું ખરેજ ખફગી ઉતરી હતી ! આ એક શકમંદ સવાલ છે અને તેમાં થોડીબી સચ્ચાઇ સમાયલી નથી. ખરૂં છે કે કેટલાંક પહલવી અને ફાર્સી લખાણોમાં કાઉસનાં આ

કીર્તિવંત કાર્યને ઉતારી પાડી તેને ઘણું। વગોવવામાં આવ્યોછે અને તેને ખરેજ ગેર ઇનશાફ કીધો છે, તોપણ અવસ્તાનાં પુરાતન અને સતારદાર ધાર્મિક લખાણોમાં તેનાં કોઇ કામને વગોવવા કે વખોડવામાં આવ્યું નથી, બલકે કીર્તિની ઉચી ટોંચે પુગેલા એક પુરૂષ તરીકે તેને આલમ સનમુખ દેખાડવામાં આવ્યોછે. પહેલું ; તેણે ઇજદો પાસે ભલી મુરાદો ચાહી હતી અને તે સઘલી બર આવી હતી. બીજું ; તે બીજાં કેઆની બાદશાહો મીસાલ કેઆની ખુરેહની બળવંત કીર્તિ ધરાવતો હતો. ત્રીજું ; એટલુંજ નહીં, પણ એથીબી વધારે તેને અઉર્વો એટલે, નામીચો અને બ્હાદુર તથા અષ-વરેચાઓ એટલે, પુરો તેજસ્વી અથવા સહાસીક તરીકે ઓલખાવ્યોછે (ય. આવાં ૬. ૪૫). હાં તેની આ ઓલખ તેનાં કોઇ મહાન પરાક્રમોની આપણને ઉચી પિછાંણ કરાવેછે. ત્યારે આ પ્રતાપી પુરૂષની શરૂથી સેવટ સુધીની કારકીર્દી ઝળકતી નીવડી હતી અને તેની આખર કારકીર્દીમાં કલંક લાગવા જેવું કોઇ કાર્ય જયારે ધર્મ પુસ્તકમાં દેખાડવામાં આવ્યું નથી, ત્યારે પાછલાં લખાંણોમાં થયલી તેની અપકીર્તિ કે નાલેશીમાં બીલકુલ વજુદ સમાયલું નથી.

જમશેદ અને કાઉશ બાદશાહોના વીમાનોમાં ઉડવાના સહાસમાં જે એક બાબદ

**હુનરમંદ દેવો.**

આપણું ખાસ લક્ષ ખેંચે છે તે **દેવોની** દર્મીયાંનગીરી છે અને તેમાં તેઓનો આપણે મુખ્ય હાથ જોઇએ છીએ વળી બીજે ઠેકાણે શાઅર કહે છે કે, જમશેદે વસાવેલાં નવાં વર સંસ્થાનમાં અને અલ્બોર્જ ઉપર કૈકાઉશે બાંધેલા મેહેલોમાંની દેવોનાજ કારસાજ હાથો કામે લાગા હતા અને તેઓના હાથથી આ નામીચાં બાંધકામો ઉભાં થયાં હતાં ! ત્યારે આ દેવો કોણ ? જે દેવોને પાછલથી જરથોસ્તી ધર્મે ધિક્કાર્યા છે, તેજ દેવોના હાથથી એ ઇરાની બાદશાહો પોતાનાં બાદશાહી બાંધકામો ઉભાં કરે એ કેમ બને ? આ સ્વભાવિક સવાલના સંબંધમાં આપણા શાઅરનાજ લખાણમાંથી થોડાક એવા દાખલા મલે છે, કે જેથી પેલા દેવોની પાધરી પિછાંણ કરવાને આપણે શક્તિવાન થઇએ છીએ. અવસ્તા સાહિત્યમાં માણસાઇ સુર્તના, દર્દ લાવનારા, નીતિભંગ કરનારા અને આબાદી ઘટાડનારા એવા ચાર તરેહના જે મુખ્ય દેવો વિષે બોલવામાં આવે છે, તે વર્ગના આ દેવો નહીં હતા, પણ શાઅરે વર્ણવેલા આ જુદીજ કીસમના દેવો હતા અને તેઓ પરદેશી તથા પરધર્મી જીતાયલી પ્રજાના કારીગર વર્ગના હુન્નરમંદ અને કળાવંત દેવો હતા.*

---

* આ દેવોની ખરી સમજ મી૦ પા૦ બ૦ દેશાઇએ "તવારીખે કયાનીઆન"ના પુસ્તકમાં આપી છે.

**દાખલા (૧) તેમુરસ્પ** પાદશાહની દેવો સાથની એક લડાઈમાં દેવોએ ઇરાની લશકર ઉપર આતશ અને ધુંઆનો વરસાદ વરસાવ્યો હતો, પણ આખરે તેણે દેવો ઉપર જીત મેલવી હતી અને આ જીતાયલી પ્રજાના દેવોને તાબે કરીને તેઓ પાસેથી કહે છે કે તેહેમુરસ્પે જુદી જુદી ભાષા (!), લેખણ કળા (!) અને કાંતવા-વણવાના હુન્નરો હાથ કીધા હતા. (૨) **કાઉશ** બાદશાહની માંજદરાંન ઉપરની ચહડાઇ વેળા ગીલાંનના **સફેદ દેવે** ઇરાની લશકરને એક જાતના ઝેહેરી ધુંઆથી આંધલું કીધું હતું, તેને લાઇલાજ કરી ઘેરી લીધું હતું અને પાછલથી રૂસ્તમે માજંદરાંનને તાબે કરી તેઓનો છુટકારો કીધો હતો. આ બે બનાવો હાલની વીસમી સદીનાં યુરોપિયન જંગમાં જર્મનીએ પ્રથમ બ્રીટીશ અને ફ્રેંચ લશકરો તરફ ઝેહેરી "ગૅસ" ફેંકી તેઓને આંધળા તથા સુના-બેહેરા કરવાના બનાવોની યાદ આપે છે. એવા પ્રયોગો મધ્યકાળમાં જાદુ મંત્ર અને તે પ્રયોગો કરનારા જાદુગરો તથા દેવો તરીકે ઓલખાયા છે અને તેઓ તરફ જયારે ધિક્કારથી જોવામાં આવ્યું છે, ત્યારે આજના વિધ્યાકળાના જમાનામાં તેને કોઇ જાદુ ગણી ધિક્કારતા નથી, આ અને બીજા પ્રયોગો કરનારા જર્મનોને કોઇ જાદુગરો કેહેતા નથી, પણ "સાયન્સ"માં આગલ વધેલા સહાસિક શોધકો અને વિધ્યાના પુજારી વિધ્વાનો તરીકે તેઓને ઓલખવામાં આવે છે. (૩) **કએખુશરોના** અમલમાં ઇરાન અને તુરાન વચ્ચેનાં એક જંગમાં **બાઝુર** નામના એક જાદુગરે હમાવન પાહાડ ઉપરથી પવન ફુંકીને બર્ફનો વરસાદ વરસાવ્યો હતો અને ઇરાની લશકરને આજેજ કીધું હતું. (૪) **ઝોહાકને** ખાણું પકાવવાના હુન્નરમાં એક હુશિયાર બાવરચી **દેવે** સૌથી પેહેલાં ગોસ્ત-મચ્છીની જાતજાતની સ્વાદીશ્ત વાણીઓનો સ્વાદ ચખાડયો હતો અને તેને વશ કીધો હતો. (૫) **અફ્રાસયાબે** સરોવરોના માર્ગો ફેરવી નાખી ઇરાંન દેશને પાયમાલ કરવાની અનેક ઇજનેરી કળા કામે લગાડી હતી. તેણે **અઓચસ્ત** (હાલના ઉરૂમ્યા) સરોવરની પેલે પાર એક છુપો મેહેલ (અ૦ દન્કન ફોંયરૂં. ફા૦ હંગે અફ્રાસયાબ) બાંધ્યો હતો અને આ ખારાં પાણીનો સરોવર પસાર કરવાનાં તેનાં આ અને બીજા પરાક્રમોને લીધે ઇરાનીઓએ તેને જાદુગર તરીકે ઓલખાવ્યો છે. (૬) **અસપંદીઆર** અને **રૂસ્તમ** વચ્ચેનાં જંગમાં, **સીનમુર્ઘે** દેખાડેલી કેહેવાતી કળા મુજબ રૂસ્તમે ગરૂડ પક્ષિનાં પીછાંવાલો બે પએકાંનનો તીર અસફંદીઆરની આંખોમાં મારી તેને બેજાંન કીધો હતો. તેના આ યુક્તિને અસફંદીઆર અને પેશુતન એ બેઉ બેરાદરોએ જાદુગરી અને જાલ તથા રૂસ્તમને જાદુગરો તરીકે ઓલખાવ્યા હતા (૭)

વળી રૂમી શાઅર **વર્જીલ** હએરત પમાડનારા પ્રયોગોમાં પ્રવિણ હતો, તેણે અનેક મોજેજા કરી દેખાડ્યા હતા અને તેથી તે ગ્રીક પ્રજામાં એક મહાન જાદુગર તરીકે ઓલખાયો હતો. (૮) દંત કથા મુજબ મધ્ય કાળમાં મહાન મોગલ બાદશાહ **અકબરની** દરબારમાં **જગતગુરૂ** નામના એક હન્દુ બ્રાહમણે દેખાવ કીધો હતો અને તેણે કોઇ યુક્તિથી આકાશમાં થાળ ચહડાવી બે સુર્ય દેખાડવાનો દાવો કીધો હતો. તેથી તે એક જાદુગર અને તેની યુક્તિ જાદુઇ તરીકે ઓલખાયાં હતાં. તેના આ પ્રયોગે મોગલ દરબારમાં ઘણો તરખાટ મચાવ્યો હતો અને તેનો ભેદ ખોલવા સઘલા દરબારી ઓલમાઓ લાઇલાજ થયા હતા. કહેછે કે હમારાં હમવતન નવસારીના એક નામીચા અને ફાજેલ રૂહશાદ દસ્તુરાંન દસ્તુર **મેહેરજીરાણાએ** આ ઠગારાની ઠગાઇ ઉઘાડી પાડી હતી અને માંથાવાણીના કલામોની બરકકતથી પેલી સુર્ય રૂપી થાળને નીચે ગબડાવી પાડવાની ભારે નામના મેલવી હતી. મધ્યકાળમાં હિન્દુ યોગીઓ અને ઇસ્લામી પીરોએ એવા અનેક તલેસમ અને મોજેજા કરી દેખાડવાના અનેક દાખલા અકબરનો દરબારી **બદવની** નામનો તવારીખ નવીશ લખી ગયો છે. (૯) અવસ્તાના પુરાતન જમાનામાં **અખ્તય** નામનો એક ચાલાક પરદેશી ઇરાન દેશમાં આવી ચઢયો હતો, તે ઉખ્યાંણાં કરવામાં ઉસ્તાદ હતો અને તેણે ઘણા નામીચા ઇરાનીઓને માહાત કરી શર્ત મુજબ તેઓના કીમતી જાનો લીધા હતા આ વેળા **ફ્યાંન** નામના તુરાની ખાનદાનનો **યોઇશ્ત** (ગોશ્ત ફરીઆંન) નામનો એક બાહોસ ઘણી ઉખ્યાણાં ખોલવામાં હુશિયાર હતો, અને તેણે અખ્તને ૯૯ સવાલોના ખુલાસો આપ્યા હતા (ય. આબાં ફ. ૮૨) વળી તેણે અખ્તને વલતા ત્રણ ગુઢ સવાલો કીધા હતા અને તેના જવાબોમાં તે લાચાર થયો હતો. તેથી તેણે તેને જાનથી બેજાન કીધો હતો અને બીજા નિર્દોષ ઇરાનીઓના જાનો બચાવ્યા હતા (પહલવી). આ તેની કીમતી સેવાને લઇને ધર્મમાં તેની માન સાથ યાદ કરવામાં આવીછે. (ય. ફ. ફ. ૧૨૦) આ અખ્તને અવસ્તામાં આંધળો અથવા દોજખી (તેમડહવન્ત) અને બદદાના અથવા બોઅકલી (દુજદ) નાં વિશેષણોથી ધીકકાર્યો છે અને તેને જોકે જાદુગર (યાતુમન્ત) કહયો નથી, તોપણ તેનાં આ કર્પીણ કામને લીધે પાછલાં પહલવી અને ફાર્સી લખાણોમાં તેને એક જાદુગર તરીકે ઓલખાવ્યો છે. આ અને એવાજ બીજા પ્રયોગોનો ઘણી વેળા ગેર ઉપયોગ થતો હતો તેઓની કેટલીક ઠગ વિદ્યાથી ભોલાંઓ ઠગાતાં હતાં અને તેઓની વાક ચાતુરીથી વેહેમી માણસો વેહેમોની કપટ જાળમાં ફસી પડતાં હતાં.

હવે આ જાદુગરો અને દેવોના પ્રયોગો અને પરાક્રમોની હયાંથી આપણે ખરી

વાકેફી મેલવ્યે છીએ. આગલી આર્ય પ્રજામાં વિદ્યા હુનર અને કળા
**ખુલાસો** કૌશલ્ય જ્યારે આગલ વધ્યા નહીં હતા, ત્યારે સેમેતીક (તુરાની વગેરે) અનાર્ય પ્રજા હુનર કળામાં કુશળ હતી અને તેઓની હએરત પંમાડનારી હુનરમંદી તથા કેટલાક દાખલામાં તે નુકસાનકારક હોવાથી તેને દેવોનું જાદુમંત્ર અથવા મેલી વિદ્યા (અ૦ અઘમાંથ=Black Magic) નું નામ મલ્યું હતું. કોઇ વિદ્યા અને કળા, કોઇ યુક્તિ અને પ્રયોગો જે બીજાંઓને સાધારણ ખબર નહીં એવાં પરાક્રમો દેવો અને જાદુગરોનાં જાદુમંત્રો ગણાયાં હતાં અને ધિક્કારમાં આવ્યાં હતાં. ત્યારે જમશેદનું વર સંસ્થાન (વરેજમ કર્દ) અને કાઉશના મેહેલોનાં બાંધ કામોમાં જે દેવ લોકો કામે લાગા હતા, તેઓ જીતાયલી પ્રજાના પરદેશી કારીગરો હતા અને એવા કળાબાજ કારીગરોએ બેઉ બાદશાહોને વીમાનમાં આકાશી સફરો કરવાની કળા દેખાડી હતી.

---

## ખેતીવાડી અને બાગબાની, તેની લડાયક જીંદગીપર અસર.

ખેતીવાડી અને બાગબાની આપણા ઇરાની વડવાઓનો બાપીકો પેશો હતો અને આ પેશા સાથે તેઓની સાદી, ઉદ્યોગી અને ઉપયોગી જીંદગીના ઘણા સુંદર ખ્યાલો જોડાયલા છે.

**વંદીદાદમાં જમશેદ** વર સંસ્થાન વસાવવામાં પશુ, ગાવગોસ્પંદ, માણસ, કુતરા, પક્ષિ અને આતશ (ચુલો) એ છ ઘરઘટુ સાધનોનાં ખાસ નામો મલે છે (પ૦ ૨૭). તેઓ પુરાતન ઇરાનીઓની જીંદગી ભોગવવાનાં એકલાં અવલ્બનાં સાધનો હતાં અને આ સાધનો તેઓના સાદા વ્યહવારની સાદી સ્થિતિ દેખાડે છે. તેઓની હાજતો થોડીજ હતી અને તેઓ ગુજરાંણનાં થોડાંજ સાધનો ધરાવતા હતા. દુનિયાના ચાલુ દોરની શરૂઆતની પ્રજા એક ઠેકાણે ઠરીઠાંમ રેહેઠાંણ ધરાવતી નહીં હતી, પણ પોતાનાં ગુજરાંણ માટે દુરદરાજ જંગલે જંગલ શિકારી અને ઢોરઢાંક સાથે બરવાડી ભટકતી જીંદગી ગુજારતી હતી. તેઓની આ ભટકતી જંગલી હાલત સુધારવા, તેઓને ઠરીઠાંમ જીંદગી ગુજારવા અને હલાલ મેહેનતથી ગુજરાંણ મેલવવાનું જુના જમાનામાં ખેતી સૌથી ઉત્તમ અને એકલું ઉમદા સાધન હતું. તેથી જમશેદે પોતાની પ્રજાને ઠરીઠાંમ થવા, આબરૂથી ગુજરાંણ કરવા અને **આર્ય**, એટલે ભલા શેહેરીઓ બનાવવા ખેતીના પેશાને પેહેલી અગત આપી હતી. ભટકતી જંગલી હાલતમાંથી બાહાર આવવાની, શેહેરી જીંદગીમાં દાખલ થવાની અને ભલા શેહેરીઓ

તરીકે ઓળખાવવાની તેઓની આ શરૂઆતની સુધરેલી સ્થિતિ હતી. જમશેદે નવું સંસ્થાન વસાવવા ઇરાનવેજ મુલકની દક્ષિણ દિશાએ ઉત્તમ આબો હવા અને ખેતીનાં ફળદ્રુપ જમીન મેળવવા સૌથી પેહેલું ધ્યાન આપ્યું હતું અને જમીન ખેડવા તથા જમીનદારો માટે બાંધકામો ઉભાં કરવાનાં હથિયારોની શોધ કીધી હતી. એવા બે જાતનાં ખાસ હથિયારોનાં નામો મલે છે, એકનું નામ સુફ્ર ( હળ ) અને બીજાનું અશ્ત્ર (હથિયાર) હતું અને તેઓને સોનેરીની ઉપમા આપી તેઓનાં ઉપયોગીપણાંની પિછાંણ કીધી છે (ફ. ૭). વર વસાવવામાં જમશેદ માટે બે કામો ઘણાં અગત્યનાં હતાં, એક જમીન ખેડવા, બીજું ઢોરઢાંક તથા પ્રજા માટે રેહેઠાંણો અને પાણીનાં બાંધ કામો બનાવવાનું હતું તેથી ત્યાં બે જુદી જુદી જાતના ઓજારો દેખાડવામાં આવ્યાં છે. આ નવાં સુધરેલાં ઓજારોથી જમીનો ખેડાઇ હતી અને બાંધ કામો ઉભાં થયાં હતાં. પાછળથી ખેતીનાં ઓજારોમાં વધારો મલે છે અને તેઓમાં અનાજ ખાંડવા તથા ભડવાનાં પત્થરનાં ખાંડણી અને બત્તાનાં નામો મલે છે.

ખેતીના ઉપયોગ માટે પ્રજાને પશુઓ અને ઢોરઢાંક પાલવાનાં હતાં, તેજ

**જીંદગીનાં બચાવનાં સાધનો**

તેઓની એકલી અસકાઆમત હતી અને તેજ તેઓનો જીવણગારો ગણાતો હતો. ઇરાનવેજ ઠંડો મુલક હતો અને ત્યાં જીઆંનગાર અઝદાહ તથા વરૂઓ વગેરે ફાડી ખાનારાં જાનવરોનો ઘણો ઉપદ્રવ હતો. તેઓ ઢોરોના વાડાઓ ઉપર વારંવાર હુમલાઓ લાવતાં હતાં અને તેઓને ફાડી ખાતાં હતાં. વળી તે વેળના જંગલી અને ઝનુની મર્દુમ દેવો ઠરીઠામ થયલા આર્ય (ભલા) શેહેરીઓનાં રેહેઠાંણો ઉપર દરોરો પાડતા હતા અને અનાજ, ઢોરઢાંક, ઘાસ ચારો વગેરે માલમતા લુટી જતા હતા. તેઓએ આ ત્રાસથી બચવા અને મુશકેલી ઓછી કરવા વ્યહવારૂ ઉપાયો કામે લગાડયા હતા. તેઓ ઢોરઢાંક અને પોતાના જાનમાલની સલામતી માટે પાહાડી શીકારી કુતરાઓ પાલતા હતા, તેઓ ઢોરના વાડાઓના રક્ષક, રખેવાલ અને આર્ય મોહોલ્લાઓના ચાલાક ચોકીઆંનો હતા. તેઓની આ નીમકહલાલ સેવા માટે આગલા આર્યોનું તે એક માનીતું પ્રાણી થઇ પડયું હતું. તે એક ઘરઘટું જરૂરી હાજત સમાન ગણાતું હતું અને વંદીદાદ મુજબ તેઓ તરફ ઘરનાં એક સૌથી વહાલા અને વફાદાર ખેશી બરાબરનું વહાલ અને માન ધરાવવામાં આવતું હતું (૫૦ ૧૫ તથા ૮, તથા ૩૫–૭૨, ૧–૨૨.) આ સબળ કારણોને લીધે ઘરઘટુ છ ઉપયોગી સાધનોમાં પાલેલા શીકારી કુતરાઓને વંદીદાદમાં ઘણી અગત અપાયલી આપણે જોઇએ છીએ.

**સુખી ઘર.**

આપણા પેહેલા ઇરાની વડવાઓનું એક સુખી ઘર કેવું હતું તેનું બ્યાંન વંદીદાદમાં વર્ણવેલું આ મુજબ મલે છે. જ્યાં ઘણાં પશુઓ અને ગાય ગોસ્પંદોનું ટોળું હોય, જ્યાં ગાય ઢોરનું ઘણું દુજાણું ( દુધ, દુધનું પકવાન ) થતું હોય, જ્યાં આટા ( અનાજ ) નો કોઠાર અને ભરપુર ઘાસચારો ભરેલો હોય, જ્યાં ભલી મોહોરદાર અને બાળ બચ્ચાંનો કબીલો હોય, જ્યાં કુતરાઓનું ટોળું અને આતશનો ચુલો હોય એવાં ઘરની જમીન ઘણી ખુશાલ છે ( ૫૦ ૩, ૨-૩ ) પુરાતન આર્યોનું એક સુખી ઘર કેવી કીસમનું હતું અને તેઓની રેહેણી કરણી કેવી સાદી હતી તેનો હાંથી આપણને થોડોબી ભાસ થાય છે. જીંદગી ગુજારવામાં આ સાદાં સાધનો તેઓના ખેતીવાડીના પેશાનો, તેઓની ઉદ્યોગી જીંદગીનો અને તેઓના જુના તથા સાદા જમાનાની સાદાઇનો આપણને ખરો ખ્યાલ આપે છે. વળી આ સબબ કારણને લઇને વીસ્પરદમાં ઘાસચારાથી ભરપુર મુકામ રાખનાર, ઘાસચારો ઉત્પન્ન કરનાર અને ગાવગોસ્પંદોની પરવરશ કરનાર ખેડુતને અષો કહ્યો છે, તેને ધાર્મિક મજલસોના માનવંત સભાસદ તરીકે આમંત્રણ કરવા અને આદરમાન આપવાને લાયક ગણ્યો છે ( ક. ૧, ૯ ) તથા તેની માન ભરેલી યાદ કરવા યોગ્ય જાહેર કીધો છે. ( ક. ૨. ૧૧ )

**સાદી જીંદગી**

જમશેદનો જમાનો આઠથી દસ હજાર વર્ષ જેટલો પુરાનો હતો અને ખેતી તથા બાંધકામો સીવાય બીજા કોઈ ખાસ હુન્નર-ઉદ્યોગો તે વેળાએ જણાયા નહી હતા. શાઅર ફીર્દોસી જમશેદે નવી નવી ઘણી શોધો અને નવા નવા ઘણાં હુન્નરો જાહેર કીધેલા જણાવે છે. પણ એવી કોઇ શોધોનું વર્ણન વંદીદાદમાં મલતું નથી અને મલવું જોઇએબી નહી. જુનાં જમાનાના આર્યોની જીંદગીની હાજતો અને તેઓનાં ગુજરાણનાં સાધનો સાદાં હતાં. તેઓની ખાની-પીની અને ખોરાકી-પોશાકી સાદી હતી. ખેતીથી જવ અને ઘઉં એ બે જાતનો અનાજનો પાક ઉતારવા અને પાલેલાં ઢોરનાં દુજાણાં ઉપર તેઓનાં ગુજરાણનો એકલો આધાર હતો. તેઓ પાલેલાં મેંઢાંના ચાંમડાં અને તેઓના વાલના પોશાકોથી શરીરને રક્ષણ આપતા હતા. અકસર હખામનીશ પાદશાહ કુરૂશ ( ખુશરો ) ના જમાનામાં પાર્સીઓમાં મીતાહારપણું અને ખોરાકી-- પોશાકીની સાદાઇ જલવાયલી હતી, તેનો જાણવાજોગ દાખલો તવારીખમાં નોંધાયલો મલે છે. લીડીઆના બાદશાહ ક્રીસસને હખામનીશ બાદશાહ કુરૂશ સાથે લડાઇમાં નહીં ઉતરવાનાં કારણમાં એક લીડીઅન ઉમરાવ સલાહ આપે છે કે, "ચાંમડાંના પાયજામા પેહેરનારા અને ચાંમડાંના પોશાક-

વાલા, મનભાવતી ચીજોનો શોક નહીં ધરાવનારા અને વેરાંન તથા ઉજ્જડ જમીનમાંથી જે મલી આવે તેવા ખોરાક ઉપર ગુજારો કરનારા, શરાબની મોજ નહી ભોગવનારા પણ પાણીપર રેહેનારા અને જેઓ પાસે અંજીર કે કોઇ સારો મેવો નથી, એવા લોકો ઉપર જીત મેલવીને તું શું મેલવવાનો હતો ?" આ તવારીખી શાહાદત પેહેલા હખામનીશ પાર્સીઓનું મિતાહારપણું, થોડી હાજત, થોડી સંપત્તિ તથા સાદી અને પાહાડી ખડતલ જીંદગીનો આપણુને આબાદ ખ્યાલ આપે છે. મહાન કુરૂશે આ મોજીલી અને મોટી સંપત્તિ ધરાવનારી લીડીઅન શાહાનશાહત ઉપર ફતેહ મેલવી હતી અને એશઆરામમાં ચકચુર અને માતબર મહાન મીડીઅન શાહાનશાહતનો અંત લાવવા પછી આ તેની બીજી મોટી જીત હતી. આ સાદી અને પહાડી ખડતલ જીંદગીએ એક વાર કેવાં ઉંચા પરીણામો નીપજાવ્યાં હતાં તેનો એક અસરકારક દાખલો કુરૂશનાજ સંબંધમાં તવારીખે પુરો પાડેલો મલે છે. તેની નાની મોટી શાહાનશાહતોની પએદરપએ જીતો થવાના મદમાં એક હખામનીશ ઉમરાવે બાદશાહને અરજ ગુજારી કે, " અએ નામવર ! તુંએ મોટી શાહાનશાહતોને માહાત કીધી છે અનેઆપણો મુલક પાહડી, મુશકેલ અને સખ્ત રૂતુવાલો છે, તેથી હવે બાદશાહે કોઇ એવી શિતળ ટેકડી પસંદ કરવી જોઇએ કે જ્યાં આરામ ભોગવી શકાય." એના જવાબમાં બાદશાહે તેને યાદ આપી કે, મીડીઅન જેવી મનમોજીલી પ્રજાઓ ઉપર આપણે જે જીતો મેલવી તે પાહાડી ખડતલ જીંદગીને લીધે છે. તમારી મરજી હોય તો તેમ કરો. પણ યાદ રાખજો કે એશઆરામ અને મોજશોક ભોગવતી જીંદગી ટકાઉ નથી, તે જીંદગીની સખ્ત લડતમાં ટકી શકી નથી અને આ પાર્સી કીર્તિવંત જુંડો રાજ્યની તિક્ષણ હરીફાઇમાં તમો ચોબાજુ ફડકાવી શકવાના નથી.

વળી પુરાતન આર્યોનાં રાચરચીલાં સાદા હતાં. પ્રથમ તો તેઓ માટી, લાકડાં, પથ્થર કે લોહડાંનાં હતાં. ઢોરઢાંક તેઓની મુખ્ય દોલત હતી અને ખેતી તેઓના નિરવાહનું એકલું સાધન હતું. ઘઉ, જવ અને ઘાસચારો એ ત્રણ જાતની તેઓની મુખ્ય ખેતી હતી. સાદા વ્યહવારના આ સાદા જમાનામાં તેઓની શ્રીમંતાઇ પૈસાથી અંકાતી નહી હતી, પણ ઢોરઢાંક તેઓની એકલી કીમતી અસકીઆમત હતી અને આપ-લેનો સઘલો વ્યહવાર અનાજ, પશું અને ઢોરઢાંકથી ચાલતો હતો. તેઓમાં ધાતુના કોઇ ચલણી સીક્કાઓનું ચલણ નહીં હતું. તેઓનાં એક શ્રીમંત ઘરની તુલના જર-જવાહીર કે સોના-રૂપાંથી થતી નહી હતી, પણ બાઇડી અને બાળબચ્ચાંવાળું, ઢોરઢાંક અને તેઓનાં દુજંણાવાળું, અનાજ અને ઘાસચારાવાળું તથા પાલેલા કુતરા અને ચુલાવાળું એક સુખી અને સંતોષી ઘર ગણાતું હતું.

તેઓનાં ધાર્મિક ક્રિયાઓનાં સાધનોબી સાદાં અને જુના જમાનાને બરનાંજ હતાં.

**ક્રિયાનાં સાદાં સાધનો.** (૧) **હોમના** છોડવાનો **તાજો પાલો,** (૨) તાજા પાલાને છુંદી અને ઘુંટીને તેનો રસ કાહાડવા પથ્થર અને લોહોડાંના ખળ-બત્તાની **હાવન,** ( ૩ ) પાલાનો રસ ગાળવા સફેદ ગોધાની પુછડી અથવા સફેદ ઘોડાની યાળના વાળની ચાળણીની **સુરાખદાર તરત,** ( ૪ ) ગજ કે છીણીના ઝાડની હાથમાં ધરવાની ડાંખલીઓનાં બંડલની **બર્સમ,** ( ૫ ) ખજુરીના ઝાડની પાંદડીની ચીપોને વળ આપી બર્સમનું બંડળ બાંધવાની **ઐવ્યાઓઙ્હન** (૬) ક્રિયાના પ્રતીનીધી **જોતી** ને બેસવા તથા **ક્રિયાનાં સાધનો ગોઠવવા** દર્ભ જાતનાં નરમ ઘાસની ગુંદેલી સાદડીનાં આસનની **ઐવ્યાઓઙ્હન** તથા **બર્સમ,** (૭) દાડમનાં ઝાડનાં મૂળ્યાંની **હધાનએપત** (૮) દાડમ અથવા સીસમનાં સુકકાં લાકડાંની અને કોઇબી જાતની સુગંધીની **એસમ-બોએ,** (૯) ધઉના લોટનો અને ગાયના ઘીનો **દરૂન-ગોશોદો** વગેરે જુના જમાનાનો ખ્યાલ આપનારાં સાદાં સાધનો ક્રિયાના ઉપયોગમાં આવતાં હતાં.

**ખેતીની લડાયક જીંદગી ઉપર અસર.** ખેતીવાડી અને બાગબાનીના બાપીકા પેશાના પ્રતાપે અને પાહાડી ખડતલ જીંદગીને લઇને પાછલા ઇરાનીઓએ દુરના પ્રદેશો સુધી માન ભરેલી જીતો મેળવી પાર્સી શુરવીરપણાની કીર્તિવંત નૌબત વજાડી હતી. તેઓ પારકા દેશો સાથે હારજીતમાં મચેલા રહ્યા હતા, ખેતીના ઉદ્યોગ સાથે લડાઇ તેઓનો ખાસ પેશો થઇ પડયો હતો અને આ હુન્નરમાં તેઓએ નામીચા લડવૈયા તરીકે નામના મેળવી હતી. ખેતીના ઉદ્યોગ સાથે લડાઇના હુન્નરનો ખાસ સંબંધ જોડાયલો હતો અને પેહેલાએ બીજા ઉપર ઉંડી અસર કીધી હતી. ખેતી દેશનું ગુજરાંણુ અને તેની આબાદીનું એકલું સાધન નહીં હતું પણ પાછળથી તે દેશના બચાવની એક મજબુત ઢાલ સમાન થઇ પડયું હતું. ખેડુત વર્ગને ખેતરોમાં દીવસો સુધી ખુલ્લી હવામાં ખડતલ મેહેનત કરવાની હોવાથી તે શારીરિક બળમાં બીજા ધંધાઓ કરતાં વધારે બળવાન થતો ગયો હતો અને આ ઉદ્યોગને લઇને તેઓમાં એક બહાદૂર પ્રજા પેદા પડી હતી. **હીરોડોટસ** મુજબ એક ઇરાની બાળક પાંચ વર્ષની ઉમરમાં આવતાં તેને સાચુ બોલવા, ઘોડે સ્વારી કરવા અને તીરંદાજીના લશકરી હુન્નરની ફરજીઆત તાલીમ અપાતી હતી. આ મુજબ એક ઇરાની બચ્ચો ભવિષ્યમાં દીન અને દેશને સાચ્ચો નીવડી એક દેશહીતકારી લડવૈયા તરીકેનો બચગીથી તેનાં

જીગરમાં ઉંડી છાપ પાડવામાં આવતી હતી. જ્યારે દેશ ઉપર લડાઈની આફત આવી પડતી ત્યારે આ ખેડુત પ્રજા હથિયાર સજી અને દેશને વફાદાર રહી તેનો બળવાન બચાવ થઇ પડી હતી. તે વળી દેશનો એકલો બચાવ નહીં હતો પણ તેની સાથે બાપીકા મજહબનું સંરક્ષણ સમાયલું હતું. ઇરાની બાદશાહોએ રાજ્ય અને ધર્મને સાંકળની મજબુત કડીથી એવાં ગુંઠી લીધાં હતાં કે તેઓ કદી છુટાં પડયાં નહીં હતાં. આ મુજબ ખેતીનો પેશો ઇરાનીઓ માટે ત્રણ બાજુ આશિર્વાદ સમાન થઇ પડયો હતો અને ખેડુત વર્ગ ત્રણ રીતે દેશને ઉપયોગી નિવડયો હતો. એક દેશની આબાદી, બીજું સ્વરાજ્યની સલામતી અને ત્રીજું દીનનો બળવંત બચાવ હતો. લડાઈના હુન્નર સાથે ધર્મનાં રક્ષણનો મુખ્ય સવાલ સમાયલો હોવાથી **વંદીદાદમાં** ખેતીના ઉદ્યોગને **ખાસ** અગત અપાઇ છે, તેને દીનની આબરૂ અને બચાવ લેખ્યો છે તથા તેને **દશ હજાર ઘણી ઈજશ્નની** ધાર્મિક ક્રિયાઓ કરવા બરાબરનું પુણ્યવાન કાર્ય જાહેર કીધું છે (૫૦૩, ૩૧). વંદીદાદના જમાનામાં ઘણીજ પદાર્થની શોધ થઇ ચુકી હતી અને જાતજાતની કારીગરીનાં તેમાં વર્ણનો મલે છે. વળી પાછલા હખામનીશ પાર્સીઓમાં હુન્નર-ઉદ્યોગનો જોકે સુધારો-વધારો થયો હતો અને પત્થર ઉપર હસ્તલેખોનાં, ઉંચાં કોતરકામો અને રાજદરબારી મેહલોના નામીચાં બાંધકામોમાં તેઓએ કુશળતા દેખાડી હતી, તોપણ પાર્સી પ્રજા ખેતીવાડી અને બાગબાનીના બાપીકા પેશાને અવ્વલથી આખર સુધી વળગી રહી હતી અને તેઓના આ પેશા માટે અવશ્યનાં કીમતી સાધનો જે ગાવ-ગોસ્પંદો હતાં તેઓને પેહેલી અને ખાસ અગત અપાતી રહી હતી. અવસ્તામાં એક ભલા જરથોસ્તીને જ્યારેબી સુખી આશિર્વાદ આપવાના હોય છે, ત્યારે જુનાં જમાનાના જીંદગી ભોગવવાના આ સૌથી કીમતી સાધનોની યાદ આપી આશિષ દેવામાં આવે છે કે, તું **ગાવ-ગોસ્પંદાનું** ટોળું ધરાવનાર **અને** ફરજંદોથી ભરપુર થજે ! સેવટે, આ **આદરઈજદ** ના આશિષ સાચાં દીનદારોને આમીન ચાહીશ ! અને આગલ વધીશ.



# કુસ્તી,
# દીનનો કમર બંદ.

**કુશ્તી** એક ધાર્મિક ચિન્હ છે અને તે ધાર્મિક ઓળખ આપનાર એક પવિત્ર ચિન્હ છે. તેને અપાયલી અગત્યતા અને તે તરફનાં અપુર્વ માનને લીધે તેની ઉત્પતિના બાબમાં તેની સાથે એકથી અનેક નામો જોડાયલાં મલે છે. તેઓ **જમશેદ, જરથોરત, શાહ ગીનાચેહેર** અને **હોમફાબ્મી** મુખ્ય છે અને આ ચાર મહાન પુરૂષો સાથે કુસ્તીની ક્રિયા જારી કરવાનો સંબંધ જોડાયલો મલે છે.

**શાઅરફીર્દોશી** કુસ્તીની ક્રિયાનું માન **જમશેદને** આપે છે, તે **સરોશ ઇજદ**ને જમશેદની રાજદરબારમાં દેખાવ દેતો જાહેર કરે છે અને તેને એક પેગાંમ્બરની ઇધાણી તરીકે કુસ્તીની નવાજેશ કરતો દેખાડે છે. આ કુસ્તી જમશેદથી જારી થવા કહેનાર આપણો શાઅર પહેલો અને છેલ્લો નથી, પણ તે પેહેલાં **દીનકર્દ** અને **દાદસ્તાનેદીનીક** નામની નામીચી પહલવી કેતાબો અને તેની પાછળ દીનની બાબદો ઉપર લખાયલાં કેટલાંક પાર્સી પુસ્તકો તેને જમશેદથી જારી થયલી જણાવે છે (સદરોનસર, નઝમ અને બેહેરે તવીલ)

પહલવી અને ફાર્સી લખાણો એકવાર કુશ્તીનો રેવાજ જયારે જમશેદનાં નામ સાથ જોડી આપે છે, ત્યારે તેજ ભાષામાં લખાયલા બીજાં પુસ્તકોમાં કુસ્તીનું ફરમાન **ખુદ જરથોસ્ત** અને **મીનોચેહરે** આપવા જેવો ઇશારો કરે છે. **શાહ ગુસ્તાસ્પ** અને તેના સરદારો જયારે જરથોસ્તી દીન કબુલ કરે છે, ત્યારે તે ઉપર ઉસ્તવાર રેહેવાના પુરાવા દાખલ તેઓ સઘલા કમરે કુસ્તી બાંધે છે. વળી બીજે ઠેકાણે કહે છે કે, ખુદાની દરબાહથી **અશો જરથોસ્ત** જે છ ચીજ લાવ્યા હતા તેમાં એક કુસ્તી હતી. (પહલવી જરથોસ્તનામું) વળી ત્રીજે ઠેકાણે કુસ્તીના સંબંધમાં એક ઘણી અસરકારક કથા વર્ણવેલી મલે છે. તેમાં જણાવ્યા મુજબ **જરથોસ્ત** સાહેબની ઉમર જયારે **વર્ષ ૧૫** ની થઇ ત્યારે પોતાના પેદર **પોરૂશસ્પની** હૈયાતીમાંજ સર્વે બિરાદરોએ તેમને પોતાની અસકીઆમત વેંહેચી આપવાની ખાહેશ દર્શાવી, તેથી પોરૂશસ્પે પોતાની માલ મીલકતના ફાલા પાડયા અને તેમાં રાચરચીલામાં **એક કુશ્તી** હતી. તે ચાર આંગલની પહોલી પટાવાલી હતી, તેથી તે જરથોસ્તે પસંદ કીધી અને પોતે કમર ઉપર બાંધી. આ કુસ્તી તરફની ખાસ પસંદગીનાં ત્યાં ઘણુ જોવાજોગ કારણો

દર્શાવવામાં આવ્યાં છે. તેમાં પેહેલું "**એહેલાઇ આર્જુકી**" એટલે, અશોઇ ઉપર ઉસ્તવાર રેહેવાની ખાહેશ છે. બીજું, તે ખાહેશ **બેહેમન અમશાસ્પંદ**ની ભલી રાહબરીને લીધે જણાવી છે, અને ત્રીજું કારણ **રવા** અને **નારવા** વચ્ચેનો તફાવત **સમજીને વાજબી** માર્ગ પકડવા અને ગેરવાજબી માર્ગથી દુર રહેવાનો મજબુત ઠરાવ કરવાનું છે. ત્યારે **કુસ્તી** બાંધવામાં આ ત્રણ મઆકુલ સબબો સમાયલા હયાં આપણે જોઇએ છીએ અને તે ઉપર અમલ કરવા બસ્તે કુસ્તીઆંન જરથોસ્તીઓની ફરજ શિખવે છે ( ૫૦ જ૦ નામું ).

વળી એક ઠેકાણે સમજાવવામાં આવ્યું છે કે, કુસ્તીના પેહેલા વણનાર ફરેસ્તાઓ ( આથાઓ ) હતા અને **શાહમીનોચેહેર** ને એકવાર **અસપંદારમદ** ફરેસ્તાએ બાંધેલી કુશ્તી સાથે દેખાવ દીધો હતો. આથી મીનોચેહેર ખુશી થયો, તેણે તે બાંધી અને તે બાંધવાને રૈયતને ફરમાવ્યું હતું (૫૦ જ૦ નામું, જાંદસપરમ, શાહાનામું.)

કુસ્તીની ઉત્પત્તિના બાબમાં લ્યાં ઘણી હેરફેર હકીકતો આપણે જોઇએ છીએ, તેમાં તાજુબ થવાનું નથી. આ જોકે સાધારણ વસ્તુ છે તોપણ તે આપણા નેઆગાંનોથી ઘણું માન ધરાવતી આવી છે અને તેના માનમાં વધારો દેખાડવા જુદા જુદા કાળના નામીચા નામવરોના નામો સાથે તેને જોડી આપે છે. કોઈ અગત્યના બનાવને વધારે વજન આપવા પ્રસિદ્ધ પુરૂષોના નામો સાથે જોડી આપવાના અનેક દાખલા પાછળ આપણે જોયા છે, તેઓમાંનો આ એક ઘણો જાણવા જોગ બનાવ છે. આ મુજબ કુસ્તીની ઉત્પત્તિમાં જોકે ઘણા હાથો કામે લાગેલા મળે છે, તોપણ અવસ્તાની એક આડકતરી શહાદત ઉપરથી જણાય છે કે તેની ઉત્પત્તિનું માન **હોમ ફ્રાષ્મિ** નામના મહાન પુરૂષને ઘટે છે. ત્યાં કહે છે કે,

**"ફ્રા૦ તે-મજદાઓ-બરત-પઉર્વનીમ-ઐવ્યાઓઙ્હનેમ, સ્તેહરપએસંગ-હેમ મઇન્યુ-તાશ્તેમ, વંગુહીમ, દએનાંમ, માજદયસ્નીમ."**

એટલે, સર્વથી પહેલાં સેતારાનાં સીંગારવાલી અને મીનોઇ બનાવતની "**ઐવ્યાઓઙ્હન**" ( કુસ્તી ) અને બલી માજદયસ્ની દીન તું ( હોમ ) ને અહુરમજદે બખશી હતી ( હા૦ ૯ ). ત્યારે પુરાતન જમાનામાં આ એક મહાન પુરૂષ હસ્તિ ધરાવી ગયો છે, અને તેણે **ઐવ્યાઓઙ્હન, કુસ્તી, હોમ,** ( સોમના પાલા ) અને બીજી **જશ્નોથ્રા** યાને ધાર્મિક ક્રિયાએ ફ્રાહેશ કીધી હતી. ( હા. ૯-૧૦ તથા યસ્નો ) આ મુજબ કુસ્તીની ક્રિયાનું પહેલું માન **હોમફ્રાષ્મિને** ઘટે છે.

---

# ગાહમબારો,

## ફસલી જશનો.

---

ત્યાં મારે ખુલ્લું કહેવું જોઇએ કે, પેલા મરહુમ "ઓરીયનતલ સ્કૉલર" વિદ્વાન **ખુ૦ રૂ૦ કામાજી**નાં જરથોસ્તી સાહિત્યનાં બોહોલાં જ્ઞાન, કીંમતી લખાણો અને અથાગ શ્રમનો ગાહમબારના આ વિષયમાં મેં લાભ લીધો છે અને એમાં મારા તરફથી ઝાઝું નવું હું દેખાડી શકયો નથી.

ગાહમબારોની મોતેબરી વિષે ઘણું બોલાયું છે, અને ફરીફરી બોલાતું રહ્યું છે. માટે તે વિષે આપણે બોલીશું નહીં અને બોલવાનો હાથ ધરેલા આ ઇરાની વિષયોનો હેતુબી નથી. તેઓની નેમ અમુક અમુક તવારીખી, વ્યવહારૂ અને ધાર્મિક બનાવોની ઉત્પત્તિ દેખાડવાની છે અને તે મુળ નેમને વળગીનેજ આપણે દરેક દાખલામાં બોલીએ છીએ. આપણાં સાહિત્યનાં પાછલાં લખાણોમાં જેમ બીજા બનાવોના સંબંધમાં બનતું આપણે જોઇએ છીએ, તેમજ ગાહમબારોના અવસરોની ઉત્પત્તિનું માનબી નામવર **શાહ જમશેદ**ને મળ્યું છે :( ફારસી સદર વગેરે ) આપણી મુળ મકસદ **સચ્ચાઇ** શોધવાની છે અને તે શોધવામાં ચાલતી આવેલી માન્યતાથી આપણે વેગલા જતા હોઇએ તો, તેમાં **મહાન જમશેદ**નાં માનમાં કે અમુક અમુક બનાવોના વજનમાં સ્હેજબી ઘટાડો થતો નથી. ઓર ખરે સચ્ચાઇ બહાર આવવાથી પેલા બનાવો આપણાં વહાલ અને માનને વધારે લાયક ઠરે છે. વર્ષના છ ગાહમબારોનાં નામોનાં અર્થો ઉપરથી જણાય છે કે, તેઓ ફસલી જશનો છે, તેઓ તેના બરવખ્ત ઉપર આવવાં જોઇએ, તોપણ વર્ષની ખરી ગણત્રીની ગેરહાજરીમાં આ અવસરો તેના બરવખ્ત ઉપર પાર્સીઓમાં પલાતા નથી.

**તેઓની ઉત્પત્તિ ક્યારે થઇ હતી?**

એના સંબંધમાં છેલ્લા **હમસ્પથમએદમ** ગાહમબારની એકજ દલીલ તેની ઉત્પત્તિનો સમય સાબેત કરે છે. ગાહમબારનું અવસ્તાઇ આફ્રીનગાન, તેની પાજંદ આફ્રીન તથા પહલવી લખાણો મુજબ આ અવસર વર્ષની આખરના, અકસર **ગાથા**ના દિવસો ઉપર શિયાળાના ખમત થવા સાથે પડવો જોઈએ અને હાલમાં તે ગાથાના ખોટા દિવસો ઉપર પલાય છે. ઉપલા અવસ્તા, પહલવી અને પાજંદ લખાણોની શહાદતથી સાબેત કરી શકાય છે કે, (૧) અશો-

**જરથોસ્તે** જન્મ લીધો, અને તેવણુ સાહેબે **તથા** જાયનશીનોએ જે વેળા ગાથાના શ્લોકો રચ્યા, તે પછીની મુદતમાં ગાહમ્બારો, અકસર **હુમસ્પથમએદમ** ગાહમ્બારની ઉત્પત્તિ **થઇ હતી. ( ૨ )** ૩૬૦ દહાડાનાં નાકેશ વર્ષ ઉપર પાંચ દહાડા વધારી **૩૬૫** નું આફતાબી વર્ષ ગણાયું, અને તે વર્ષની કસરના આ પાંચ દહાડાઓને જ્યારે **પાંચ ગાથાઓના** નામો અપાયાં ત્યાર પછીજ ગાહમ્બારોની ઉત્પત્તિ **થઈ હતી. (૩) જમશેદ** અને **જરથોસ્ત** એ બે નામવરોના જમાના વચ્ચે કેટલાંક હજાર વર્ષ વહી ગયાં છે, અને જમશેદના અતિ પુરાતન જમાનાનાં કેટલાંક હજાર વર્ષસુધી અશો જરથોસ્તના ગાથાના શ્લોકો રચાયા નહીં હતા અને વર્ષને છેડેના કસરના પાંચ દિવસોને પાંચ ગાથાના નામો મળ્યાં નહીં હતાં. (૫) ગાહમ્બારો વિષે પુરાતન **ગાથા** કે **વંદીદાદ**નાં અવસ્તાઇ લખાણોમાં ઇશારો વટીક મલતો નથી અને મલશે જાઇએ બી નહીં. પણ **વંદીદાદ** પછી થયલાં **ઈજરન**નાં લખાણમાં **પ્રથમ** તેનાં નામો મલે છે અને ત્યાર પછી બીજાં અવસ્તાઇ તથા પાજંદ ભણતરોમાં તે માટે બોલવવામાં આવે છે. (૬) **ગાથા** અને **વંદીદાદ**નાં લખાણો પછી અને **ઈજરને**નાં લખાણ પેહેલાં છ ગાહમ્બારોનો અનુક્રમ ગોઠવવામાં આવ્યો હતો અને તે અનુક્રમ સર્વેથી પેહેલાં **ઈજરને**માં મલે છે. (૭) આ સઘલાં ધાર્મિક લખાણો જમશેદના જમાનામાં લખાયાં નહીં હતાં, પણ કેટલાંક હજાર વર્ષ પછી જુદી જુદી જગાએ જુદા જુદા મહાન પુરૂષોથી લખાયાં હતાં. માટે ગાહમ્બારોની રચણામાં જમશેદનો હાથ નહીં હતો, પણ તેની રચણા રચવામાં પાછલા જમાનામાં જુદાજ હાથો કામે લાગા હતા. આ અને હેઠળ દર્શાવેલાં બીજાં વજનદાર કારણો આ અવસરોની ઉત્પત્તિના સમયનો આપણને ખરો ખ્યાલ આપે છે કે, જમશેદના જમાનામાં અને ખુદ જમશેદથી તેઓની ઉત્પત્તિ થઈ નહી હતી, પણ અશો જરથોસ્તના વખત પછી અને પાછલા જમાનામાં તેની ઉત્પત્તિ બેશક થઈ હતી.

**આ અવસરનું અવસ્તાઈ નામ શું?**

**ગાહમબાર** નામ અવસ્તાનું નથી, તેની ઉત્પત્તિ પહલવી ભાષાને આભારી છે અને તે **ગાસાનબાર** છે. તેનું ગાહમ્બાર **પાજંદ—ફાર્સી રૂપ** થયું છે. અસલ અવસ્તાઇ નામ ભુલાઇ જઇ આ પાછલું વપરાસમાં આવ્યું છે અને તેનો અર્થ એક જગાએ એકઠા થવું, ભાઇબંધી ખરાવવી કરવામાં આવે છે. અવસ્તામાં વર્ષની ફસલો માટે **મ્યજ્દા-રતુક્રિતિ** નામ મલે છે, તે **મ્યજ્દ** (પવીત્ર હદીઓ), **રતુ** (રૂતુ-ફસલ) અને **ક્રીતિ** (દોઆ ગુજારી,) એ ત્રણ સમાસિક

શબ્દનું બનેલું છે. અને તેનો અર્થ, પવિત્ર હદીઆ સાથનું બરફસલનું શુક્ર ગુજારીનું જશન (ભણતર) થાય છે. તેઓ ફરતી ફસલોને આવકાર આપતા, તે ફસલો ઉપર ઉતરતા પાકોનો પવિત્ર હદીઓ (ફળ, મેવો, ધાન્ય, દુધનું મીઠું પકવાન, મીઠો શરાબ વિગેરે) ભેટ ધરવા અને તેની શુક્ર ગુજારીનું જશન કરવાના ઘણા અગત્યના અવસરો છે. અવસ્તામાં એવાંજ એક ફસલી જશનનું બીજું નામ મળે છે, તે **રપિથ્વન રતુક્રીતિ** છે, તે હુનાલાની શરૂઆતનું બહારની મોસમને આવકાર આપવાનું સર્વથી પહેલું અને સર્વથી અગત્યનું **નવરોજનું** જશન છે અને તે **રપીથ્વનને** નામે ઓળખાય છે. અવસ્તામાં ગાહમ્બારની છ ફસલી સાલના સામટા સમુદાયનું વળી એક નામ મળે છે તે **યાઇર્ય** છે અને તેનો અર્થ, ફસલી વર્ષ થાય છે.

**ગાહમ્બારો શું ફસલી અવસરો છે?**

હવે હાં આપણે આ અવસરોની એક ઘણી અગત્યની જાણવાજોગ બાબદ ઉપર બોલીશું. આ અવસરોની ઉત્પત્તિ કોઇ એકજ વખતે, એકજ જગાએ અને એકજ હાથે થઇ નથી, પણ બે જુદી જુદીરૂતુવાલા પ્રદેશોમાં અને બે જુદે જુદે વખતે ૪+૨=૬ ની બે સંખ્યામાં થઇ હતી. આ અવસરોનું ઉત્પત્તિ સ્થાન **ઉત્તરનો ઇરાન દેશ** છે અને તેઓ બે જુદા જુદા પ્રદેશોની બે જુદી જુદી જગાના હવા માંનની બે ફેરફાર ફસલો સાથે સંબંધ ધરાવે છે. **વંદીદાદ**માં ઉતરના ઇરાનવેજની રૂતુની શહાદત મળે છે. તેમાં એક વેળા ત્યાં **બે માસ** હામીન (હુનાળો) અને **દસ માસ** જમેસ્તાન (શીયાળા)ની બે રૂતુ હતી (૫૦૧) આ ઉત્તર ગોળાર્ધના ઇરાનવેજની કુદરતી ખરી સ્થિતિ દેખાડે છે અને **આઇસ્લંડ, સ્કેનડીનેવ્યા** (નૉર્વે અને સ્વીડન) અને બીજા ઉત્તરના પ્રદેશોમાં મુખ્ય એજ રૂતુ હોય છે. આગળ ચાલતાં **વંદીદાદના** એજ ફકરામાં વળી **સાત માસ** હુનાલો અને **પાંચ માસના** શિયાળાની બે રૂતુ જણાવી છે. રૂતુની આ બે ફેરવાયલી જુદી જુદી સ્થિતિ દેખાડે છે કે, પહેલી માસ **૧૦×૨=૧૨** ના ઉત્તર ગોળાર્ધના ભિતર ભાગની રૂતુ હતી અને માસ ૭+૫=૧૨ ની ઉત્તરથી દક્ષિણ તરફ નીચે ઉતરતા મલતી રૂતુ છે. રૂતુની આ છેલ્લી સ્થિતિ દર્શાવતાં **વંદીદાદમાં ઇધ** (હાં) અને **અશકરે** (આશકાર) શબ્દો મળે છે, અને તે આપણું ખાસ ધ્યાન ખેંચે છે કે, ગાથાના શ્લોકો રચવાની કેટલીક સદી પછી અને જે વેળા વંદીદાદનું લખાણ થયું તે વેળા ત્યાં આ પાછલી રૂતુ હતી. ખુલ્લા શબ્દોમાં કહીશું કે સાત માસ હુનાલો અને પાંચ માસ શિયાલાવાલા ઇરાનવેજની

દક્ષિણ બાજુના પ્રદેશમાં **વંદીદાદ** લખાયા હતા અને જ્યારે અકસર પહેલી બે પરગરદોનું લખાણ થયું, ત્યારે ૭+૫=૧૨ માસની રૂતુની ઉપલી સ્થિતિ હતી. એજ રૂતુ સાથે સઘળાં નહીં પણ ચાર ગાહમબારોની ફસલોનો સંબંધ ખાસ જોડાયલો મળે છે, અને એજ રૂતુવાલા મુલકમાં પ્રથમ ચાર ગાહમબારોની ઉત્પત્તિ થઇ હતી. તેઓ **મેદીઓષેમ, અયાથ્રેમ, મેદીઆરેમ** અને **હમસ્પથ્મએદમ** છે. આ બીના દીનદારોને પ્રથમ અચંબા ભરેલી બેશક જણાશે, પણ જેમ ઉત્તર ગોળાર્ધના ઇરાનવેજ તરફની એજ રૂતુ અને તેમાં પાછળથી થયલા બોહોલા ફેરફારોમાં જેટલી સચ્ચાઇ છે, તેટલીજ ૭+૫=૧૨ માસની રૂતુવાલા મુલકમાં આ ચાર ગાહમબારોની ઉત્પત્તિમાં સચ્ચાઇ સમાયલી છે.

**થોડી દલીલ.**

ગાહમબારનાં **આફ્રીનગાંન** અને **આફ્રીનની** શાહાદતો ઉપર ઉપલા ચાર અને બીજા બે નો એક સરખો મુખ્ય આધાર છે, અને આ ભણતરોમાં જે વિગતો સમાયલી છે તે, (ક) વર્ષની જુદી જુદી છ ફસલો, (ખ) તે ફસલોના અર્થો સાથે ઘણે દરજ્જે બંધ બેસતાં નામો, (ગ) તે ફસલનો બરવખત, (ઘ) તે બરવખ્તોનો રોજ-માહ (ઙ) એક ફસલથી બીજી ફસલનો ચોકસ અંતર અને (ચ) તે અંતરના દિવસોની જુદી જુદી સંખ્યા દર્શાવવામાં આવી છે. તેઓની આ હિસાબી ગણત્રી ફસલી સાલના પેહેલા **નવરોજ**ના દિવસોથી શરૂ થાય છે અને આ અવસ્તા તથા **પાજંદ** લખાણોની વિગતોના સામટા વર્ણનની ધરખમ દલીલ સાથે હ્યાં આપણે બોલીશું.

**મેદીઓષેમ.**

ગાહમબારોની સેવટની થયલી રચણા મુજબ આ બીજો ગાહમબાર છે. તે ઉપલા લખાણ મુજબ પહેલો ગાહમબાર **નવરોજથી** ગણતાં ૪૫ મે દહાડે પડવા પછી, એજ ભણતરો મુજબ આ બીજો ગામ્હબાર ૬૦ મે દહાડે પડે છે અને આ બે સંખ્યાનો સરવાલો લેતાં ૧૦૫ મો દહાડો આ ગામ્હબારનો ખરો અવસર મળે છે. વળી **મેદીઓષેમ**નો અર્થ, **મધ્ય હુનાલો** થાય છે અને તેથી તે હુનાલાના મધ્યમાં પડવો જોઇએ. તે ઇરાન દેશની સાત માસ હુનાલાની રૂતુના મધ્યમાં અને સાતનું અર્ધ સાડાત્રણ મહીને તેનો ખરો અવસર ભણતર મુજબ **તીર મહીનો** ને **દેપમેહેર રોજ** તેની બરફસલ ઉપર બરાબર મળે છે. અને એજ હિસાબે બીજા ત્રણ ગામ્હબારો તેની ખરી ફસલ ઉપર આવે છે.

ઇરાન દેશની હુનાલાની સાત માસની રૂતુના મધ્યમાં **મેદીઓષેમ** અને આખરે **અયાથ્રેમ**ના બે ગામ્હબારો થયા છે અને હવે એ રૂતુનો કોઇ ત્રીજો ગામ્હબાર નથી. ત્યારે હુનાલાની એક રૂતુ જ્યાં જોકે ખલાસ થાય છે, તોપણ ઇરાનની બીજી બી રૂતુ છે અને તે પાંચ માસના શિયાળાની છે. આ રૂતુના વળી બે ગાહ્મબારો મલે છે. તેઓ હુનાલા મિસાલ તેના મધ્ય અને આખરની બે એકસરખી ફસલ ઉપરજ મલે છે. મધ્યમાં **મેદીઆરેમ** અને આખરે **હમસ્પથમએદમ** ગાહમબાર મલે છે. ત્યારે હુનાલા અને શિયાલામાં બે જશનો તેની મધ્ય ફસલના પુરમ્હારની શુક્ર ગુજારીમાં અને બીજા બે જશનો બંન્ને ફસલ ખલાસ થવાની યાદમાં થતાં હતાં.

**શિયાળો.**

**વંદીદાદમાં** દર્શાવેલી ઉત્તર ગોળાર્ધની હામીન અને જમસ્તાંનની બે રૂતુના મજકુર ચાર ગાહમબારો થયા હતા અને બીજા જે બે ગાહ્મબારો બાકી રહ્યા તે **મેદીઓજરેમ** અને **પેતેષહેમ** છે. જ્યારે આપણા આર્ય વડવાઓ એજ **વંદીદાદની** પેહેલી અને બીજી પરગરદો મુજબ, દક્ષિણ પ્રદેશો તરફ વધારે અને વધારે નીચે ઉતરતા રહયા હતા, તેઓ એક પછી એક સંસ્થાનોમાં રહીને સેવટે પંદરમું સંસ્થાન **હપ્ત હિન્દુ** (સં. સપ્ત સિંધુ, પંજાબ) અને **રંગહ** (સં. રસા) નદીવાલા મુલકોસુધી ફરી વલ્યા હતા (પ૦ ૧ ફ૦ ૧૯–૨૦), ત્યારે તેઓને બેને બદલે ચાર ફસલો જણાઇ, અને એવી ચાર ફસલોનું વર્ણન પ્રથમ **બુન્દેહેશ્ન** અને **દીનીકર્દ**ના પહલવી લખાણોમાં થયું છે. તેમાં વર્ષના બાર માસ (રાશી) ને દર ત્રણ ત્રણ માસમાં ચાર ભાગે વેહેંચી આપ્યા છે, અને **ફરવરદીન, અરદીબેહેશ્ત,** તથા **ખોરદાદ** ને વસંત રૂતુના ત્રણ મહીનાઓ જણાવ્યા છે.

**મુલકગીરી.**

આપણા નેઆગાંનો જ્યારે ચાર રૂતુવાલા પ્રદેશમાં આવ્યા, ત્યારે તેઓએ બ્હારની મોસમનો દીલપજીર મહિમા ગુજારવાનું પસંદ કીધું, અને તેઓએ ઉપલા ચાર ગાહમબારોમાં એક **મેદીઓજરેમ** (લીલોતરીનું મધ્ય) નો વધારો કરી તેને ઉપલાં ભણતરો મુજબ તેની બ્હારની મોસમના મધ્યની લાયક જગાએ અને સર્વથી પેહેલાં મુકયો છે, જેમ તેને તેની લાયક જગા મલી છે, તેમજ **પેતેષહેમ** ને તેની લાયક જગાએ ત્રીજો મુકી છ ગાહમબારોનો અનુક્રમ ગોઠવ્યો છે. આ અનુક્રમ **ઇજશ્ને**ના જુદા જુદા વિષયોનાં જુદાં જુદાં લખાણો થવા પેહેલાં, અકસર પહલવીમાં દર્શાવવા મુજબ **દરૂનયશ્ત** અથવા **સરોશદરૂન** ( દરૂન છજવા, બાજ ધરવા ) ના

પેહેલાં **સાત હાનું** લખાણ થવા પેહેલાં ગોઠવાયો હતો, તેથી તેમાં સર્વેથી પેહેલાં આ અનુક્રમ મલે છે. હું આગલ દર્શાવી ચુકયો છું કે, ગાહમબારો જગા અને વખત **સાથ ફેરવાઇને** ૪×૨=૬ પાછલથી મુકરર થયા છે. એ બીના વાંચક વર્ગ માટે અંદેશો પેદા કરનારી છે એ ખરૂં, પણ તેઓની રચણામાં જગા અને વખતને અનુસરેતા કુદરતી ફેરફારો બેશક થયા છે. વખતની વેંહેંચણીના એવા અનેક સ્વભાવિક ફેરફારો અવસ્તામાં મલે છે અને તેના એકાદ બે દાખલા હયાં ટાંકી દેખાડી સંતોષ પકડીશું.

**પાંચ ગાહો.**

હાલ આપણે ભણતરોમાં અને ક્રિયાઓમાં દિવસની પાંચ ગેહે ( ગાહ ) નો જે ઉપયોગ કરીએ છીએ તેનું મુળ તપાસતાં જણાય છે કે, તે અસલ નથી પણ તેમાં વખત દર વખત ફેરફાર, સુધારો અને વધારો થઇ, તથા તેનો અનુક્રમ ફેરવાતો રહી પાછલથીજ પાંચ ગાહનો અનુક્રમ ગોઠવાયો છે. **ગાથા** અને **ઇજશ્ને** નાં લખાણો એકજ વખતે, એકજ જગાએ અને કોઇ એકજ મહાન પુરૂષથી થયાં નથી, પણ જુદા જુદા મહાન લખનારાઓથી અને જુદે જુદે વખતે થયાં હતાં. તેનો આ એક ધરખમ પુરાવો છે કે, પ્રથમ **ગાથા**માં દહાડાની વેંહેંચણી ત્રણ ભાગની ત્રણજ ગાહો **ઉષા** (**હુશન**), **અરેમપિથ્વા** (રપીથવન) અને **ક્ષપન** (એવેસરૂથ્રેમ) મલે છે (હા. ૪૪-૫). ગાથા મુજબ હિન્દુઓનાં એક નામીચાં ગણિત શાસ્ત્રમાં સંધ્યા પુજા કરવાના ત્રણજ ભાગના ત્રણ **સવનો** (અ. હવન) મલે છે (સૂર્ય સિધાંત) તેઓ પ્રાતઃકાલ, મધ્યાન કાલ અને સાંહય કાલ છે. આ મુજબ **યાહુદીઓમાં** બી ભકિત કરવાના દિવસના ત્રણજ ભાગ મલે છે. (દાઉદની ગીતા). હવે **ગાથા** પછી લખાયલાં **વંદીદાદ**માં અસલ ત્રણ ગાહોમાં એકનો વધારો થઇ ચાર ગાહો મલે છે. તેઓ **ઉજીરંગ**, **અરેજઙહ**, **ક્ષપન** અને **ઉષઙહ** છે. (વં. ૫. ૨૧-૩). આ મુજબ **વંદીદાદ**માં ગાથાની એક **રપીથવન** કમી થઇ અને તેમાં બેનો વધારો થઇ ચાર ગાહો મલે છે. હવે **ઇજશ્નેમાં** **ગાથા** કરતાં બે અને **વંદીદાદ** કરતાં એકનો વધારો કરી હાલના અનુક્રમે પાંચ ગાહો મલે છે (હા ૧-૭). આ મુજબ પાછળથી ગાથાની ત્રણ અસલ ગાહો **હુશન**, **રપીથવન** અને **એવેસરૂથ્રેમ** કાયમ રહી અને વંદીદાદમાંથી **ઓજીરન** લેઇ તેને તેની ત્રીજી લાયક જગાપર મુકી હતી, તથા એક નવી ગાહે **હાવન**નો વધારો કરી અને તેને લાયક જગા આપી પાંચ ગાહોની છેલ્લી રચના થઇ હતી. **ઇજશ્નેમાં** **હાવન**ને જોકે પેહેલી મુકી છે અને આપણે વપરાસમાં તેને પેહેલી લઇએ છીએ, તોપણ આ પાંચ ગાહોનો ખરો અનુક્રમ નથી. અવસ્તાની ગવાહી મુજબ **હુશન**

પેહેલી અને **એવેસરૂથ્રેમ** છેલ્લી છે, અને **ઇજશ્નેમાં હાવન** પેહેલી મુકવાનું કારણ ક્રિયાઓના નિયમનું છે. તેઓનો એવો નિયમ છે કે જે વખત ઉપર જે ક્રિયા કરવાનું ઠરાવેલું હોય છે, તે વખતની તેમાં પેહેલી યાદ થાય છે. એ નિયમ મુજબ **ઇજશ્ને** સવારની ક્રિયા છે, તેથી તેમાં **હાવનને** પેહેલી જગા મલી છે. પણ **વંદીદાદ** રાતના બાર કલાક પછીની ક્રિયા છે. તેથી તેમાં **હુશનની** પેહેલી યાદ કરવા પછી બીજી ગાહોની અનુક્રમે યાદ થાય છે.

વખતની વેહેંચણીનો એવોજ એક બીજો દાખલો ટુંકમાં દરશાવીશું. આગલા આર્યો **વંદીદાદના** જમાના સુધી લગભગ **માહાતાબી વરસ** ગણતા હતા, તેથી તેમાં એકલી બ્યહવારીકજ નહીં પણ ધાર્મિક ક્રિયાઓ કરવાના વખતો બી માહાતાબી મલે છે. દીની વરસની વખતની આ વેહેંચણીમાં જ્યારે ભુલ થયલી જણાઇ ત્યારે પાછલથી તેમાં સુધારો થયો છે. આ મુજબ **ઇજશ્નેમાં ૩૬૫** દહાડાનાં **આફ્તાબી** વરસની ગણત્રીનાં લખાંણો મલે છે અને તેમાં તેમજ તેની પછીના અવસ્તા પહેલવી અને પાજંદ લખાણોમાં ફસલી તેહેવારો અને ધાર્મિક ક્રિયા કરવાનાં ફરમાનો આફ્તાબી ચાલની ગણત્રી મુજબ કરવા મુકરર થયલાં મલે છે. આ આફ્તાબી વરસની ગણત્રીમાં જે કસુર રેહે છે તે પાછલા હાદેસાના વખતમાં ગણત્રીમાં લેવાનું ભુલાઇ જવાથી, બીજા બોલોમાં **કબીસો** નહી કરવાથી હાલનાં ધાર્મિક અને બ્યહવારીક તેહેવારો, તેઓનાં ભણતરો અને ક્રિયાઓ તેઓના બરવખ્ત ઉપર પાર્સીઓમાં પલાતા નથી, તેઓ કેળવણીમાં આગલ વધેલા આ જમાનાના કેળવાયલા પાર્સીઓમાં કવખતે પલાય છે અને તેણે આ મહાન અવસરોની અગત અને અસરની ખરી ખુબી ખોહી દીધી છે.

વખતની વેહેંચણીનો મજકુર ખુલાસો એક ઘણી અગતની બાબદ તરફ આપણું લક્ષ ખેંચે છે અને તે હાલમાં જેમ કેટલાક અર્ધ ભણેલા ભાઇઓ તરફથી અટકલના ફાટીઆ ઉડારવામાં આવે છે, તેમ હાલનું આપણું જરથોસ્તી સાહિત્ય કોઇ એકજ વખતે અને એકજ હાથે રચાયું નથી, પણ જુદા જુદા જમાના અને જુદા જુદા મહાન પુરૂષોના કાબેલ હાથોની ભેગી કોશેષનું આ એક સુંદર ફળ અને બેનમુન પરીણામ છે.



# ચારપેશા, પ્રજાવર્ગની વેહેંચણી.

## (જમશેદ અને જરથોસ્ત-એક મુકાબલો)

---

હવે પછી મહાન જમશેદની જીંદગી સાથ જોડાયલા દરેક દાખલાઓમાં **અશો જરથોસ્તનું** સર્વોપરીપણું આપણે જોઇ શકીશું. જમશેદના નામ સાથ જોડાયલા બનાવોમાંનો એક ઘણો અગત્યનો બનાવ આ પ્રજાવર્ગની વેહેંચણીનો છે. તેઓ **અથોરનાન** એટલે, ગુરૂવર્ગ, **રથએશ્તાર** એટલે, લડવૈયો વર્ગ, વાસ્ત્રયોશ એટલે ખેડુત વર્ગ, અને **હુતોક્ષ** એટલે કારીગર વર્ગના **ચાર** પેશા (**ચથ્રુપિસ્ત્ર**) છે. એવીજ વર્ગવારી (ચાતુર્વર્ણ્ય) હીન્દુ **શાસ્ત્ર મનુસ્મૃતિ**માં મલે છે. અને તે **બ્રાહમણ**, ક્ષત્રી, વઇષ્ય, અને શુદ્ર છે. જુના જમાનામાં આર્ય પ્રજાને આવી વ્યવસ્થામાં ગોઠવવાનું માન પહલવી કેતાબો અને શાઅર **ફીરદોશી** જોકે **શાહ** જમશેદનેજ આપે છે, તો પણ આપણે જોઈશું કે આ પ્રજા વ્યવસ્થામાં તેનો પેહેલો હાથ નહીં હતો. દીનની થોડી શહાદતો ઉપરથી જણાય છે કે, પ્રજાવર્ગની વેહેંચણી જમશેદે કીધી **નહી** હતી પણ **સર્વથી** પેહેલાં **જરથોસ્ત સાહેબે** કીધી હતી.

**ઇજશ્નેના ૧૯ મા હામાં** અહુનવરના **"બઘ"** એટલે **ભાગ** અને તેની પેહેલી એકજ કલી ઉપર ખુદ અવસ્તા ભાષામાંજ લાંબી શરેહ થઇ છે અને **તે** ખુદ અહુરમજદી કલામ (મહા શબ્દ, ઇશવરી મહા વચન) છે. તેમાં અહુરમજદ જગતને પોતાનો પવિત્ર પેગાંમ **પોંહોંચાડે** છે અને તેમાં જરથોસ્તને **અહુ** અને **રતુ** એટલે દીન અને દુનિયાના સર્વોપરી સરદાર અને ભવિષ્યના મહાન પેગામ્બર તરીકેનો પોતાની પસંદગીનો ઠરાવ **જાહેર કરે** છે. આ હાનાં શરૂઆત અને સેવટ એકજ છે, તે **બઘનાંજ** વર્ણનથી શરૂ થાય છે, અને તેનીજ વખાણના સેવટ શબ્દો **સાથે** તે આખર **થાય** છે. તેમાં પેલા મજદએ કહેલા (મજદ ઓખ્ત) કલામને બીજી ઓલખોમાની એ **"ચથ્રુપિસ્ત્ર"** એટલે, ચાર પેશાવાલો એવી સંજ્ઞાથી ઓલખાવ્યો છે અને તે પેશાનાં ત્યાં અનુક્રમે નામો દર્શાવ્યાં છે (ફ. ૧૬) આ એક ઘણી અગત્યની **અર્થસુચક** ઓલખ છે. તેમાં અહુનવરના **પેહેલા** શ્લોકને **ચાર પેશાવાલાની** જે **સંજ્ઞા** આપી **છે**, તે કંઇજ **નહીં** પણ એજ શ્લોકમાં **અહુરમજદે** ભવિષ્યના **પેગામ્બર** વિષે દુનિયાને પોંહોંચાડેલા પેગાંમમાં જે પુરૂષ માટે આગાહી **કીધી છે**, તેજ પુરૂષને **હયાં ચાર પેશાવાલાની** ગર્ભિત ઓલખથી **ઓલખાવ્યા છે.**

આ પુરૂષ **જરથોશ્ત સાહેબ** છે અને આ ચાર પ્રખ્યાત પેશાથી પ્રજાવર્ગની વેંહેંચણીના પેહેલા વ્યવસ્થાપકનું માન બી તેમનેજ ઘટે છે.

બીજું **ફરવરદીન યશ્ત**માં અશો જરથોસ્તની જીંદગીનું જે ટુંક વર્ણન મળે છે તેમાં તેમને ખુલ્લા શબ્દોમાં **પેહેલા** અથોરનાન, **પેહેલા** રથેશ્તાર અને **પેહેલા** વાસ્ત્રયોશ જાહેર કીધા છે (ફ. ૮૯). હયાં ઉતરતા કારીગર વર્ગ માટે બોલવામાં આવ્યું નથી. અવસ્તાનાં ઉપલાં વાકયમાં **"પઓઇર્યો"** એટલે, **પેહેલુ** એવા સાચા શબ્દાર્થને કેટલાક તરજુમો કરનારા સાહેબો સૌથી સરસ, ચુનંદો એવા અર્થમાં મુકે છે, હયાં થતા આ અનર્થનું સ્વભાવક કારણ પ્રથમ પહલવિ લખાંણો અને પાછલથી ફાર્સી લખાંણોએ આપ્યું છે અને તેમાં પ્રજાવર્ગની પ્રથમ વેંહેંચણી કરનાર તરીકે **જમશેદ**ને જાહેર કીધો છે. અગર તેણે પ્રજા વ્યવસ્થા કીધી હોત તો તે નોંધ લેવા લાયક બનાવની લાયક જગા **વંદીદાદ**ની બીજી પરગરદ હતી, જેમાં તેની કારકીર્દીના ઘણા બનાવોનું સુંદર વર્ણન થયું છે અને તેમાં આ અગતયની બાબદની નોંધ મળતી નથી.

વળી એજ યશ્તમાં જરથોસ્તને **પેહેલા** ઉંચું ગ્નાન મેલવનાર, તેને પેહેલા ફેલાવનાર, મર્દુમ દેવોની સતાનો પેહેલા છેડો લાવનાર અને દેવયશ્ની ( અનેક ઇશ્વર પુજા, બુતપરસ્તી ) ના સૌથી **પેહેલા** નારવા જાહેર કરનાર તરીકે પેલોજ " પઓઇર્યો " શબ્દ મળે છે (ફ. ૮૯-૯૭). ત્યારે જરથોસ્તે કીધેલી પ્રજાવર્ગની વેંહેંચણી માટે વપરાયલા મજકુર શબ્દનો સીધો અર્થ પેહેલાને બદલે **સૌથી સરસ** લઇએ તો, હયાં થોડો અનર્થ થતો નથી. અગર આ અનર્થ બાહાલ રાખ્યે તો તેમાં એકજ ખુદાપરસ્તીનો મહાન મજહબ ફાહેશ કરવા, જાહેર અને બાતેન બદીને લોખંડી હાથે દાબી દેવા, અનેક ઇશ્વર પુજા અને બુતપરસ્તીને નારવા ઠરાવવા વગેરેનું પેહેલું અઘટીત માન અને કીર્તિ, કોઇ તરાહીત પુરૂષને બિનપાય આપવા સમાન ગણાય. ત્યારે ધર્મની શહાદત મજબુત પ્રજાવર્ગની વેંહેંચણીના પેહેલા વ્યવસ્થાપકનું લાયક માન મેળવનાર શાહ જમશેદ નહીં **પણ એકલા મહાગુરૂ જરથોશ્ત છે.**



## હોમ, ( સોમ ) નો અમૃતરસ.

**ચાર મહાન પુરૂષો** અને તેઓથી પેદા પડેલાં **પાંચ ઉમદા ફળો** વિષે પ્રથમ હયાં આપણે બોલીશું. ઈરાન વતનની પુરાતન તવારીખમાં એક નોંધ લેવા લાયક બનાવ એવો બન્યો છે કે, આર્યં ઞ્રુમના ચાર મહાન પુરૂષોથી પાંચ મહાન નરેશીર પેદા પડયા હતા અને તેઓએ હમ વતન અને હમ વતનીઓની જે જે સેવાઓ બજાવી હતી તે બોમસાલ હતી. હયાં આપણે આ એક ઘણા અજાયબ સંજોગોમાં કુદરતનોજ કામેલ હાથ કામે લાગેલો જોઇએ છીએ. આ ચાર ભાગ્યશાળી પુરૂષો **વવંગહાંન, આથવ્યાંન, અસરત** અને **પોરૂશસ્પ** હતા, તેઓ હોમ ( સોમ ) ના ઉપાસક હતા અને હોમ યજ્ઞથી તેના એજમતી પાલાના અમૃતરસનું તેઓ પાન કરતા હતા. આ હોમના રોપાની ખુબી અને તેનાં અસરકારકપણાનાં અવસ્તામાં વર્ણનો થયા છે, અને તેમાં ઘણાં ઉંચાં પરીણાંમો નીપજેલાં દર્શાવવામાં આવ્યાં છે. આ અમૃતરસ ક્યાથી તૈયાર થતો હતો, તેના પાલા ઉપર **માંથ્રવાણીના** કલામો (મંત્રોપચાર) સાથે તેને ખળમાં છુંડવા, ઘુંટવા અને ગાળવાની ત્રણ તરેહની ક્રિયાઓ થતી હતી અને તેની એજમત તથા અસરને લઇને જે ફળો પેદા પડયાં હતાં તેઓ **જમશેદ, ફરેદુન ઉર્વાક્ષ** તથા **કેરસાસ્પ** અને **જરથોસ્ત** જેવાં નામીચાં નરરત્નો હતાં. ત્યારે **જમશેદ** પુરાતન આર્યોમાં પેદા પડેલાં નામીચાં નંગોમાંનું બેશક એક બેમુલ અને બેનમુન નંગ હતું.

ઇરાન દેશના પર્વતો, તેઓની શખરો, ખીણો, અને ખેતરોમાં ઉગતા આ તાજા અને લીલા હોમના છોડવાના પાલાના અમૃત રસના અસરકારક ગુણના પરીણામને લીધે, આ બીના થોડી જાણવાજોગ અને તાજુબ થવા જોગ નથી કે, આ પાંચમાંના એક થોડાજ પ્રખ્યાત પામેલા ધારા બાંધનાર ન્યાયાધીશ ઉર્વાક્ષ સવાય ચાર સાધારણ પુરૂષો નહીં હતા, પણ તેઓ પોતાના જમાનામાં મુકાબલો કરી નહીં શકાય એવા વરપુરૂષો પેદા પડયા હતા. તેઓએ ઇરાન સરજમીન ઉપર કરી દેખાડેલાં જુદાં જુદાં મહાન પરાક્રમોમાં પોતાના જમાનાની આર્ય પ્રજા વચ્ચે તેઓ એકલાજ સર્વથી સબળ અને પુરા પ્રબળ તરીકે પ્રસધ્ધ થયા હતા અને સોથી તાજુબી ભરેલું એ છે કે, તેઓનો જોડયો કે હમ-નબર્દ કોઇ નહીં હતો. તેઓએ પરાક્રમી મહાન પુરૂષો તરીકેની નામના જોકે ખચીત મેળવી હતી તોપણ અવસ્તા મુજબ આ સઘલાઓમાં અશો જરથોસ્તનો દરજ્જો સોથી ઉચો હતો, શાહ ફરદુન આર્ય

પ્રજાનો સૌથી ફતેહમંદ પુરૂષ હતો અને **કેરશાસ્પ** માણુસો વચ્ચે સૌથી દેલાવર અજીત યોધો હતો, તોપણ "**અઇન્યોજરથુસ્રાત**" એટલે, **જરથોસ્ત** સિવાય તેઓ ફત્તેહમંદ અને બળવાંન હતા અને જરથોસ્ત, એકલા આર્ય પ્રજા વચ્ચે શારિ-રીક અને માનસિક બળમાં **સૌથી પ્રબળ** હતા (૫૦ જ૦ ૩૬–૩૮) વળી જમશેદ ગમે એવો મહાન પ્રતાપી હતો, તોપણ જરથોસ્તે જે મહાન મજહબ ફાહેશ કીધો હતો, તેનો ગ્નાની થઇને ફેલાવો કરવા જમશેદ પોતાનું કમીનાપણું વાજબી જાહેર કરે છે. ( ૫૦ ૨ ફ૦ ૧–૨ ).

આ મુજબ જરથોસ્ત સાહેબ જમશેદ અને બીજા કોઇનાબી કરતાં વધારે આગલ વધેલા અને મુકાબલો કરી નહીં શકાય એવું ઉંચું મનોબળ ધરાવનાર **મહાગુરૂ** હતા.

---

# ખુદાઇ · ખુરેહ.

## (ઇશ્વરી પ્રકાશ)

કેટલાક પેશ્દાદી અને કેઆની, પાદશાહો અને પેહેલવાનો બાદશાહી **ખુરેહ** ધરાવતા હતા અને તેને "**ઐર્યન ખરેનો**" એટલે ઇરાની ખુરેહ અને "**કવય-ખરેનો**" એટલે, કેઆની ખુરેહનાં નામો અપાયાં હતાં. આ ખુદાઇ બખશેશની બરકતથી તેઓ મહાન પરાક્રમો કરવાને શક્તિવાન થયા હતા અને તે સઘલાઓમાં **જમશેદ**નું ખુરેહ સૌથી ચહડતું અને અખુટ હતું. તેની બદબખ્તી અને પડતીના પાછલા વખતમાં આ ખુરેહ તેને જ્યારે છોડી ગયું, ત્યારે તેના ત્રણ હિસ્સા પડયા અને તે ત્રણ ભાગે વેંચાઈ ગયું હતું. તેનો એક ભાગ **મેહેરયજદ** જે રોશ્નીનુંજ પ્રગટ સ્વરૂપ છે તેના પ્રકાશમાં ભલી ગયું હતું. અને તેના જે બીજા બે ભાગો જુદા પડયા તે **ફરેદુન** અને **કેરશાસ્પ** વચ્ચે વેંહેંચાઇ તે બંને ઉપર વારેદ થયું હતું. ખુરેહનો એક અર્થ કીરતિ થાય છે, ત્યારે જમશેદ આગલા અને પાછલા મહાન પુરૂ-ષોમાં કીર્તિની ઉંચી ટાંચે પુગ્યો હતો અને તેની કીર્તિમાં **ફરેદુન** અને **કેરશાસ્પ** જેવા નામવરો હમશરીક થયા હતા. બલકે જમશેદની નમુનેદાર નેકનામીની તેઓએ

નકલ કીધી હતી અને તેના પ્રતાપે તેઓ નામીચા પુરૂષો નિવડયા હતા. જેમ જમશેદ અને બીજા મહાન પુરૂષો ઉપર ખુરેહની ખુદાઇ બખશેશો ઉતરી હતી. તેમ જરથોશ્તનું બી ખુરેહ હતું અને તે સૌથી જોરેમંદ હતું. આ ખુરેહ જુદે જુદે વખતે અને જુદા જુદા પુરૂષો ઉપર વારેદ થતું આપણે જોઇએ છીએ, પણ "**જરથુશ્ત્રહે ખરેનઙહો**" એટલે તે અશોનું એહેલાયફુ અને ખાસ અખુટ ખુરેહ હતું, અને તેનાજ પ્રતાપે તેઓ જમશેદ અને બીજા હસ્તી ધરાવનારાઓમાં અચુક અને અખંડ કીર્તિ ધરાવનાર **મહાપ્રતાપી** પુરૂષ થઇ ગયા છે. અશો જરથોશ્તની આ અચળ કીર્તિમાં હમશકરીક થવા તેમના જન્મ પેહેલાં પેલા કીર્તિના લોભી અને દેશના કદા શત્રુ તુરાની **અફ્રાસ્યાબે** ત્રણ ત્રણ મરતબે પ્રબળ પ્રયત્નો કીધા હતા પણ જરથોશ્ત જેવો કીર્તિવંત થવાની પોતાની મુરાદમાં તે તદન નિષ્ફળ નિવડયો હતો. ( જ૦ ફ૦ ૬૪ )



## બદી ઉપર ગાલેબી.



ઇરાની રાજકર્ત્તાઓનું એક ખાસ કાંમ પોતાના મુલકોમાંથી મર્દુમ દેવો, જાદુગરો, જુલ્મગારો, કીકો, કરપો વગેરે દીન અને દેશના દુસ્મનો, જંગલી અને ઝનુની તાયફાઓનો દોર તોડી પોતાની તાબાની રૈયતનું રક્ષણ કરવાનું હતું અને તેઓથી બરપા થતી બદી અને ખરાબીને તોડી તેઓએ દીન અને દેશની વધતી ઓછી સેવાઓ બજાવી હતી ( યસ્તો ). આ સઘલાઓમાં **જમશેદની** સેવા વિશેષ હતી અને તેની ખાસ સેવા દેશના શત્રુઓ ઉપર કાબુ મેલવવાની અને તેઓને મજબુત હાથે દાબી દેવાની હતી. તેણે બીજાઓ કરતાં આગલ વધી પેલા મર્દુમ દેવોના અખત્યારમાંથી દોલત અને સુખ, આબાદી અને જીઆદતી તથા તૃપ્તિ અને કીર્તિ એ સઘલું છીણવી લીધું હતું અને તેંણે તેઓને સત્તા વગરના કીધા હતા (જ૦ ફ૦ ૩૨ ). તેંણે પોતાની પ્રજાને મર્દુમ દેવોથી છુટી પાડી તેઓનું સુખી સંસ્થાન

( વરેજમકર્દ ) વસાવ્યું હતું અને તેને દેવોના ત્રાસથી બચાવી લીધી હતી. તેણે પોતાની સલતનમાં સર્વત્ર આબાદીની પાંથરી હતી, જાનદાર પેદાયશનાં ઉંચાં તોખમોનાં ટોળાઓ વસાવ્યાં હતાં અને તેઓને અમરગપણું બખસ્યું હતું. વળી તેઓમાંથી પાણીની ટીપણી અને ભુખમરાના દુકાલનાં દુઃખો દુર કીધાં હતાં, કવખતનો બુઢાપો અને કવખતનાં મરણનાં કારણો નાબુદ કીધાં હતાં અને એક હજાર સાલ સુધી તેની સલતનતમાં ગરમ કે શિતળ વાયુ વાતો નહીં હતો ( ગોશ ફ૦ ૮–૯ ).

આ મુજબ સ્વસત્તાનાં બળથી જમશેદે બીજા રાજકર્તાઓ કરતાં દેશની જોકે અધિક સેવાઓ બજાવી હતી પણ તે પુરતી નહીં હતી, અને બદકારોની બદી ઉપર સંપુર્ણ કાબુ મેલવીને તેઓને લોખંદી હાથે દાબી દેવાના મુસ્કેલ કામમાં **એકલા જરથોસ્ત** ફત્તેહમંદ ઉતરયા હતા. એક ઠેકાણે બદીના આગેવાન સરદાર **ગનામીનો**નાં મોઢાંમાં નીચલો અલંકાર મુકવામાં આવ્યો છે કે,

" તમામ ઇજદો મને જ્યારે તોડી શકયા નહીં, ત્યારે મારી વકી ઉપરાંત **એકલા જરથોશ્તે** મને શિકસ્તગી આપી. તે **અહુનવરનાં** ચમતકારીક હથિયારથી મોટા કદના પત્થર મિસાલ મને માર મારે છે અને **અષેમવોહુના** એજમતી કલામથી ભઠ્ઠીમાં પિગલાવેલી ધાતુ મિસાલ તે મને બાલીને ભસ્મ કરે છે. હવે પૃથ્વિપરથી મારૂં પલાયન થવું એજ મારા હકકમાં ભલું છે, કારણ કે **સપેતમાન જરથોશ્ત** મારો પરાજય કરવાને **એકલો** શકિતવાન છે " ( અશી૦ ફ૦ ૧૯–૨૦ )

વળી બીજે ઠેકાણે કહે છે કે, જરથોસ્તની પાક દ્રષ્ટિથીજ દેવો દુર નાસી જતા હતા અને બદી નાબુદ થઇ જતી હતી. માણુસો વચ્ચેથી જીન-પરીઆં (બદરૂહી) પાછાં હટી જતાં હતાં અને તેઓ આંખોમાં આંસુઓ લાવી વિલાપ કરતાં અને રૂદનનો પોકાર કરતાં નહેશ અને નાબુદ થતાં હતાં (જ૦ ફ૦ ૮૦) હઓમ દુરઓષ કહે છે કે—અએ જરથોસ્ત ! તું બેઉ મીનોની પેદાયશમાં ઘણોજ દિલાવર ઘણો જોરેમંદ, અને ઘણોજ ચપળ છે. તું સૌથી સેતાબ અને સૌથી ફતેહમંદ છે. જે મર્દુમ દેવો હમણાં સુધી આ પૃથ્વિપર માણસની શિકલમાં દોડધામ કરી રહયા હતા તેઓનો તું એ દોર તોડયો અને તેઓને પાતાલમાં હોમાવી દીધા હતા " (હા૦ ૯–૧૫ )

આ મુજબ જરથોસ્ત જાહેર અને બાતેન બદી ઉપર ગાલેબ આવ્યા હતા અને તેને લોખંદી હાથે દાબી દીધી હતી. જમશેદ અને બીજી બળવાંન શકિતઓનું બદી ઉપર સંપુર્ણ કાબુ મેલવવાનું અઘરૂ કાર્ય જરથોસ્તે ફત્તેહમંદી સાથ પાર ઉતારયું હતું, કારણકે તેઓ **એકલા** આ મહાન કાર્ય માટે **સર્વથી સબળ અને સર્વથી સમર્થ** સરજાયલા હતા.



## એહેરમનનું છળ કપટ—એક અલંકાર.



ચહડતી પછી પડતીનો અચુક નિયમ હયાં જમશેદના બાબમાં ખરો પડેલો આપણે ખેદસાથ જોઇ શકીશું. તેણે જે મહાન સાહસો માથે ઉઠાવ્યાં હતાં તેમાં તેને નાઉમેદી કે નાસેપાસી ઉપજવાનાં કારણો કદી મલ્યાં નહીં હતાં અને કુદરતની કરમબખશેશથી તે સઘલી બાજુ વગર શક ફતેહમંદ ઉતરયો હતો. તે કીર્તિની નોબતે પુગ્યો હતો અને તેજ તેની પડતીનાં સબળ કારણો હોવાનાં અનુંમાનો ખેંચવામાં આવ્યાં છે. વળી તેઓને ધર્મનાં અધુરાં વર્ણનોએ કારણ આપ્યું છે. **વંદીદાદ** મુજબ એહેરેમન જમશેદને ગોયા ફરેબ આપે છે, "દેવો જે સુખન બોલ્યા તે તું બોલ" કહે છે કે, જમશેદ આ ફરેબમાં ફસી પડે છે અને પેલી સુચના ઉપર અમલ કરે છે. આથી તે પોતાની મહાન સત્તા ખોહી બેસે છે અને તેની કીમતી કમનસીબ જીંદગીનો છેડો આવે છે ( ૫૦ ૨ ફ૦ ૬ ) **જમ્યાદ યશ્ત** મુજબ જમશેદ ગર્વિષ્ટ-પણામાં અસત્ય સુખન ઓચરે છે તેથી તે પોતાનું **ખુરેહ** ( અખંદ કીર્તિ ) અને સર્વસ્વ ખોહી બેસે છે, આ બનાવથી તે ગાભરો પડી જાય છે અને બેહોશ થઈ નીચે જમીનપર ગબડી પડે છે ( ફ૦ ૩૩–૩૪ )

હાં જમશેદની કમનસીબીનાં કારણમાં મગરૂરીના બહારમાં અસત્ય સખુન બોલવાનું પરીણામ તેની બદવખ્તીમાં આવેલું જોકે આપણે જોઈએ છીએ, પણ કમતાલેનો જમશેદ એવો જબુન સુખન શું બોલ્યો હતો, કે જેથી તે આ બુરા ફેજે પુગ્યો હતો તે બન્ને દાખલામાં ખુલ્લા શબ્દોમાં દેખાડવામાં આવ્યું નથી. અવ-સ્તાના આ મોગમ વાકયનો ભેદ ખુલ્સો કરવાની પાછલા જમાનામાં કોશેષ થયલી જણાય છે અને મહાન શાઅર ફીર્દોશી જમશેદનાં મોંઢાંમાં નીચલા શબ્દો મુકે છે.

**"મનમ ગુફ્ત બા ફરરએઇજદી**
**હમમ શેહેરીઆરીએ હમ મુબદી"**

એટલે હું ઇજદી નુરવાલો છું, તેમજ પાદશાહ અને મુબદથી છું. વળી કહે છે કે,

**"મરા ખાન્દ બાયદ જહાન આફ્રીન"**

એટલે, મને દુનિયા પેદા કરનાર કહેવો જોઇએ ! આપણો શાઅર કહે છે તેમ અગર જમશેદે ખુદા પરસ્તી છોડીને ખુદ પરસ્તીના આ અધર્મી શબ્દો ઓચયાજ હોય તો, આઅને એવાજ બીજા ખોદાઇદાવો ઉઠાવનારા શબ્દો પોતાના પેદા કરનાર

ખુદાની બદનક્ષી કરનારા છે અને **વંદીદાદ** મુજબ એવો વાહીઆત ધખારો ધરાવનારાઓ દેવોની રાહપર ચાલનાર ખુદ મર્હુમ દેવો છે. ( ૫૦ ૨ )

હાં આપણને મુકાબલા માટે જોવાનું એટલુંજ છે કે, જમશેદ એહેરેમનની કપટ જાળમાં ફસી પડયો હતો અને તેનો કમનસીબ ભોગ થયો હતો. " ફરેબે ફરેસ્તા ફરે " આ કેહવત જમશેદ જેવા એક પ્રતાપી પુરૂષના બાબમાં ખરી પડતી જોકે આપણે ભારે અજાયબી સાથ જોઇએ છીએ, તોપણ હાં આપણે પેલા મહાત્મા માટે બોલનાર છીએ કે જે એહેરેમનનાં છળ કપટને વશ થયો નહીં હતો, અને તે એક પુરો વિરલો અશો **જરથોસ્ત** છે. જુના માજદયસ્ની મજહબમાં સુધારો તથા વધારો કરી આર્ય **પ્રજા**માં તેફાહેશ કરવાના મહાન સહાસથી હાથ ઉઠાવવા ગોયા એહેરેમન ( અરજાસ્પ ! ) જરથોસ્તને રાજપદ આપવાની મોટી મોટી લાલચો દેખાડે છે, પણ જરથોસ્ત તેના આ લલચાવનારા પ્રપંચનો મજબુત ઠરાવ સાથે તુચ્છકાર કરે છે.

**એહેરેમન કહે છે.** " અએ જરથોસ્ત ! તું મારી પેદાયશને પાયામાલ કરતો ના. તું **પોરૂશસ્પ**થી **જાવીશી** માદરને પેટે પેદા પડેલો છોકરો છે. તું માજદયસ્ની દીનને ધિક્કાર, કે જેથી પ્રજાપતિ **વધધન** મિસાલ તુંબી રાજ્યવૈભવ ભોગવવાને લાયક થાય. "

**જરથોસ્ત જવાબ દેછે.** " અએ એહેરેમન ! અગર આ મારાં હાડકાં ભાગી જવાનો, મારી બુદ્ધીનો નાશ થવાનો કે મારો જાન જવાનો જોખમ હોય તોપણ ભલી માજદયસ્ની દીનને હું કદીબી ધિક્કારીશ નહીં." ( ૫. ૧૯ ફ. ૬–૭ ).

અવસ્તા મુજબ **જમશેદ** અને **જરથોસ્ત** એ બે પુરૂષોને એહેરેમનથી ફરેબની કપટ જાલમાં ફસાવવાના અલંકારો મલે છે, તે ઉપરથી જણાય છે કે તેઓ બંન્ને આર્ય પ્રજાના એકલા મહાન રક્ષકો હતા. આ બેમાં જોકે જમશેદ ગમે એવો પ્રતાપી હતો, તોપણ તે માણસ હતો અને તે આખરે બી માણસાઇ નબળાઇને વશ થયો હતો. હવે આ માણસાઇ નબળાઇની મજબુત દલીલ આગળ કરી, અને તેની આબાદ યાદ આપી હાં પેલો પ્રપંચી એહેરેમન જરથોસ્તને પંપાળે છે અને વળી વિનવે છે. તે જરથોસ્તને કહે છે કે, " તું કોઇ દૈવી શક્તિ ધરાવનાર નથી, ગમે તે કરે પણ તું માત્ર માનવી જાતને પેટે પેદા પડેલો એક નાનો અને નબળો છોકરો છે, તું કમજોર અને કમતાકત છે, માટે ધર્મ સુધારકના મહાન સહાસથી તું

**પાછો ફર, કે જેથી વધઘન** મિસાલ તું બી જીંદગીનાં સઘલાં સુખો ભોગવવાને **ભાગ્યશાલી થાય."** પણ જરથોસ્તે તેનો ભારે તુચ્છકાર કીધો હતો. જરથોસ્ત બીજાં ફરજંદો મિસાલ જોકે પોતાનાં માબાપને પેટે પેદા પડેલા એક માણસ હતા એ ખરૂં, પણ અદભુત શક્તિ ધરાવનાર અને જવલેજ પેદા પડે એવા, ઠરાવ ભરેલા અને મજબુત મનના એક બળવંત અને બુદ્ધિશાળી પુરૂષ હતા. પોતાનો મજહબ ફાહેશ કરતાં તેમની સામે થોડી મુસ્કેલીઓ ઉભી થઇ નહીં હતી, દીન દુસ્મનોથી થોડાં સંકટો વેઠવાં પડયાં નહીં હતાં અને થોડી નાઉમેદીમાંથી પસાર થવું પડયું ન હતું, તોપણ તેઓ જમશેદ મિસાલ માણસાઇ નબલાઇને વશ થયા નહીં હતા.

આ મુજબ જરથોસ્ત બુદ્ધિ ચાતુર્ય અને કાર્ય કુશળતામાં અચુક અને અખંડ હતા અને આર્ય પ્રજા વચ્ચે **એકલા મહા વીર** હતા.

## ખુદા સાથે મુલાકાત

આગલા આર્યોમાં ખુદા સાથની પાક મુલાકાતનું અનુપમ માન એજ મહાન પુરૂષોને મલ્યું હતું, એક **જમશેદ** અને બીજા **જરથોસ્ત** સાહેબ હતા.

**વંદીદાદ** મુજબ જમશેદ સાથની પાક મુલાકાતનું મથક **વહેદાઇતી** નદી ઉપર આવેલું **ઇરાનવેજ** હતું. ત્યાં આહુરમજદની મીનો ઇજિદો સાથે અને જમશેદની ભલા લોકોની અંજુમન સાથે અરસપરસ મુલાકાતો થઇ હતી. **ઇરાનવેજ** તરફ અહુરમજદ સાથે મીનો ઇજિદોની આમદ રફત અને જમશેદનું અંજુમન સાથે એસ્તેકબાલ જવું, એ કોઇ શકમંદ આકાશી હીલચાલ અને કુદરતના અચબુચા ફેરફારના કોઇ મહાન બનાવની આપણને આબાદ યાદ આપે છે. કારણ કે આ મુલાકાત દરમીયાન ભવિષ્યમાં બનનારી રૂતુના સખ્ત ફેરફાર અને બર્ફના શિતળ શિયાળાથી દુનિયાપર આવનારી નાશકારક આફતમાંથી બચાવમાં

રેહેવાની ગોથા અહુરમજ્દ જમશેદને બશારત કરે છે, અને જમશેદ પર્વતોપર જમા થયલું અખુટ બર્ફ પિગલીને ઇરાનવેજ મુલકમાં નાશ પારથવાના અંગત અનુભવને લઇને આ ખુદાઇ ફરમાન અમલમાં મુકવા નવું સંસ્થાન વસાવવાની યોજનાઓ ઘડે છે ( ફ. ૨૧-૨૪).

બીજું, **ઇજસ્નેના ૧૨ માહામાં** નવી દીનમાં દાખલ થનાર અને **નવજોત** માટેનો એક ઉમેદવાર અહુરમજ્દ અને જરથોસ્ત વચ્ચે થયલી આ મુલાકાતમાં થયલી પુર્સેશ પાસોખ બાબત જાહેર એકરાર કરે છે, અને તેને ખાસ વજન આપવા તે ફરીફરી બેબે વાર ઘણા ભાર સાથે બોલે છે. આ મુલાકાતમાં સત્તાવાલા મરદુમ દેવો અને દરૂજોની સરદારીને તુચ્છકારવા અહુરમજ્દ આગ્રહ કરે છે, જરથોસ્ત અહુરમજ્દના આગ્રહ મુજબ તેઓનો તિરસ્કાર કરે છે, અને જરથોસ્તને પગલે ચાલી તે ઉપર અમલ કરવા નવો ઉમેદવાર જાહેર કબુલાત આપે છે ( ફ. ૫-૬ ).

**ગાથાનાં** લખાંણો મુજબ અહુરમજ્દ અને જરથોસ્ત વચ્ચે અનેક પ્રસંગો ઉપર ઘણી પુર્સેશ પાસોખ થઇ હતી, તે માટે ચાલતી આવેલી ભુલભરેલી માન્યતા મુજબ જરથોસ્ત મીનો આલમમાં ખુદ ખુદાની દરગાહે પાધરા ગયા નહીં હતા અને શારીરિક આંખે ખુદાને નજરે નજર જોયા નહીં હતા. પણ આ ગેતીમાં રહીને **બેહેમન** એટલે ઉંચા બુદ્ધીબળ મારફતે સવાલો કીધા હતા અને અહુરમજ્દ તરફથી **સરોશ** એટલે, સાંભલનાર તથા સંભલાવનાર ( પેગાંમી ) મારફતે જવાબો મેલવ્યા હતા. બીજા બોલોમાં ભલાં મનની આંખે, ઉંડી અને ઉંચી. મનશક્તિ મારફતે અને પોતાનાં ખિલેલાં બાતેન બુદ્ધિબળે જરથોસ્તે સર્વત્ર ખુદાને જોયો હતો અને તેનેજ એકલાને સર્વશક્તિવાન સાહેબ તરીકે પિછાણ્યો હતો. આ પુર્સેશ પાસોખમાં દીન અને દુનિયાની ફીલસુફી અને કુદરતી કરામતો ઉપર જરથોસ્તે બારીક અવલો- કનો કીધાં હતાં અને તેનાં પરીણામ તરીકે ખુદાશનાસીનો એલ્મ હાંસેલ કરી પોતાનો મહાન મજહબ ઇરાની આલમ વચ્ચે આશકાર કરવામાં ફત્તેહમંદ નિવડયા હતા. બુન્દેહેસ્ન મુજબ આ મુલાકાતની જગા સીસ્તાંનમાં આવેલા **હુશ્દારતાર** પાહાડ હતી, તે અવસ્તાનો **ઊષિ-દરેન** પાહાડ છે અને તેનો અર્થ, હોશ અથવા અક્કલ ધરાવનાર પાહાડ થાય છે. જમ્યાદયસ્તમાં આનામીચા પર્વત સાથે કૈઆની ખુરેહનો સંબંધ જણાવ્યો છે, ત્યાં **ખુદાઈખ્યાલો,** કુદરતની લીલા અને તેના મહિમાનું અવલોકન કરવાનાં તથા કુદરતી ન્યામતોનાં અખુટ સાધનો હતાં અને

ત્યાંથી કુદરતી ફીલસુફીનું ગ્નાન મેલવી જરથોસ્તે પોતાના મજહબ ઝાહેર કીધો હતો ( ફ. ૬૬-૬૯ )

આાં જમશેદ અને જરથોસ્તની ખુદા સાથની મુલાકાતોની ઉંચી નેમો વચ્ચે ઓહોલો તફાવત મલે છે. જમશેદની મુલાકાત જ્યારે એકલી "મલકોશ" ના સખ્ત શિયાળાની અસલ્ઙ આફતમાંથી આર્ય પ્રજાને બચાવવાની છે, ત્યારે જરથોસ્તની મુલાકાતની નેમ એકલી દુનિયવીનથી પણ તેની સાથે દીનનો ફેલાવો કરવાની એવડી નેમ સમાયલી છે. આ મુજબ ખુદા સાથની મુલાકતોમાં જમશેદ કરતાં જરથોસ્તની મુલાકાત **વધારે માનભરી, ઓહોલી નેમ ધરાવનારી** અને **સૌથી મોતેબર છે.**



## પેગાંમ્બરી દાવો.

**ફારસી દસાતીર** અને **દબેસ્તાંન** કેતાબોમાં **જમશેદને** એક પેગાંમ્બર તરીકે જાહેર કરે છે. ચાલુ **દોરની** શરૂઆતમાં થઇ ગયલા નામાંકીત પુરૂષોમાં અગર કોઇનીબી કારકીર્દીને ધર્મમાં ઓહોલા વિસ્તારથી વર્ણવી હોય; અને ખાસ અગત આપી હોય તો તે એકલા જમશેદની છે. તે માટે **વંદીદાદની** બીજી પરગરદ શરૂથી સેવટ સુધી એકલા જમશેદની કીર્તિનાં વર્ણનોથી રોકાયલી છે, તેમાં તેની ઝળકતી કારકીર્દીનાં વર્ણનો થયાં છે અને તેની શરૂઆત તેનાં પેગાંમ્બરીનાં વર્ણનથી થાય છે. તેના સંબંધમાં અહુરમજદ અને જરથોશ્ત વચ્ચે થયલી પુર્સેશ પાસોખમાં અહુરમજદ કહે છે કે, ભણેલો થઇને અહુરમજદી જરથોશ્તી દીનનો ફેલાવો કરવા પ્રથમ મેં જમશેદને ફરમાશ કીધી હતી, પણ તેંણે તેનો ફેલાવો કરવાની લાયકાત ના પાડી હતી અને ઇરાની આલમમાં સુખશાંતિની યોજનાઓ ઘડી તેને આબાદી બખશવાનું સહાસ માંથે ઉઠાવી ફતેહમંદી સાથ પાર પાડયું હતું ( ફ. ૧-૨ ). અહુરમજદ અને જરથોશ્ત વચ્ચેની આ પુર્સેશ પાસોખ કંઇજ નહીં પણ તેમાં વંદીદાદના મહાન કર્તાની એકલી

તેમ આ મહાન સહાસ માટે અશો [જરથોસ્તનું માત્ર સર્વોપરીપણું દેખાડવાની છે. કારણ કે જમશેદ નહીં પણ એકલા જરથોસ્તની પેગાંમ્બર તરીકેની સૌથી ઉંચી લાયકાત દેખાડવાનાં ઘણાં વજનદાર કારણો ખુદ **ગાથાનાં** સૌથી મોતેબર લખાં-ણોમાં મલે છે. **ઇજરનેના ૧૯ મા હા** મુજબ જગતની વ્યવસ્થા અવ્વલ અહુરમજદ કેવળ એકલા **જરથોસ્ત** માટે ભવિષ્યના મહાગુરૂ તરીકે **અહુનવરના બધના** પેહેલા શ્લોકમાં જ્યારે પોતાનો પસંદગીનો ઠરાવ કરી રાખે છે, પાછલથી ગાથામાં તે ઠરાવનો પેગાંમ જ્યારે અહુરમજદ ઇરાની આલમને પોંહોંચાડે છે, ત્યારે એજ કાર્ય માટે, **અહુરમજદી જરથોસ્તી દીન ફેલાવવા માટે** હર્વસ્પ આગાહ અહુરમજદ જમશેદને ખાસ ફરમાસ કરે નહીં અને તેની અજમાયશ લેઇ શકે નહીં. વંદીદાદની એજ બીજી ૫રગરદની સેવટે જમશેદેજ વસાવેલાં વરસંસ્થાનની પેગાંમ્બરી માટે નીચલો સવાલ જવાબ થયલો મલે છે.

જરથોસ્ત સવાલ કરે છે—તેઓ (વરવાસીઓ) નો **અહુ** અને **રતુ** કોણ છે?

અહુરમજદ જવાબ દે છે—અએ જરથોસ્ત! તુંજ નામીચો નર જરથોસ્ત છે (ફ. ૪૩).

અગર જમશેદ પોતાના **વર**નો પેગાંમ્બરજ હોત તો ત્યાં બીજા પેગાંમ્બરની જરૂર નહીં હતી. અગર જરથોસ્ત **વર**ના ભવિષ્યના એકલા પેગાંમ્બર હોત તો, વરના પેહેલા પેગાંમ્બર તરીકે હાં જમશેદનું નામ અવશ્ય મલવું જોઇતું હતું, પણ તે મલતું નથી. વરના ભવિષ્યના પેગાંમ્બર તરીકે હાં જ્યારે એકલા જરથોસ્તની લાયકાતની ઉંચી પિછાણ થઇ છે ત્યારે જમશેદ પેગાંમ્બરને દરજ્જે પુગો નહીં હતો. ખરૂં છે કે જમશેદની રૈયત રક્ષક તરીકેની અદલ રાજ્યનીતિને લેઇને તેની નામના અચુક હતી અને પાછલી ફાર્સી કેતાબોમાં જોકે તેને પેગાંમ્બરની ઉપમા અપાઇ હતી, તોપણ વંદીદાદની મોતેબર શાહાદત મુજબ ખુદ જમશેદે પેગાંમ્બરી દાવો કદી કીધો નથી.

ત્યારે જમશેદ અને એવાજ બીજા નામવરોથી જરથોસ્ત સાહેબ શારીરિક અને આત્મિક બળમાં સર્વોપરી સરદાર અને ખુદાની પસંદગી પામેલા **એકલા મહાન પેગાંમ્બર** હતા.



## ઇજદી ફરજ્જો, ખુદાઇ દાવો !

**શાઅર ફીર્દોશી** પોતાનાં કાવ્યમાં કહે છે કે **જમશેદે " હું ખુદા છું "** એવું અભિમાન ધરાવ્યું હતું અને તે માટે જમશેદના મોંઢાંમાં તે નીચલા શબ્દો મુકે છે.

**" મરા ખાન્દ બાયદ જહાન આફ્રીન."**

એટલે, મને જહાંનનો પેદા કરનાર કેહવો જોઇએ.

**" મનમ ગુફ્ત બા ફરરએ ઇજદી "**

એટલે, તે બોલ્યો કે હું ઇજદનાં નુરવાલો છું.

શું જમશેદ એમ બોલ્યો હતો ? અવસ્તામાં તેને ગર્વિષ્ઠપણામાં કાંઇ અસત્ય બોલતો જણાવ્યો છે અને તેનું પરીણામ તેના હકમાં બુરૂં આવેલું જણાવ્યું છે એ ખરૂં, પણ તેને મજકુર શબ્દો ખુલલા બોલતો દેખાડયો નથી. બીજું, ખરેજ જમશેદ બોલ્યો હોય કે હું ઇજદી ખુરેહ ધરાવું છું, તો તેનો અર્થ એટલોજ થઇ શકે કે, તે પોતાને ઇજદી ખુરેહનો અંશ ધરાવતો કીર્તિવંત દેખાડે છે. અને અવસ્તામાં તેને **ખરેનડહસ્તેમો જાતનાંમ** અને **હુવરે-દરેસો મશ્યાનાંમ** એટલે, જન્મ પામેલાઓમાં ઘણોજ ખુરેહમંદ અને માણસો વચ્ચે સુર્યદર્શી અથવા ખુરશેદ ચેહેર કહ્યો છે ( હા ૯, ૪). ત્યારે તેનો પ્રતાપ માનવીજાત વચ્ચે બેમિસાલ હતો અને તે એટલો પ્રતાપી હતો કે તેના અખુટ નુરનો એકતૃત્યાંશ મેહેર ઇજદનાં પ્રકાશમાં આમેજ થયું હતું. **જમ્યાદ યશ્ત** મુજબ ઇરાનના કેટલાક બાદશાહો જેઓ બળ અને બુદ્ધિમાં બીજાઓ કરતાં ચહડતા હતા, તેઓ કેઆની ખુરેહ ધરાવતા હતા અને તેની બરકતથી તેઓએ મહાન પરાક્રમ કરી દેખાડયાં હતાં. આ સઘલાઓમાં જમશેદનું ખુરેહ ઘણું બળવંત હતું અને તેના પ્રબળ પ્રતાપે તેણે બીજાંઓ કરતાં સૌથી વધારે સહાસો માથે ઉઠાવી તે ફતેહમંદી સાથ પાર ઉતાર્યાં હતાં. જ્યારે તેનો બરગસ્તેહ દહાડો બેઠો ત્યારે તે પેલું ખુરેહ ખોહી બેઠો, તેના ત્રણ હિસ્સા પડયા અને તેનો એક હિસ્સો **મેહેર ઇજદ** તથા બીજા બે **કેરશાસ્પ** અને **ફરેદુન** ઉપર નાઝલ થયા હતા. શાઅર બીજા બાદશાહોને " ફરરએ ઇજદી " એટલે ઇજદી ખુરેહ

ધરાવતા જ્યારે જાહેર કરે છે, ત્યારે અવસ્તા રૂએ બળવંત કેઆની ખુરેહ ધરાવવામાં જમશેદનો દાવો બીજા સઘળા બાદશાહો કરતા વધારે મજબુત અને વધારે ધરખમ છે. અવસ્તાનાં મજકુર વર્ણુનો જમશેદને ઇજદી ખુરેહ ધરાવવાને સબળ કારણો આપે છે, આપણા શાઅરે તેને આ બળવંત ખુરેહ ધરાવતો બરહક અને બેશક જાહેર કીધો છે. પણ તે ધરાવવામાં **ખુદાઈ દાવો** કરવાનું આળ મુકવાની માન્યતા ભુલભરેલી અને શાહને ગેરઇનસાફ કરનારી છે.

**તનોમંદ ઇજદ.**

ગાથા સિવાય અવસ્તામાં મશહુર ઇજદનું અનુપમ માન કોઈબી પુરૂષને મલ્યું હોય તો તે એકલા જરથોસત છે અને તેમને વળી **અઓખ્તો નામનોયજત** એટલે, એક **નામીચા ઇજદ** તરીકે જાહેર કીધા છે (હા. ૩, તથા ૭). જરથોસ્તના આ ઇજદી દરજ્જાનાં સંબંધમાં હીં થોડો ખુલાસો કરવાની જરૂર છે, કારણ કે એનાં સંબંધમાં ઘણો અનર્થ થતો જોવામાં આવે છે. **ઇજદનો** અર્થ **પુજ્ય** અથવા **માનને લાયક** બેશક થાય છે પણ આ એલકાબને લઇને તેમને કોઇ આકાશી પુજ્યના અર્થમાં લેવાના નથી. જરથોસ્ત કોઇ આત્મિક શકિત કે કોઇ કલ્પિત પુરૂપ નહીં હતા, પણ આ ખાકી જગતમાં પુણ્યશાલી માત પિતાને પેટે પેદા પડેલા એક માણસ હતા. અવસ્તામાં ઇજદોના બે વર્ગ દર્શાવ્યા છે, એક મીનો ( આત્મિક ) અને બીજા ગેતી ( શારીરિક ) ને લગતા છે અને આ બીજા વર્ગના ઇજદ જરથોસ્ત હતા. તેમને તનોમંદ ઇજદનો જે દરજ્જો પાછલથી મલ્યો છે તે સોથી મહાન છે, અને તેને હદ બહારનું મોટું અને ખ્યાલી રૂપ આપી તેમને કોઈ આકાશી મહાત્મા તરીકે ઓળખાવવામાં તેમની નામનામાં વધારો થતો નથી, ઓર આ ભુલાવો ખવાડનારી માન્યતા તેમને કલ્પિત પુરૂપના અર્થમાં મુકે છે અને તે બીના એક શંકાશિલ પુરૂપની ઉપમાં આપવાને કેટલાક બિન જોખમદાર બોલનારાઓને બિનપાય કારણો આપે છે. અશો જરથોસ્ત એક માણુસ હતા અને ઉંચ પ્રકારનું બુદ્ધિબળ ધરાવનાર એક મહાન માણુસ હતા, એવું ઘટતી હદમાં રહીને લાયક માન આપવામાં તેમનાં તરફનાં આપણાં અનુપમ માન, અચુક વફાદારી કે અખંદ ફેદાગીરીમાં ઘટાડો થતો નથી. બલકે દીનની શહાદતોથી તેમનું જે સર્વોપરીપણું સાબેત કરી શકાય છે, તે બીના તેમનાં તરફનાં આપણાં અચુક વહાલમાં વધારો કરનારી અને એવા એક મહાન માણુસનો ધર્મ પાલનારા તરીકે આપણુને માનભરી મગરૂરી લેવાને કારણો આપે એવી છે. જેમ અવસતામા જમશેદ **હું ખુદા છું** બોલ્યો નથી, તેમ જરથોસ્તે પોતે ગાથામાં પોતાનાં શબ્દોમાં **હું ઇજદ છું** એવો દાવો કદી કીધો

નથી, પણ ફરવરદીન યસ્તમાં પાછળથી તેમને ઇરાની આલમ વચ્ચે આ મહાન દરજ્જાને લાયક આ મુજબ જાહેર કીધા છે.

"યો નાઓ ઇરતસ્ય યસ્નસ્ય વહ્યસ્ય વઓચે
યથન કહ્યાઇચિત હાતાંમ અષાતહુચ યત વહિશ્તાત."

એટલે, અશોઇની સર્વોતમ સંપુર્ણતાને લીધે હૈયાતી ભોગનારાંઓમાં કોઇનાંબી કરતાં જે (જરથોસ્ત) વહાલા, માનન્ય અને પુજ્ય આપણને કેહેવાયા છે (ફ૦ ૧૫૨)

ત્યારે મહાન જમશેદ જોકે મહાપ્રતાપી હતો, તોપણ જરથોસ્ત હૈયાતી ધરાવનારાં કોઇનાંબી કરતાં **મહાપુજ્ય** અને **મહાપ્રતાપી** એ બંને હતા.



## જાતજાતની હુનરમંદી અને ભાત ભાતની કારીગરી.

**શાઅર ફીર્દોશીએ** જમશેદનાં નામ સાથે થોડા સ્વભાવિક અને ઘણા અસ્વભાવિક હુનર ઉદ્યોગો તથા ચોકસ બનાવોને જોડી આપેલા ત્યાં આપણે જોઇશું. શાઅર જે જે ઉદ્યોગો માટે બોલે છે તેમાંના ઘણાં જમશેદનાં જમાના જેટલા જુના નથી અને તેઓ સઘલા જુના કાળમાં જાહેર થયા નથી. તેઓ જોકે પાછલા જમાનાનું પરિણામ છે, તોપણ જમશેદનાં આગલાં મજકુર સાહાસોને લઇને શાઅરે પોતાની આગમજના કે નજદીકનાં જમાનામાં જાહેર થયલા સઘળા હુનર ઉદ્યોગનું માન જમશેદનેજ આપ્યું છે. શાઅર જમશેદનાં એકજ દાખલામાં તેના જમાના પછી બનેલા બનાવો વિષે બોલતો નથી, પણ બીશુમાર દાખલામાં બોલતો જોવામાં આવે છે અને તેમાનો વધારે જાણવા જોગ એકજ દાખલો ત્યાં દેખાડેલો પુરતો થઇ પડશે. જમશેદના નેઆગાન **તેહેમુરસ્પ** નાં બયાનમાં શાઅર કહે છે કે તેને જીતાયલી પ્રજાના દેવ લોકોએ **રૂમી, અરબી, ફાર્સી, હિન્દી, ચીની, પહલવી** અને એવી બીજી ત્રીસ ભાષાઓ શિખવી હતી! હવે તેહેમુરસ્પના જુના જમાનામાં આ ભાષા અને તે બોલનારી

પ્રજાની હસ્તીજ નહીં હતી, અને ઘણા પાછલા જમાનામાં ઉપલી ભાષા બોલનારી જુદી જુદી પ્રજાઓ જુદે જુદે વખતે જોકે હસ્તી ભોગવતી થઇ હતી, તોપણ પોતાની નજદીકના કે દુરના વખતમાં જેજે ભાષા બોલાતી હોવાની શાએરને ખબર હતી તે સઘલી ભાષાઓનું બંડોળ ધરાવતો તેણે બાદશાહને શાં જાહેર કીધો છે. આ મુજબ બીજી પ્રજાઓમાંથી પાછલથી બનેલા બનાવોનું સઘલું માન કોઇ પ્રસિદ્ધ પુરૂષોના નામો સાથે જોડી આપવાના ઘણા દાખલા તવારીખમાં નોંધાયલા મલે છે. અને પાછલા વખતનાં હખામનીશ બાદશાહોથી થયલાં નામીચાં બાંધકામો અને બીજા પાછલા મોટા બનાવો સાથે ખુદ જમશેદનું નામ જોડી આપવાના અનેક દાખલા આગલ આપણે જોઇ આવ્યા છીએ. એવોજ બનાવ આ હુન્નર-ઉદ્યોગોના સંબંધમાં બનેલો આપણે આબાદ જોઇએ છીએ. આ મુજબ થોડાક બનાવોમાં શાએરને જોકે પહલવી લખાણોએ કારણ આપ્યું છે, તો પણ બીજા કેટલાક હુન્નરો જમશેદના નામ સાથે જોડવામાં શાએરની શાએરી અને તેની કલ્પણા શક્તિનુંજ ફળ છે. આ કારીગરી અને બીજા અગત્યના બનાવોની એક ટીપ શાહનામેહમાં આ મુજબ મલે છે. દાખલા તરીકે (૧-૨) કુસ્તીનો રેવાજ અને પ્રજાવર્ગની વેંહેંચણી જમશેદે કીધી હતી. (૨) તેણે લોહોડાંનાં જાત જાતનાં લડાઇનાં હથિયારો બનાવ્યાં હતાં (૩) તેણે સણ, રેશમ, સોનેરી કસબ અને કિમ્ખાબનાં કપડાં બનાવ્યાં, તેને કાંતવા, વણવા અને સીવવાનો હુન્નર જાહેર કીધો, અને કપડાં ધોવાધાવાનું શિખવ્યું હતું. (૪) તેણે દેવોને કામે લગાડી સંચાઓમાં ઈંટો બનાવી અને તેઓની મારફતે પત્થર તથા ચુનાથી હમામખાના અને મેહેલો બંધાવ્યા હતા. (૫) તેણે કપુર અને કસ્તુરી અગર અને અંબર, ગોલાબ અને લોબાનની ખુશબોએ શોધી હતી. (૬) તેણે પત્થરમાંથી જાત જાતના રંગ બેરંગી ગૌંહરો, પોખરાજ, સોનું, રૂપું વગેરે ખણીજ પદાર્થોની શોધ કીધી અને તેને આબદાર બનાવ્યાં હતાં. (૭) તેણે મછવા બનાવી તેમાં સફર કરવાનું શરૂ કીધું હતું. વળી કહે છે કે (૮-૯-૧૦) મય અને શરાબની, વાજીંત્ર અને ગાયણની, પાણીમાં તરવા, ડુબકી મારવા અને દર્યામાંથી મોતીની છીપો કાઢવાની પેહેલી શોધ જમશેદના વખતમાં થઇ હતી!

મજકુર શાએરી વર્ણન જમશેદની એક મહાન શોધક અને કળા કૌશલ્યાના એક પિતા તરિકે આપણી સાથે જોકે ઉંચી પિછાંણ કરાવે છે, તોપણ તેમાં વજન આપી શકાય એવી થોડીજ સચ્ચાઈ સમાયલી છે. આ બનાવોમાંના ત્રણ જે ઘણા

અગત્યના છે તે નવું સંસ્થાન વસાવવા, બચાવનાં બાંધકામો ઉભાં કરવાનાં તથા ખેતીનાં ઓજારો બનાવવાનાં અને તમામ જાનવરોને સુખશાન્તિ બખશવાના ઇલાજો કામે લગાડવાની સીધી શાહાદત આપણને વદીદાદમાં મલે છે. અને કુસ્તીનો રેવાજ તથા પ્રજાવર્ગની વેંહેંચણીના બીજા બે બનાવો શાઅર જોકે પહલવી લખાંણોના આધારે જાહેર કરે છે, તોપણ તે બનાવોમાં જમશેદનો સીધો હાથ નહીં હતો અને તેઓનું માન બે નામીચા પેગામ્બરો હોમફ્રાષમી અને જરથોસ્તને ઘટે છે. હવે આ સિવાય જે જે શોધો શાઅર જમશેદથી જારી થયલી જણાવે છે તેમાંની કેટલીક જુના કાળની આર્ય પ્રજાની સાદી સ્થિતિ સાથે બંધબેસતી નથી.

**સાદો જમાનો અને સાદો વ્યહુવાર.**

ધર્મ સાહિત્ય અને તવારીખની શહાદતો દેખાડે છે કે, જમશેદના જમાનાની પુરાતન આર્ય પ્રજાની શિકારી અને ભરવાડી, ભટકતી અને જંગલી હાલતમાંથી બાહાર આવી, ખેતીવાડી અને બાગબાનીની ઠરીઠાંમ જીંદગી ગુજારવાની સુધરેલી સ્થિતિની હજુ તો શરૂઆત હતી અને તેની રહેણી-કરણી તથા ખોરાકી-પોશાકી સાદી હતી. શાઅર કહે છે તેમ તેઓ જરજવાહીર ધરાવતાં નહીં હતા અને તેઓની શ્રીમંતાઇ સોના-રૂપાંથી અંકાતી નહીં હતી. તે સાદા જમાનામા પશુ અને ઢોરઢાંક તેઓનાં કીમતી સાધનો અને મુખ્ય દોલત ગણાતી હતી અને તેજ તેઓની એકલી અસકી-આમત હતી. તેઓ વચ્ચે આપ લેનો વ્યહવાર ધાતુના કોઇ ચલણી સિકકાઓનો નહીં હતો પણ અનાજ પશુ અને ઢોરઢાંક તેઓનું મુખ્ય ચલણ હતું. તેઓ જર બફત કે રેશમી ઉંચા પોશાકોથી અજાંણ હતાં અને સખ્ત ઠંડાથી બચાવમાં રેહેવા પાળેલાં પશુનાં વાળનાં તથા ઢોરઢાંકનાં ચાંમડાં તેઓનો ટકાઉ પોશાક હતો. તેઓનાં ઘરઘટુ રાચરચીલાં સોનાં-રૂપાંની ઉંચી ધાતુઓનાં નહીં હતાં, પણ માટી, લાંકડાં, પત્થર કે લોહોડાંનાં હતાં. તેઓનો ઘણો વસવાત પાહાડો અને ડુંગરોનો હતો અને તેઓ પાહાડી ખડતલ જીંદગી ગુજારતાં હતાં. તેઓનો આબરૂદાર પેશો ખેતીવાડી અને બાગબાની હતો અને તેઓની મુખ્ય ખેતી જવ, ઘઉં, અને ઘાસચારાની હતી. તેઓનો ખોરાક જવ અને ઘઉંના અનાજનો, દુધ અને દુધનાં પકવાન (દહીં, પનીર વગેરે) નો તથા થોડાં ફળ અને મેવાનો હતો. તેઓમાં બાયડી અને બાળબચ્ચાંના કબીલાવાળું, પશુ અને ઢોર ઢાંકવાળું, અનાજ અને દુજાંણાવાળું, ચોકીબાન કુતરા અને આતશના ચુલાવાળું તથા ઘાસચારો ભરેલું એક શ્રીમંત અને સુખી ઘર ગણાતું હતું (વં૦ ૫૦ ૩, ૨-૩). આ મુજબ જુના જમાનાના આર્યોની જીંદગીની હાજતો થોડીજ હતી અને

તેઓનાં ગુજરાંનનાં સાધણો સાદાં હતાં. તેઓની થોડી હાજત અને થોડી સંપત્તિમાં સંપૂર્ણું સુખો સમાયલાં હતાં અને તેઓ સંતોષિ, લાંબી અને ભલી જીંદગી ગુજારતાં હતાં. આ બીના પુરાતન આર્ય પ્રજાના સાદા જમાનાની સાદાઇનો આપણને સુંદર ખ્યાલ આપે છે અને તેઓની આ સાદી રેહેણી-કરણી, સાદી ખોરાકી-પોશાકી અને સાદો વ્યહવાર શરૂઆતના હખામનીશ અમલમાંથી હસ્તી ધરાવવાની તવારીખની થોડી નોંધો જલવાયલી મધે છે.

ઇરાની પ્રજા બાપીકા બાગબાની અને ખેતીના પેશાને તથા પાહાડી ખડતલ જીંદગીને લઇને પાછલથી એક બહાદુર પ્રજા નિવડી હતી અને પરદેશો ઉપર ચઢાઇઓ લઇ જઇ અજીત લડવૈયા તરીકે તેઓએ માનભરી જીતો મેલવી હતી. તેઓને જીતાયલી **મીડીઅન, લીડીયન** વગેરે માતબર અને મોજીલી પ્રજાઓનો જેમ જેમ સમાગમ થતો ગયો, તેમ તેમ તેઓની નકલ કરી તેઓ પોતાની સાદાઇ છોડતા ગયા હતા, અને અકસર બાદશાહો અને અમીર ઉમરાવો ભારે ઠાઠમાઠ અને મોજશોકનાં ઉંચાં સાધણો આમેજ કરતા ગયા હતા. તેઓની રાજદરબારો અને રાજમેહેલોનાં આલીશાં અએવાનોનો દેખાવ છક કરનારો હતો. તેઓનાં તાજો તખ્ત સોના-રૂપાંથી મઢેલાં અને ગૌહરો જડીત હતાં. તેઓની ખાણાની મેજ જાતજાતનાં સ્વાદીસ્ત મીસ્તાંનો, ભાતભાતના મેવા અને ઉંચા શરાબો, સોના-રૂપાંની થાળો અને સોનેરી જાંમોમાં પીરસાતાં હતાં. તેઓએ **મીડીઅન** ઉંચા પોશાકો ધારણ કીધા હતા અને એવાજ બીજા ઉંચા શોકો સેવટના સાસાની અમલ સુધી જારી રહ્યા હતા.



## અંગુરતરી અને બાજુબંદ.

**શાઅર ફીર્દોસી** મુજબ જમશેદના નામ સાથે કેટલીક કરામતી વસ્તુઓની માન્યતા જોડાયલી છે અને તેમાંની એક અંગુસ્તરી ( અંગુઠી ) છે. શાઅર વળી **સીનમુર્ઘના પર**ની કરામત વિષે બોલે છે અને તેના જાબુલીઓએ મેળવેલા લાભોનું બ્યાન કરે છે. ખુદ અવસ્તા જમાનાના ઇરાનીઓ કરામતી વસ્તુમાં માન્યતા

ધરાવતા હતા અને તે અમુક પક્ષિનાં પીછાં હતાં. એવા એક એજમતી પક્ષિનાં પીછાંનું વર્ણન અવસ્તામાં મળે છે અને તે બાબદ આગલ આવતા વિષયમાં " બે એગાનાં પક્ષિઓ-પેષો-પરેન, વારેન્જન અથવા વારઘન"નાં મથાલાં હેઠલ હું વિગતે બોલનાર છું. આપણો શાઅર કહે છે કે, જમશેદ એક અંગુસ્તરી ધરાવતો હતો અને તેની કરાંમતથી તમામ રૈયત તેનાં તાજની તાબેદાર અને તખ્તની ફરમાનબરદાર હતી. કહે છે કે આવી એક અંગુઠી ઝોહાક ધરાવતો હતો અને તમામ જાનદારો તથા દેવ અને પરીને તે તાબે રાખનો હતો. વળી આવી અંગુઠી ઇરાની બાદશાહો રાખતા હતા અને કેઆની બાંદશાહ કએખુશરોને એક બેમુલ ઝવાહીર તરીકે અંગુસ્તરી સાથે બાજુબંદ ધરાવતો આપણો શાઅર જણાવે છે.

**સુલેમાન અને જમશેદ—એક સરખાંમણી.**

જમશેદને કેટલાક અરબ તવારીખનવીશો નામીચા યાહુદી બાદશાહ સુલેમાન દાઉદ (સોલોમન દેવીદ) સાથે સરખાવે છે. અને તે જાણવા જોગ છે. (૧) જેમ જમશેદ વરેજમકર્દ સંસ્થાનનાં બાંધકામો ઉભાં કરવા અને વસાવવાનું માન ધરાવે છે, તેમ હજરત સુલેમાન પેલેસ્ટાઇનના બએતુલ મુકદદસનાં નામીચાં બાંધકામ માટે તવારીખમાં મશહુર થયો છે. (૨) પાછલા જમાનામાં હખામનીશ શાહાનશાહતનાં નામીચાં બાંધકામોને જેમ જમશેદનાં નામ સાથ જોડવામાં આવ્યાં છે, તેમજ તે બાંધકામોને તખ્તે સુલેમાન અને તેની માદરનું મશહદે માદરે સુલેમાન નામ મલ્યું છે. (૩) જેમ આપણા શાઅરે જમશેદને તખ્તનશીન થઈ આકાશગમન કરતો જણાવ્યો છે, તેમજ સોલોમન ગુપ્ત વિદ્યામાં પ્રવિણ હતો અને તખ્ત પર બેસીને આકાશપર ઉડતો હતો. (૪) જમશેદની અંગુસ્તરીની એજમતથી જેમ તેની રૈયત તાબેદાર હતી, તેમ સુલેમાને વીંટીની કરામતથી જીનપરયાંને વશ કીધાં હતાં. સુલેમાનની વીંટીની કાંહાંણી માટે કહે છે કે, તેનો આકાર બે સરખી લીટીના ત્રિકોણથી બનેલા છ ખુણાના સેતારા જેવી હતી અને તે આકાશપરથી ઉતરી આવી હતી! તે થોડી પીતલની હોવાથી જીનોપર અને થોડે ભાગે લોહોડાંની હોવાથી દેવો પર તે કાબુ ધરાવતો હતો.

**બાજુ બંદ.**

વળી જમશેદના સંબંધમાં શાઅર કોઈ ચમતકારીક બાજુબંદની દંતકથા વર્ણવે છે, અને તેની એવી કરામત દર્શાવે છે કે, તે જખમી માણસને બાજુએ બાંધવાથી તેનો જખમ રૂઝાતો હતો. કહે છે કે હુશંગ, તેહેમુરસ્પ અને જમશેદ જેવા નામીચા શાહો તે રાખતા હતા,

તે **કએખુશરે**ના વખત સુધી ઉપયોગમાં આવ્યું હતું અને તે બાદશાહી ખજાનામાં એક બેમુલ જવાહીર તરીકે પએદરપએ વારસામાં ઉતરતું રહ્યું હતું. જ્યારે **શાહ નોદરનો** નામીચો બેટો **ગુસ્તહમ** તુરાની પેહેલવાન **લહાક**ના હાથ પર મરણતોલ જખમી થાય છે, ત્યારે કએખુશરો પોતાની બાજુએથી બાજુબંધ છોડીને ગુસ્તહમની બાજુએ બાંધે છે, તેની જીંદગીની સલામતી માટે તે ઉપર પાક માંથ્રવાણી ભણાવે છે અને ગુસ્તહમ નવી જીંદગી મેલવે છે.



## જન્મ-મરણના બે સમાન સંજોગો.

**જમશેદ** અને **જરથોશ્ત** એ બે નામીચા પુરૂષોની કીર્તિવંત કારકીર્દી અને ઝળકતી જીંદગીની તવારીખમાં તેઓના જન્મ મરણના યાદગાર બનાવોના સૌથી અજાયબ એક સરખા સંજોગો આપણને હએરત પમાડે છે.

**હજરનેના ૯ મા હા** મુજબ જમશેદ અને જરથોસ્તનાં જન્મનાં કારણો બે જુદાં નહીં પણ એકનાં એક છે અને તેઓ એકજ મુળ કારણમાંથી પેદા પડેલાં બે નામીચાં ફળો છે. મજકુર હા મુજબ બેઉનાં નામવર પેદરો **વીવઘ્હાન** અને **પોરૂશસ્પ** એ બંન્ને "**સઓશ્યંતો**" એટલે, ભવિષ્યનો ફાયદેમંદ માર્ગ દેખાડનારા ગુરૂઓ હતા, તેઓ હોમના પાલાના અમૃતરસનું પાન કરતા હતા અને તેની એજમત તથા અસરથી તેઓને પેટે **જમશેદ** અને **જરથોશ્ત** જેવા તેઓના જમાનામાં મુકાબલો કરી નહી શકાય એવા મહાવીર પુરૂષો પેદા પડયા હતા. આ પાલાનો અમૃતરસ શું એવા કોઇ ઉંચા ગુણો ધરાવતો હતો, કે જેની બરકતથી આ જગપ્રસિદ્ધ નરરત્નો પેદા પડયા હતા? એનો અસરકારક જવાબ હોમના વર્ણનવાલા **૯, ૧૦ અને ૧૧** એ ત્રણ હા આપે છે; અને તેમાં આથી વધારે ઉંચા પરીણામો નિપજવાનાં વર્ણનો મલે છે. ત્યારે આ બેઉ નામીચા પુરૂષોની પેદાયશનું મુળ એકજ છે અને તેનાંજ તેઓ બે ઉમદા અને બેનમુન ફળો છે. આ બેમાં એક પ્રજા પાળક અને રૈયત રક્ષક અને બીજા મહાન સુધારક અને મહાનગુરૂ હતા.

હવે આ બંન્ને નામવરોના મરણના ગંભિર બનાવોના સમાન સંજોગો થોડા અજાયબ નથી. અવસ્તા અને પહલવી લખાંણો મુજબ **જમશેદ**નું અકાળ મરણ નિપજ્યું હતું, તેના ખુની ભાઇ **સ્પિતયુર**ના હાથે તે નિપજ્યું હતું, અને તેની શમશિરનો તે કમનસીબ ભોગ થયો હતો. આ મુજબ **જરથોશ્ત** કુદરતી મોતે મરણ પામ્યા નહીં હતા પણ અકાળ મોતે જાનથી બેજાન થયા હતા. તેમનું મરણ આતશ કદેહમાં **કીક** (કીકાંન અને **કરપ** (કરપાંન) ખાનદાનના દીન દુશમન **તુરબરાતુર** ને હાથે થયું હતું અને તેનાં કાતીલ ખંજરથી તેમનું લોહી રેડાયું હતું. ત્યારે બેઉ નામવરોના મરણના આ એક સરખા સંજોગો દુખદાયક હતા, તેઓની કીમતી જીંદગી જાલીમ હાથોની જબરદસ્તીનો ભોગ થઇ હતી અને તેઓની નાતરસ શમશીરથી તેઓનો દુખી અંત આવવાના આ બે એક સરખા ઘણા ગમખાર બનાવો હતા.



# ઈરાની વિષયો.

## ભાગ ૪ થો.

## જમશેદની ઝળકતી કારકીર્દીના બનાવો.

### યમહે વીવંગહનહે અશઓનો ફ્રવશીમ યજમઈદ.

વીવંગહની ઓલાદના અશો જમશેદની ફ્રવશીને અમે આરાધ્યે છીએ.

આ દુનિયાના ચાલુ દોરની શરૂઆતમાં જમશેદ એક મહાન સુધારક અને નામીચો પાદશાહ થઇ ગયો છે. તે ઇરાની આલમમાં આબાદી અને સઘલાં સુખોની સુર્ય મિસાલ રોશ્ની ફેંકનાર પેહેલો પુરૂષ હતો. તે આ ગેતીનો ગોયા સુર્ય હતો અને તેંણે જુના જમાનામાં અનેક મોજેજા કરી દેખાડયા હતા. તે "ખરેનંગ હુસ્તેમો જાતનામ" એટલે તેના જમાનાનાં જન્મ પામેલાંઓમાં મહાપ્રતાપી, અને "હુવરે—દરેસો મશ્યાનાંમ" એટલે, માણસો વચ્ચે ખુર્શેદ ચેહેર હતો (હા ૯-૪). અવસ્તામાં તેની જે ઉંચી પિછાંણ થઇ છે તેને તે તદનજ લાયક છે. તેનું ખાસ નામ યમ (વેદનોયમ) હતું અને ક્ષએત તથા હુવાંથ્વ તેના બે એલકાબો હતા. હુવાથ્વનો અર્થ, જાનદાર પેદાયશનું ભલું ટોળું વસાવનાર અને ક્ષએતનો અર્થ, પ્રકાશ પાંથરનાર થાય છે અને તેજ સુર્યનોબી અસલ ઇલકાબ છે. અવસ્તા હુવરે-ક્ષએતનો ફાર્સી ખુરશેદ અને યમક્ષએતનો જમશેદ થયો છે. ત્યારે સુર્ય આખી જગત તરફ પોતાનો પ્રકાશ ફેંકી જેમ આબાદી પાંથરે છે તેમ અવસ્તાની શહાદતો ઉપરથી જણાય છે કે, જમશેદે પોતાની સલતનતમાં પોતાના પ્રતાપના પ્રબળથી સર્વત્ર આબાદી અને સુખસંપત્તિના આશિર્વાદો પાથરીઆ હતા. ઇરાની આલમ વચ્ચે મહાન પેગાંમ્બર જરથોસ્ત સિવાય એકલો જમશેદ મહાપ્રતાપી હતો. તે નામે પ્રતાપી ન હતો પણ તેનાં ઉંચાં સહાસે અને મહાન પરાક્રમોનાં જે લાંબા વર્ણનો અવસ્તામાં દર્શાવ્યાં છે તે તેનાં નામને જેબ આપે અને આપણને તાજુબી ઊપજાવે એવાં એક મોજેજા સમાન છે.

**વરેજમકર્દ.** જમશેદની જીંદગીમાં જે કીર્તિવંત કાર્ય થયું હતું તે વર નામનું નવું સંસ્થાન વસાવવાનું હતું અને આ શેહેર સુધારાનું વંદીદાદની બીજી પરગરદમાં નીચલુ વર્ણન મલે છે.

નવું સંસ્થાન વસાવવા માટે સૌથી જરૂરનું અને પેહેલી અગત્યનું જે કામ હતું તે જગાની પસંદગીનું હતું અને તે માટે કુદરતી ખુબસુર્તીના સુંદર દેખાવો અને કુદરતના સઘલા સુખી આશિર્વાદો ઉતારનારી જગાની જમશેદે શોધ કીધી હતી. તે માટે અસલ ઇરાનવેજનાં હમ વતનથી તે દક્ષિણનો ભાગ પસંદ કરે છે અને આ દિશાએ પોતાંનું કદમ લંબાવવા અને પોતાની યોજના ફતેહમંદ ઉતારવાની તે આરજુ રાખે છે. તે પોતાનું મહાન સહાસ પાર પાડવા સાથે ધાર્મિક વિચારોને જોડે છે અને કુદરતની દસ્તગીરી ચાહે છે. પોતાનાં કાર્યનાં પ્રથમ મુહુર્તમાં તે નવી પૃથ્વિને નમન કરે છે અને તેને વિનવે છે કે, **“ અએ ધરતી માતા ! તું ચો બાજુ આગલ વધ,”** (ફ. ૧૦).

હવે જમશેદ પોતાની યોજના આગલ વધારે છે અને તે અમલમાં મુકે છે.

**મહાન યોજના.** તે નવાં સંસ્થાનને ત્રણ ભાગમાં વેંહેંચી નાંખે છે, તેઓમાં પેહેલો સૌથી મોટો, બીજો વચલો અને ત્રીજો સૌથી નાનો હતો. આ અકેકથી એહેલાયદા ત્રણ તાલુકાઓમાં જાનદારોનો ગીચ વસવાત નહીં થાય, તેની સાવચેતી અને સંભાલ માટે તેઓની વેંહેંચણીનું પ્રમાણ મુકરર કરે છે અને આગલા તાલુકામાં ૧૦૦૦ વસતીના વધારા પછી બીજામાં ૬૦૦ અને વસતીનો વધારો ચાલુ રેહેવાથી ત્રીજામાં ૩૦૦ કુટુંબોને તે વસાવે છે ( ફ. ૩૦ ).

હવે પ્રથમ તે ખેડીવાડીની ફળદ્રુપ જમીન મુકરર કરે છે, પાણીનાં બાંધકામો ઉભાં કરે છે અને આવજાવના સગવડભરેલા રસ્તાઓ તૈયાર કરે છે. આગલા તાલુકામાં એવા ૯, વચલામાં ૬, અને છેલ્લામાં ૩, રસ્તા બનાવે છે. ત્યાં માણુસો માટે સુખસગવડવાલાં અને એહેલાયદાં, સમચોરસ અને ચોબાજુથી ખુલ્લાં હવા ઉજાસવાલાં મકાનો ઉભાં કરે છે. ખાસ કરી મકાનોનાં ભિત્તર ભાગમાં **સુર્યની રોશની** દાખલ થાય એવાં બારી બારણાં મુકવાનો તે બંદોબસ્ત રાખે છે. આ મકાનો ઉંચી ઉભરણી અને ઉંચાં ઢાબાંવાલાં તથા ઉંચા સ્થંભો અને ખાંભોવાલાં હતાં. તેઓને ઉંચી અને ફરતી, દીવાર અને વાડથી મજબુત બચાવવાલાં બનાવ્યાં હતાં. અને તેઓમાં પસંદગીની ચુંટણી કરી ખોડ ખાંપણ વગરનાં અને ઉંચાં કુળનાં કુટુંબોને વસાવ્યાં હતાં. ત્યાં

બાગબાની અને ખેતીવાડીની ફળદ્રુપ જમીનો હળથી ખેડાવી હતી અને ખુશબોદાર તથા મિજ્જતદાર ફુલ ફળાદીનાં જાતજાતનાં ઝાડપાનો અને વેળાઓ ઉગાડયાં હતાં. ત્યાં ગાવ ગોસ્પંદો માટે ચરાધાહો તૈયાર કીધી હતી અને તેઓ માટે ગોઠાંણો ઉભાં કીધાં હતાં. તેમાં સારી જાતનાં અને ઉંચી તોખમનાં પશુઓ અને ઢોરઢાંકો રાખ્યાં હતાં. ત્યાં રંગબેરંગી પીછાંવાલાં અને સુંદર સરોદે ગાયણ ગાનારાં પક્ષીઓ વસાવ્યાં હતાં તથા રૈયતના જાનમાલનું રક્ષણ કરનારાં કુત્રાંઓ પાલ્યાં હતાં. ત્યાં તાજી તરતરકારી અને મેવાનાં બજારો વસાવ્યાં હતાં. ત્યાં આતશો એટલે ચુલા યાને પ્રજાને ઘરબાર-માંડી ઠરીઠામ થવાનાં, ભલી જીંદગી ભોગવવાનાં અને તેઓની ઘરઘટુ હાજતોનાં સઘલાં સુખ સાધનો પુરાં પાડયાં હતાં (ફ૦ ૩૦–૩૮).

**જમશેદને નવું સં-સ્થાન વસાવવાના સબળ સબબો.**

પેહેલું સૌથી વજનદાર કારણ ઇરાનવેજનાં બર્ફ વરસવાના સખ્ત શિયાળાની આફતમાંથી પોતાની રૈયતને રક્ષણ આપવાનું, (૨) તેઓ માટે બચાવનાં બાંધકામો ઉભાં કરવાનું, (૩) ભટકતી જંગલી અને ઝનુની જાતોના ત્રાસથી ઉંચી તોખમની પ્રજાને છુટી પાડવાનું, (૪) તેને ખેતીવાડી અને બાગબાનીના ઉદ્યોગે લગાડવાનું, (૫) તેને ઠરીઠાંમ ભલી જીંદગી ગુજારવા અને આબરૂથી ગુજરાંણ કરવાનાં સાધનો પુરાં પાડવાનું, (૬) અને તેઓને આર્થ એટલે, આબરૂદાર સારા શેહેરીઓ બનાવવાનું હતું. હવે પુરાતન આર્યોને સખત શિયાળાની એકલી મુશ્કેલી નહીં હતી, પણ ખેતી અને બાગબાનીના બાપીકા પેશાને લઇને તેઓને ઢોર ઢાંક પાલવાના હતાં અને તેઓનું તથા પોતાના જાનમાલનું સંરક્ષણ મેલવવાનું હતું, કારણ કે આ ઠંડા મુલકમાં વરૂ વગેરે ફાડી ખાનારાં જાનવરો અને ભટકતી પ્રજાઓ તેઓમાં ત્રાસ વરતાવતાં હતાં. વરૂઓ ઢોરના વાડાંઓ ઉપર વારંવાર હુમલાઓ લાવી ઢોરઢાંક ફાડી ખાતાં હતાં અને ભટકતા ઝનુની અનાર્ય તાયફાઓ, આર્યો એટલે **ભલા શેહેરીઓ** ઉપર અચણુચ દરોરો પાડી તેઓનાં અનાજ, ઘાસચારો, ઢોરઢાંક વગેરે માલમતા લુટી જતા હતાં. આ આફતથી બચવા તેઓએ બે વ્યહવારૂ ઉપાયો કામે લગાડયા હતા. તેઓમાં એક શીકારી કુતરાઓ પાલવાનો હતો, જેઓ ઢોરના વાડાઓના રક્ષક રખેલવાલ અને અને આર્ય મોહોલ્લાઓના ચાલાક ચોકીબાનો હતા. અને બીજા ઉપાય તરીકે ઢોરના વાહાઓ તથા પોતાનાં રેહેઠાંણોની આસપાસ "ક્વાર" એટલે, લાંબી અને ઉંચી દીવાર અને "પઇરિવાર" એટલે ચોબાજુ ફરતીવાડથી મજબુત બચાવ કીધો હતો (ફ૦ ૩૪). ફરતીવાંડ (compaund) થી ઘેરી લીધેલાં આવાં એકેકથી એહલાયદાં

બાંધકામો ( cottges ) સુખશાંતિના બાબમાં નમુના મિશાલ હતાં અને તેમાં મેવાનાં ઝાડો તથા સુગંધી ફુલોના વેળાઓના બાગ બગીચા બનાવ્યા હતા. ઉત્તમ આબોહવાવાલાં સ્થાનની આવી ઉંચી વ્યવસ્થાને લઇને વર વાસીઓ સુખી અને સંતોષી, આબાદ અને નિર્ભય થયાં હતાં. એહેલાયદાં રેહેઠાંણોની ખુલ્લી આબોહવા શારીરિક જીંદગીનેજ ટકવો આપતી નથી, પણ તેને તે નીતિના ઉંચા તબક્કા ઉપર મુકે છે. ગીચ વસવાત એકલાં શારીરિક બંધારણ ઉપરજ ખરાબ અસર કરતું નથી પણ નીતિમાન અને સદ્દગુણી જીંદગી ઉપર બી તે ખરાબ અસરો કરે છે.

આ મુજબ જમશેદે જે જે મહાન પરાક્રમો કરી દેખાડયાં હતાં તેમાંનું એક આ સુખી સંસ્થાન વસાવવાનું હતું અને તે માટે તેંણે જે યોજનાઓ ધડી હતી અને તેની જે વ્યવસ્થા કીધી હતી તે આજની આગલ વધેલી **સુખ શાંતિ જાળવનારી** રૂઢી ( Sanitary system) નો ખ્યાલ આપે એવી ઉંચા પ્રકારની હતી. બલ્કે દુનિયાના ચાલુ દોરની શરૂઆતમાં થયલી આ યોજના તેના મહાન યોજકની ઉંચ શક્તિનો આપણને ઉંડો ખ્યાલ આપે છે. **વરેજમકર્દ**માં સુખશાંતિના નિયમ ઉપર જે જે ઉપાયો કામે લાગા હતા તે જમશેદનાં આઠથી દશ હજાર વર્ષના જુના જમાના તરફ જોતાં તેનાં ઉંચાં બુદ્ધિબળને બેશક જેબ આપે એવાં હતાં, બલકે તેઓ કાંઇ વધારે ઉંચ શક્તિનો આપણને ખ્યાલ આપે એવાં તાજુબી પમાડનારાં હતાં. નવાં સંસ્થાનના આ સઘળા શેહેરીસુધારા-વધારાનું સ્વભાવિક પરીણામ જાનદાર પેદાયશની સુખશાંતિનાં બાબમાં સૌથી ઉંચામાં ઉંચું આશિર્વાદ ભરેલું નિપજે તો તેમાં આપણને અજાયબ થવાનું નથી અને એવાં સંપુર્ણ સુખવાસી કુદરતી પરીણામો નિપજેલાં વંદીદાદ અને બીજે ઠેકાણે વર્ણવેલાં મલે છે.

**બાગે બેહેશ્ત.** જમશેદના જાહોજલાલ અમલમાં ઇરાની આલમે જેવાં અમર સુખો અનુભવ્યાં હતાં, તેવાં સુખો બીજાં કોઇબી ઇરાની રાજ અમલમાં ભોગવેલાં જણાયાં નથી. આ સુખો વળી થોડાં અજાયબી પમાડનારાં નહીં હતાં, માટે તેઓના થોડાજ દાખલા નમુના દાખલ લઇ ટાંકી દેખાડીશું અને તે ઉપર ટુંક શરેહ કરીશું.

**ફ્રરવરદીન યશ્ત** મુજબ, જમશેદે મર્દુમ દેવોથી ઉત્પન્ન થતી કંગાળિયત, ખેતીનો નાશ કરનારી પાણીની ટીપણી અને મોતમંદ નાશકારક કારણો સામે લાયક ઉપાયો યોજ્યા હતા ( ફ. ૧૩૦ ). ત્યારે જ્યાં કુદરતનાં સઘળાં સુખી સાધનો હસ્તી ધરાવતાં હોય, જ્યાં કુદરતનાં સઘલા સુખી આશિર્વાદો ઉતરેલા હોય, તો તેનાં આવકારદાયક

પરીણામો બેશક નિપજવાં જોઇએ અને એવાં ઉંચાં પરીણામો નિપજેલાં દીનમાં અનુક્રમે દર્શાવેલાં આ મુજબ મલે છે.

**જમશેદે પશુ અને માણસોને અમર્ગ કીધાં હતાં!** કુદરતની કરમ બખશેશથી અને પોતાનાં પ્રતાપના પ્રબળે માણસ અને બીજી

**ઇજશ્નન હા. ૯ મો.** જાનદાર પેદાયશોને અમર્ગી બખશવાને અગર કોઇબી શક્તિવાન થયું હોય તો તે મહા પ્રતાપી **જમશેદ** હતો. આ અમર્ગી કુદરતનો અચુક કાયદો તોડનારી વગર મોતની નહીં હતી. પણ ઉમરની દરાજીની, સંપુર્ણ સુખી અને સર્વ સંતોષી જીંદગી હતી. વળી આ અમર્ગી એકલી હૈયાત જીંદગીનીજ નથી પણ **તે** સાથે ભવિષ્યની અમર જીંદગીની ઉંચી હાલતનો સંબંધ જોડાયલો છે. માણસ અને તમામ જાનદાર પેદાયશ મરણુને આધીન છે, તેની સાથે સદાની સજીવણુતા જોડાયલી નથી અને તેને માટે મરણુ નિર્માણુ થએલું છે. આ ખાકી શરીર સદા કાલનું અમર્ગપણું લાવ્યું નથી, તેની સર્જત કુદરતના અચુક નિયમ મુજબ ખાક થવાની છે અને તેનાં શારીરિક અણુંઓ છુટાં પડી ખાક સાથે આખરે મળી જવા તે સરજાયલું છે. ત્યારે જ્યાં જે અમર્ગી વિષે બોલાયું છે તે માણુસ જે સદા સજીવણુ કુદરતી શકિત ધરાવે છે, તે અકસર તેનાં **રવાન** અથવા **રૂહ** ની અમર્ગી છે. જેઓ આ ખાકી જીંદગીમાં નીતિ ધર્મના ફર્માનો અમલમાં લાવે છે અને ભલી જીંદગી ગુજારે છે તેઓ બેહેસ્તી છે અને આ બેહેસ્તની જે હાલત તે એક માણુસ (રવાન) ની ભવિષ્યની હંમેશના અમરપણુાંની સંપુર્ણું સુખી હાલત છે. આ મુજબ જ્યાં એક અશો માણુસ (રવાન) ની વર્તમાન સાથે ભવિષ્યનાં બેહેસ્તની અમર સુખી હાલત માટે બોલવામાં આવ્યું છે.

**(ખ) જમશેદે પાણી અને ઓરવરૌને સદા તાજાં અને તરાવતવાલાં રાખ્યાં હતાં અને તેથી તેની રૈયતને અખુટ ખોરાક મલતો હતો!** જમશેદે બાગબાની અને ખેતીના પેશાને ખાસ અગત અને ઉત્તેજન આપેલાં હતાં તથા તેંણેં પાણી, મેવો અને અનાજ વગેરે જીંદગી ટકાવનારાં સુખ સાધણોની એવી સારી બ્યવસ્થા કીધી હતી, કે તેની રૈયતે પાંણીની ટીપણી કે ભુખમરાનાં દુકાલનાં દુખો કદી ભોગાવ્યાં નહીં હતાં, બલકે માણુસ અને તમામ જાનદાર પેદાયશો જીવન શકતી પુરી પાડનારાં આ અમુલ્ય સાધનોનાં સઘલાં સુખો ભોગવવાને ભાગ્યશાલી થયાં હતાં. બાગબાની અને ખેતીવાડી જે તેઓનો બાપીકો ખાસ પેશો હતો, તેની ખીલવણી અને આબાદાંનીને લીધે ફ્રૂળ-મેવો કે અનાજના ખોરાકનાં

તેઓ કદી હાજતમંદ નહીં હતાં. અને સારો તથા બેવડો પાક ઉતરવાને લીધે તેનો તેઓ છુટથી ઉપયોગ કરતાં હતાં.

**(ગ) જમશેદનાં રાજ્યમાં શખ્ત ઠંડી કે શિતળ પવન, હદથી જીઆદે ગરમી કે ગરમ પવન, કવખતનો બુઢાપો કે કવખતનું મોત અને અદેખાઈ વગેરે દુર્ગુણો નહીં હતાં!** વરેજમકર્દની ભાગ્યશાલી જગાની ઉત્તમ આબોહવા જાનદાર પેદાયશને પેશ પડતી અને માફક આવતી દિલખુશ હતી, તેની ખુબીની બરકતથી ત્યાં જેરી કે કવખતનાં મરણોની ખરાબ અસરો જણાતી નહીં હતી, ત્યાંના અમર સુખોનો લાભ અને તેનો વૈભવ તમામ પ્રજા વગર તફાવતે એક સરખો ભોગવતી હતી, તેથી તેઓમાં અસંતોષ નહી હતો અને તેઓ દ્વેષ જેવા દુર્ગુણોથી નિષ્કલંક અને નિર્દોષ હતાં.

**(ઘ) જમશેદના વર સંસ્થાનમાં બાપ અને બેટા એ બંને ખીલતી જવાનીના પુર બહાર સાથે પંદર વર્ષની ઉમરના સદા જવાન દેખાતા હતા!** જરથોસ્તી ધર્મે પંદર વર્ષની ઉમરને બચગીની આખેરી અને જવાની શરૂ થવાની લાયક ઉંમર ગણી છે અને તેને આવકારદાયક લેખી છે. આ થોડું તાજુબી ઉપજાવનારૂં નથી કે હાલનો આપણો **પંચાવન** વર્ષનો જે બુઢાપો, તે વર વાસીઓની **વર્ષ પંદર** ની ખિલતી જવાની બરાબર હતાં. કારણ કે **વંદીદાદ** કહે છે કે ત્યાં **ચાલીશ વર્ષની ઉમરે** ફરજંદો પેદા પડતાં હતાં! જ્યાં જમશેદની સલતનતમાં બાપ અને બેટા વચ્ચે ઉંમરનો તફાવત નહીં દેખાવાનું સબળ કારણ ત્યાં **અરૂણ પ્રકાશનો** બળવંત પ્રવાહ, તેની તાજેગી બખશનારી આબોહવા અને તેનાં બીજાં કુદરતી અમર સુખોને એકલું આભારી છે. એજ કારણથી ત્યાં બુઢાપાની તથા તન મનનાં દુઃખ દર્દો અને દુર્ગુણોની ખરાબ અસરોથી તેઓ નિરાલાં અને નિરોગી હતાં. અને એજ મઆકુલ કારણને લઇને વરમાં બાપ અને બેટાઓ ગોયા પંદર વર્ષની ઉમરની જવાનીના પુર બહારમાં ખીલી નીકલતા હતા અને ભલી જીંદગી ગુજારતા હતા (હા ૯ ફ. ૪-૫).

આ થોડું અવસ્તાઈ વર્ણન **શાહ જમશેદની** પાદશાહીના **સોનેરી જમાનાનો** આપણને સુંદર ખ્યાલ આપે છે અને તે વર વાસીઓએ અનુભવેલાં અપુર્વ સુખોની સાચી ગવાહી પુરી પાડે છે. જમશેદની રૂડી રાજ્ય નીતિ અને તેનો અદલ નિયાય એવાં અચુક હતાં કે તેના પ્રતાપે આર્ય પ્રજા સુખ અને આબા-દીની ઉંચી શિખરે પુગી હતી. તેનાં સુખી રાજ્યમાં શેહેરી જીંદગી શારી-

રીક અને માનસીક દુખ દર્દો અને દુર્ગુણોથી નિરાલી અને નિરોગી હતી. નવાં સંસ્થાનની તાજગી બખશનારી આબોહવા તથા તેના શેહેરી સુધારા-વધારાનાં આ સઘલાં સુખદાયક પરીણામોના પ્રતાપે વરેજમકર્દ ઉપર ગોયા કુદરતના સઘલા સુખી આશીર્વાદો ઉતર્યાં હતા. ત્યાં કવખતના બુઢાપા કે કવખતના મોતની ખરાબ અસરો જણાતી નહીં હતી. સુખશાંતિના નિયમ ઉપર રચાયલી સંપુર્ણ વ્યવસ્થાને લઇને ત્યાં નાનાં કે મોટાં, બુઢાં કે જવાન વચ્ચે ઉમરનું ઓછું કે વધતું પ્રમાણ જણાતું નહીં હતું અને સઘલાં એકસાંન ઉમરનાં ગોયા નવજવાન દેખાતાં હતાં. આ સઘલાં સામટાં સુખી કારણોને લઇને જમશેદે પોતાની તમામ સલતનતને ગોયા બેહેસ્તના બાગમાં ફેરવી નાખી હતી અને એક મોજેજો કરી દેખાડયો હતો. આ વજનદાર કારણોને લીધે વંદીદાદની શરેહમાં આ સુખી સંસ્થાનને બાગે બેહેસ્તની ઉપમા આપી છે અને તેની **મીનોઇ, અશો** અને **ઇનસાફી** તરીકે વાજબી પિછાંણ કીધી છે (ફ. ૨૦).

**વસતી વાડીનો વધારો.**

આ ઉંચા પ્રકારની સુખી અને ભલી જીંદગી ભોગવવાનું પરીણામ કેવું નિપજવું જોઇએ? તેનું સુંદર પરીણામ વસતીના વધારામાં બેશક આવવું જોઇએ અને એવું કુદરતી પરીણામ નિપજેલું વંદીદાદ આ મુજબ જાહેર કરે છે ત્યાં કહે છે કે, નવું સંસ્થાન ત્રણ સદીના અરસામાં વસતીના વધારાથી ભરચક ભરાઇ ગયું હતું અને સંસ્થાનીઓને સુખ સુગવડ સાથે વસવાત કરવાંનું મુસ્કેલ થઇ પડયું હતું. આ મુસ્કેલી ઓછી કરવા જમશેદે ઉપાયો લીધા હતા અને અસલ જગા કરતાં જ્યારે **એક તૃત્યાંશ** જમીનનો વિસ્તાર વધાર્યો ત્યારે તેઓ સુખ સગવડ સાથે રેહેવા લાગાં હતાં. વસ્તીનો આ વધારો હાંજ અટકયો નહીં હતો, પણ સંસ્થાન વસાવવાને જ્યારે છસદી થઈ ત્યારે ફરીથી બીજી વેળાં જમશેદને **બે તૃત્યાંશ** જમીનનો વધારો કરવાની ફરજ પડી હતી. જમીનના બોહોલા વિસ્તારનો આ વધારો હજુ પુરતો થઇ પડયો નહીં અને નવ સદી પછી ત્રીજી મરતબે મુળ જગા કરતાં ત્રેવડી અને **ત્રણ તૃત્યાંશ** જમીનની હદ જ્યારે વધારી (એક પછી એક સંસ્થાનો વધાર્યાં) ત્યારેજ પ્રજાને રાહાત થઇ અને કુશાદેહગી સાથે તે સંસ્થાનની જીંદગીનાં સઘલાં સુખો ભોગવવાને શકિતવાન થઇ હતી (ફ. ૮-૧૯).

હાં સુધી આપણે જમશેદનાં સોનેરી જમાનાની અજાયબીઓ અને તેનું રહસ્ય જોયાં છે. આ તેના સુખી અમલ સિવાય બીજા કોઇબી **કેઆની, હખામનીશ, પાર્થીયન** કે **સાસાની** રાજ અમલમાં એવી અજાયબીઓ ઇરાની આલમે

અનુભવી નહીં હતી અને એવાં બાગે બેહેસ્તનાં અમર સુખો તેંણે કદી ભોગવ્યાં નહીં હતાં. આ જુની વાતો આપણા પુરાંતન નેઆર્ગાંનોએ ભોગવેલી ભલી અને સુખી વતનની જુની યાદ આપણામાં તાજી કરે છે અને જુની તવારીખના આ અજાયબ બનાવો તરફ આપણું માન અને વહાલ પેદા કરે છે.

**અપુર્વ સુખો પાછલ અસહ્ય દુ:ખો.**

વરૈજમકર્દના સંસ્થાનીઓ આ સુખી અને શાંત જીંદગી નવ સદીના એક લાંબા જમાના સુધી ભોગવવાને જોકે ભાગ્યશાલી થઇ હતી, તો પણ બાગે બેહેસ્તનુ આ અમર સુખ ભોગવવાની તેઓની સર્જત જાથુકની નહીં હતી. નવસો સુખી સાલોનાં આ અમર સુખો, ચહડતી પછી પડતીના કુદરતી અચુક નિયમ મુજબ હવે આ અસહ્ય દુ:ખોમાં ફેરવઇ જાય છે અને નવાં સંસ્થાન ઉપર કુદરતનો કુર કેહેર અને જાલીમ હાથની જબરદસ્તીની બેવડી આફતો વરસે છે. આ દુ:ખદાયક પરીણામનાં કારણોમાંનું એક **વંદીદાદ** અને **જમ્યાદયશ્ત** આ મુજબ દર્શાવે છે.

કહે છે કે **જમશેદ** પોતાનાં મહાન સહાસોને લઇને ગર્વિષ્ટ બન્યો અને સત્ય છોડી તેંણે ખુદપરસ્તીના અસત્ય સુખનો ઓચર્યાં. હાંથી તેનો બરગસ્તેહ દહાડો શરૂ થયો, તેની અપુર્વ કીર્તિનો અંત આવ્યો અને તેની સત્તા તથા હકુમત એ બન્ને ભાગીને ભુક્ક થઇ ગયાં હતાં (૫૦૨, ફ. ૧ વગેરે).

**જમશેદની** આ કમનસીબ સર્જત સાથે તેની તમામ સલતનતની બદબખ્તીની સર્જત જોડાયલી હતી. જમશેદે સત્ય છોડવાથી પ્રજા બેદીલ થઇ અને બેદીલીના આવેશમાં તેંણે બળવો ઉઠાવ્યો. આ ટકનો લાભ લેઈ **બેબીલોન**નો બળવાન રાજા જાલીમ **ઝોહાક** સંસ્થાન ઉપર ચઢાઈ લઇ ગયો, જેથી જમશેદ નાહાસ ભાગમાં પડયો અને આખરે પોતાનાજ કર્પિણુ અને ખુની ભાઇને હાથે બેજાંન થયો. હવે જુલ્મી **ઝોહાક** જમશેદનાં તાજોતખ્તનો ધણી થઇ બેઠો, તેંણે જીતાયલી ઇરાની આલમ ઉપર જુલ્મ જાસ્તી અને જબરદસ્તી ચલાવી અને એકવાર બાગે બેહેસ્તની નોબતે પુગેલી ઇરાની સલતનતને તારાજ કરવા માંડી. આથી આખરે ઇરાની પ્રજા બેદીલ થઇ, તેની સામે તેંણે બળાવો ઉઠાવ્યો અને **ફ્રેતેહમંદ ફ્રેરેદુને** ઇરાની આલમની સરદારી લેઇ પરદેશી પાદશાહ **ઝોહાક**ની જુલ્મી કુંસરીમાંથી સ્વદેશને છોડવીને પોતાનાં બાપીકાં તાજોતખ્ત પોતાને સ્વાધીન લીધાં હતાં. પ્રજાની બદબખ્તિનું એજ એકલું કારણ નહીં હતું, પણ સંસ્થાનની પાયામાલીની કુદરતી આફ્તોનું બીજું કમનસીબ કારણ પાછળ આપણે જોઇ આવ્યાં છીએ.



## ઈરાનવેજનું વરેજમકર્દ ક્યાં હતું?

જમશેદના જમાનાની અજાયબીઓની આખર થતી આ છેવટ બાબદનાં સંબંધમાં મારે ખુલ્લું કેહેવું જોઇએ કે, તે માત્ર એક અજમાયશ તરીકેજ હું હાથ ધરૂં છું. જમશેદે વસાવેલાં **વર** સંસ્થાનીઓ આકાશી ગોળાઓને દક્ષિણ દિશાએ કુંભારનાં ચાક મિસાલ ગોળ પ્રદક્ષિણા કરતા નેહાલતા હતા. તે **વરનું** સ્થળ શું **અલ્બોર્જ પર્વત** ઉપર હતું? ત્યાં જમશેદે શું સંસ્થાન વસાવ્યું હતું? આ સવાલનાં થોડાં સ્વાભાવીક કારણો, આપણી તરફના કશા પણ ટીકા વગર કોઈ લાયક અભ્યાસી અને વિધ્વાન શોધકની મુનસફી ઊપરજ છોડીશું. જમશેદને **વર** વસાવવાના કેટલાક સબબોમાંનો એક સબળ સબબ "મલકોશ" ના સખ્ત શિયાળાથી માણુસ અને બીજી જાનદાર પેદાયશને બચાવી લેવાનો હતો, ત્યારે તે બચાવનું સ્થળ નીચે નહીં પણ કોઇ ઉંચી અને પાહાડી જગાપર હોવું જોઇએ. આ સ્વાભાવિક હોવા છતાં **વરેજમકર્દનું** સુખી સ્થળ **અલબોર્જની** કોઈ સપાત શાખા નહીં બી હોય, અને તેઓ એકસાન રૂતુ અને આબોહવાવાલાં કોઈ બે જુદાં સ્થળો હોય, તોપણ મુકાબલા માટે આ બંન્નેની કુદરતી સમાન સ્થિતિ હાં જાણુવા અને મનન કરવા જોગ છે. (૧) **વર** વાસીઓ **આકાશી** ગોળાઓની જે ગોળ ગર્દેશ નેહાલતા હતા, તેની **મેહેર** અને **રશ્નુ** યસ્તોમાં ખુલ્લી શાહાદતો મલે છે. ત્યાં ઇરાનવેજમાં આવેલા પેલાજ નામીચા **અલ્બોર્જ** પર્વત અને તેની **તએર** નામની ઉંચી શાખા ઉપર આફતાબ, માહતાબ અને સેતારાઓને ગોળ ગર્દેશ લેતા દર્શાવ્યા છે (ફ. ૫ તથા ૨૫). (૨) જમશેદની પ્રાર્થના કરવાની ખાસ જગા એજ **અલબોર્જની હુકર** નામની એક શાખા હતી, હાં તેણે ઇજદ્દોની પ્રાર્થના કીધી હતી, તેઓને ભેટો અર્પણ કીધી હતી અને પોતાની ભલી મુરાદો હાંસેલ કીધી હતી. હવે **યશ્તોમાં** જેજે નામવરોએ ઇજદોની પ્રાર્થના કીધી છે, તેની જગા ઘણા દાખલામાં તેઓનાં રેહેઠાંણુની નજદીકનાજ પર્વતો, સરોવરો વગેરે નામીચાં સ્થળો હતાં. ત્યારે એજ ગંજાવર પર્વતની કોઈ સપાટ શાખા કે તેના કોઈ નજદીકના ભાગમાં જમશેદે શું **વર** વસાવ્યું હતું?

(૩) **વયુયશ્તમાં** આ પાહાડને ખાસ "વીસ્પો બામ્યાત" એટલે પુર્ણુ પ્રકાશમાન અને "જરનએનાત" એટલે સોનેરી કિરણોથી છવાયલો અથવા સોનાની ખાણુવાલો કહ્યો છે (ફ૦ ૧૫). ત્યારે અલ્બોર્જની હુકર શિખરને અપાયલી આ ખાસ

ઉપમાઓ **વરની** પેલી **અરૂણ રોશનીનો** શું આપણને ચોડાબી ઝાંખો ખ્યાલ આપતો નથી?

(૪) કહે છે કે, **અલ્બોર્જ** ઉપર **મેહેર યજદ** કે જે રોશનીનુંજ સ્વરૂપ છે તેનું રેહેઠાંણુ છે અને હિન્દુશાસ્ત્ર મુજબ **સુમેરૂ** પર્વત ઉપર **આદિત્યો (સૂર્યો) નું** રેહેઠાંણુ છે.

વરની લાંબી બામદાદ તથા લાંબી સાંજની જે રોશ્ની પુર બ્હારમાં ખિલી નિકલે છે તે **મેહેરની** રોશ્ની છે. વળી અલ્બોર્જ ઉપર **મેહેર યજદનું** જે મકાન દર્શાવ્યું છે તે આકાશ છે અને આકાશી રોશ્નીના મોહક દેખાવો તથા **મેહેર** ના ભાલા, ગરૂજ, તીર–કમાન જેવા જુદા જુદા રંગ બેરંગી **આકારો** લેતી રોશ્નીને **મેહેરનાં મકાનની** ઉપમા આપવામાં આવી છે. * (૫) **વંદીદાદ** મુજબ **વર** માં થંડો પવન, ગરમ પવન, દુઃખ દર્દ અને મરકી જેમ નહીં હતાં (૫૦૨,૫), તેમજ યશ્તો મુજબ **અલ્બોર્જ** ઉપર થંડો પવન, ગરમ પવન, પુર મરકીવાલી બીમારી તથા ગલીચી નહીં હતાં (મે. ય. ૫૦). આ મુજબ બંન્નેની રૂતુ અને આબોહવા માણુસ તથા બીજાં જાનદારોને માફક આવે એવી તદન એકસાન હતી. (૬) વળી કહે છે કે એજ પાહાડ ઉપર રાત કે અંધકાર નહીં હતાં (એજ). **વર** ના ૭ માસિક દિવસ માટે આ સવાલને સંબંધ નથી, પણ તેની ૭ માસિક રાત્રીબી સદા અંધકારવાલી નહીં હતી. આ વેળા પેલો **અરૂણ પ્રકાશ** વખત બે વખત પ્રકાશ આપતો હતો અને ૭ માસિક દિવસ વેળા સુર્યના તેજમાં છુપાયલા તારા અને ચંદ્ર બાહાર આવી ઝળકી રેહેતા હતા. (૭) **વંદીદાદ** મુજબ **વર** માં બે જાતની રોશ્ની હતી (૫૦૨, ૩૯), અને **અલ્બોર્જ** ઉપરબી બે જાતની રોશ્ની હસ્તી ધરાવે છે (સ. ય. ૨૧). **વર** ની પેહેલી “**ખધાત રઓચંગહ**” અને **અલ્બોર્જની** “**બા-રઓક્ષ્ન**” એ બે જુદી નહીં પણ એકજ અર્થ ધરાવનારી પેલી સ્વપ્રકાશીત **અરૂણ** રોશની છે અને **વરમાં** બીજી “**સ્તિધાત**” એટલે, હસ્તકૃત રોશની છે, પણ પાહાડ ઉપર “**સ્તેહર—પએસઙ્હ**” એટલે, સેતારાઓની જોકે બે જુદી રોશ્ની છે, તોપણ તે તદનજ સ્વભાવિક છે. વરનું બાંધકામ હસ્તકૃત હોવાથી તેમાં કુદરતી રોશ્ની શાથે તેના અંદરના ભાગમાં હસ્તકૃત રોશ્નીની અવશ્ય જરૂર હતી, પણ પાહાડ કુદરતનો નમુનો છે, તેને માટે બાહાર અને બાતેન બેઉ

* જુઓ “રિસાલહે ખુરશેદ” “દરેમેહેર—મેહેરદાવરની દરગાહ” નો વિષય, કર્તા.

બાજુ કુદરતનોજ હાથ કામે લાગો છે અને તેમાં બંન્ને જાતની આકાશી રોશની પ્રકાશેલી વાજબી જણાવી છે. આ મુજબ **વર** અને **અલ્બોર્જ** વચ્ચે આ સઘલું મલતાપણું તેઓનો નજદીકનો સ્વભાવિક સંબંધ દેખાડે છે. અને તે બંન્નેની સમાન સ્થિતિ દેખાડવાને આ થોડાં વજનદાર કારણો નથી.

**અલ્બોર્જ** પર્વતની સપાત શાખાઓ માણસ અને ગાવગોસપંદો વગેરેના વસવાત માટે અનુકુલ હતી, ત્યાંની આબોહવા ઉત્તમ પ્રકારની હતી અને ફુલ-ફળાદિનાં ઝાડપાન, પાણી, ઘાસચારો વગેરેનાં અખુટ સાધનો હસ્તી ધરાવતાં હતાં. ત્યાં જમશેદનાં જન્મ પેહેલાં ઘણાં પુરાણાકાળથી **હોમ પેગાંમ્બર** નો વસવાત હતો અને ત્યાંથીજ તેણે પોતાનો મજહબ ઇરાની આલમ વચ્ચે આશકાર કીધો હતો ( હા ૧૦, ૨૬ ). એજ પર્વતની કોઇ શાખા ઉપર વસવાત કીધેલા **હોમ ફ્રાષ્મી** નામના કોઇ આબેદે કેઆનીઓના અમલમાં **ફેંખુશરો** બાદશાહના રાજ કેદી **અફ્રાસીઆબ** પાદશાહને બંદથી બાંધી તેને **કેખુશરોને** હવાલે કીધો હતો ( અશી. ફ. ૬ વગેરે ). આ નામીચા પર્વતની જુદી જુદી શાખાઓ ઉપર માણસોના વસવાતની અનેક શહાદતો **શહાનામેહમાં** જાબજા મલે છે. પહલવી **દીની કર્દ** અને ત્યાર પછી **શહાનામેહ** માં કેઆની બાદશાહ **કએકાઉસે** અલ્બોર્જ ઉપર પોતાને આરામ લેવા અને આકાશીઓનું અવલોકન કરવા મેહેલોનાં ઘણાં બાંધકામો ઉભાં કીધાં હતાં અને કહે છે કે ત્યાં વેધશાળા સ્થાપી હતી ! ત્યાંની દીલખુશ આબોહવાનું નામીચો **શાઅરફીર્દોશી** પોતાની જોશદાર શાઅરી ઢપે જે બયાન કરે છે તે **વર** નાં અવસ્તાઇ વર્ણનને ઘણે દરજ્જે અનુસરતું અને માણસોના વસવાત માટે તદન અનુકુલ છે. આપણો શાઅર કહે છે—

**ત્યાં હામીનની ગરમી કે જમેસ્તાનની થંડી નહી હતી.**
**ત્યાં આખું વર્ષ બ્હારની મોસમનો મોહક મહિમા દેખાતો હતો.**
**ત્યાંની હવામાન કેરબા મિસાલ દિલખુશ ખુશબોએ આપનારી હતી.**
**ત્યાં વર્ષાદની વૃષ્ટિ લિજજતદાર સરાબ મિસાલ હતી.**
**ત્યાં ઉગતા ગુલાબ એક નવજવાન નાજનીનના ગુલાબી રૂખશાર જેવા મનમોહંન હતા.**
**ત્યાં દુઃખ કે દલગીરી નહીં હતાં અને સઘલાં સુખી જીંદગી ભોગવતાં હતાં.**

આ સુંદર બયાંન **જમશેદ** નાં બાગે બેહેસ્તની તાજગી બખશનારી આબે હવા અને તેના દિલકશ દેખાવોની આપણને યાદ આપે છે. શાહનામેનાં આ અને બીજાં બયાનો ઉપરથી જણાય છે કે, અલ્બોર્જની ઘણી શાખાઓ જાનદારોને વસવા માટે લાયક સ્થળો હતાં અને ત્યાં **વર** સંસ્થાન વસાયલું હોવાનાં આપણને લલચાવનારાં કારણો આપે છે. પેલા **અરૂણ પ્રકાશ**નો જોરાવર પ્રવાહ, તેનાં રંગબેરંગી મનોહર આકાશી દેખાવો અને તેને લઇને તનદરૂસ્ત વાતાવરણ વરેજમ કર્દની સઘલી આબાદીનાં કુદરતી કારણો હતાં. એક કદરૂપો અને કઠોર દેખાવ તન અને મન ઉપર ખરાબ અસરો કરે છે, પણ જે ચીજ સુંદર હોય છે તે નીતિ અને સદગુણની સુંદરતા ઉપર રૂડી અસરો કરે છે અને ભલી જીંદગી ભોગવવામાં મદદ કરે છે. કુદરતી સુંદરતા આખોને તાજેગી બખશનાર કે દિલને પાક બનાવનાર એકલું કારણ નથી, પણ તેઓ આત્મિક શક્તિઓને ખિલવનાર અને નીતિમાન તથા સદગુણી જીંદગીને ટકવો આપનાર સબળ કારણો છે. હવે **વરનું** આ ભાગ્યશાલી બાગે બેહેસ્ત અગર **અલબોર્જ** ઉપર હોય તો, તેના કયાં ભાગમાં હતું? **જુન્દહેરન** કહે છે કે, પાર્સ પ્રાંતમાં આવેલી **સુવા** નામની જગાએ જમશેદનું **વર** હતું પણ આ બેગાંનું **સુવા** વળી કયાં હતું? આ સવાલો અંધકારના પરદા પાછલ છુપાએલા છે, પણ તે સદા છુપાયલા નહીં રહે અને યુરોપિયન સહાસિક શોધકોના શ્રમથી દુનિયાની રોશની જોવા પામે એવી આપણી ખાલેસ ખાહેશ વેહેલી બર આવે!

**જમશેદ**, તેની ઝળકતી કારકીર્દી, તેનો સોનેરી જમાનો, તેની જીંદગી સાથ જોડાયલા અસાધારણ બનાવો, તેણે વસાવેલું સંસ્થાન, ત્યાં કુદરતી ખુબસુર્તીના દિલચસ્પ દેખાવો, તેનો જાહોજલાલ અમલ, એક વેળા ખુદાની પસંદગી પામવાના અને બીજી વેળા તેની દતરાજીમાં આવવાના તેની ચહડતી—પડતીના કરૂણારસીક બનાવો વગેરેનું આ સઘલું સામટું ચિત્ર આપણને એક **નામીચાં જમશેદ નામાનો** સુંદર અને અચુક ખ્યાલ આપે છે.



# વધારો.

## ૧—એક કઢંગો પારસી રીવાજ-તેમાં ઝડપથી સુધારો થવાની જરૂર.

**A QUEER WAY OF RESPECTING THE DEAD.**

---

લાંબા જમાનાથી ચાલુ થયલો એક રીવાજ, પછી તે ગમે એવો વાંધાભર્યો કે નુકશાનકારક હોય તોય તેને ઝડપથી દુર કરવાનું કામ બીકટ થઇ પડે એ દેખીતું છે. પણ તે કામ ગમે એવું બીકટ છતાં જો તે રીવાજ દેખીતું નુકશાન કરનારોજ હોય તો તેને છોડી દેવાને યા તેમાં સુધારો કરવાને ઢીલ કરવી એ આ સુધરેલા જમાનામાં આગળ વધવાને બદલે પાછળ હઠવા જેવું ગણાય. કેળવણીના પ્રતાપે તમો દેખીતા થયા, સમજમાં આવ્યા, ખરૂં ખોટું પારખવાની પુરતી નહીં તોય થોડી ઘણીબી શક્તી મેળવી શક્યા, તો તે ઉઘડેલી નજરે તમો તમારો લાભ કયાં છે અને ગેરલાભ શામાં છે તે પારખી લાભને આગળ પાડી ગેરલાભને દુર કરવાની કોશેશ ન કરો તો તમારી સઘળી સમજદારી અને તમારો સઘળો સુધારો શા ખપનો ! આપણી દેશી કોમોના સંસારી સુધારા વધારાની આડે આવનારી કેટલીક અસલી કઢંગી રસમો રફતે રફતે ત્યાગ કરવામાં પારસીઓ સઉથી આગળ પડેલા છે એ સઉ કોઇ કબુલ કરશે. તેઓનો તે "સુધારો" કેટલાકોની નજરે હદની બહાર નીકળી ગયલો પણ જણાય છે. પણ તે સુધારાની દોડાદોડ છતાં હજી કેટલાક કઢંગા પારસી રીવાજો જેમના તેમ ચાલુ રહયા છે એ એક ખુલ્લી અજાયબી છે, દેશીઓ અસલી વીચારો કે રીવાજોને તજી દેવાને બનતાં સુધી આંચકી ખાય છે એ તેમનો જાણીતો ખવાસ છે; આપણા નમ્ર હન્દુ ભાઇઓને એ ખાસીયતના ગેરલાભ ડગલે ને પગલે જોવા પડે છે; પણ અમો ફરી કહીયે છીયે કે પારસી સરખી સુધારાનાં કામમાં સદા આગળ પડતી કોમ હજી ચોકસ રીવાજોના બાબમાં શા કારણસર પાછળ પડી રહી હશે તે સમજી શકાતું નથી. તેવા એક કઢંગાજ નહીં પણ પારસી બાઇઓની દેહને ખુલ્લે ખુલ્લું નુકશાન કરનારા રીવાજ તરફ અમારા બાઇ'મંધ "જામે જમશેદ"ની કટારોમાં એક પારસી બાઇએ ખરે નામે બહાર પડી કોમના આગેવાનોનું ધ્યાન ખેચ્યું છે અને અમારા એ ભાઇબંધે ગઇ પરમ દીનના અંકમાં એક અસરકારક આરટીકલથી તે બાઇની વાજબી ચેતવણીને ટેકો આપી એ અગતની બાબદની જે ચર્ચા શરૂ કરી છે તેનું કાંઇબી વ્હેવાર પરીણામ આવેલું જોવાને અમો આતુર છીયે. મોંયતળે રૂવાનની

નજદીક પાંથરણે બેસવાના વાંધાભર્યા રીવાજ સામેની એ ઝુમબેશ ફક્ત વર્તમાન પત્રો-ની કટારોમાં થતી ચર્ચામાંજ અટકી રહેવી જોઇતી નથી; પણ તે પરથી નજર ઉઘાડી કોમના આગેવાનોએ તેમાં જરૂરનો સુધારો કરવાનાં પગલાં ભરવાં જોઇયે છે. અમો કબુલ કર્યે છીયે કે એ રીવાજ અસલ વારેનો છે, બાપદાદાના વખતથી ચાલ્યો આવેલો છે; પણ તે કાંઇ ધર્મનાં ફરમાનને આધારે નથી. જરથોસ્તી ધર્મ કાંઇ એમ શીખવતો નથી કે જરથોસ્તી રૂવાન થયું કે જરથોસ્તી બાઇઓએ ખડકીમાં પડેલાં રૂવાનની નજદીક પલાંઠી મારી કલાકોના કલાક સુધી સંકોચાઇને બેસી રહેવું. તેમ કરવાથી ધર્મનાં કયાં ફરમાનને માન આપવામાં આવે છે તે કોઇ જણાવશે ? એ તો માત્ર એક રીવાજ છે, આગળા જમાનાનાં લોકોએ પોતાની સમજ મુજબ ચાલુ કરેલી એક રસમ છે, જે આજે આપણને ખુલ્લે ખુલ્લું નુકશાન કરનારી જણાય છે તો શા સારૂ તેને પકડી રહેવું જોઇએ ? સુધારાને બહાને ધર્મની આડે આવનારા છકેલ "સુધારકો"ના અમો હીમાયતી નથી અને તેવા કહેવાતા "સુધારા"ની આ પત્રે કદી તરફેણ કરી નથી. પણ ગમે એવો ધર્મચુસ્ત જરથોસ્તી પોતે પણ કબુલ કરશે કે આ પાંથરણે બેસવાના રીવાજ સાથ ધર્મને કશો નીસબત નથી. એ એક ચોખો રીવાજ માત્ર છે, અને જયારે તેમ છે તો શા સારૂ તે કઢંગા, તનદરોસ્તીમાં બીગાડ કરનારા રીવાજને આપણે ત્યાંગ ન કર્યે ? કોઇ સવાલ કરશે કે શું ત્યારે મુવેલાં તરફનાં માન ખાતર સગાં સ્નેહીઓએ એકથાં મળી પોતાની એક સેવટની ફરજ અદા ન કરવી ? ના કોણ કહે છે ? માનવી માત્રની એ એક સાચી ફરજ છે, જે સામે અટકાવ કરવાનું કામ બેવકુફીભરયું ગણાય. પણ અમારી જીકર એજ છે કે તે ફરજ આપણાં પારસી બૈરાંઓ પાંથરણે બેસીનેજ અદા કરી શકે અને બીજી વધુ સારી અને સવળ પડતી રીતે તેમ થઇ ન શકે એવું કાંઇ નથી. ભોંયતળ્યે એક ઓરડીમાં એક રૂવાન પડેલું હોય, તેની લગોલગ ખીચોખીચ ચંપાઇને પારસી બાઇઓ બબ્બે ત્રણ ત્રણ કલાક બેસી રહે તેથીજ કાંઇ મુવાં તરફની ફરજ બજાવેલી કે જીવતાંઓને સધ્યારો આપેલો ગણાય એમ નથી. કાંય નહીં એક જુદા ઓરડામાં યા વધુ સંખ્યા હોય તો એકથી વધુ ઓરડાઓમાં બૈરાંઓ માટે બેઠક કરવામાં આવે ? રૂવાનની સામેજ અને વળી તે ખડકીમાંજ કાંય બેસવું જોઇએ ? આપણાં મુંબઇનાં ઘણાંખરાં ઘરોનાં ભોંયતળ્યાં કેવાં અસુખાકારી-ભર્યાં હોય છે તે તો હવે કોઇથી અજાણું ન હશે. તેમાં હાલના સરખા ખરાબ વખતમાં તો તેવા અસુખાકારીભર્યાં મકાનોથી વધુ સાવચેત રહેવાની પેહેલી જરૂર છે અને જયારે એવી ખડકીઓમાં પાંથરણે બેસી આવેલી બાઇઓની દેહને નુકશાન

પોહોંચવાના દાખલા અવારનવાર મળી આવે છે ત્યારે જાણી જોઇને તે ખરાબી ચાલુ રાખવાનું કામ કેવું કહેવાય ? રૂવાનને સેજદો કરી આસપાસનાઓને સધ્યારો આપવા ખાતર થોડોક વખત "બેસી આવવાથી" ગરજ પુરતી રીતે સરી શકે છે. શા માટે બબે ને ત્રણ ત્રણ કલાક વેર રૂવાનવાળા ઓરડામાંજ ચંપાઇ બેસવું જોઇયે. અમો ઉમેદ રાખીશું કે પાંથરણે બેસવાના હાલના રીવાજમાં સમાયલો જોખમ સમજી તેમાં ઘટતો સુધારો કરવાને સમજુ પારસીઓ બહાર પડશે. જો બેચાર આગેવાન ઘરોમાંથી એવા સુધારાની શરૂઆત થાય તો તેનું ઠીક મંડાણ થયલું ગણાશે અને બીજાંઓને તેની નકલ કરવાને હીમત આવશે.

કયસરે હિન્દ તા૦ ૧૪ મી એપ્રેલ, ૧૯૦૧.

---

## ૨—જરથોસ્તી વિદ્યાર્થીઓને ધર્મ કેળવણી આપવાની જરૂર

### RELIGIOUS INSTRUCTION TO PARSEE STUDENTS

---

મી૦ ખરશેદજી રૂસ્તમજી કામા જરથોસ્તી ધર્મની મોખરી જાળવવા તેમજ પારસીઓમાં પોતાના ધર્મ તરફની મંદ થઇ ગયલી લાગણીને પાછી સજીવન કરવાને જેટલું કરેછે, તેટલી બીનસ્વાર્થી મેહેનતનું અરધું ફળ જો જરથોસ્તીઓ મેળવી શકે તો મી૦ કામાને એક ખરા ફીરેસ્તા તરીકે ભવીશનો જમાનો યાદ કરવાનો. આ કટારોમાં જરથોસ્તીઓને પોતાની દીન તરફ વધુ માનની નજરથી જોઇ દીનનાં કલામોને વાહાલા ગણવાની જે અરજ કાંઇ પણ તક મળતાં ગુજારવામાં આવેછે તે પછી પારસીઓની પોતાના ધર્મ તરફની લાગણીમાં જણાતો ફેરફાર કોઇ પણ આદમી નજર ઉઘાડી રાખીને ફરે તેને જણાયા વગર રહેનાર નથી. જરથોસ્તી ધર્મને તેની હાલની હાલતમાંથી વધુ પ્રકાશીત અને વધુ માનીતો કેમ કરવો તે ઓહોલા સવાલને બાજુએ મેળી ખુદ જરથોસ્તીઓમાં પોતાની પવિત્ર દીન તરફની લાગણી ઉશકેરાય અને તેઓ ધર્માંનુ બને તેટલુંબી થાય તો અમો ગણીમત સમજીશું. ધર્માંનુ બનવું એટલે કે અવસ્તાની કીતાબ હાથમાં પકડી મોટે સાદે ભણતર કરવાં યા કેટલાકે સમજાવવા નીકળે છે તેમ ધર્મને બાહાણે કેટલીક કઢંગી અને ન છાજતી રસમો

જી પકડી પાડવી એ અમારી આ જરથોસ્તી ધર્મ માટે પોકાર કરનારાઓની મતલબ જ નહીં. બહેમવંતરને ઉત્તેજન આપવું એથી ધર્મ સચવાયએવી બેહુદી તકરાર કરનારા ફીલસુફો, જેમને ધર્મ શું અને તેનું શીક્ષણ કેવું અને કેટલું જરૂરનું છે તેનું ભાન નહીં—બલકે જેઓએ એ બાબદનો કાંઇ પણ અભ્યાસ ન કરેલો તેવાઓ જરથોસ્તી ઉધરતા જવાનોને ફોકતના ઉશકેરી મેળા કોમને કેટલું નુકશાન કરેછે તે જે પોતે સમજતા હોય તો સાહીમાં કલમ બોરવાની તેઓ હીમત કરે નહીં. પારસી જવાનો ધર્મ તરફ બેદરકાર નથી એવું બોલવાની હીમત કરવી એ કાલી રાતને ધોળા દીવસ તરીકે જણાવવાની બેહાઇ કરવા સરખું બેહુદું છે. જરથોસ્તી જવાનો—પછી છોકરા કે છોકરી—પોતાનો ધર્મ શું તે સમજતાં નથી, તેમને ધર્મ એક અવશ્યની ચીજ છે એવા ખ્યાલ વટીક નથી; અને તેમાં તેમનો કસુર શું? તેઓને બચપણુથી ધર્મનુ લેશ ભાર પણ ગ્યાન કે સમજ આપવામાં ન આવે, ખુદ ધર્મના મુખ્ય શીક્ષણુથી પણ તેમને બેનસીબ રાખવામાં આવે, તો પછી તેઓ ધર્મ તરફ બીલકુલ બેદરકાર રહે તેમાં નવાઇ જેવું શું? અમોએ અમારી ધર્મને લગતી વીવેચન–માળામાં જરથોસ્તી બાળકોને ધર્મની કેળવણી કેમ અને કેવી રીતે આપવી તેને લગતી અનેક સુચનાઓ કરી હતી અને હાલ જાણીને પુષકળ સંતોશ પેદા થાયછે કે તેમાંની ઘણી ખરી સુચના ઉપાડી લેવાની તજવીજ થવા માંડીછે. જરથોસ્તી માલેકોના હાથ તળે અત્રે ચાલતી શાળાઓના શીક્ષકો અને ધર્મ કેળવણીને ઉત્તેજન આપવાની ઉમેદ રાખનારા બીજા શેઠોનો એક નાનો મેળાવડો ગયાં અઠવાડયામાં ભેગો મળ્યો હતો, તે કશાં પણ સેવટ વગર મુલતવી રહયો એ કુદરતીછે. એવી મોટી અગતની બાબદનો એક નાની સભામાં બે ત્રણ કલાકમાં નીકાળ આણુવાની ઉમેદ રાખવી મીથ્યાછે. તે માટે તો જેમ કેળવણીને લગતાં કનફરંસો તેમજ સંસારી બાબદોની ચારવણી માટેના મેળાવડાઓની બે ત્રણ બેઠકો થાયછે, તેમ એ કામને ઉત્તેજન આપવા ચાહાનારા ભલા જરથોસ્તીઓના એવા મેળાવડાની એક કરતાં વધુ બેઠકો કરી એ બાબદની ઘટતી ચારવણી કરવી જોઇએ, જેથીજ અરસપરસના વિચારો જણુવાથી કાંઇ સારૂં પરીણામ નીપજાવવાની ઉમેદ રહી શકે. ગયા બુધવારના મેળાવડામાં મી૦ કેકોબાદ મર્ઝબાને કીધેલી દરખાસ્ત પસાર થાય યા ન થાય તોય સરખીજ તેવી લુખી અને સાર વનાની હતી. "કેળવણી લેતાં જરથોસ્તી છોકરાંઓને જરથોસ્તી ધર્મની કેળવણી આપવાની "જરૂર છે" તેમાં નવું શું કહયું! તે તો સઉ કોઇ જાણે છે. જાણે તે વીશે કયે પણ શક હોય તેમ સભા પાસે તેવો ખાસ ઠરાવ પસાર કરાવવો તદ્દન બીનઅગત્યનો અને ફોકતનો હતો. જે કરવાનુંછે તે તો

એજ સ્કુલ માલેકોને માથે ફરજ નાખવાની છે કે તેઓએ પોતાની શાળામાં ફરજીઆત ધર્મ કેળવણી દાખલ કરવી. અલબતાં અમો જાણીએ છીએ કે તેમ કરતાં તેઓને ઘણી મુશ્કેળી નડે, ખુદ છોકરાઓનાં માબાપ પોતે તેવાં કામને ઉત્તેજન આપતા નથી; પણ તેમ છતાં એ કેળવણી સઘલી શાળાઓએ જો ફરજીઆત કીધી તો પોતાની મેળે માબાપોની સુધ્ધ ઠેકાણે આવે. હવે પછી મળનારી સભા જો મી૦ જીજીભાઇ મીસ્ત્રીએ સુચવેલા સુધારા મુજબનો ઠરાવ કરે અને સ્કુલના માલેકો તે ઠરાવની મતલબ ધ્યાનમાં રાખી પોતાની શાળામાં ધર્મની તાલીમ ફરજીઆત આપે, તો ભવીશની ઓલાદ પોતાના ધર્મ તરફ આજના જેવી બેદરકાર જણાય નહીં. એ મેળાવડો ગયા બુધવારની તકરારમાંજ અટકી ન રહે પણ કાંઇબી સંગીન વ્હેવારૂ કામ બજાવી દેખાડે એવું સેવટે અમારૂં ચાહાવું છે.

કયસરે હિન્દ તા૦ ૧૯ મી મે, ૧૯૦૧.

---

**જરથોસ્તી ધર્મને લગતી કમીટીને એક સુચના.**

પારસી બાળકોને ધર્મની કેળવણી આપવાની અગત સર્વ કોઇ સમજે છે અને તે સ્વભાવક છે. તે માટે જેમ જુના વિચારવાળા તેમજ નવા વિચારવાળા બંને વર્ગનાઓ એકમત છે. એટલા વેર તો આ એકમતીને આપણે આવકારદાયક લેખીશું. પણ સેવટ સુધી આ એકમતી ટકી રહેલી જોવા આપણે ભાગ્યશાળી નીવડયે એ અમારી આતુર ઇચ્છા છે. ધર્મની કેળવણી માટે નેમાયલી કમીટીમાં જેમ નવું તેમજ જુનું તત્વ ભેલાયલું છે, જે ઉપરથી ધર્મ જેવી ગંભિર બાબદમાં કોઇબી બાજુની સુખનપરવરી ફાવી જશે નહીં એવી અમને ઉમેદ રહે છે. હાલની અને ભવિષ્યની પારસી ઓલાદની સલામતીના આ નાજુક સવાલ ઉપર બેઉ બાજુ તરફથી મધ્યમ માર્ગ ઉપર રહી, ટોળાની ચાલુ સ્થિતિ ધ્યાનમાં લઇ, લાયક યોજના ઘડી કહાડવામાં આવશે તોજ તે ટોળાને પેશ પડતી થઇ પડશે અને તેની પસંદગી મેળવવા પામશે. કમીટીની સારી સમજ અને દુરઅંદેશી ઉપર ટોળાની બેહેતરી અને બદબખ્તિનો સવાલ લટકતો રહેલો છે. કમીટી સામે જશ અને જોખમ બંને ભેગા ઉભેલા છે. ટોળાની બેહેતરીના આ સવાલ ઉપર કમીટી એખલાસથી સારાં સેવટ ઉપર આવશે તો તે ટોળા તરફથી મોટો જશ બેશક ખાટી જશે. સર્વને જો કે પોતાનું વાસ્તવિક મત ઉચ્ચારવા દરેક હક છે, પણ તેમાં સુખનપરવરી અને હુજત આમેજ થવા પામી અને આ અગત્યની યોજના નિષ્ફળ નિવડી અથવા અધુરે ગઇ તો તે

ટોળાની ખફગી ખેંચી લેવા વિના રહેનાર નથી. કમીટી તરફ અમે માનની નજરે જોઇયે છીયે, તેની જોખમદારી અને મુશકેલી અમે પુરેપુરી સમજયે છીયે અને તેની એ મુશકેલીમાં અમારો હીસ્સો અમે સમજયે છીયે. સબબ, એજ અગત્યના સવાલ ઉપર આ કટારોમાં અમને સખત મુજાહેમત ચલાવવી પડી છે અને તેનું સારૂં સેવટ જોવા અગર અમે પેહેલા આતુર હોઇયે તો તેમાં ખોટા ગણાઇશું નહીં. કમીટીના આ મુશકેલ માર્ગમાં સેહેલાઇ થઇ પડે એવા એક સલામત માર્ગ તરફ તેનું ખાસ ધ્યાન ખેંચીશું. અને તે એ કે ધર્મની કેળવણી કેવી, કેટલી અને તે કોણે આપવી, એ બાબદ ઉપર કમીટીએ અથવા એ કમીટીમાંના અમુક ગૃહસ્થે મુંબઇના તેમજ દેશાવરના ભણેલા દસ્તુરો, એરવદો અને બેહેદીનો પાસે તેમના અભિપ્રાય માંગવા કે જે અભીપ્રાય આખા પારસી ટોળાની સંમતીનો ગણાશે અને તે ભેગો અભિપ્રાય કમીટીને પોતાની યોજના ઘડવામાં ઘણો લાયક અને ઉપયોગી થઇ પડશે. આ સુચના તરફ કમીટીના કરતા કારવતા ગૃહસ્થોનું વળાસર ધ્યાન ખેંચાય એવી અમને ઉમેદ છે.

---

## ૩—ધર્મ તરફની આસ્થા વધારવાનો સલામત માર્ગ કયો ?

## HOW TO AROUSE RELIGIOUS FEELING AMONG THE PARSEES ?

પારસી ટોળાની ભવિષ્યની સલામતીનો સવાલ આખરેબી ઉભો થવા પામ્યો તે માટે એ સવાલ ઉપાડી લેનારાઓને તથા તમામ પારસી પ્રજાને મુબારકબાદી પુછીશું. એનું સઘલું માન પેલા મોટા વીદ્વાન પ્રોફેસર જેક્સનને ઘટે છે. અમારો આગ્રહ એજ હતો કે ઉઘરતી પારસી ઓલાદને ધર્મનું શીક્ષણ આપવાના સવાલ ઉપર ઘણું બોલાયું છે, જોઇયે તે કરતાં વધુ બોલાયું છે, પણ તે માટે હવે કોઇ વ્યવહાર પગલાં ભરવાં જોઇયે. અને હાલમાં એ બાબદના સંબંધમાં કાંઇક વ્યવહારૂ અમલ થવાથી અમે વાજબી સંતોષ લઇ શકયે. સબબ, આ પત્રની કુડીબંધ કાલમો જરથોશ્તીઓની બાપીકા મહજબ તરફની સુસ્તી ઉંઘાડી પાડવા અને તેના ઇલાજો સુચવવામાં રોકાઇ છે, જેમાંનો એક કારગર ઇલાજ ઉઘરતી ઓલાદને બચગીથી ધર્મનું ખાસ શીક્ષણ આપવાનો અમે સુચવ્યો હતો. અમે માત્ર સુચનાઓ કરી બેઠા ન હતા, પણ પારસી બાળકોને હાલમાં ધર્મને નામે મળતી કેળવણીનાં ધોરણમાં લાયક સુધારા વટીક સુચવ્યા હતા, કે જે સુધારા તરફ "કેળવણી કેવી આપવી" તે માટે વિચાર ચલાવવા મળેલી કમીટીનું અમે ખાસ ધ્યાન ખેંચીશું. કોનફરંસમાં મુકાયલી દર-

ભારતમાં જો કોઇબી વધારે અગત્યની બાબદ હોય તો તે એજ છે. અમારો સુધારો લોકમતને અનુસરતો છે. લોકો માત્ર નીતીનું શીક્ષણ માંગતા ન હોય તો તેમાં વજુદ સમાયલું છે. હાલમાં જેવું ધર્મને નામે નીતીનું શીક્ષણ આપવામાં આવે છે તે કરતાં વધારે ઉંચું નીતીનું શીક્ષણ તો દરેક શાળાઓમાં સામાન્ય રીતે અપાય છે. કેળવણી ખાતાં તરફથી જે ચોપડીઓ ઠરાવેલી છે. તેમાંના પાઠોનો મોટો ભાગ નીતીનાં ઉંચાં શીક્ષણથી રોકાયલો છે. પારસી ટોળાનો સમજુ વર્ગ નીતી સાથે ધરમનું ખાસ શીક્ષણ માંગે છે. જેઓ એવું સમજાવે છે કે ધર્મ કેળવણીમાં નીતીનીજ બાબદ રહી શકે, તે વાજબી ગણી શકાય નહીં. નીતી એ ધર્મ નથી પણ ધર્મની એક શાખા છે. એકલી નીતીમાં ધર્મનો સમાસ થતો નથી પણ ધર્મમાં નીતીનો સમાસ થાય છે. ધર્મમાં નીતી, રીતી, ફરજો અને ક્રિયા આવી જાય છે. લોકોને ધર્મ તે ક્રિયા સમજતાં દેખાડયાં છે. અને તેઓ ક્રિયાની કેળવણી પોતાનાં બાળકોને અપાવવા માંગતાં દેખાડયાં છે. લોકો ઉપરનું એ આળ અમે સાફ ના પાડયે છીયે. તેઓ માત્ર ક્રિયાનીજ કેળવણી માંગતાં નથી, પણ નીતી, રાહ રીતી, ફરજો અને તેને અંગે થતી ક્રિયાની સહમજ માંગે છે. તેઓની એ માંગણી ગેરવાજબી કાં ગણાવી જોઇયે તે અમે સમજી શકતા નથી. આજે આપણાં બાળકોને કેળવણી આપવાની જે વધારે આગત જણાઇ છે તે નીતી ભેગી દીનદારીના તરીકાની છે. આપણાં બાળકો માટે ધર્મ સંબંધી કેળવણીમાં જે ખુટ છે તે એજ છે. એ ખુટ પુરી પાડવામાં આવે તો જરથોસ્તી બાળકો ખાસ જરથોસ્તીપણું શીખે અને દીનદાર થાય. હાલ સુધી ધર્મ બોધ આપનારી ડજનબંધ ચોપડીઓ બાહાર પડી ચુકી છે, તેમાં જો કે નીતી અને ધર્મને લગતી બીજી બાબદોનો સમાવેશ થયલો છે, પણ તેમાં ફરજ્યાત રોજીંદી જરથોસ્તી જીંદગી ગુજારવાનું દીનદારીનું તત્વ સમાયલું નથી. દાખલા તરીકે, બિછા- ણેથી ઉઠતાંજ અશેમ વોહુ ભણાવી, કુસ્તી કરવી, ઘટતા પ્રસંગો ઉપર પાદીઆબ કુસ્તી કરવા, રાત્રે બીછાંણે જતાં જતાં અશેમનો પાઠ યાદ કરવો વગેરેરે, એક જરથોસ્તીએ દરરોજ ફરજ્યાત પાલવાના જરથોસ્તી દીનદારીના તરીકાનું સંપુર્ણ ગ્નાન પેલી ચોપડીઓમાંથી મલતું નથી. માટે સવારમાં બિછાણેથી ઉઠતાં અને રાત્રે બીછાને જતાં અશેમ કાં ભણવી? અમુક પ્રસંગો ઉપર પાદીઆબ અને કુસ્તી કાં કરવી? વગેરે કારણો, ધર્મ અને વિદ્યાના ટેકાથી દેખાડનારી ચોપડીઓ રચાવી જોઇએ, તેમાં સમાયલાં ભણતર અને ક્રિયાની સેહેલી સમજ અપાવી જોઇયે, તેમાં સમાયલી નીતી અને ફરજો સમજાવવી જોઇયે અને એવી ચોપડીઓ ઉધરતી ઓલાદના હાથમાં

સુધી એ રોજીંદી ફરજોને વ્યહવારોપ યોગી બનાવવી જોઇયે. આ રોજીંદી ફરજો જોકે નાના પ્રકારની છે તથા તે પાલી શકાય એવી સેહેલી અને સુતરી છે, તો પણ તે ઘણી ખુબી વાળી છે. એ જરથોસ્તી નિયમો જેમ અમસ્થા ઉભા થયા નથી. કે વેહેમી નથી તેમજ તે ઠગ વિદ્યાબી નથી. અમે સારી સત્તાથી કહીશું કે હાલની વિદ્યાની રીતે તપાસતાં એ નિયમોની સચ્ચાઇ જણાઇ આવી છે. એ નિયમોમાંના ઘણાઓનું મુળ વિદ્યા અને ધર્મ ફરમાનના પાયા ઉપર રચાયલું છે. એ નિયમોનાં ભણતર અને ક્રિયામાં સમાયલી ખુબી સુખશાંતી જાલવવાની છે. એ નીયમોનું બંધારણ ઘણે ભાગે ધર્મ અને વીધીની બાંહેધરી હેઠળ થયલું છે. અને તેથી તે પોતાની ખાસ ખુબીમાં બેવડો વધારો કરે છે. આપણી ભાઇબંધ પ્રજાઓ પોતાના ધર્મના આચારો અને નિયમો થોડે દરજજેબી પાલતી કહેવાય છે, પણ પારસી પ્રજાનો મોટો ભાગ બાપીકા ધર્મના રોજીંદા નિયમો તરફ બેપરવા થયો છે અને દીનદારીનો રૂડો તરીકો તજી બેઠો છે; જેમાં વખત વેહેતાં પોતાનું પારસીપણું, એક નાની કોમ તરીકે પોતાનું પ્રજાપણું, સ્વધર્મપણું અને ખાસ જરથોસ્તીપણું ખોઇ દેવાનો વધારે સંભવ રહે છે; બલકે સ્વભાવિક રીતે તેનું દુખદાયક પરિણામ ઘણું નજદીક આવતું જાય છે. માટે બાપીકા મજહબ તરફ સામાન્ય આસ્થા વધારવાનો એક સલામત માર્ગ, ધર્મના મુળ તત્વો સાથે ધર્મના રોજીંદા જરથોસ્તી નિયમો અને દીનદારીના તરીકાઓ ફરજ્યાત પાલવાની કેળવણી ઉધરતી ઓલાદને આપી, તેને વ્યવહારોપ યોગી બનાવવાની જરથોસ્તી ટોળાના આગેવાનોની અને બચ્ચાંનાં વાળીઓની સર્વથી પેહેલી અને પાક ફરજ છે.

ક૦ હિ૦ તા૦ ૯ મી જુન, ૧૯૦૧.

---

### ૪—ધર્મ કેળવણીની કમીટીનો રીપોર્ટ—તેની ખુબી અને ખામી.

ધર્મની કેળવણી આપનારી કમીટીનો રીપોર્ટ બાહાર પડયો છે. તે તૈયાર કરવામાં નવા કે જુના વિચાર ધરાવનારાઓની એકજ ભલી નેમ જોવામાં આવી છે અને તે આ ભલાં કામને મતફેર બાજુએ મુકી સરંજામ પાર ઉતારવાની છે. કમીટીની એ સારી સમજ માટે તેને વાજબી શાબાસી ઘટે છે. બાળકોને ધર્મની ફરજીઆત કેળવણી આપવાની અમારી ચાલુ લડત અને તે માટેની અમારી સખત જાહેમત જેમ જાણીતી છે તેમજ એ કામ તરફની અમારી સંપુર્ણ દીલસોજી પારસી આલમથી છુપી નથી. આજે કમીટીના રીપોર્ટની નોંધ લેતાં અમને બેહદ સંતોષ ઉપજે છે. તૈયાર થયલો રીપોર્ટ કોનફરંસ આગલ રજુ થાય તે પહેલાં

તેમાંની પેહેલીજ નજરે ગેરવાજબી દેખાતી અમુક બાબદ ઉપર થોડીક નુકતેચીની કરવાનું અમે મુનાસેબ જોઇએ છીએ. અમારી આતુર ઇચ્છા એટલીજ છે કે આ રૂડું કામ ખરે રસ્તે મુકાય, કારણ કે તેમાં ભવીષ્યની પારસી ઓલાદની બેહેતરી સમાયલી છે. કમીટીએ કેળવણી આપવાનું જે સાંકળીયું તૈયાર કીધું છે તે જોકે બાહોશીથી ઘડાયલું છે, તોપણ તે ખામીથી ખાલી છે એમ કહી શકાશે નહીં. રીપોર્ટમાંનાં "ધર્મનાં કામો અને ક્રિયાઓની બાબતનાં પ્રકરણો" વાળાં મથાળાંના "ધર્મના ક્રિયા કામો" વાળાં પ્રકરણ માટે અમે બોલ્યે છીએ, જેમાં જરથોસ્તી નિત્ય કર્મોમાં એકલી પાદીઆબ કુસ્તીનીજ ક્રિયા ઉપર કમીટીના સાહેબોની પસંદગી ઉતરેલી જોવામાં આવે છે. પણ આપણા નિત્ય કર્મમાં એકલી એજ ક્રિયામાં સઘળી ખુબી સમાઇ ગઇ નથી. નિત્ય કર્મ તરફની અમુક વર્ગની સુગ ત્યાં પ્રગટેલી અમે જોઇએ છીએ. નિત્ય કર્મનો પુરાતન ભલો તરીકો બાળકો પાસે તજાવવાનાં કોઇ વાજબી કારણો એ સુધરી ગયલા સુગાંતરા સાહેબો પાસે હોય તો તે જાહેર હજુર ધરવા અમે ચેલેંજ કર્યે છીએ. જે તરીકા તનની ચોખ્ખાઇ ઉપરથી માણસને રફતે રફતે મન અને આત્માની ચોખ્ખાઇની ઊંચી મીનો હાલતને પોહોંચવાના માર્ગો છે. જે તરીકા દેહ અને આત્માની સુખશાંતિ જાળવનારો હોય, જેને ધર્મ અને વળી વિદ્યાનો ટેકા હોય, જેણે પરધર્મી વિદ્વાનોની પસંદગી મેળવેલી હોય, તેવા ભલા તરીકાનાં મુળ તત્વોનાં શીક્ષણથી બાળકોને બેનસીબ રાખવાં જોઇતાં નથી. બાળકોને કેળવણી આપવાનું ધોરણ સુધરેલા દેશના ચોકસ પંથને અનુસરતું કરી આપવા જતાં આખરે આપણા બાળકો આસ્થા રહિત નઠા ઉધરે તેની લાગતા વળગતા સાહેબોએ શરૂઆતમાંજ ઘટતી સંભાલ નહી લીધી તો ટોળાનું નાવ ભવિષ્યમાં ખરાબે અઠડવા વિના રહેશે નહી, કે જેવો અનુભવ હાલ સુધી કેળવણી આપવાની ખામી ભરેલી રૂઢીથી આપણે મેલવી ચુકા છીએ.

જુદી જુદી યોજનાઓ ઘડી કાહાડવાને જે ત્રણ ઠરાવો કરવામાં આવ્યા છે તેમાંના પેહેલામાં "સુધરેલા અને ધર્મી દેશોની શાળાઓમાં જેમ ધર્મની કેળવણી આપવામાં આવે છે, તે ધોરણ ઉપર" જરથોસ્તી શાળાઓમાં ધર્મ ફરમાનો આપવા ચાલુ કરવાનું જણાવવામાં આવ્યું છે, તેમાં "સુધરેલા અને ધર્મી દેશો" તે શું એ અમો જાણવા માંગ્યે છીયે. કંઇ પણ ખુલાસા વિનાના એ બારે શબ્દો અમારી નાકેસ નજરે તો ત્યાં અમુને વગર અર્થના દેખાય છે. સુધરેલા એટલે કળા કૌશલ્ય અને વિદ્યા હુન્નરમાં આગળ વધેલા પણ વ્યભિચાર, છળકપટ, છાકટપણા જેવા

અનાચારોનું વધારે સંખ્યામાં પ્રમાણ દેખાડનારા ? કે મગજ શકતની મધ્યમ ખિલવણીના તો પણ રાંક, દયાળુ, ક્ષમાશિળ, અને પોતાનું તેજ પારકાંઓનું એવી નીઃસ્વાર્થી ભાવના વાળા ? વળી "ધર્મી" એટલે શું તેની સમજણ પણ અમને પડતી નથી ધર્મી એટલે જેઓને કોઇ પણ ધર્મ છે તે ? કે ધર્મ ઉપર અતિ જાંફેશાંની રાખનારા ! એ સવાલોનો ખુલાસો થવો જોઇએ, ત્યાં સુધી સુધરેલા દેશોની શાળા અનું ધર્મી દેશોની શાળાનો અમારા વિચાર મુજબ કંઇ પણ અર્થ નથી. આખા રીપોર્ટનો સામાન્ય તાતપર્ય ખેંચતાં જો અમો કંઇ પણ અટકળ કરી શકયે તો આ સુધરેલા અને ધર્મી દેશો તે ખ્રિસ્તી દેશો ધારવામાં આવેલા અમને લાગે છે. જો એમજ હોય તો લાગતા વળગતા સાહેબોની મુનસફી ઉપર આટલીજ વાત લાવવાની અમો રજા માંગીએ છીએ કે ધર્મ સાહિત્યની બાબદમાં પુર્વ તરફના વિદ્વાનો હજારો વરસોથી એટલા બધા તો ઉંડા ઉતરતા આવ્યા છે કે, યુરોપીયન પ્રજાના મહાન સુધારા અને ભારે શોધો છતાં પાશ્ચમ તરફનાં મહાન ભેજાંઓ તેઓનાથી કંઇ વધારે કરી બજાવી શકયાં નથી તો નથીજ પણ હજી તેમની બરાબરીએ પણ પુગવાને અશકત જણાયાં છે. અમારૂં કેહેવું એટલુંજ છે કે ધર્મ સાહિત્યની બાબદમાં પુર્વ તરફનાઓએ પશ્ચિમના નમુના લઇ અનુકરણ કરવાનું નથી. પણ પશ્ચીમ દેશોએ પુર્વ તરફનાઓને હાથે હજી શીખવાનું છે અને વખતના વેહેવા સાથે તેમ તેઓ થોડે થોડે શિખ્યા જાય છે. ખુદ ખ્રીસ્તિ ધર્મમાં ભારે મતફેર હોઇ મુખ્ય ત્રણ મોટા ફાંટાઓ પડેલા છે, જેમાં આપણી રાજકર્તી કોમના પ્રોટેસ્ટંટ પંથમાં અઠવાડીયાંમાં એકવાર કલાક અરધો કલાક દેવલમાં જઇ આવવામાં ધર્મની ફરજો મોટે ભાગે પુરી થાય છે. તેવા કોઇ પંથની નકલ કરવી કે તેનાં હાડપીંજર ઉપર આપણા ધર્મનું ખોખું ઉભું કરવા જવું એ આપણા ધર્મના નિત્ય કર્મ, કદીમ રાહેરવેશ અને અશોઇની રીતે જોતાં આપણા ધર્મના ખાસ સ્પીરીતથી ઉલટું છે. આ થોડાક વીચારો અમોએ જે આપ્યા છે તે પારસી અકાબરો અને કોનફ્રરંસમાં બીનસ્વાર્થ પ્રમાણિક મેહેનત કરનારાઓની ઉલટ ઠંડી કરવા કે તેઓએ માથે લીધેલાં શુભ પણ અતિ મુશ્કેલ કામની આડે આવવાના હેતુથી અમોએ આપ્યા નથી. આ કામ માથે ઉઠાવવા માટે અમારા તરફથી તેઓને દીલોજાન ટેકો અને સાબાશી આપવા અમો તૈયાર છીએ. મગર તેમની સફરમાં જે બેમાલમ ખડકો રહેલા છે ત્યાંથી આખા પારસી ટોળાને આસાન સાથે પસાર થવા સલામતીની એક સીગનલ તરીકે અમોએ આટલું કેહેવાની અમારી ફરજ વિચારી છે.

કo હિo તાo ૧૩ મી અકટોબર, ૧૯૦૧.

---

## ૫—ધર્મ કેળવણીની કમીટીનો રીપોર્ટ-ચેતવણીના બે બોલ.

"સુધરેલા અને ધર્મી દેશોની શાળાએ।" નાં "ધોરણ ઉપર" જરથોસ્તી ધર્મની આપવામાં આવનારી કેળવણી ઉપર ગયા અંકમાં અમોએ થોડાક વિચારો આપ્યા હતા. આજ રોજે સબ કમીટીના એજ પેહલા ઠરાવની એક વધારે ગંભીર બાબદ ઉપર અમે લાગતા વળગતાઓનું તેમજ જરથોસ્તી આલમનું ધ્યાન ખેંચ્યે છીએ. જણાવવામાં આવ્યું છે કે "જેમ સુધરેલા દેશોની શાળાઓમાં ચાલે છે, તે **નિયમે** પારસી છોકરાંઓને **બંદગી** તેમની અસલ અવસ્તા ભાષામાં, અર્થ સાથે અપાવવી." એમાં 'નયમે' અને 'બંદગી' શબ્દો અમારા તરફથી કાળા કરેલા છે. બંદગી અવ્સ્તા ભાષામાં, અરથ સાથે અપાવવી, હયાં સુધી તો ઠરાવની નેમ ભલી છે, પણ તેમાં સુધરેલા દેશોની શાળાઓનો પરાયો નિયમ શામાટે આવવો જોઇએ તે સમજાતું નથી. જરથોસ્તી ધર્મે બંદગી માટે તૈયાર થવા પહેલાં તન અને મનને સંપુર્ણ સ્વચ્છતામાં લઇ જવાના ખાસ નિયમો ઠરાવેલા છે, જે સુધરેલા દેશોની જુહદીન પ્રજામાં બીલકુલ હસ્તી ભોગવતા નથી. જો જરથોસ્તી નીયમને વળગી રહીને કામ કરવાની કમીટીએ નેમ રાખી હોય તો સુધરેલા દેશોની શાળાઓના નિયમે ચાલતાં અશોઇના ખાસ જરથોસ્તી નિયમોનું ખંડન થાય છે. કમીટીના બાહાર પડેલા રીપોટની શબ્દ રચણા કેટલીક જગાએ એવી રીતે ગોઠવાયલી જોવામાં આવે છે, કે તે ઉપરથી કંઇપણ મુકરર મત આપી દેવા અમે અચકાઇએ છીએ, અને તેથી અનુમાન આધારે જો અમોને કંઇક વિચાર આપવા પડતા હોય તો તેમાં અમારો દોષ નથી. પારસી ધર્માચારયો, પારસી વીદવાનો અને પારસી કોમના અગ્રેસરોની એ કામતીથી ધર્મને પુષ્ટી આપનારા અને ખરેખરી જરૂરના જે લાયક સુધારાઓ થાય તેના અમે વિરોધી નથી. પણ એવા સર્વ સુધારાઓમાં જરથોસ્તી ધર્મનું રહસ્ય, જરથોસ્તી અશોઇ અને જરથોસ્તી ઇમાન તેના નિયમોનાં ઉંડાં બંધારણ સાથે પુરેપુરું સચવાવું જોઇયે. ખ્રિસ્તીઓનો પ્રોટેસ્ટંટ પંથ આજ બહુ બળવાન અને વગવાલો થઇ પડયો છે અને યુરોપનાં ઘણાંક મોટાં રાજયોમાં તે અંગીકાર થયલો છે, પણ ચુસ્ત ખ્રિસ્તીઓના અસલ કેથોલીક ધર્મના ક્રિયા કામ પાળવાની મેહેનતમાંથી છટકવાને અને ધર્મનો આંકોશ તથા ફરજો પોતાને માથેથી ઓગાળી નાખવાને અસલ જુના ઉપર સુધારાને નામે એ નવો પંથ ઉભો કરવામાં આવ્યો છે એ ભુલી જવું જોઇતું નથી. જાતી સગવડને ખાતર સ્વધર્મના અસલ કાનુનોને બાજુએ મેલનારા આવા એક પંથનો નમુનો જરથોસ્તી ધર્મ સુધારકોએ પોતાની નજર સામે રાખ્યો હોય તોં અમે કહીએ

છીયે કે, આ ક્રમમાં ખપાવવામાં આવતી સઘળી મેહેનત ઓર જરથોસ્તી ધર્મની પાયમાલી ને નોતરૂં દેનારી અને વધારે નજદીકમાં લાવનારી છે. જરથોસ્તી કોનફરંસના સાહેબોને માથે બહુજ ભારે જોખમદારી રહેલી આપણે સમજવી જોઇયે, કારણ કે હાલમાં તેઓ તરફથી લેવામાં આવતાં પગલાં ઉપર પારસી ધર્મ અને આવતી પારસી ઓલાદની બેહેતરી કે બરબાદીનો આધાર રહેલો છે. માટે એ સાહેબો ધર્મ જેવી આવી એક ગંભીર બાબદમાં પોતાની જે કાર્ય કુશળતા બતાવે તેમાં ઘણીજ ધીરજ અને ડાહાપણથી પરિણામ દરશાવવાનો વિચાર તેઓએ પેહેલાં રાખવો જોઇયે.

રીપોરટને સફે ૪થે "જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી" ની સબ કમીટીના બીજા ઠરાવમાં "* * * વખતે વખત મુકરર કરેલાં ધોરણ અને રીતી મુંજબ ધર્મ સંબંધી કેળવણી અપાવે * *" એ શબ્દ ઉપર અમારૂં સહજ ધ્યાન જાય છે. અહીંઆં "જરથોસ્તી" ધોરણ મુજબ કે પેલા "સુધરેલા દેશો" નાં ધોરણ મુજબ તે વિષેનો ખુલાસો અધર રાખવામાં આવ્યો છે. વખતો વખત મુકરર થનાર ધોરણ અને રીતીમાં અમો ફાયદો અને ગેરફાયદો બંને સાથે ઉભેલાં જોઇયે છીયે, પણ વખત જતે એ બે માંથી કયું પરિણામ નિકળી આવે તે કલ્પી શકાવાનો કંઇ પણ આધાર હાલ આપણી પાસે નથી. જો કે આપણા હાલના ઠરાવથી આવતી ઓલાદના હાથ છેક બાંધી લેવા એવું અમો ચાહતા નથી, તોપણ મુકરર કીધેલાં ધોરણ અને રીતીમાં વખતો વખતના ફેરફાર કરવાનો હક, ભવિષયની વાત તો દુર રહી પણ હાલના મતવાદીઓના હાથમાં મોટી ઉથલપાથલનું સાધણ થઇ પડશે એવી અમુને ધાસ્તી છે.

"પારસી છોકરાંઓએ નિશાળોમાં બંદગી કરવા બાબે"ની કમીટીએ કરેલી સુચનાઓ પૈકી ત્રીજીમાં "અવસ્તા યા પાજંદ બંદગીઓના સંગ્રહની પછવાડે થોડીક ગુજરાતીમાં મોનાજાતો આપવી, કે જે શિક્ષકો અવાર નવાર પોતાની શાળાઓમાં છોકરાંઓ પાસે ભણાવે * *" એમ જોવામાં આવે છે. આપણા દસ્તુર દાવરોને હાથે ફારસી મોનાજાતો આગળ જોડાયલી છે, તે રીતે જોતાં તો "ગુજરાતી મોનાજાતો" અપાએ અને ભણાએ એમાં કોઇને પણ અલબત વાંધો હોય નહીં, પણ કેટલીક તરફથી અમને પુછવામાં આવે છે કે જયારે અસલ અવસ્તા ભાષામાં બંદગી "અર્થ સાથે" આપવામાં આવે છે, ત્યારે મોનાજાત રૂપી આવું નવું ભણતર ઉભું કરી આપવાની ખાસ જરૂર કાં પડવી જોઇયે? અમો માનીએ છીયે કે આપણામાંની એક

અમુક ધર્મ સમાજ "ગુજરાતી બંદગી," "ગાયણુ બંદગી," "વાજીંત્રો સાથની બંદગી," વગેરે નકલી સુધારાઓ મરદ ઓરતના ભેગા મેલાવડાવાળી બંદગીમાં આમેજ કરવા માંગતી હતી, તેવું કોઇ લાકડું પાછળથી ઘુસાડવાને રસતો તૈયાર કરી આપવા આ ગુજરાતી મોનાજાતોમાં મતલબ રખાયલી નહીંજ હશે. અમો એટલુંજ માગ્યે છીયે કે અસલ અવસ્તાને છોડી 'વખતો વખતના" ફેરવાતા ધોરણની બરકતથી એવી ગુજરાતી મોનાજાતોને બંદગી તરીકે પાછળથી વળગવામાં આવે. અમારા વિચાર મુજબ આવી મોનાજાતો કે કવિતાઓ જો કંઇ પણ લાભકારી હોય તો તે બહુજ થોડે અંશે છે. કવિતા અને મોનાજાત તે આખર કવીતા અને મોનાજાતજ છે, તે "બંદગી" નથી, એ પ્રથમથીજ તેનો લાભ લેવા ચાહનારાંઓનાં મનમાં ઠસાવવું જોઇએ. આટલી છુટ મુકયા પછી પણ અમારાં મનમાં એ વિષે એક બીજો સવાલ ઉત્પન્ન થાયછે. અમો પુછીએ છીએ ; કે આ મોનાજાતો કોણને માટે જોડવામાં આવે છે! આપણા ટોળામાં પુર્ણ આસ્થાવાળો જે આસ્તીક ભાગ છે તેને તો આપણામાં ચાલતી આવેલી અવસ્તા અને પાજંદ પુરાતન બંદગીઓ ઇશ્વર વાણી લેખે માન્ય છે, એટલે તેમને ઇશ્વર તરફ પોતાની વૃતીઓ વાળવાને એવી મોનાજાતોની જરૂર નથી. બીજો પોતાને ફીલસુફમાં ખપાવનો જે કેળવાયલો વર્ગ છે, જે ઇંગ્રેજી ભાષાની મદદથી દુનીયાના મહાન ગદ્ય અને પદ્યમાં નજર કરી રહગો છે, તેને આવી મોનાજાતોમાં કંઇ પણ ધ્યાન આપવા લાયક દઇવત દેખાય એમ સંભવતું નથી. બંદગીઓમાં ઇશ્વરવાણીજ સમજવાની આવશ્યકતા દ્રઢ થાય તો બીજાં શક ભરેલાં સાધણો ને વળગવામાંથી આપણો છુટકારો થાય. નામચીન કવેશ્વરોનાં કાવ્ય, ઉસતાદ લેખકોનાં ઊંચ લેખો અને પરમ ભક્તજનોનાં ઇશ્વરી ભજન કે છંદો વાંચવેજ જો એક સાધારણ માણુસથી ધર્મી થવાતું હોય, તો દુનીયાના કોઇબી ધર્મમાં, ધર્મ જેવી ચીજની જરૂર રેહેતી નથી. યાદ રાખવું કે આપણે શું તત્વ જ્ઞાનની છેક ઊંચી ફીલસુફી વીષે વાત કરતા નથી. જરથોસ્તી ધર્મની ઊંચી ફીલસુફી તેના ખરેખરા ફીલસુફો માટેજ રેહેવી જોઇએ. શરીયત, તરીકત, હકીકત અને મારેફતના ચાર તબકાઓમાંથી પેહેલાની સાથે આપણી હાલની યોજનાને એકલું કામ છે એ વાત લક્ષ બહર થવી ન જોઇએ. આપણી પારસી કોમમાં શરીયતથી ઉપલા તબકાઓ ઉપર ચાલે એવા ફીલસુફોનું દર હજારે કેટલું પ્રમાણ આવે તે કેહેવાની અમે હીંમત કરી શકતા નથી. સંસાર વ્યહવારીક કાંમોમાં અને બુદ્ધિ ચાતુર્યમાં હીન્દની બીજી કોમોથી પારસીઓ ઘણા આગળ

પડતા છે એ તો જગ જાહેર છે, પણ ધર્મ સંબંધી બાબદમાં બીજી તરફથી તેઓ એટલા તો ઢીલા પડેલા છે, કે બીજી કોમના લોકો તેમને કંઇક વાજબી પણે તાણો મારે છે કે પારસીઓમાં એકબી રીલસુફ નથી, એકબી માહાન કવી નથી, એકબી મોટો તત્વવેતા કે 'થીંકર' નથી. આ કેહેવામાં કદાચ ઘણી સહરાઘાત હોય તો પણ તે છેક ખોટું તો નથીજ. આસઘળાં ઉપરથી અમો જે કેહેવા માગીએ છીએ તે એ કે ઉતરતા કે મધયમ પ્રકારની મોનાજાતો, કવિતા કે બેતબાજી રચી આપણા બુલંદ ધર્મને પર કોમવાળાઓની નજરમાં હેઠળ ઉતારવાનું પગલું, તેને માટે લાયક નર કે નરોના પેદા થવા આગમજ બહુજ ઉતાવળું અને નુકશાનકારક થઇ પડશે.

પરવરદેગારની પસંદગી પામેલા ખાસ બંદાઓ વચ્ચે રોશન બેહેસ્ત પામવું, પરવરદેગારની છેક પાસેના અતી રોશન બેહેસ્તમાં જવું, પરવરદેગાના નુરમંદ ઝલકાતની સ્વચ્છ બરાબરીએ આવી તેનાં દર્શન થાય એટલી નજદીકીએ પ્હોંચવું અને સોથી છેલું પરવરદેગારનાં નુરમાં એકત્ર થવું, એ પ્રમાણે ઓછા વધતા કસદથી ખોદાવંદતાળાને પ્હોંચવાની લાયકાતના ચાર મુખ્ય પ્રકાર છે, અને સંસારમાં રહીને દીનની રાહે વધતાં એ દરજજે આવવાની તજવીજ કરનારને આપણુ પાક મહઝબમાં વધારે માનને લાયક ગણેલા છે.

ક૦ હિ૦ તા૦ ૨૦ મી અકટોબર, ૧૯૦૧.



**ધર્મ કેળવણીની હીલચાલને મળેલો સારો આવકાર**

રૂ ૧૭૦૦૦ કાંઇ નાની રકમ કહેવાય નહીં—ખાસ કરી જયારે આપણે ધ્યાનમાં લઇએ કે હજી ધર્મ કેલવણી માટેનું ફંડ પુરૂં પાધરૂં બરપા થયું નથી, ત્યારે તો શરૂઆતમાંજ વગર માંગવે મળેલી એ રકમ ભવીશ માટે આપણુને આશાવંત બનાવવાને પુરતી છે. એ દેખાડે છે કે પારસી કોમના ચઢતા વર્ગમાં—યાને મોટી ઉમરનાઓમા—ધર્મની લાગણી ધાર્યે તે કરતાં વધુ છે. તેઓ પોતાની દીન માટે કાળજી રાખે છે, તેની મોતેબરી જળવાયલી જોવાને આતુર છે. જરથોસ્તી ધર્મ એવો છે કે તે તરફ નાપસંદગી દેખાડવાનું કોઇને કારણ મળે નહીં. જરથોસ્તીઓ પોતાની દીનની બારીક ખુબી અગર સમજતા ન હોય, પણ તેની બુલંદી અને શ્રેષ્ટપણું કાંઇ તેમનાથી અજાણું નથી. તેઓ સમજ વગર યાને સમજ આપનારાઓની ગેરહાજરીને લીધે તેની વાહવા પોકરાવવાને યા તેનાં ફરમાનો

બજા લાવવાને લલચાતા ન હોય, પણ ધર્મને ધર્મ તરીકે માન આપવાને ઉમરે પુગેલાં જરથોસ્તી બાનુઓ તથાં ગ્રહસ્થો કાંઈ પછાત છે એમ નથ.. તેઓ ઉધરતી ઓલાદને ધર્મચુસ્ત બનાવવાને આતુર છે અને તેથીજ ધર્મની નવી હીલચાલને શરૂઆતથીજ ટેકો આપવાને તેઓ બહાર પડયાં છે. એવી ઉશકેરાયલી લાગણીનો ઝડપથી લાભ લેવાની જરૂર છે, કેમકે હાલનેજ વખતે લોકો ફંડને વધારી દેવાને કાળજી બતાવશે. પછી પાછો પવન ઠંડો પડયો એટલે મુશકેલી જીયાદા નડવાની. અમો ધ્રચ્છયેછ કે જરથોસ્તી ધર્મનો ફેલાવો કરવાની અને જરથોસ્તી બાળકોને ધર્મ તે શું તેની સમજણ આપી તેની ફરજો તરફ બેદાર કરવાની હાલની હીલચાલ કરનારા ઉમંગી શેઠો તાતે ધાહે કામ કરવાની ખુબીની કદર સમજતા થાય.

---

## ૬—જરથોસ્તી ધર્મ કેળવણી, મી૦ કામાજી અને જરથોસ્તી ધર્મની ફીલસુફીનો તેઓએ ઉભો કરવા ધારેલો નવો વર્ગ.

### ખરી ફીલસુફી ફકત એલમીઅતમાંજ સમાયલી નથી, પણ એલમીઅત સાથ પરહેજગારીની પણ જરૂર છે.

જરથોસ્તી ધર્મની કેળવણી આપવા માટે વિચાર ચલાવવાને રાહનુમાએ માજદયસ્નાન સભાનાં નોત્રાંથી હાલનું પારસી કોનફરંસ મેળવવામાં આવેલું છે તેનાં બંધારણ બાબે આજે અમો બે બોલ બોલવા માગ્યે છીયે. આ પારસી ધર્મ કેળવણીનો સવાલ જે હાલમાં ચરચાય છે તે એકલા મુંબઇ નગરી માટે નથી તો પણ જોઇને અમો અજબ છીએ કે મુંબઇની બાહેર જાણે કોઇ પારસીઓ કે પારસી સ્થાનો હોયજ નહીં, તેમ તેવા પારસીઓ અને પારસી વસ્તીવાળાં બીજાં શેહેરોને વિસારી મેલવામાં આવ્યાં છે બોહોળા ધંધા રોજગારને લીધે, કે ધનાધ્યપણાને લીધે, કે વસ્તીનાં પ્રમાણથી આખી કોમને લગતી એક હીલચાલમાં ઘણું તો મુંબઇ આગેવાની લેઇ શકે, પણ પોતાનું સર્વોપરીપણુ બીજાઓને અપમાન કરવામાં વાપરવાનો તેને હક નથી. મુંબઇની પારસી પંચાયતનાં ધર્મખાતાનાં ગંજાવર ફંડને લીધે બીજા પારસી કસ્બાઓ અને શેહેરો થોડે ઘણે ભાગે તેને આશ્રીત જેવાં હોય તો તેટલા ઉપરથી, તેમને મને કે કમને પોતાના વિચારોની પુઠે ઘસડવાની ફરજ પાડવી

(બીજા બોલોમાં, ગોલામગીરી માગવી) એ સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! પુકારી રહેલા મુંબઇવાસી સુધરેલા પારસીઓને અમો પુછયે છીએ કે વાજબી છે? બીજા કસ્બા કે શેહેરોને તેમની પોતાની અંજુમનો છે, જેમની તરફથી પ્રતિનિધિઓ માગવાની આ હીલચાલમાં આગેવાન ભાગ લેનારાઓની ફરજ હતી. અમે દલગીર છીએ કે લાગતા વળગતાઓનું આવી અગતની ચીજ ઉપર ધ્યાન ખેંચાયું નથી.

રીપોર્ટને સફે ૬ કે કલમ ૪થી માં "ચોપડીઓ તૈયાર કરવા અથવા કરાવવા માટે" ની સબ કમીટીમાં નવ ગ્રહસ્થોનાં નામ જોવામાં આવે છે. સ્વભાવિક રીતે આગળા અનુભવો ઉપરથી ભડકેલા ઘણાઓ આ નામનાં પ્રદર્શનમાં એક ચોખો તંત્રખેલ મંડાયલો માને. સામી તરફથી કારણ બતાવવામાં આવે છે કે ચોપડીઓ બનાવવા જેવાં કામ માટે તો અભ્યાસીઓજ જોઇએ. તેમાં અભ્યાસીઓ જોઇએ-જીવ અને જાન પરોવાયલા અભ્યાસીઓ જોઇએ-એ અમે પણ કબુલ રાખ્યે છીયે. પણ સઘળાજ અભ્યાસીઓ કાં જોઇયે ? અને ગણત્રીના એક બે અપવાદો સિવાય તે સઘળા એક ચોકસ પંથનાજ કાં આવવા જોઇયે ? એ અમુને સમજાતું નથી. શું વિચક્ષણ બુધ્ધિના, નેક એતેકાદના બીજા દુરઅંદેશ બાહોશ માણસો એ કામને માટે લાયકના નથી ? અહીંયાં કંઇ મુશ્કેલ ગાથા કે અવસ્તાના તરજુમા કરવાના નથી, કંઇ નવી શોધ કરી ખુલાસાઓ બંધ બેસાડવાના નથી, કે કંઇ મનસ્વી નવાં સિધ્ધાંતો ઉપજાવી આપવાનાં નથી કમીટીમાં બહુ તો અરધે પ્રમાણે અભ્યાસીઓ બસ હતા. તેમની સલાહકારી સુચણા વડે મળેલાં લાયક મોજુદ 'મેટીરીઅલસ' માંથી કોઇપણ બાહોશ માણુસ એ ચોપડીઓની વણુત કરી શકે. અમે એમ નથી કેહેતા કે કમીટીમાંના કોઇ એકને હાથે એ માટેની કોશેશ થાય તે ખોટીજ થશે. ફકત હમારો સવાલ ઇન્સાફી ધોરણ અને એકદીલી માટે છે. ચોપડીઓ અંદરને કે બાહેરને ગમે તે હાથે રચાયતે સાથે અમુને કામ નથી. તેમાં પ્રશંસાને પાત્ર અને સર્વ-માન્ય પ્રમાણ યુકત કેટલું કામ થાય છે તેજ અમારે તો જોવાનું છે. કોઇ નાનો કે મોટો પક્ષ કોમનાં સાર્વજનીક ભલાંની આ બારે મહત્વ-વાળી હીલચાલમાંથી અલગ થાય એ અમુને પસંદ નથી, માટેજ અમે ઉપર પ્રમાણે બોલીએ છીયે. કમીટીના સાહેબોનાં માનને ખાતર આ ચોપડીઓના બાહાર પડવા આગમજ અમો એટલુંજ જણાવવા ચાહીયે છીએ કે તેઓએ હાથ ધરેલા મહાન મહાન કાર્યની ફતેહનો આધાર, તેઓથી જુદી નજરે જોનારાઓના અવાજનો વાજબી હદે સ્વિકાર કરવામાં છે, તિરસ્કારની નજરે જોઇ આગળ ચાલવામાં નથી.

આટલે સુધી રીપોર્ટની માહેલી બાબદોનું યથાશકિત અમારા વાંચકોને ખાસ દર્શન કરાવ્યા પછી એ બાબદને કઇક ઉપયોગી થઇ પડે એવા થોડાક સામાન્ય વિચારો ઉપર અમે આવ્યે છીએ. ધર્મને માટે સૌથી વધારે જરૂરની અને પેહેલી અગતની જો કોઈ ચીજ હોય તો તે આસ્થા અથવા એકીનદારી છે. ધર્મની આખી ઇમારતનો આસ્થા એ ગોયા પાયો છે. ધર્મના અંકુરનાં બીજ આસ્થા રૂપી સાધણ વડે કુમળાં મગજોમાં એવી રીતે વાવવા જોઇએ કે મોટપણે તે કદીબી ઉખડી શકે નહી. માબાપ કે વાળીઓના જાતી દાખલાથી એ અંકુરના ચાલુ વધારાને પોષણ મળવું જોઇએ. આસ્થાની ગેરહાજરીમાં બીજાં ગમે એ ઉપાયોથી ફળ સીધી નથી. ગમે એવી વાએજ કે વ્યાખ્યાનો આસ્થા વગર કંઇબી જોર કાઢવાનાં નથી. દરદની ખરી જગા કઇ છે તે ઉપર, પારસી ધર્મ વૈદો એ ઇલાજ ચલાવ્યા આગમજ આંગલી મેલવી જોઇએ. દરદ કરતાં ઇલાજ નબેહતેર હોય તો પરીણામે બહુજ દુખદ સ્થીત જાણવી. માટે ઉતાવલમાં ખોટે માર્ગે નહીં દોરવવાનુ થાય એવું અમો ઇચ્છીયે છીયે.

ધર્મ સંબધી કેળવણી આપવા માટે "લાયક શિક્ષકો" પુરા પાડવા કમીટીએ માથે લીધું છે એ જાણી અમો ખુશી છીયે. પણ એ શિક્ષકો કેવી લાયકાતના હોવા જોઇયે તે ઉપર કમીટીના સાહેબોએ બહુજ પુખ્ત વિચાર પોહોંચાડવાનો છે. જેઓ જરથોસ્તી ધર્મ કે ભાષાઓના માત્ર અભ્યાસી હોય, પણ જેઓ જરથોસ્તી આચારો જરથોસ્તી નીતિ ભકિત અને એક જરથોસ્તી તરીકેની પોતાની ફરજો પાળવાની દરકાર સમજતા ન હોય, તેવાઓનું હયાં કામ નથી. તેઓની રગેરગમાં જરથોસ્તી ધર્મનો પ્યાર વ્યાપી રેહેવો જોઇયે. પેદા કરનારને પીછાણવાનો રસ્તો, જે પોતાનો ધર્મ, તે શિખવા અને શિખવવાનાં એકલાં મથનમાંજ જાંફેશાંની કરવાનો ગુણ તેમનામાં હોવો જોઇયે. સાધારણ માણસોની પેઠે દુનિયાદારીના વૈભવો શોધવામાં રાતોદીન મશગુલ રહેલા દામના દાસો જેવા અને અમુક શેઠયા કે અધી-પતીઓની મરજીને તાબે રહી ચાલનારા ઉપદેશકોથી મામલો સુધરવાનો નથી. જેઓ મોંઢેથી બોલે છે પણ જેઓનું અંતઃકરણ તેઓના બોલોની સાથે અંદરથી ચાલતું નથી, તેઓની વાણીના પ્રવાહમાં ઇશ્વરી ચમક્રાત કે શ્રોતા વર્ગના મન છાપ લેવાની ફાયદાકારક અસર હોંતી નથી. તેઓમાના સેંકડો કે હજારો વાએજ-વ્યાખ્યાંનો, ગમે તો તે ભારે અને ઉચી વકતૃત્વવાળાં હોય તોપણ તે ખરાં ભાવિકપણા વિનાનાં એટલે નિરસ અને સુકકાં જેવાં છે. આપણા ધર્મ ઉપદેશકો મનસ્વી, ગવસ્ની, અને

કુનસ્નીના મજબુત પાયા ઉપર સપુર્ણ અશોઇથી ધર્મ પાળનારા હોવા જોઇયે. દલગીરી ભરેલુ છે કે ચોકસ ખ્રિસ્તી ઉપાધ્યાઓની આ બાબદમાં નકલ કરવામાં આવતી નથી.

ધર્મમાં ક્રિયા માર્ગ અને ભકતી માર્ગ જન મડળના મોટા ભાગની શકિતને બરના હોવાથી બહુ જરૂરના છે. તેનુ ગુઢપણું સમજી ન શકવાને લીધે કોઇ કોઇ જગાએ આપણુને તેમાં વિચિત્રપણું લાગતુ હોય તેટલાંજ કારણથી તેમાં ફેરફાર કરવા કે વગર કામનુ ધારી તે પડતુ મેલવામાં આપણે વાજબી નથી. હાલની વિધાનાં ફરતાં ચક્રરે અનેક દાખલાઓમાં આપણુને દેખાડી આપ્યુ છે કે જે ચીજ કાલે હસવા સરખી અને ઉલટા સુલટી ગણાતી હતી તેની આજે વાખવાખી થાય છે. આપણી પુરાતન ચીજોની ખરી ખુબી જેમ જેમ અજવાળાંમા આવતી જશે, તેમ તેમ તે આપણુને મગરૂર રેહેવાનુ કારણ આપે એવી છે, માટે તેના જલવાઇ રેહેવામાં આપણુને બીહીવાનું કાંઇ નથી. આપણી ભાઇબધ હિન્દુ કોમનો દાખલો લો. તેમનાં પુરાતનમાં પુરાતન પુસ્તક "વેદ" વિષે એવું કહેવામાં આવે છે કે કેટલીક બાબદમાં તે શુ ફરમાવે અને શાનો નિષેધ કરે છે એ મોટામાં મોટા પંડીતોથી પણુ નકી થઇ શકતું નથી, એટલે જુદાજુદા વાદવાલાઓ એકજ ચીજ માટે તેમાંથી ખાત્રી પુર્વક જુદા જુદા અર્થો ખેચી શકે છે. દાખલા તરીકે, વેદમાં મુર્તી પુજા છે અને વળી નથી, એટલા માટે શું વેદને પડતા મેલવાનું કે તેમાંથી અમુક ભાગ ઉપર છેકા મારવાનું કેળવાયલા હિન્દુઓ વાજબી ગણુશે? વેદના પ્રૌઢપણાની આ એક કેવી મોટી ખુબી છે તે જે જાણે છે તેજ જાણે છે. જ્ઞાન માર્ગનો રસ્તો ધણુાજ થોડાઓને માટે છે અને વ્યહવારૂ માણુસો માટે આપણા પાક ધર્મમાં ધીમે ધીમે અને બેમાલમ રીતે તેમાં જવાય એવી રીતે ક્રિયા અને ભકિત માર્ગમાંજ જ્ઞાન માર્ગને ભેલવામાં આવ્યો છે.



## ધર્મને લગતો એક નવો વરગ—તે માટે એક ન સુચના.

અમારા જાણુવામાં આવ્યું છે, કે મી૦ ખ૦ રૂ૦ કામાજી જરથોસ્તી ધર્મની શીલસુફીનો એક નવો વર્ગ ઉભો કરવા ધારેછે. પોતાના ધર્મની ઉન્નતી માટે જાતનો ગુપ્ત જર ખરચી આજ વરસોથી તેઓએ જે જેહમત ખેચી છે એ તેમને ઘણુજ માન ભરેલ છે. અમો કહયે છીયે કે તેમના નેક ઇરાદાના અમો પુરેપુરા વખાણુનારા છીયે. પણુ એ ભલા ગ્રહસ્થને માન પુરવક અમો દેખાડવા માગયે છીયે કે થોડાક બી. એ. કે એમ. એ. ઓ અને હાલની રીતે કેળવાયલા અભ્યાસીઓનાં

એક મંડળને પોતાની આસપાસ ભેગું કરવાથી જો એ ફીલસુફી વર્ગ ઉભો થયલો તેઓ ધારતા હોય તો તેમાં તેઓ ભુલ કરે છે. અમે એલમીઅતને ધિક્કારનારા નથી. પણ એકલી એલમીઅત તે ખરી ફીલસુફી નથી. ખરી ફીલસુફીમાં એલમીઅત સાથે પહરેજગારી હોવી જોઇયે. સુધારાને નામે સગવડ ધર્મની સેહેલાઈથી ખરી ફીલસુફી હાંસલ થતી નથી. જે ચીજ અતિ ઉમદા અને બેમુલી હોય તે મેળવવમાં મુશકેલી પણ તેવીજ ભારે હોય છે. અમો તે ફીલસુફી વિશે બોલીયે કે છીયે કે જેમાં દુનિયાઇ 'મોરલ એકસેલન્સ' ની ઉંચામાં ઉંચી ટોંચે જવા પછીજ ખરેખર તો તેની શરૂઆત થાય છે. આ ઉપરથી કોઇના પણ જોવામાં આવશે કે ફીલસુફી જેવી એક ચીજ ગમે ત્યાં અને ગમે તે વખતે મારી કુટીને ઉભી કરીયે એવી નથી. ઘડીભર એમ માન્યે કે દેશ પ્રદેશની આખી પારસી વસ્તીમાંથી શોધ ચલાવતાં થોડાક લાયક પુરૂષો મી૦ કામાજીને મળી આવે અને ખરેખરો એક નાનો ફીલસુફ વર્ગ તેમની જેહેમતથી ઉભો પણ થઇ શકે, તો તેથી શું મી૦ કામાજી એવું ધારે છે કે આખી પારસી કોમને એકી હારે ફીલસુફી ઉપર તેઓ ચલાવી શકશે? અમો હીંમતથી કહયે છીયે કે ફીલસુફીનાં એક સરખાં શિક્ષણથી આખી પારસી કોમ કે તેના મોટા ભાગને મી૦ કામાજી કોઇ દહાડો ફીલસુફ બનાવી શકનાર નથી. ફીલસુફીને નામે પારસી ટોળાને વગર ધર્મનો કરવો હોય ત્યારે તો કઇ પંચાત રહી નહી. પણ ખરેખરી ફીલસુફીનેજ જો એકલો ધર્મ ગણાવવો હોય તો ફીલસુફી નહીં સમજી શકે એવા સાધારણ લોકોનો નીચલો વર્ગ પછી શું પાળશે ? જો એમજ બની શકતું હોત તો પાક નામ જરથોસ્ત જેવા મહા સમર્થ ગુરૂને હાથે તે વખતની જરથોસ્તી દુનિયા આખી ફીલસુફીનો એક ટોળો બની રહી હોત. સાધારણ માણસોને ખુદાનાં નામની ભલી યાદ સાથે દુનિયાદારીને રસ્તે ભલાં મનથી આગળ ચલાવવાને ધર્મનાં ચોકસ બંધનોની જરૂર પેગમ્બર સરખાઓ સમજતા આવ્યા છે. વધારે ખુલ્લી રીતે સમજવા ઇસ્લામી કોમનો એક દાખલો અમો ત્યાં રજુ કરીશું એ મજહબવાળાઓમાં શરીયતથી આગળ વધી ગ્યાન માર્ગે ઉતરેલો એક નાનો વર્ગ છે, જેને 'સુફી' કહે છે. સરાહ મુજબ, એક ખરા ઇસ્લામીને કુરાંનમાં નીમાજ જેવી કેટલીક ચીજો જે નહીં છુટાય એવી રીતે ફરજીઆત કરવા કહેલું છે તે એક સુફી કરતો નથી. તે તેમાંથી છુટો છે, તોપણ તે છુટો છે એમ, બનતાં સુધી, બીજાને માલમ પડવા દેતો નથી. તે છુટો છે તેથી પોતે ચાલે છે તે પ્રમાણે ચલાવવા બીજાઓને તે એવો બોધ દેતો નથી કે તમારે નીમાજ કરવી નહી. એટલુંજ નહી પણ વસ્તીવાળા ભાગમાં નીમાજ અને બીજી

ક્રિયાઓ એક ખરા ઇસ્લામીને છાજતી રીતે તે કર્યાં જાય છે. આ સઘળું શું દેખાડે છે? એટલુંજ કે ધર્મના બાંધી આપેલા રસ્તા ઉપર ખરાં દીમાંનથી ચાલી, સૌ સૌ પોત પોતાની મકદુર ને લાયકાત મુજબ પોતાના પેદા કરનારને પિછાણવાનું ચાલુ રાખે એની તેને દરકાર છે. જો એવી દાનેશમંદી તે ન દેખાડે તો તેના સંબંધમાં આવનારાઓ માટે પરીણામ બહુ વીપરીત થાય. કાંકે ધર્મ કાનુનોના ચાર ખુણાઓમાં રહી સાધારણ માણસે જે જે ફરજો પાળવાની છે તે એક સુરીએ પાળવાની નથી એટલુંજ તેઓ જાણે છે. પણ તેને બદલે અંતર શુધી વગેરે માટે બીજી કેવી બારીક અને બીકટ ફરજો એક સુફીને માથે રહેલી છે તે તેઓ જાણતા નથી. અગર જાણે છે તો તે પ્રમાણે ચાલવા ને તેઓ શકતિવાન હોતા નથી. આથી થાય છે એમ કે પુરે પુરી લાયકત આવ્યા અગાઉ સાધારણ માણસો ની નજર એવી ચીજો ઉપર જાય, તો તેઓની સ્થીત નહીં આ તરની કે નહીં પેલે તરની જેવી ગુચવાડા ભરેલી થાય છે. ખરી ફીલસુફી ગુપ્ત રાખવાનો આજ ભેદ છે, અને સારે ભાયગે જો કોઇ દહાડો જરથોસ્તી ફીલસુફ વર્ગ ઉભો થાય તો તેને પણ એજ રીતે ચાલવું પડશે. મી૦ કામાજી એકલી એલમીઅતની ફીલસુફીનો વર્ગ બરપા કરવા માગતા હોય તો ભલે, તેથી થોડોબી લાભ નહીંજ થશે એમ અમો કેહેતા નથી. પણ એ વર્ગ ત્યારેજ કામનો કે જયારે ધર્મ ઉપરથી ઉલટાં જરથોસ્તીઓનાં મન ચતરાઇ જઇ, તેમાંથી લાભ કરતાં હાંણી નહીં થાય.

આ બાબદ સમાપ્ત કરતાં અમો ખુલ્લાં દીલથી કબુલ કર્યે છીએ કે, ઘણી-એક જગાએ આપણને તેમનાથી જુદા પડવાનું કારણ આપીને પણ મી૦ કામાજીએ ધર્મની એક મોટી સેવાજ બજાવી છે, તો હાલની આપની ધર્મ સંબંધી જાગૃતીનું સઘળું માન પણ તેમનેજ એકલાને ઘટવું જોઇએ. જે ખંત, જે દ્રઢતા, જહેમતના જે અસાધારણ જથાથી મી૦ કામાજી પવીત્ર જરથોસ્તી દીનની બેહેતરી પોકારાવવાનાં કામ પાછળ મંડયા છે, તે સઘળી ઉલટ તેમને શોભાભરી છે એમ એકે એક જરથોસ્તી આજે જણાવવા નીકળશે. તેમની ચોકસ વળણ તમને ન ભાવે, તેમના ચોકસ વીચારો તમને રૂચતા ન લાગે, તોય આજે એવા બીજા કયા જરથોસ્તી તરફ આંગળી બતાવી શકશો કે જે મી૦ કામાજીના જેવી ચાલુ ખંટ એ ભલાં કામમાં દેખાડતા હોય? જરથોસ્તી ધરમનાં રક્ષણ કીજે આપણને એવાજ નરો જોઇયે છે. અમોએ આપેલા થોડાક અદના વિચારો ઉપર શાંતપણે અને સંભાળથી ધ્યાન આપવાની જો કોઇ પણ તરફથી અમને વધારે આશા હોય તો તે આજ ગ્રહસ્થ તરફથી અમો રાખ્યે છીયે.

---

## ૭—પારસી કોમ-તેની આજની હાલત-તેનો ધર્મ-અને તેના ટીકાકારો.



### કોમના છ ભાગ-ઈંગ્રેજી ચલકમલક ઉપરની મોહીની-વટળી જતા પારસીઓ-ખરાબીનું મુળ, અનાસ્થા-પારસીઓની બેહાદ હાલત અને કેટલાક "સ્વતંત્ર ફલસુફો."

પારસી ધર્મની કેળવણીને લગતી કમીટીનો રીપોર્ટ બહાર પડયા પછી અમો આગળ ત્રણ વાર આ કટારોમાં કેટલુંક વિવેચન કરી ગયા છીએ. અમો પારસી કોમનાં હીતમાં અમારૂં પોતાનું હીત જાણીએ છીએ, અને હાલની ચકચારના સવાલને અમો એટલો બધો અગતનો ગણીએ છીએ કે પારસી કોમને તેની હાલની હાલતની ખરેખરી ખબર પાડવા અને તે માટેના ઉપાયો શોધવાના હમણાના વખતમાં એક રીતે તેમને મદદ લાગવા પછી આ બાબદ આજ રોજ અમો હાથ ધરીએ છીએ અને આશા છે કે ખરી કીંમત કરનાર અમારા પારસી વાંચનારાઓને તેમાં ધ્યાન પુગાડવા લાયક ઘણું મલશે.

ધર્મ સંબંધમાં એક કોમનાં ચલણ વલણનું પ્રસારણ તે તે કોમની ધર્મ પ્રકૃતીનાં એક માપ જેવું છે. એ રીતે જોતાં હાલની પારસી કોમને, અમારા વિચાર પ્રમાણે મુખ્ય ત્રણ-બરાબર ગણીએ તો છ-ભાગમાં વેહેંચી શકાય-(૧) ઉંચી કેળવણી લીધેલો, મગજ શકિતના તેજ બળવાળો; (૨) વહેવારૂ કેળવણી પામેલો, મધ્યમ મનશકિતનો અને (૩) થોડું ભણેલો, અભણ. બીજી રીતે પાછા તેના (૧) આસ્થાવાળો, (૨) ડામાડોળ આસ્થાનો અને (૩) આસ્થા વગરનો, એવા ત્રણ ભાગ થાય છે. આ બંધે ભાગોની એક બીજા સાથની મેળવણીમાં અમારા સુજ્ઞ વાંચકો જોઇ શકશે કે પારસી કોમના પ્રથક પ્રથક અરાડ રંગો અમો બતાવીએ છીએ. વળી એથી જુદીજ રીતે (૧) ધર્મ નહીં પાળનારો, (૨) ગમે ત્યારે અને ગમે તેટલો ધર્મ પાળનારો અને (૩) ધર્મને બરાબર પાળનારો, એવા ત્રણ ભાગ થાય છે, અને તે પ્રત્યેકમાં કેળવણી પામેલા અને કેળવણી નહીં પામેલા એમ બે વર્ગો સમાય છે. ધર્મ જેવી અતિ બારીક અને ગંભિર બાબદમાં હાથ ઘાલતાં કેમ કામ લેવું તેનો વિચાર કીધા આગમજ, કોના સાથે કામ લેવાનું છે તે જાણવાને આવી વર્ગવારી પારસી ધર્મ સુકાનીઓને બહુ જરૂરની છે, અને ત્યારેજ તેમાં કેટલી અસાધારણ ધીરજ, કુનેહ, સંભાળ, દુરઅંદેશી, ડાનાઈ, અને એકદીલીનો ખપ છે, બલકે એ કામ સાધારણ આણુસોની શકિતથી કેટલું બહાર જેવું છે, તે તેઓનાં ધ્યાનમાં આવશે.

## રાજ તેની દીન, ને દીન તેનો દાર.

આપણા વડવાઓથી સાંભળતા આવ્યા છીએ કે રાજ તેની દીન, ને દીન તેનો દાર. હાલમાં આપણે માથે ઇંગ્રેજી હકુમત ચાલે છે, એટલે ઇંગ્રેજી, ભાષા, અને ઇંગ્રેજી ધર્મનું બળવ-ત્તરપણું હોયજ. હકુમત કરનાર પ્રજાની વાખવાખી ગવાય કે તેના ઉ-તમ ખવાસ અને ખરેખરા સારા ગુણોની, પોતાની રાહોરસમ પર રહી, નકલ થાય ત્યાં લગી તો કાંઇ ખોટું નથી. પણ પારસી કોમના એક સારા ભાગને આજે આપણે એવો જોઇએ છીએ, કે જે ઇંગ્રેજી નીતિરીતી, ઇંગ્રેજી રીતભાત, અને ઇંગ્રેજી બાહેરની ચલકમલક ઉપર આંખ મીચીને આંધળેપણે મોહીત થયલો છે. પોતાનું કે દેશી એટલું બધું ખોટું, અને ઇંગ્રેજો કે તેમના યુરોપ્યન ખ્રીસ્તી હમશરીકો જે કાંઈ કરે, કહે કે માને તેજ સઘળું ખરૂં એમ તે માને છે. એમ માનવાવાળા પૈકીના વળી છેક વંઠી ગયલા થોડાકો પશ્ચિમ તરફના જડવાદી વિચાર અને સુધારાની તાણમાં ખેદકારક રીતે વધારે આગળ ધસડાઇ ખ્રીસ્તી થાય છે. અહીંઆં આપણે જરા નજર ફેરવી જોવાનું છે.

આપણા ચોકસ ધર્મ સુધારકોને આપણા અસલ ધર્મને વાઢી કાપી તેમાં નહીં બંધ બેસતાં ડગરાંઓ ઠોકતા, કે વાંધા ભરેલી ગાબડગુબડની મદદ લેતા આપણ કેટલીક વાર જોઇએ છીએ તેનું, કાંઇ પણ પ્રયોજન હોય તો તે એજ કે આ વટલી ગયલાઓની પુઠે ચાલવાને તૈયાર થઇ રહેલા બીજાઓને તેમને મન ગમતો અને તેમની નવી રૂચીને બરનો ધર્મ આપી ખ્રીસ્તી થતા અટકાવવા. કોમના એક ચાલાક ભાગને બાચવી રાખવાની તેમની ભલી આતુરતાને જેમ બીજી તરફથી થાય છે તેમ, ફકત ચાહી ચેતીને ધર્મની ડુબાડુબ કરવાના કલંકીક અર્થમાં અમો મુકતા નથી. ખરૂં છે કે તેઓને હાથે ખોટા ધોરણ ઉપરનાં કામથી થોડાં સારાં જોડે કોમને ઘણું નુકશાન થયું છે, તોપણ મતાંધપણાની શિરજોરી તે માનભરી બળાતવારી નથી, એટલું સમજવાના વિવેકની જયાં સુધી આપણ તેઓ તરફથી આશા રાખી શકીએ ત્યાં સુધી તો તેમના હેતુને આપણ વાજબીની રાહે પ્રમાણીક સિવાય બીજું નામ આપી સકીશું નહીં. આ જાતના સુધારકો કોમને ઉતર છેડેજ પોતાનું સઘળું ધ્યાન જમાવી રહેલા અમોને લાગે છે. કશી પણ ડોળઘાલુ સરસાઇનો અમારે પોતાને માટે દાવો કીધા વગર કે તેઓને હલકું લગાડવાની મતલબ વગર તેમના પોતાનાજ જશને ખાતર એ સાહેબોને પુછીએ છીએ કે કોમના દક્ષીણ છેડા માટે, તેની ઓછી સમજને રૂચતું અને લાયક પડતું એવું કંઇ જુના પર નવું, કે જુનું તજાવી નવું કરી આપવા

તેઓ તૈયાર છે કે નહીં ? હાલમાં હલકી પંક્તીના કેટલાક પારસીઓ મુસલમાન ધર્મમાં વટલી ગયા છે, અને તેમની પુંઠે ચાલવા તૈયાર નબળા મનના બીજાઓ કોઈ સારી ટકની રાહ જોતા ઉભેલા હશે, એટલે તેમને માટે પણ કંઇ થવું તો જોઇયે. વળી એટલેથીજ સરતું નથી, હમણા હમણા કેટલાક પારસીઓ હિન્દુ ધર્મ તરફ મજબુત ઢળેલા છે તેનું કેમ ? તેમને પણ પોતાની મરજી માફકનો ધર્મ થયા વગર ચાલવાનું નથી, અને એ રીતે દુનીયામાં બીજા સંખ્યાબંધ પંથ સંપ્રદાયો પડેલા છે, તેની સાથે વારે ઘડીએ જરથોસ્તી ધર્મને ઘસડતાં કે લાંબો ટુંકો કરતાં આપણો કયાં પાર આવશે ? ખરી રીત તો એ છે, કે સંસારી રગડ કે રોકાણની ગમે એવી અડચણો વચ્ચેથી પણ પોતાના ધર્મને પોતે બંધ બેસતા થવું જોઇયે. કાંઇ માણસોની મરજી અને સગવડ સાથે ધર્મને બંધ બેસતો કરવાનો નથી. જો ધર્મને મરજીના ફાંટા કે સગવડને આધીન બનાવવામાં આવે તો, પારસીઓનો કોઇ નવી વસ્તુ કે નવા વીચારો ઉપર ઝટ કુદાવી પડવાનો અથવા બારીક અભ્યાસથી જોવાની ટેવ વીનાનો અસ્થીર સ્વભાવ જોતાં, એક વખત એવો આવશે કે જ્યારે ઘેરે ઘેરજ નહીં પણ દરેક પારસી માટે જુદો જુદો, જરથોસ્તી ધર્મ થઇ પડશે, અને નખાસ્તે ખુદા તે પારસીઓને પારસી પણામાંથી ફના થવાનો વખત છે.

---

## હાલની ખરાબી-એક સરખામણી.

અમારાં અદના મતનું જો કાંઇ પણ વજન થતું હોય, તો અમે ભાર મેથી ફરી ફરીથી જણાવ્યે છીયે કે, આપણી નાનીથી મોટી સઘળી ખરાબીઓનું ઉત્પતિ સ્થાન અને મુળ અનાસ્થા છે. જેમ એક દરદ વગર ઇલાજે લાંબા વખતનું છતાં તેમાંથી જુદાં જુદાં નવા રૂપ લક્ષણો પ્રગટી મુળ દરદ તેમાં છુપાઇ જાય છે. અને બરાબર ચિકીત્સા કરવાને વૈદોની પરીક્ષાને મચક આપતાં નથી, તેથી કસુઝે વૈદોમાં ભારે મતભેદ પડી ભલતાજ ઇલાજે ચાલે છે, અને તેમાંથી દરદીની હાલત સુધરવાને બદલે ઉલટી વધારે મરણતોલ થાય છે, તેવુંજ બરાબર અહીંઆં કંઇ થતું અમને લાગે છે. સારે ભાયગે જો દરદનું મુળ શોધી કઢાય, તો તેનાં મુળને પોહોંચવાના ઉપચારો ચાલતાંજ અનેક વિકારોરૂપી ગુંચવણમાં નાંખનારાં ખોટાં લક્ષણો એની મેળેજ ધીમે ધીમે ખસતાં થઇ, ઘટીત કાળે દરદીને સંપુર્ણ આરામ થાય છે. પણ મુળનેછોડી આ ઉપલક લક્ષણો ઉપર તેમને ખસેડવાની બાહોશી અને મેહેનત ખરચવામાં આવે તો, જાણે ફરી ફરી નિકળી આવવા માટેજ તેઓ થોડી વાર દબાય છે પણ

જડથી જતાં રહેતાં નથી. એટલે થોડા વખતની તકલીફી રાહત સિવાય, દરદીની હાલતમાં તેથી કશો ફરક પડતો નથી. એક દરદીના સંબંધમાં કદી ખરી જાણને નહીં પમાય એવી, અગર આશા વગરની સ્થીતી હોય, તોપણ વૈદોની તો એ ફરજ છે, કે પરસ્પરનો પોતાનો દ્વેષભાવ બાજુએ મેલી બની શકતી સઘળી સંભાળ અને સમજથી એક બીજાને મદદ આપી એવે બારીક સમયે એકામતી ઉપર આવવું. અફસોસ કે પારસી ધર્મના બાબમાં આવી ચોખ્ખી રીતે કામ લેવાતું અમે જોતા નથી.

આ સરખામણી ઉપરથી જોઈ શકાશે કે હાલની આપણી સઘળી તકરાર, સઘળી તાનાજાની, સઘળી અંધાધુંધી, સઘળી બદબખ્તી, સઘળી ભુલ, સઘળી આકલવિકલ અને સઘળી દોડાદોડી એકલા અનાસ્થાએ વરતાવેલા કેહેરને આભારી છે. આસ્થાજ આપણી હાલની મુશ્કેલીઓમાંથી આપણને ઉગારનાર સર્વ ઉપાયોનો ઉપાય છે. ધર્મનાં મુળતત્વનાં મંડાણ સાથેજ નહીં, પણ અમો તો એટલે સુધી આગળ વધી કહીએ છીએ કે, જરથોસ્તી માતાનાં દુધની સાથેજ બાળકોમાં આસ્થા ઉતરવી જોઇએ. જો આસ્થા હોય તો ધર્મની સાદી મતલબ અને ચઢતી સમજણ ઉપરથી ધર્મની ખુબીઓ જાણવાની ઉત્કંઠા ઉત્પન થાય છે. ખુબીઓ જોતા જવાથી ધર્મ ઉપરનો પ્યાર થાય છે. પ્યાર ઉપરથી ભક્તીમાં ભાવ આવે છે. ભાવવાળી ભકિતથી ધર્મ કાનુનો પાળવા, અને ધર્મ ફરજો બજા લાવવામાં જોર મળે છે. એ જોરમાંથી ધીમે ધીમે મકકમ ઠરાવ કે સાબેત યકીન થાય છે સાબેત યકીનઉપરથી ચોખ્ખું સ્વધર્માભિમાન કે ધર્મ મોહિની બંધાય છે ધર્મ મોહિનીમાંથી વધારે ને વધારે પાળવા, શિખવા અને જોવાની બારીકીઓમાં મશગુલ રેહેતાં પરહેજગારી અને ઉંચી ભકિત મેળવાય છે. અને એ બંધાંના અતિ બારીક અભ્યાસ અને મહાવરાથી અંતે અશો અશોઇએ પરવરદેગાર સાથે હમસાઝ થવાય છે. આસ્થાના પાયા ઉપરથી, સંસારમાં રહી ખુદાને પિછાણવાની, આપણા આગલા હોકમાઓની આ એક રીત છે. જો આસ્થાને પારસી ઘરોમાં જતનથી ઉછેરવામાં આવે, અને લાયક સાધનોથી ધર્મની ખુબીઓ જાણવામાં તેમને પુરતી મદદ આપી એ આસ્થાને દ્રઢ કરવામાં આવે તો વખત જતે સ્વધર્માભિમાન ઉપર આવતાં તે એટલી તો સુદ્રઢ થાય છે કે ગમે એવી કેળવણી કે ઉલટા સંજોગો તેમનું મન ધર્મ ઉપરથી કદી પણ ડગમગાવી શકશે નહીં. અમારૂં કહેવું એટલુંજ છે, કે જરથોસ્તી ધર્મ માટે જેબી કામ થાય તે જરથોસ્તી ધર્મના અસલ ઉંચા ધોરણ ઉપર રહીને આપણુ ખરે રસ્તે મેલાઇએ એવી રીતે થવું જોઇયે.

## સ્વતંત્રા! સ્વતંત્રતા!! ના પોકાર.

(૧) ધર્મ નહીં પાળનારો, (૨) ગમે ત્યારે અને ગમે તેટલો ધર્મ પાળનારો અને (૩) ધર્મને બરાબર પાળનારો એવા ત્રણ ભાગ આગળ આપણુ જણાવી ગયા છીએ. એમાંનાં પેહેલાને તો કંઇ પણ અને કોઇ પણ ધર્મ જોઇતોજ નથી. એટલે હાલની રીતચાલ સાથે તેને તો કાંઇ લેવા કે દેવા નથી. બીજો ભાગ આપણને સૌથી મેહેનત આપનારોછે; અને તેજ પેહેલાનું જનમવા અને જીવવાનું કારણ પણછે. છુટા વિચારના ગણાવાના ખાલી ગર્વ અને મોટાઇમાં, આ ભાગના માણસો સંસારી બાબદ ઉપરથી ચાલ્યા ચાલ્યા ધર્મ સાથે પણ મનભાવતી છુટ લેવા માંગે છે. ધર્મ જાણે તેઓની મરજીના સોદા જેવી વસ્તુ હોય અને પોતાના વિચારથી તેને ગમે તેમ જોવા કે ચુંથવાને તેમનાં છુટાપણાંએ જાણે તેમને હક આપ્યો હોય. સ્વતંત્રતામાં બહુ બારીક વિચારો જોડાયલા છે, અને તે પોતાની સાથે પોતાના ભકતને માથે ભારે ફરજો લેતી આવે છે. પોતાના બોલ કે કૃત્યથી આપણી આસપાસનાંઓની લાગણી ઉપર કેવી અસર થશે અને તેનાથી કેવું સારૂં કે માઠું પરિણામ નીપજશે, તેના વિચારની દરકાર કીધા વગર ગમે તેમ બોલવું કે ચાલવું એ સ્વતંત્રતા નથી. પાડોશમાં મહા શોકાતુર બનાવ બન્યો હોય ને કોઇ પોતાનાં આગણાંનાં વાજાં વગાડાવે, કે કોઇ પોતાના ઘરમાં બહારથી દીકામાં આવે એમ નગ્ન સ્થીતીએ ફર હર કરે, કે કોઇ કંઇ નજીસ વસ્તુ બાહ્મણ જેવાના દેખત સામો રહી મોહોંમાં ઘાલે તો તે કોઇ પુછનાર કે અટકાવનાર તો નથી. એને જો સ્વતંત્રતા ગણવામાં આવતી હોય તો સુધારાને નામે ધર્મના આવરદા પુરા કરવાની પારસી સ્વતંત્રતાને અમો એથી પણ હલકી ગણયે છીએ. કેટલાકો બીજાને શિખામણ દેવામાં કે તેના પર હુમલો કરવામાં સાચું બોલવાની સ્વતંત્રતા દેખાડે છે, પણ જાને પોતે બીજાનું સાંચું સાંખી શકતા નથી કે અંગત ભોગે સાચું બોલતા નથી, તો એ પણ સ્વતંત્રતા નથી. ધર્મ સંબંધમાં સ્વતંત્રતા ઘુમાવનારા પારસીઓમાંના કેટલાકોની સ્વતંત્રતા તો વેચાય એવી પણ હોય છે. એ તેમની સ્વતંત્રતાના પોકળપણાનો એક જોવાલાયક નમુનો છે. વળી વધારે નવાઇ સરખું તો એ છે કે ધર્મ સંબંધી બાબદમાં આજ કાલ મોટાઓને જોઇ નાદાન અને અર્ધ ભણેલાઓ પણ પોતાની સ્વતંત્રતાનો ઉપયોગ કરવા લાગ્યા છે.

## આપણા પારસી ફીલસુફો.

એક પારસી ચર્ચાપત્રીએ એક પારસી અઠવાડીકમાં લખ્યું છે, કે દેશાવરોમાં દખમા ન હોવાથી જો કે પારસીઓને દાટવામાં આવે છે તોપણ ઘણાઓને એ રીત પસંદ પડતી છે, માટે પારસીઓએ પોતામાં બંને રીત ચાલુ કરી, જેની ખુશીમાં આવે તેને તેની ખુશી પ્રમાણે દખમે ચઢવા કે દફન થવાની છુટ રાખવી ! નહીંજ ઉપાયનાં કારણના એક અપવાદ તરીકે દેશાવરો ખાતે આ છુટ લેવાય છે. જો ધર્મનાં ફરમાનોમાં છુટ મુકી શકાય તો તે ફરમાનજ નથી. બાદશાહથી ફકીર સુધીને માટે એકસરખી રીતે તેમની મરજીના અખત્યાર વગર તેમાં ચાલવાનું હોય છે.

એક પારસી થીઓસોફીસ્ત ભાઇ એક ઠેકાણે મુવેલાંઓને ઠેકાણે પાડવાની રીતો વિષે ભાષણ આપતાં બોલ્યા કે, પારસીઓમાં ચાલતી સુર્યદાહની રીત સારી છે ખરી, પણ હાલના આગળ વધેલા જમાનાને બંધ બેસ્તી થવાને તે જેટલી જોઇયે એટલી સારી નથી. માટે પારસીઓને તેમની કેળવણી અને સુધારાની યાદ આપી તેઓએ જણાવ્યું કે, હિન્દુઓની ઉતમ અગ્નીદાહ કરવાની રીત હીમતથી પારસીઓએ અખત્યાર કરી લેવી ! હાલ એક પારસી પત્રમાં પારસી લાચારી બાબે "જાતી અનુભવ ઉપરથી" લખવા બેઠેલા કોઇ પરદેપોશ અથોરનાન "સોએ સીતેર ટકા પારસી ઓરતોને મહીનામાં ચોકસ દહાડા હાથ જોડીને કામકાજ વિના દુર બેસવાની પડતી ફરજ" માટે બીની આંખે હાય વિલાપ કરતા નજર આવે છે. માસિક અવસથામાં પારસી રીતીએ દુર બેસવાની અડચણ લીધે "કુદકા ભુસકા મારતી ખુશાલ" ઇંગ્રેજ યા યુરેઝયન છોડીઓની માફક આશાનીથી પોતાની રોજી કુટી કાહાડવા સુધરેલી રીતે આપણી પારસણોથી દુકાનોમાં સામન વેચનારી, બારમેડ, ટાઇપ રાઇટર, એકટ્રેસ વગેરે થવાતું નથી એ માટે, અણુગમો છુટી, ખાસ રીતે આ અથોરનાન ભાઇને પારસીઓ "ઘણાજ બેનસીબ" લાગે છે. સુધારાનું શુર ચઢાવવા અને દુર બેસવાની એ જુની રસમ પડતી મુકાવવા તેઓ તોરથી પોતાના જાતભાઇઓને પુછે છે કે "છે તમારા કોઇમાં હીમત આ જાતનું કામ ઉપાડી લેવા માટે પારસી સ્ત્રીઓને સુચના કરવાની ?" પણ એમ જીવ કઠણ રાખવા જતાં હતાંબી, ઇંગ્રેજોના બીજા બધા સુધારા પારસીઓને સતોસત ગળે ઉતરી જાય અને આએજ નહીં એ વિચારે તેમનું હૈયું ભરાઇ આવે છે, અને અંતે તો તેમનાથી રડાઇ જાય છે કે "અરે પણ અફસોસ ! કામકાજ કરી શકતી જવાન પારસી છોકરીઓ ઉપર આજે જાણે કંઇ શ્રાપજ પડેલો છે કે તેઓને છુટથી પોતાનું

કમાઈ ખાવા સામે ખુદ પારસી કોમનો સંસારી તાલીમજ આડે આવે છે." હવે જ્યારે રડવાજ બેઠા ત્યારે કોઇનો વાંક તો કાહાડવો જ જોઇયે. અને તેમ પેગમબર સાહેબ જરથોસ્તના જાયનશીન આ અથોરનાનજાદાએ પણ પેહેલેથીજ અશો ગુરૂ જરથોસ્ત સાહેબની ભુલ કાહાડવાની અક્કલ ખરચી રાખેલી છે. તેઓ લખે છે કે "ફીલસુફોના મહાન ફીલસુફ સ્પીતમાન જરથોસ્તે જ્યારે માજદયસની દીનમાં ફરમાન આપ્યું કે માસીક બીમારીથી નાતવાન થયલી ઓરતોએ દુર બેસવું, ત્યારે તે દુરઅંદેશ મ્હાત્મા ભવીષ્યકાળની પારસી લાચારીનો સમય ધ્યાનમાં લેતો ચુકી ગયલો હોવો જોઇયે" ! એકજ વાકયમાં "ફીલસુફોના મ્હાન ફીલસુફ," "દુરઅંદેશ મ્હાત્મા" અને વળી "ચુકેલો હોવો જોઇયે" ! અથારનાનનો એ આ આખો પેરેગ્રાફ આરપાર દેખી શકાય એવી બેવકુફીઓથી ભરેલો છે, જેના એક ભાગ માત્રની કમકમીને અમે નોધ લીધી છે. જે ધણી ધર્મને અર્થ (પૈસારના વિચાર) ની નીચે મુકવા માંગે, તેને માટે કેહેવાનું અમારી પાસે કાંઇ નથી. ધર્મને લગતાં જ્ઞાન વિનાની ફેદાગીરીને આંધલું યકીન કહી આપણ ઘણી વાર હિણયે છીએ. પણ ફેદાગીરી વગરનાં એકલાં જ્ઞાન કરતાં જ્ઞાન વગરની એકલી ફેદાગીરી એક હજાર દરજ્જે બેહેતર છે. અને જ્યાં જ્ઞાન અને ફેદાગીરી બંનેજ નહીં, ત્યાં તો ઉપરના જેવું અંધારૂંજ થાય છે.

કમનસીબે આપણું પોતાનું રાજ્ય નથી. આપણે માથે કોઇ ખરાં દસ્તુરી ચલણ કે મોભાવાળા જ્ઞાન—સત્તાધારી દસ્તુર કે દસ્તુરો નથી. આપણે માથે કોઇ ધર્મની રાહબરી કરે એવો મોટો દાવર કે દાવરો નથી. મુરસદ—મુરીદ વચ્ચેના ખરા ભાવમાં આપણને ઉપદેશ કરવા માટે આપણા ઘર કે કુળનો આપણે માથે કોઇ પંથકી ગુરૂ નથી. એથી આપણ હાલના સરખી ઘણીજ વીખરાયલી બેદાદ હાલતમાં આવી પડયા છીયે. તેવા વખતમાં આ ઉપરના જેવી સ્વતંત્રતાનાં મેદાનમાં પોતાની મરજીને ભટકાવનારા અલફાતુઓ કે વગર ડાહાપણના અભ્યાસીઓને હાથે કોમની આસ્થા ઉડાડી મેલનારા ગુમરાહ વિચારોથી મહા અનર્થ થાય છે.

કo હિo તાo ૨૪ મી નવેમબર, ૧૯૦૧.

---

## ૮—આપણાં ધર્મ ભણતરની ખુબીઓ–બંદગી એટલે શું ? બંદગીના ફાયદા શું ?

પારસી ધર્મ સંબંધી સવાલ ઉપરનાં અમારાં ચાલુ લખાણોને અમારી વકકી ઉપરાંત જાહેર તરફથી વધારે પસંદગી અને આવકાર મળતો રહેલો જોઇ આ અંકમાં ધર્મ ભણતરોની ખુબીઓ ઉપર કેટલાક વિચારો આપવાની અમારા તરફથી નબળી તોપણ વખતસરની કોશેશ કરવા અમે લલચાઇયે છીયે. આંપણાં ભણતરો અત બુલંદ અને ચમત્કારિક અસરોવાળાં છે. ગાથા કંઇ કંઇક ભાગે વંદીદદમાં' વંદીદાદ ગાથા સાથે યશ્નમાં, યશ્ન વીસ્પરદમાં, અને વીસ્પરદ, આગળના સર્વ સાથે ખુરદેહ અવસ્તામાં, એમ ચહડતા ભાગનાં ગહવેરો, ઉતરતામાં છુટક છુટક વેરાયાની ઘણીજ સુંદર ઘટના આપણાં પાક ભણતરોમાં થયલી છે. ગાથા ભણતર બહુજ શ્રેષ્ઠ અને બુલંદ મરતબાનું છે. અને તે જેટલું શ્રેષ્ટ છે તેટલુંજ ભેદી છે તે એટલું તો બિકટ છે કે હાલ જમાનાના મોટામાં મોટા યુરોપીયન આલમાઓ તેમની અરધી સદીની ચાલુ જેહેમતથી પણ તે બરાબર સમજાવી શકયા નથી. ભેદ સમજાવવાનું તો રહ્યું, પણ તેમાંના કેટલાક ભાગનો તો, કંઇ સમજણમાં ઉતરે એવો સાદો અર્થ વટીક બેસાડી શકાય એ મહા મુશ-કેલ ગણાયું છે. આટલો અથાગ શ્રમ લીધા પછી પણ તેઓએ ગાથાના જે કંઇ અર્થ કાધા છે, તે માટે તેઓના એવો એકરાર છે કે તે સઘળા સહી છે એમ માનવા તેઓ પોતે ખાત્રી ભરેલા નથી. કદાચ બીજી અરધી સદી સુધી આ મહાન ભાષાશાસ્ત્ર વિદ્વાનોના હારને, બાજ તેવાજ બલકે તેઓથી ચહડતા માહાવિર અ-ભ્યાસી હીરાઓ, વશીપ મથન માટે પોતાનું મગજ કસવાને, લંબાવેલી રાખશે તોપણ અમો ધારીયે છીયે કે શુધ્ધ જ્ઞાનથી અશોઇને પુગી ગાથાને સમજવાને લાયક થયલા સિવાયના બીજાઓ સાથે ગાથા પુરેપુરૂં બોલવાનાં નથી. જેમ ગાથા અને તેની પુઠેનાં ભણતરો ખુરદેહ અવસ્તા લગી, ઓછાં વધતાં, ઉપરથી હેઠે ઉતરે છે તેમ ભણતર કરનારાઓને, નીચલાંને સાથે લઇ, ખુરદેહ અવસ્તાથી ગાથા સુધી ત્રણ તબ-ક્કામાં હેઠેથી ઉપર ચઢવાનું છે. એ ત્રણ તબક્કા તે-કુલ જરથોસ્તીઓ માટેનાં, બર-સનુમ વગરના મોબેદીનાં અને બરસનુમ સાથની પદ્દિવાળી મોબેદીનાં ભણતરો છે. ચાહે તો કોઇ પણ જરથોસ્તી કેટ્ઇ પણ ઉંચું ભણતર ભણી શકે. ફકત બરસનુમ વગર, અને યોજદાથગરીની સંપુર્ણ ચોખ્ખાઇની બારીક કવાયદ અને ઉંચી લાયકાત વગર–આથ્રવન કે બેહેદીન એમાંથી તે ગમે તે હોય તોપણ–ક્રિયાઓ સાથે તેનાથી

તે થઇ શકતું નથી. જે અથોરનાન કે બેહેદીનને એ અધિકાર નથી તેઓ કોઇ અધિકારી પાસે તે કરાવી તેટલુંજ પુણ્ય હાંસેલ કરી શકે.

---

## ખુરદેહ અવસ્તા–"સમજીને કીધેલી" બંદગી અને "સમજાતી ભાષામાં કીધેલી" બંદગી વચ્ચે ફરક.

ખુરદેહ અવસ્તા તેનાં નામ ઉપરથી જોતાં નાધલા અવસ્તા છે પણ એજમતમાં તે કંઇ ઓછા નથી. નાધલાથી તે મોટા દરેક જરથોસ્તીને–યોજદાથ્રગર સુધાંને, નિતરોજ તે વગર ચાલે એમ નથી. કેટલાકો ફકત અર્થ ઉપરથી ભણતરોનું તોલ કરે છે. પણ તેની અંતર્ગતિ અને મીનોઇ નીસ્બતની બાંધણીનો વિચાર કરતા નથી. ફકત ત્રણ પદી એકવીશ બોલના એક ' યથા ' ના હમણા સુધીમાં એકથી બે ડજન અર્થો જુદી જુદી તરફથી થયલા છે, પણ તેઓમાંના કોઇએકમા કાંઇ ધડ કે પુછડું બરાબર જણાતું નથી. જેમ જેની સમજમાં આવ્યું તેમ શબ્દને વળગી તેઓએ અકકલ અને અટકળ સાથે દોડાવી છે. લગભગ એજ રીતે ડગલે ને પગલે કામમાં આવતાં ફકત બાર શબ્દનાં ત્રણ પદી 'અશેમ' મંત્ર વિશે પણ છે. હવે જો સમજીને કીધેલીજ બંદગી રવા છે એવી દલીલને બરહક ગણીએ તો સૌથી પેહેલા, સૌથી શ્રેષ્ઠ, અને સૌથી બુજોર્ગ, એકેએક ભણતરમાં આમીઝ થયલા દીન અને દુનીયાના પાયાના આ 'યથા' તથા ફકત તેથીજ ઉતરે એવાં 'અશેમ' ના જોડીઆં બીજા મંત્રોને પેહેલાં તો આપણે છોડી દેવાં પડે ! પવીત્ર ગાથા કે ક્રિયાઓ વિશે તો આપણે બોલતાંજ નથી. જ્ઞાનરૂપ ભેદી મંત્રો અક્ષર ભાષાના અર્થ માટે રચાયલાં નથી. બીજી રીતે ભેદી મંત્રો અને મુશકેળ પદબંધી છંદોના અર્થોની વાત વધારે આગળ વધેલા સાક્ષરો માટે બાજુ રાખી આપણુ કબુલ કરયે કે સમજીને કીધેલી બંદગી, નહીં સમજીને કીધેલી બંદગી કરતાં બેશક સારી છે. અને તેના ખરા ઉપાય તરીકે, દરેક જરથોસ્તી સમજીને બંદગી કરવાની કોશેશમાં, ધર્મ સાથે પોતાની ધર્મભાષાઓનો અભ્યાસ કરે તો તેમાં કોઇને પણ ખુશીજ લાગવી જોઇયે. પણ તેમ નથી. અહીંયાં તો મુળ કંઇ અને મથાળું જુદુંજ એવી રીતે "સમજીને કીધેલી" બંદગીનો અર્થ "સમજાતી ભાષાંમાં કીધેલી" બંદગીનો બતાવવામાં આવે છે, એટલે જાણે આંબાનાં થડ ઉપરથી, કેરીના ઉમેદવારોને, આમળી ઉતારી આપવાનો પ્રયોગ થાય છે, ત્યારે તકરારનું ગુહ્ય સુત્ર બીજુંજ માલમ પડી આવે છે. હું કહીશ કે પોપટ પેઠે થતાં ભણતરો ઘણાં ગંભિર અનર્થોને કારણ આપે છે એ પણ ખોટું નથી.

---

## ખરો ધર્મી કોણ ?

ખુરદેહ અવસ્તાને ખોરંબે પઢાવાની પ્રમાણ વગરની યુક્તી કેવળ વગર જરૂરની અને અન્યાયી છે. અમોને આશ્ચર્ય એજ લાગે છે કે હૃદય ચક્ષુ ફોડી બેઠેલા કોઇ ધર્મ વીમુખીઓ નહીં, પણ ધર્મજ્ઞ અને ધર્મનું શ્રેય ચાહવામાં ચાલુ રંજ ખેંચનારાઓને હાથેજ તે કેમ થાય છે. અમારા આ વિચારો નવા વિચારનાઓની સામે જતા ઘણાઓને લાગશે, પણ અમો તેજ વખતે કહીયે છીયે કે ખરાં તત્વને છોડી માત્ર ખોખાંને ચીવટપણે વળગી રેહેનારા કેટલાક જુના વિચારનાઓમાંના અમો એક નથી. નાધલા કે મોટા સર્વ અવસ્તા એટલા તો બરકકતી, એટલા તો ફાયદેમંદ, એટલા તો પાક અસરોવાળા, અને તેના ફેજમાં એટલા તો ઉત્તમ અને કાફી છે કે જાતી અજ માયશ ન લેવાયા કારણેજ ઘણાઓને તેની બરાબર ખબર પડતી નથી. ધર્મી મુખમાં તેની એજમત અતીજ જોરાવર છે. ધર્મી, જે પગે માછલાં મારે, અને બાહારથી ભકતમાં નામ ખપાવ્યા, મોંઢે રામ પુકારે તે તો હોયજ નહીં. ધર્મી તે આ જગાએ સાંકડા અર્થમાં, જેણે દયા–દાન–પુણનાં પાંચ પંદર કે પચીશ ધર્મી કામ કીધાં હોય તેને પણ સમજવાનો નથી. ધર્મી ખરેખરો તે કે જે સંસારનો ભાર વહી ધર્મકર્મની ફરજો સાથે તેટલાજ ઉંડા ભાવથી ધંધા રોજગારમાં, લેવડદેવડમાં, હકુમત કે તાબેદારીમાં, તવંગરી કે ગરીબીમાં, ફરાગત કે મુશકેલીમાં, વગેરે સંસાર વ્યહવારની દરેક હાલત અને જીંદગીના એકે એક દેહીક કાર્યમાં ધર્મને એકસરખી રીતે એક ઘડી પણ ચુકયા વગર પોતાની સાથે રાખી જાણે. એથી પણ વધારે, કશાપણ બદલાની ઉમેદવારી વગર ચોખ્ખાં મનથી ફકત પાક યજદાંના નામને ખાતરજ જે ધર્મને પોતામાં, અને પોતાને ધર્મમાં વસલ કરી દે છે–જે ધર્મ વગર જીવેલી એક પળ પણ હરામ ગણે છે, તે મોટો ધર્મી છે. અને આવા કર્મભકતીના સંયોગથી તે બેમાલુમ જ્ઞાનની પાસે આવે છે. આપણાં પાક ભણતરો એક સાધારણ માણસને તનદરૂસ્તી તથા ફરાખ રોઝી સાથે મુશકેલીમાં તાકાત આપનારાં છે. અને તેનાં તનને હલકું તથા મનને સ્વચ્છ કરી દાદાર હોરમજદ અને મીનો અમશાસપંદોના ભલા માર્ગ તરફ વળણુ લેવાની લાગણી પેદા કરે છે, તેમ મોટા ધર્મી કે પરહેજગારને પરા ભકતીએ આગળ લઇ જવામાં તે મજબુત ટેકો આપનારાં છે. આપણાં પાક ભણતરો જે પરવરદેગારને પોંહોંચવાનાં સહાયક સાધણોમાંનું એક ઘણું જોરાવર સાધન છે તેની જગા ગમે એવાં સુંદર ગાયણો કે શાયરી બએતબાજીથી લઇ શકાય નહીં.



## ગાયણ રૂપી બંદગી–ધર્મને લગતા તકરારી સવાલોનો ફડચો કરનારાઓની લાયકાત કેવી હોવી જોઇયે ?

મુંબઇના ગણત્રીના ભણેલા ગણાતા એરવદોમાંના એક વીષે અમારા સાંભળવામાં આવ્યું છે કે પોતાને વતન ફીરોઝી ઇશ્વર સ્તુતીનું કંઇ ગાયણ એક જાહેર મજલેસમાં હારમોનીયમ ઉપર ગવાઈ રહયા પછી ભાષણ આપવા ઉઠી "સમજીને કીધેલી" બંદગી ઉપર આવતાં તેઓ બોલ્યા હતા કે આવું એકજ ગાયન જો રોજ આપણ સમજીને ગાઇએ કે એક ચીતે સાંભળીએ તો દશ અહુરમઝઃ યશ્ત ભણવા કરતાં તેથી વધારે સવાબ હાંસલ થાય ! ખુદાઇ ગાયણના હમો પોતે પણ શોખીન છીએ. અને નીતિભંગ ગાનાને બદલે ખુદાઇ ગાયણોની શાંત લેહેરોના ઉંચા આનંદથી કોઈ પણ પોતાનું મગજ ચાહે તેમ તર કરે–પણ ગાયન કે મોનાજાતને બંદગી કહેવી અથવા બંદગીના દરજજા ઉપર મુકવા નીકળવું એ તો, હમારે કહેવુંજ જોઇએ કે, કાગળના કે પીપળ પાનનાં નાવે સમુદ્ર તરાવા જેવું છે. કોઇ એરવદ કે અભ્યાસીને પોતાના અભ્યાસનાં બળથી કંઇ નવિન મોટો તર્ક કે શોધ હાથ લાગે તો તે છુપાવી રાખવો એમ અમો કહેતા નથી. પણ ધીરજથી સઘળી બાજુએથી બરાબર તપાસવાને, વીદ્વાન દસ્તુર દાવરો કે કાબેલ અભ્યાસીઓના શાસ્ત્રીય મંડળ આગળ તે પ્રથમ ખાનગી રીતે રજુ થવો જોઇએ; તે ઉપર ખરેખરૂં અજવાળું નખાતાં સુધી, વાદવીવાદ માટે તેઓ વચ્ચે લાંબો વખત તે ઉંધાડો રહેવો જોઇએ, અને ધર્મને અનુસરતી સીધી અને આડકતરી મોતેબર પુરવારીઓથી તે સીધ્ધ થાય ત્યાર પછીજ તેને જાહેરની નજરે આવવા દેવો જોઇએ. એ માટે જુદા જુદા ગુરૂ પક્ષોમાં પ્રથમ એકદીલી આવવી જોઇએ, ધર્મ સંબંધી તકરારી સવાલો ધર્મશાસ્ત્રીઓ વચ્ચેજ રહેવા જોઇએ, બીજા અલફાતુઓને તેમાં માથું ઘાલવાનો હક કે અધીકારજ નથી. લાયક રીતે તપાસ થવા વીના મોંઢેથી એરવદ જેવાઓએ પણ ગમે તેમ કાચા કે પાકા વિચારો આપી દેવા કે જે પત્રદ્વરા જાહેરમાં મુકવા એથી નાહક મત મતાંતર ઉભાં થઇ, જેઓ એવી બાબદમાં પોતને માટે ખરું તોલ કરવાને શક્તિવાન નથી તેવા ઘણાઓનાં મત એક કે બીજી તરફ ઘસડાઇ, ધર્મ ઉપરથી ડોળાયમાન થઈ જાય છે. વળી ધર્મનો કકો નહી કુતેલો એવા કોઈકો શું એક ઉંડાણમાં ઉતર્યા હોય તેમ અમરથા ચીબાવલાપણાથી કે પોતામાં ધર્મજ્ઞાનનું ભારે ભંડોલ છે એવું દેખાડવાની નબલાઇથી, કંઇ કંઇ શંકાઓ ઉઠાવી તેનાં સમાધાન માટે વર્તમાનપત્રોમાં દોડી જાય છે, તેવાઓને તેમના લખાણો ન લેતાં હમારા ભાઇબંધ પારસી પત્રકારોએ કોઇ લાયક ગુરૂઓનો હવાલો આપવાની રીત રાખવી જોઇએ.

## લાંબાં ભણતરોનો કંટાળો-ખરૂં ધર્મ જ્ઞાન કેમ મેળવી શકાય ?

કેટલાક સાહેબોને આપણાં ભણતરો લાંબાં પડે છે તેથી પાંચ દશ મીનીટમાં તે પુરાં થાય એમ તેને કાપીને ટુંકાં કરવા, અથવા તો જુદે જુદે ઠેકાણેથી ફકરાઓ ચુંટી કાઢી સાત-પાંચ જાતના અનાજોનાં સામટાં બાફણાં જેવું કંઇ નવું તેઓ પકાવી આપવા માંગે છે, જયારે પાદીઆબ કુસ્તીમાંજ થોડામાં થોડી પાંચ મીનીટ તો લાગવી જોઇએ. ભણતરના કકડા બુકલાઓ, અને તે પણ પાદીઆબ કુસ્તીની તનની પવીત્રાઇ વગર, શું કામ આવે, તેની હમોને સમજ પડતી નથી. આજે જો પાદીઆબ કુસ્તી વગર ચાલે તો કાલે નાહેયા વગર પણ ચાલે એવું થશે, અને પરમ દહાડે ખોદાનું એક, બે કે ચાર વાર ફકટ નામ લેવા સીવાય બીજું કાંઈ કરવાની જરૂર નથી એવું ઠડશે. કેટલાકોને આપણી ક્રીયાઓ ઘણી અને કંટાલા ભરેલી, તો બીજાઓને આપણાં ફરમાન અને ફરજો અતિ અને અસંખ્યાત લાગે છે. ખરૂં. પણ એવાઓ વિચાર નથી કરતાં કે સંસારી મોભા કે પાયરી સંબંધી, વીધા કે એલમ સંબંધી, પૈસા તકા કે માન અકરામ સંબંધી મોટાઇની હાલત મેળવવા માણસોને જેટલા ઉદ્યોગ, ખંત અને કઠણ અનુભવોની જેહમતમાંથી પસાર થવું પડે છે તે કરતાં મરણ પછીની રવાનની ઉંચી હાલતની અતિ બરતર મોટાઇ મેળવવાની મસાફત કઇ ઓછી કે જેવી તેવી તો હોયજ નહી. ધર્મો એક બાબદમાં તો બધા સરખાજ છે તે એમ કે તેઓ સઘળા ખોદા તરફ જવાનાં રસતા છે, પણ તેમાં ચાલવાને તેમની કસોટી જેટલી વધતે કે ઓછી કરડી અને આંકરી હોય તે પ્રમાણે તેઓ એક બીજા સાથના મુકાબલામાં ચહડતા ઉતરતા ગણાય છે. આપણા ધર્મની બારીક અને સખત માંગણીઓને કંટાલીને છોડી દેવા કરતાં તેમાં તે આપણને ઉલટું મગરૂર થવાનું છે. માણસ જયારે પોતાની પેહલી જંગલી અવસ્થામા હતું ત્યારે તે સ્વાર્થના એક વીચાર સીવાય તેને બીજું કાંઇ પાળવાનું ન હતું. જેમ જેમ તે આગળ વધતું ગયું તેમ તેમ પેહેલાં હલકી હલકીથી પછી ધીમે ધીમે ભારે ફરજો તે લેતું ગયું. આજ આપણ ઘણાજ સુધરેલા અને આગળ વધેલામાં ગણાવાનો દાવો કરીયે છીયે. આપણ જો ખરેખરજ સુધરેલા હોઇએ અને ખરી ઇનસાનીયતને લાયક થવા ચાહતા હોઇએ તો દીન ઉગત નવી નવી મોટી, અને બારીક ફરજોનું દબાણ આપણાં શીર પર વધતું રહેવુંજ જોઇયે અને ખુશીની સાથે તે આપણે ઉપાડવું જોઇએ. ખાવા પીવા, બોલવા વીચારવા, જોવા સાંભલવા કે અડકવા અને દમ તાણવા સુધીમાં નીયમાનુંસાર ધર્મને જાણતાં આપણને

આવડવું જોઈએ. તેમ થવાને બદલે જેઓ અઘડાઇ સમજી તેનાં ફીલસુફી બંધનોને ઓછાં કે આછાં કરી નાંખવા કે ઓગાલી કઢાવાની તજવીજ ચલાવે છે તેઓ આપણને સુધારા તરફ નહીં પણ ખરૂં જોતાં તો ગોયા પાછા અસલી જંગલીપણા તરફ લઇ જવા માંગે છે. મુઆ પછીની હાલતનાં ભાન વગર ફક્ત પેટની વેઠ કરી ખાવું, પીવું, ઉઘવું, હાજતે જવું, ઓલાદ વધારવી અને સુખ દુખની લાગણી અનુભવવી, એટલીજ ચીજોમાં જો જીવવા અને મરવા વચ્ચે મનુષ કર્તવ્ય આવી રહેલું હોય, તો તે મનુષ છતે પશુવત સ્થીતી છે. શ્રમ વીના ફળ નહીં અને જેટલો શ્રમ તેટલું ફળ એમ બીજી બધી બાબદમાં માનનારા કેટલાકોને કંઇ પણ ખાળગાનું નહી હોય એવા ધર્મથી કે વગર ધર્મે, પરવરદેગારને મળવા ગમે છે, અને જેઓ બીજીજ તરફ તે માટે ફાંફાં મારે છે તેમને જરા આ તરફ જોવાની હમો અરજ કરીએ છીએ. કેટલાક બહુજ ચંચળ "એકસટ્રા ઇન્ટેલીજન્ટ" ભાઇઓ આતશબેહેરામ જતા નથી અને કહે છે કે તેઓને પોતાના દીલના ભીતરના આતશ સાથે કામ છે અને તેના આ બહારનાં ચીન્હ સાથે સાધરણ માણસોની માફક કામ નથી. ધર્મશાસ્ત્રને બાંધી આપેલે રસતે મધ્યમ ચાલથી આગળ વધવાની જેનામાં દૃઢતા કે ગતી નથી, તેવાઓ પરિપકવ થવાના સાધન કાલને સમજયા વગરજ એકી છલંગે હજારો ને લાખો માઇલનું છેટું કાપી જવાની ભ્રાંતીમાં જ્ઞાનને નામે અમસ્થાજ અડડાય છે, અને જ્ઞાન વાર્તા કરી કરીને છેવટ જયાંના ત્યાંજ રહી થાકે છે. એ ભાઇઓને તેમનાં હીત માટે જાણવું જરૂરતું છે કે જ્ઞાન મેળવવા માટે, જ્ઞાનની ખાલી હોંસમાં કે જ્ઞાની હોવાના ફાંફામાં, ધર્મને છોડી દીધાથી જ્ઞાન મલતું નથી. પણ ધર્મ કર્મમાં મુસ્તકીમપણે મંડ્યા રહેવાના અધિકાધિક પ્રયાસથીજ પુર્ણ લાયકાત આવતાં કોઇ દીન જ્ઞાનનો માર્ગ ખુલો થાય છે.

હાં આપણે ફીલસુફી બંધનોવાળાં ભણતરોને જાલવવા કહ્યે છીએ, પણ જે ભણતરો, અકસર મોબેદી ભણતરોને પુગી વળી નહી શકાય એટલી બેઅંદાઝ હદે પાછળથી લંબાવવામાં આવ્યાં છે, તેઓ માટે આપણી પાસે બચાવ નથી.

કo હિo તાo ૨ જી ડીસેમ્બર, ૧૯૦૧.

# અભિપ્રાયો.

## "રાહે જરથોસ્તી"–એક કીમતી પુસ્તક.

ધર્મને લગતાં અમારાં ચાલુ લખાણોએ જરથોસ્તી આલમમાં જે ચકચાર જગાડી છે, એ લખાણોની અસરથી હાલમાં ધર્મની કેલવણી આપવા માટે જે હીલચાલ થવા માંડી છે, તે અમારી અદના કોશેશનું બહુ સંતોશકારક પરીણામ અમો લેખ્યે છીયે અને એ ચકચારની અસરથી બુલંદ જરથોસ્તી ધર્મની મોતેબરી જળવાય અને આજના પારસીઓ એક વાર ફરી પોતાના ધર્મ તરફ જાનફેશાની દેખાડવાને તૈયાર થાય તો અમો અમારી તકલીફનો પુરેપુરો બદલો વળી રહેલો સમજીશું. ધર્મને લગતી તકરારમાં ઝનુન યા એકતર્ફીપણું જો આમેજ કીધું તો તેની અસર કદી થઇ શકે નહીં. મતફેર દરેક બાબદમાં હોય છે, તેમાં ધર્મની બાબદમાં મતફેર તો હદ વિનાનો જણાવાનો. જેથી જેઓ ધર્મનું નામ જાળવવાની કાળજી રાખતા હોય, તેમની ફરજ છે કે તે બાબેની તકરારમાં હોંજાતોજી કે તારીમારી ન કરતાં વાસ્તવિક પણ ધરખમ દલીલો અને સભ્ય તોય અસરકારક ભાષાનોજ ઉપયોગ કરવો. અમોએ અમારી ધર્મ બાબેની તમામ આરટીકલોમાં એજ નિયમથી કામ લીધું છે અને અમને આજે જાણીને જેવો તેવો સંતોશ ઉપજતો નથી કે એ લખાણોએ લાગતા વલગતાઓને આખરે જાગૃત કર્યાં છે. એક પવિત્ર ફરજ અદા કરવા સીવાય એમાં અમોએ વધુ કશું કર્યું નથી, જેથી એ વીશે લંબાણ ન કરતાં ધર્મનું શીક્ષણ બાળકોને આપવા બાબે એક કેલવાયલા અને અનુભવી અથોરનાન તરફથી થોડુંકમાં બહાર પડનાર એક કીમતી ચોપડીની આજના અંક સાથ પ્રગટ થયલી મરેહનજર ઉપર દીનદાર જરથોસ્તીઓનું અમો ધ્યાન ખેંચ્યે છીયે.

પારસી ટોળાની બાપીકા મજહબ તરફની મંદ લાગણીને જાગૃત કરવાની અમારી અદના કોશેશની અસર ટોળાના અગ્રેસરો ઉપર થઇ છે, તેને અમે ગણીમત ગણીયે છીયે. એ માટે જોકે અમે વાજબી સંતોષ લઇ શકયે તોપણ એનું માન અમેરીકન વિદ્વાન પ્રો. જેકસનને અને તેનો પડેલો બોલ ઉપાડી લેનારા થોડાક દીલસોજ પારસીઓનેજ અમે આપ્યે છીયે. ટોળાની ધર્મ તરફની બેદરકારી ઉઘાડી પાડી અમે મુગા બેઠા ન હતા પણ સાથે સાથે તેના ઇલાજો વટીક સુચવ્યા હતા, જેમાંનો એક, બાળકોને બચગીથી દીનદારીનાં ધર્મનીતિનાં મૂળ તત્વોની તરબીયત આપી પુરતી ઉમરે ધર્મની એકીનદારી તેમનાં જીગરમાં મજબુત કરવાનો હતો. એ બાબદ લાગતા વળગતાઓ જોકે લાયક જુસ્તેજુ ચલાવે છે, તોપણ તે કામ હાર પાડતાં ઘણો વીલંબ લાગવાનો સંભવ છે. આપણાં બાળકો માટે ધર્મની કઇ જાતની કેળવણીની ખુટ છે

એ ઘણો અગત્યનો સવાલ છે અને તે ઉપર ઘડીત ચુનોચેરા થતાં વખત પસાર થાય એ સ્વભાવિક છે. ધર્મની કમીટી તરફ અમને દરેક માન છે અને તે જોકે જુદા જુદા મત ધરાવનારાઓનું તત્વ ધરાવે છે, પણ હાલ સુધી તેણે જે જે વાદ-વિવાદ ચલાવ્યો છે તે ઉપરથી એક બારીકબીન સેહેજમાં જોઇ શકે કે કમીટીનું કામ અત્યાર સુધીમાં તો આપણને નાસીપાસી કરે યા ફીકરમાં નાખે તેવું નથી. ધર્મની જાળવણી કરવાની હાલ થતી એ કોશેશને અમારા તરફથી ટેકો આપવાની મતલબથી અમે આજે એ બાબદ સંબંધી એક નવાં પુસ્તક તરફ પારસી આલમનું ધ્યાન ખેંચવા માગયે છીયે. અમારા અદના અવાજે જોકે ધારેલી અસર નિપજાવી છે પણ તે ઘણી અસુરે થવાથી પારસી બાળકોની ધર્મ તરફ આસ્થા વધે એવી કઇ જાતની કેળવણીની ખુટ છે તે વિષે ઘણા મહીનાઓ આગમજ આ પત્રની કુડીબંધ કટારોમાં અમે જુસ્તેજુ ચલાવી હતી, અને તે ઉપરથી જે અનુમાનો કાઢવામાં આવ્યાં છે તે દીનદાર જરથોસ્તી ટોળા હજુર અમે રજુ કરવાની હામ ભીડયે છીયે. બાળકો માટે અનેક ધર્મબોધો બહાર પડી ચુકા છે તેમાંનો એકબી ધર્મબોધ એવો જણાયો નથી કે જેમાં એક જરથોસ્તીએ દરરોજ ફરજીઆત પાળવાના દીનદારીના તરીકાનાં મૂળ તત્વોનું ધર્મ અને વિદ્યાની સરખામણી સાથનું જ્ઞાન આપવામાં આવ્યું હોય. આ ખરેખરી ખૂટ પૂરી પાડવાને, બચ્ચાંઓનાં નાજુક હૈયાં ઉપર ધર્મની બુલંદીનો જાથુક છાપ બેસાડે એવી જાતની શિક્ષણ પોથી રચવાનું કામ ધર્મની કેળવણી આપવા સંબંધી હાલ જે મંડળ એગું થયું છે તેની પેહેલી સભા મળી હતી તેની આગમજ એ કામને પૂરેપૂરો ઇન્સાફ આપી શકે એવા લાયક ગ્રહસ્થે અમારા આગ્રહથી કોમની જાહેર સેવા ખાતર ઉપાડી લીધું હતું. એ કામ વિષયની અઘડાઇ તરફ જોતાં કેવી સરળ અને અસરકારક રીતે પાર ઉતારવામાં આવ્યું છે તે વિષે અમારા તરફથી કશું વિવેચણ ન કરતાં જાહેર પાસે તેની કીંમત કરવાનું અમે વધારે પસંદ કરયે છીયે. આ ચોપડીના પેહેલા ભાગની મહેહનજર તરીકે તેનો દીબાચો અને તેનું સાંકળીયું આજનાં પત્ર સાથે અમે પ્રગટ કીધું છે જે ઉપર ખાસ કરી પારસી શાળાઓના મુતવલીઓનું અમે લક્ષ ખેંચ્યે છીયે. ચોપડી જોકે બાળકો માટે રચવામાં આવી છે તોપણ તેમાંના કેટલાક પાઠોની રચના ઉમરે પુગેલાંઓ માટેબી બોધકારક હોવાથી દરેક દીનદાર જરથોસ્તીને પોતાનાં ઘરમાં રાખી તે ઉપર અમલ કરવા અમે વાજબી સીફારસ કરીશું. ચોપડીનું નામ "શાહે જરથોસ્તી" "જરથોસ્તી કાયદો" રાખ્યું છે અને તે માટેની જાહેર ખબર અમારાં પત્રમાં ઘટતે ઠેકાણે વાંચવાની અમે ભલામણ કરે છીયે.

કયસરે હિન્દ તા. ૨૨ મી સપતેમબર ૧૯૦૧.

## " રાહે જરથોસ્તી, "

### રોજી'દી ફરજીઆત પાલવાનાં પારસી તરિકાના મુલ તત્વોની પેહેલી ચોપડી.

પારસીઓ આજે એકકે અવાજે બોલે છે, બલકે અફસોસ કરે છે, કે તેમનામાંથી ધર્મીપણું ગુમ થતું જાય છે, અને તેની જગા અધર્મીપણું તથા નાસ્તીકપણું લે છે. તેમાં સુધારો કરવા માટે તેઓ ધર્મ જ્ઞાન ફેલાવવાના તરેહવાર ઉપાયો લેતા આવ્યા છે; ધર્મ સંબંધી ભાષણો થાય છે, વાએઝો થાય છે, પુસ્તકો રચાય છે, ઇનામના રેસાલાઓ લખાય છે, શાળાઓમાં છોકરાઓને ધર્મના સબકો અપાય છે, અને છેલ્લાં ધર્મ કેળવણીને પાર પાડવાને પેલું મોટાં નામ ને દોર દમામવાલું " કાન્ફરંસ " પણ સ્થપાઇ ચુકયું, તોપણ ધારેલી મતલબ પાર પડતી નથી. જેમ જેમ આ ધામધુમો વધતી જાયછે, તેમ તેમ પારસી બેદીનીની બુમ પણ વધતી જાય છે. અર્થાત, " દરદ કરતાં ઉપાય નબેતર " થઇ પડયા છે. એનું કારણ શું હશે ? આ સવાલ પેહેલી અગત્યનો છે; અને ખેદયુકત વાત એજ છે કે, પારસી રાહબરો તેજ જોઇ કે જાણી શકતા નથી. " દુઃખે પેટ ને કુટે માથું " તેમ તેઓ કારણને કાર્ય ઠોકી બેસાડે છે, અને કાર્યને કારણ માની અંધારામા ભુસ્કો મારી હાથ પગ ભાંજતાજ રહે છે. અમે વરસો થયાં આ જગે તેમ બીજી તરફ બાથ ભીડતા આવ્યા છીયે કે, પારસીઓની આ બદબખ્ત હાલતનું મૂળ કારણ, તેમનામાં દીન ઇમાન લુલું થવાનું કારણ, તેમનામાં અપાતી ધર્મ કેળવણી તથા ધર્મબોધોની કસુરનું છે. જેવી અને જે રીતે પારસીઓને ધર્મ કેળવણી યા ધર્મબોધ અપાય છે તે, તેમનું દીન ઇમાન વધારનારા તો નહીજ, પણ સામાં તેનો નાશ કરનારા છે.

એવી અફસોસ કરવા જોગ હાલતમાં, પારસી બાળકોને ધર્મની કેળવણી આપવાનું, ખરે રસ્તેનું એક પુસ્તક નિકલેલું જોઇ મી૦ પંચડાંડ પરમ આનંદ પામે છે. આ પુસ્તકનું નામ " રાહે જરથોસ્તી " છે, જેને બે ભાગમાં વહેંચી પ્રથમ ભાગમાં "દરરાજ ફરજીઆત પાળવાની જરથોસ્તી તરીકેનાં મુલતત્વો" આપેલાં છે; અને બીજા ભાગમાં " જવાહીરે જરથોસ્તી " ને મથાલે " જરથોસ્તી ધર્મનીતિનાં ગોખવા લાયક ગોહરો તેના ભાવાર્થ સાથે " સમાવ્યા છે. વલી પુસ્કની સરૂઆતમાં " રોજીંદી ફરજ ગુજારીનાં " અગતજોગાં અવસ્તાઇ નાનાં ભણતરો આપેલાં છે. પુસ્તકના કદ સાથ સરખાવતા તેનો દીબાચો મોટો છે, પણ તે અતી અગત્યનો, જરથોસ્તી બાળકોને ધર્મની ખરી કેલવણી કેવી રીતે મળવી જોઇએ કે જેથી તેમનાં દીન ઇમાનમાં વધારો

થાય તેની પકકી સમજ આપનારો, અને તેટલા માટે આવકારદાયક છે, જે અમારા ચાલુ વિચારોને પુષ્ટી આપનારો, અને એકેએક જરથોસ્તીએ ગોખીને અભ્યાસ કરવા જોગ છે. "રાહે જરથોસ્તી" માત્ર એક છુટક પુસ્તક નથી. તે એક પુસ્તકમાળા છે, જેનો આ માત્ર પહેલો અંક છે, અને તેને જો પારસી આલમ તરફથી પુરતું ઉતેજન મળશે તો તેના બીજા અંકો ઉપરાસાપરી નિકલતા જશે.

જરથોસ્તી બાળકોને નિશાલોમાં ધર્મ કેળવણી આપવા માટે અત્યાર સુધી તરેહવાર પાઠમાળાઓ નિકલેલી અમે જોઇ છે; જેમાં ચોકસ અપવાદો બાદ કરતાં લગભગ સઘલી ઓર જરથોસ્તી ધર્મનાં સુલ્યાં ખોદી પારસી બાળકોનું જરથોસ્તીપણું લુટે તેવી અમને જણાઇછે. પારસી બાળકોને, બલકે ખુદ પારસીઓ તથા પારસણોને ખરે રસ્તે ધર્મ કેળવણી આપી તેમનામાં પારસીપણું જાલવે, જરથોસ્તીપણું વધારે, અને તેમનું દીન ઇમાન સાબેત કરે, એવું નમુનેદાર અને ખરી જરથોસ્તી આંચથી લખાયલું પુસ્તક તો અમે આ "રાહે જરથોસ્તી" જોઇએ છીએ. ખરેખર તો "રાહે જરથોસ્તી" (જરથોસ્તી તરીકે)જ છે. તેમાં રોજીંદી જરથોસ્તી ફરજીઆતો, જેમકે નીરંગે કુસ્તી, નીરંગે ગોમેજ, નીરંગે પાદીઆબ, ફરજીઆતે પંજગાહ ઇત્યાદી જેમ ધર્મની રૂએ તેમ વિધાની રૂએ પણ ઘણીજ સાદી, સેહેલ, તોપણ શુધ્ધ તથા રસીલી રીત સમજાવી છે. તે પણ ચઢઃઉતર પાઠોમાં; ઘટતા અનુક્રમે જે પવિત્ર જરથોસ્તી ક્રિયા ભણતરોને આજના પેલા શેખચલી પારસી ધર્મ અભ્યાસીઓ વહેમા ગણી હસી નાખીને ધર્મ ઇમાનનો પાયો લુલો કરતા જાય છે, તેવાં ક્રિયા ભણતરોને આ કીમતી પુસ્તકમાં કાયમ રાખી તેમનો દરજ્જો જાલવી, તેમની ખુબી એવી તો સારી રીતે સમજાવી છે કે જરથોસ્તીઓ તથા તેમનાં બાળકોમાં તેમના તરફ માન તથા ભકતી ભાવ ઉત્પન્ન થયા વગર રહે નહી. આજે જ્યારે કેટલાક બદઇમાન પારસીઓ "ગોમેજ" અથવા તરો લેવાની નેરંગને પોતાના ભણતર પુસ્તકોમાંથી રદ કરી તેનું ખુન કરવાનું દોજખી કામ કરવામાં સુધારો માને છે, ત્યારે આ "રાહે જરથોસ્તી"ના સાચા એતેકાદના જરથોસ્તી કર્તાએ તેને તેની ઘટતી જગાએ કાયમ રાખવાનીજ માત્ર નહી, પણ તેની જરૂર, ફાયદા ઉત્પતી વગેરે સમજાવવાની આફરીન કરવા જોગ હીંમત બતાવી છે.

પણ "રાહે જરથોસ્તી"નો તે કર્તા કોણ? અમે ખેદ સાથ જોઇએ છીએ કે આ માનવંત કર્તાએ "અદના અભ્યાસી" એવા તખલ્લુસના પરદા હેઠળ ગુપ્ત રહી પોતાનું નામ જણાવવાની જરૂર વિચારી નથી! ગમે તે કારણ હોય, પણ આવા એક ધર્મ

સંબંધી કીમતી પુસ્તકને તેના કર્તાના નામ નિશાન વિના છુપું બાહાર પાડવાનું કામ અમે ડહાપણ ભરેલું ગણી શકતા નથી. ચોક્કસ સંજોગોવા અમે પોતે તો કર્તાને પિછાણી શકયા છિએ, જેઓ જરથોસ્તી ધર્મ સાહિત્યના એક અચ્છા અભ્યાસી, એક ખાનદાની અથોરનાન, એક સાબેત એતેકાદના જરથોસ્તી અને જરથોસ્થી છોકરાઓને જરથોસ્તી કેળવણી આપવાના કામના અનુભવી એક ખાતાના વડા શિક્ષાગુરૂ ઈમાનવંત ગ્રહસ્થ છે, અને તેવા લેખકથી આ આપણે ખરી "રાહે જરથોસ્તી" જોવા સિવાય બીજી આશા રાખી શકયે નહી. અમે ઇછિયે છિયે કે "રાહે જરથોસ્તી"ના હવે પછીના અંકો જે અલબતે વધારેઉંડી બાબતોના હોશ જોઇએ તે પોતાનાં ખરાં નામ સાથેજ બાહર પાડવાની જરૂર કર્તા જોશે. આ પુસ્તક જરથોસ્તી રોજીંદી ફરજગુજારી માટે પારસીઓનો એક સાચો ભોમિઓ છે. તે માત્ર એકેક પારસી ઘેરમાંજ નહી પણ એકેક પારસી ઇસમ પાસે તેના ધર્મ સંબંધી સલાહકાર તરીકે રહેવો જોઇએ. જે પારસી નિશાળો પારસી બાળકોને ધર્મ કેળવણી આપવાનો દાવો કરેછે તેમાં તો આ પુસ્તક અવસ્ય અભ્યાસ પોથી તરીકે દાખલ થવું જોઇએ. પણ એ સર્વ માટે આ પુસ્તકને પારસીઓમાં વિખ્યાતી મલવાની પહેલી જરૂર છે, અને તે કામ પારસી છાપાઓ પોતાની ફરજ સમજીને બજાવવાનું છે.

—"પંચડાંડ" તા૦ ૧૦ મી આગષ્ટ ૧૯૦૨



મેહેરબાન નેકનામ એરવદ સાહેબ.

એરવદ ખુરશેદજી એરચજી પાવરી

જોગ

જત આપ સાહેબે 'રાહે જરથોસ્તી' અને 'જવાહીરે જરથોસ્તી' નામની કેટાબ મુજ ઉપર મેહેરબાનીની રાહે ભેટ મોકલીછે તે માટે આપ સાહેબનો ઉપકાર માનું છું. હાલ ધર્મ કેળવણી આપવા માટે ચરવાતા સવાલના સમ્યમાં, આપણી આએ ચોપડી ઘણી આવકારદાયક ગણાય, કારણકે એ કેટાબ ઉધરતા જરથોસ્તી જવાનીવાઓના હાથમાં આપવાને ઘણીજ લાયક છે....

આશા છે કે આપ સાહેબ પુરતી તંદરોશતી સાથે હશોજી. દસતુરજી સાહેબે દોઆ લખાવીછે.

લા૦ દોઆગો

મનોચેહેર દસતુર જામાસ્પજી.

મુંબઇ રોજ ૪ થો માહા ૧૧ મો ૧૨૭૧.

તા૦ ૧૫ મી જુલાઈ ૧૯૦૨.

---

મેહેરબાન નેકનામ ભાઇજી સાહેબ,

એરવદ ખોરશેદજી એરચજી પાવરી.

જત ઘણે દીવસે તમારા મુબારક હાથનું પત્ર વાંચી શાદમાની હાસેલ થાઇ છે. તમોએ મોકલેલી "રાહે જરતોશ્તી" ની એક નકલ મને મલી છે અને તે વાંચી જોઇછેજી. અસલથી હું તમારાં લખાનો ઘણી ઊલટથી વાંચતો આવ્યો છું. આ લખાન પણ ઘણું સારી ઢબે લખ્યું છે અને તેમાં જગેજગ આપેલા અવસ્તાના પદો ઘણા સરસ રીતે ચુંટી કાહડયા છે....

આશા છે કે આપ પુર તંદરોસ્તી સાથ હશોજી.

લા૦ દોઆગો,

કેકોબાદ આદરબાદ દસ્તુર.

નોશવાનજી દોઆ આમીન.

દસ્તુર હોલ પુણા

રોજ ૬ માહા ૧૧ સને ૧૨૭૧.

**મેહેરબાન ભાઇ ખુરસેદજી એરચજી પાવરી,**

જોગ.

**નવસારી.**

જત આપની "રાહે જરથોસ્તી" નામની ચોપડી ભેટ મોકલી તે માટે ઉપકાર માનું છુંજી. તમારી ચોપડી બચ્ચાઓનાં હાથમાં મુકવા લાયક મને દીસેછેજી. જેમ આપણી જરથોસ્તી તરીકેની રાહ રસમો તેમ નીતિના પાઠો એમાં આવ્યાથી તે વધુ ઉપયોગી માલમ પડે છે....

સેવક,

**જીવનજી જમશેદજી મોદી.**

ના. ૧૩૧, હોરનબી રોડ, કોટ.

મુંબઇ, તા. ૧૮ મી જુલાઇ ૧૯૨૦.

---

**મેહેરબાન નેકનામ શેઠજી સાહેબ,**

**એરવદ ખુરશેદજી એરચજી પાવરી.**

જોગ.

જત તમો શેઠે "રાહે જરથોશતી" નામની કેટાબ હમો ઉપર મોકલી આપી છે તે માટે હમો તમો શેઠનો મોટો ઉપકાર માનીએ છીયેજી.

"રાહે જરથોશતી" નામની બાળશિક્ષણ પોથી તેના કર્તા "અદના અભ્યાસી" તરફથી મલી છે તેને 'આમીન' કહી અમે આવકાર દઇએ છીએ. પુરાતન જરથોશતી રાહેરસમના બચાવમાં એક અભ્યાસી એરવદ સાહેબને બાહાર પડેલા જોઇ અમને વીશેશ આનંદ ઉપજે છે. કર્તાએ અમને પોતાની ઓલખ આપવાની મેહેરબાની કીધી છે, કે જે ઓલખજ હાથ ધરેલી બાબદની લાયકતનો સંગીન પુરાવો છે. આ શરમાલ અભ્યાસીએ પોતાનું નામ નીશાન જાહેરમાં મુકવાથી શું ખોહવાનું હતું તે અમે સમજી શકતા નથી. એઓ એરવદ, ભણેલા એરવદ છે. એઓ એક મદરેસાના વડા શીક્ષા ગુરૂ હતા. એઓએ એક જાણીતા વિદ્વાન આગલ ધર્મની ભાષાઓનો સંગીન અભ્યાસ કીધો હતો. એમના ઉંડા અભ્યાસનું એક સંગીન પરીણામ થોડા વખતમાં બાહાર પડેલું જોવાને અમે આતુરતાથી રાહા જોઇએછીએ.

આ કામેલ એરવદે પોતાની બાબદને અચ્છી રીતે રંગરૂપ આપી તેને એવી તો દીલપજીર બનાવી છે કે બાળકો હોશથી શીખી શકે. એમાં પાઠોની રચણા કરતાં વચગાળે બંદગીનો સલીસ ભાવાર્થ, તવારીખ કે પુરાતન દંતકથાથી તેને ખેંચાણકારક બનાવ્યું છે કે જેથી શીક્ષણ લેતાં બાળકોને કંતાલો પેદા થાય નહી. પાઠો ટુકા, વાકયો ટુકાં અને ભાષા સરલ હોવાથી તે બાળકો માટે પચતો અને પુષ્ટીકારક ખોરાક પુરો પાડે છે. કર્ત્તાનો ભાષા ઉપરનો કાબુ જાણીતો છે તોપણ આ ચોપડીની બચ્ચાંસઈ ભાષા એમની દુર અંદેશી અને સારી સમજ દેખાડે છે. એમાં અવસ્તાના કેટલાક તરજુમાં અને આપણી કદીમ ક્રિયાઓના જે મનપતીજ ખોલાસા મલે છે તે લક્ષ આપવા લાયક છે. એમાંની એક બાબદ અમારૂં જે ખાસ ધીયાન ખેંચે છે તે અવસ્તામાંથી ચુંટી કાઢેલાં અમુલ્ય રત્નો છે. ચોપડી જોકે બાળકો માટે રચવામાં આવી છે તો પણ એમાંથી આપણી રાહો રસમનું જે લાયક શીક્ષણ મલે છે તે ઉપરથી નેક એતેકાદના જરથોશતી બાનુઓ અને ગૃહસ્થોને આ નાનું પુસ્તક એક વાર વાંચી જવાની અમે ખાસ સીફારસ કરીએ છીએ.

વિષયની અધડાઇ તરફ જોતાં આ શીક્ષણ ઘણું સરલ અને અસરકારક રીતે શિખવવામાં આવ્યું છે. શીક્ષણની મુખ્ય નેમ આપણા બાળકોને દીનદાર અને નીતિમાન બનાવવાની છે, જેથી આ બાળપોથી જરથોશતીઓની માલેકી હેઠળ ચાલતી દરેક શાળાઓમાં દાખલ કરવા તેના દાનેશામંદ માલેકોને અમે મજબુત બલામણ કર્યે છીએ. ચોપડીના કદ તરફ જોતાં બેશક તેની કીંમત તદન નજીવી છે, પણ એજ ધોરણે બીજી ચોપડીઓ પ્રગટ કરતા રહી પોતાના અભ્યાસનો લાભ જાહેર સેવા ખાતર હમદીનોને આપતા રેહેવાની એરવદ સાહેબને અમે ખાસ બલામણ કરીએ છીએ.

લા૦ દોઆગો,

**કેખસરૂ દસ્તુર જામાસ્પજી.**

મુંબઇ રોજ ૮, માહ ૧૧ સને ૧૨૭૮,

---

**મહેરબાન એરવદ સાહેબ ખુરશેદજી એરચજી,**

આપણી મઝદયસ્ની દીનને લગતી તરતીબ અને તાલીમ સાથની જરથોસ્તી બાળકોને લાયકની એક નહાની ચોપડીની નકલ જે આપે મને ભેટ કીધી છે તે

માટે હું ઉપકાર માનું છુ. આપણા બાળકોને દીનની સમજ નહાની ઉમરે આપવા સારૂં તમારી ચોપડી ઘણે દરજ્જે લાયકની છે, જેમાં સહેલી ભાષા વાપરવામાં અને લાયક વિચારો સમાવવામાં તમોએ જે કાલજી રાખી છે તે બેશકીત વખાણવા જોગ છે. એ ઉપરાંત ખરી દીનદારીની લાગણીથી તમોએ સઘલા પાઠો રચ્યા છે જે બાબદ એક દસ્તુરને ઘણી સંતોષ આપનારી છે. એ ચોપડી જરથોસ્તી નિશાળોમાં દાખલ કરવાની હું ભલામણ કરૂં છું. તમારાં કેટલાંક આગળાં લખાણોબી એવીજ ખંટથી આપે રચેલાં છે, જેની નકલ ઓછી શકિતના અથોરનાનોકરે છે. એટલુંજ નહીં પણ તેમાંથી દસ્તુર મોબદોએ **પોતાના લખાણોમાં કુપાણાના પાણા ઉતારી લીધાં છે.** એ બીનાં તમોને મોબારકબાદી આપવાજોગ છે.

આપ તથા કુટુંબને દેરજીવસ્ની ચાહી,

લા૦ નેક દોઆગો,

**કારાબ દસ્તુર પેશોતનજી સંજાણા.**

મુંબઇ, રોજ ૧૫ મો, માહ ૧૧ મો

સને ૧૨૭૧ યજદજરદી.

---

## એરવદ ખુરશેદજી એરચજી પાવરી.

જોગ.

**મહેરબાન સાહેબ,**

આથોરનાનોની ફરજ સંબંધી વીષય ઉપર તમોએ આપેલાં ભાશણવાલું જે ચોપાણીયું તમોએ મારી ઉપર મોકલવાની તસદી લીધી તે મેં ખુશી સાથે વાંચીયું છે, અને ટુકમાં હું એટલુંજ તે વીશે જણાઉ છું કે જો સઘલા આથોરનાનો તમે કીધેલી મોતેબર સુચના મુજબ ચાલવાના કાલજી ધરાવે તો તેમનો વર્ગ જે હમણા કેટલીક રીતની અપકીર્તી અને બદનામીમાં આવી પડયો છે તેમાંથી થોડાજ વખતમાં મુક્ત થાય. તેમજ વલી હું એવુંબી ઇછુંછું કે એ તથા બીજી એવીજ બાબદોસર ભાશણ આપવાને તમ જેવા બીજા લાયેક આથોરનાનો બાહેર પડવાની ઉલટ હમેશ ધરાવતા રહે.

તમો તરફના બીજાં કોઇ ભાશણો વાંચવાને હું હમેશાં ઇંતેજાર રહીશ.

[રાં પોતાનાં કેટલાંક કાવયોમાંથી આએ "ખોરદેહ અવસ્તા બેતોમાં"

વાલાં કાવ્યની કેતાબ તમારાં ખાસ ધ્યાનને લાયેકની ગણી મેં મોકલી છે. તે સ્વીકારવાની મેહેરબાની કરજોજી. દલગીર છું કે બીજાં મારાં લખાણો તુરત વેવા ઉતાવળથી મોકલવાને બનતું નથી, પણ જોગવાઇ મલવે તેમ કરવાને ચુકીશ નહી તે જાણજોજી.... એજ અરજ. લા૦ દુવાગીર સેવક,

**કાવશાજી મનચેરજી મનસુખ૦**

પરેલ, તા૦ ૧૦ મી નવેમબર ૧૮૮૮.

---

**માંનવંત એરવદ સાહેબ,**

**શેઠ ખુરશેદજી એરચજી પાવરી.**

તે નવસારીમાં બજમરોજે હોરમજદનાં સ્થાપક જોગ,

**નવસારી.**

**સાહેબ,**

પાકદાદગરથી મને આશા છે કે તમો સાહેબ પોતે તંનદોરસ્ત છો.

"વાઅજે ખુરશેદ" ૧ નકલ મારા પર મોકલવાની મેહેરબાંની કીધી તે માટે હું તમારો ઉપકાર માનુંછ. અથોરનાંન કોણને કેહવો? તે તમો જેવા પક્ષ અભીયાસી તથા ભણેલા થોડાક જરથોસ્તી ગૃહસ્થો ખરા અથોરનાંનનો દાવો કરી શકે. જેવો પોતાનાં હાંશલ કરેલા એલંમનો હીસ્સો પોતાના દીનદારોમાં ફેલાવે—તમારૂં નાંમ વાંચવાથી મને સંતોશ થાય છે. અને એક વિદ્વાન તરીકે તમારી પીછાણ કરવામાં મને ખુશી હાંસેલ થાય છે....

ખુદા તમોને ઓમરદરાજી બક્ષે. તમારો અહેસાંનમંદ

દોઆગો,

**ખુરશેદ જમશેદ**

**દસ્તુર જામાસ્પ આસા.**

કાંપ મહુ રોજ ૧–૨–૭૪

---

નેકનામ મેહરબાન એરવદ સાહેબ ખુરશેદજી એરચજી પાવરી જોગ લા૦ દુવાગીર શેવક મનચેરજી હોશંગજી જાગોશની દુવાબંદગી કબુલજોજી. ચોપડી ખચીત ઉપયોગી ને વાંચ્યેજો. ઘણી શરશ છે હેમાં કંઇ શક નથી. હમારાં કેલેંડરમાંથી લીધી છે. છેલાં એઅેજ વાયજ લેવા પુછાવેલું પણ તેની પેહનીબી

ઘણી શારશ લેવા જોગ લાગવાથી બીજી વધારે વાએજો. કાલેંડરમાંબી લીધીછેજી. તમે શાહેબબી એ વીશે ખુશી હશોજી—એ માટે હમે દીબાચામાં કંઇ બે બોલ લખવા ધાર્યા છે તે શેજ જણાવીએ છેજી.... લા૦ દુવાગીર સેવક,

**મનચેરજી હોરાંગજી જાગોશાની**

શલાંમ વાંચજોજી,

મુંબાઇ તા૦ ૨૯ મી જુન ૧૯૦૪

---

**મેહેરબાન નેકનામ ભાઇજી સાહેબ,**

**એરવદ ખુરશેદજી એરચજી પાવરી.**

**મું. નવસારી.**

આપની તરફથી આજ રોજે આપે હાલ બહાર પાડેલું પુસ્તક "વઅજે ખુરશેદ" મને ભેટ દાખલ મળ્યું છે અને તે માટે હું આપનો બહુ આભારી છું. આપણા પાક ધર્મની પવિત્ર સેવા શુધ્ધ અંતઃકરણથી જે ગણ્યા ગાંઠયા અથોરનાનો બજાવે છે તેમાંના આ૫ એક છો અને તે જોઇ હું બહુ ખુશી છું. આપના કેટલાક વિષયો "જરથોસ્તી" માં હું વાંચતો આવ્યો છું અને આપનો એ સતત ઉદ્યોગ હું વખાણતો રહું છું.

આપણી મુંબાઇમાં થયલી મુલાકાત હું વારે ઘડિયે યાદ કરૂં છું અને જે થોડાં દિન આપણે આનંદમાં પસાર કર્યા હતા તેનું સ્મરણ મને હજી સુધી તાજુંજ છે. મ્હારા સાળા મી૦ વીકાજી પટેલ જેઓની સાથે આપને બહુ જોશભર સંવાદ ચાલતો હતો તેઓ પણ મને મળતાં આપની યાદ કરે છે. સજ્જનની સંગતિ એવીજ સુખદાયક હોય છે....

મ્હારૂં બીજું કાવ્ય પુસ્તક છપાવવા હું થોડા દિન પછી મુંબઇ જનાર છું, જે બહાર પડયેથી આપની સેવામાં મોકલીશ.

આશા છે કે આપ આનંદમાં હશો. તે પાક પરવર આપને લાંબી જીંદગી બક્ષે તથા દિન દિન વધુ કીર્ત્તિમાન કરો ! એજ

આપના શુભેચ્છક સેવક,

**અરદેસર ફરામજી ખબરદારની**

દુવા સલામ વાંચશોજી.

શ્રી દમણ. તા૦ ૧૦—૧૦—૦૪.

---

**ભાઇ સાહેબ ખુરશેદજી,**

તમારાં છેલાં પુષ્ટક—રેસાલ-હે ખુરશેદની ભેટ મને મલી છે તે માટે ઉપકાર માનું છું અને તે પુરેપુરી વાંચવા ઉમેદ રાખું છું. કેટલીક મુદ્દત થઇ તમારાં લખાણો "Journal of the Iranian Association," માં આવે છે તે હું વાંચું છું અને ખુશી થાઉં છું કે હાલ જે વલાંણે કેટલાક ભણેલા અથોર્નાંનો અને મ્હોટે ભાગે બીજા બીન ભણેલા તેજ વર્ગના સખસોએ પકડી છે તેથી ઉલટી વલાંણ તમારી છેઃ આપણા ટોલામાં કેલવણી ખાતાં સ્થાપવામાં આવ્યા છે તેના મકસદ કેલવણી લેનારની અકલની ખીલવણી, સાચા અને આગળ વધનાર માર્ગ અને સચાઇની જોસ્તેજો અને અખત્યારી કરાવવાની છે તે છતાં કેવી દલગીરીની વાત છે કે મેં ઉપર જણાવેલાં સખસો મતલબ, સખુન પરવરી, હસદ અને અજ્ઞાનપણાને લીધે ટોળાંને આગલ વધવાને બદલે પાછલ હઠાવવાની યુકતી અને કોશીશો કરે છે, અને બેહતરીને બદલે ખરાબી ઉપર ચલાવી દે છે, અને સમજુ લોકોની નજરમાં નામોસી લગાડે છે. મેં કાંઇ પહેલેથી કોમનાં કામોમાં માંથું માર્યું નથી; મને અજ્ઞાનતા અને હઠીલાઇ વધારે દેખાઇ હતી, પણ કેળવાયલા વર્ગ ઉપર મને ભરૂસો હતો, તેથી કાંઇક બાગ લેવા શરૂ કર્યું પણ એ ખોટો ખેઆલ છે એમ અતરે આવ્યા પછી મને જણાયું, અને ફરીથી કોમી તકરારો કે કામોથી દુર રેહવાનો કેટલીક મુદ્દત થઇ ઇરાદો કર્યો છે; તેમ છતાં કોણ લાયક અને કોણ નાલાયક એ બદલ મારી તપાસ અને નુકતેચેની ચાલુ છે, અને જોઇને ખુશી છું કે તમારા જેવાં ગૃહસ્થો આપણી કોમ, અને આપણા અથોર્નાંન ટોલાંમાં વગર બ્હીકે, સારી અકલ અને સારી સમજ જે સુચવે તે છુટથી જાહેર કરનારા મોજુદ છે. એક રીતે જોતાં જે ચલવલ ચાલુ છે તેમાં મોટો ભાગ બને બાજુએ આપણાજ ટોલાંવાલા લે છે અને આપણાજ કેળવેલા અને આપણા બચાં જેવાં સખસો અભીમાન, વેહમ અને મતલબમાં તેમ એક ખોટાં અજરથોસ્તી પંઠના શિક્ષણમાં લપેટાયલાઓ પુરતી માહીતી વગર પોતાનો ડંકો ચલાવવા લાગ્યા છે, કે જે ખરેજ હીનપસ્તી ભરેલું અને ખેદકારક છે, ખેર ! એનો પણ છેડો આવશે. જુઠાણું પણ વારે ઘડીએ ફાવે છે પણ આખરે શીકસ્ત પામે છે.

મતફેરી કાંઇ ખોટી ચીજ નથી. તે હમેશા રેહવાની. અને જેમ માણસ છુટથી વીચાર કરશે અને વધારા સુધારાને વલગશે તેમ મતફેર વધુ રેહવાનો અને તેટલા માટે અધીરાઇ કે નાખુશી બતાવવી એ મુનાસબ નથી. પણ હાલનો મતફેર તેમ

નથી. ચોક્સ સખસો ચોકસ ચીજોથી દોરવાઇ જઇ તેને વશ થાય છે એટલુંજ નહીં, પણ ધ્રાસ્તી ખાય છે કે તેઓ પકડાઇ જશે અને અટવાઇ જશે તેથી બચાવવા યુક્તીઓ કરે છે; તેમાં તેમને ફતેહ મલ્યાથી આગળ વધે છે અને તેમાં ચકચુર થઇ મ્હોટાઇના ખેઆલો દોડાવે છે અને કોમની રેહબરી અને આગેવાની ઉપર ત્રાપ મારે છે અને તેમાં ફાવી જાય છે. આ ખોટારાંની કેવી ફતેહ, કોમની કેવી નબળાઇ અને બેઇજતી બતાવે છે!

હું ઉમેદ રાખું છું કે જે છુટના અને સ્વતંત્રતાના વીચારો, પોતાની બુધ્ધિ સારી નીષ્ટાથી ચલાવી તમે તમારી શકતી મુજબ જાહેર પાડો છો અને ધર્મની અને કોમની સેવા બજાવો છો તે જારી રાખશો અને તમારા હાથમાં શીક્ષક તરીકે જે ટક છે તેનો પુરતો લાભ લેઇ તમારા જેવા શીષ્યો પેદા કરશો; તેમજ દોસ્ત આસ્નાવોમાં સુધારા અને સચ્ચાઇના વીચારો ફેલાવતા રેહશો.

ખુદ નવસારીમાં તમારાજ જેવા કેટલાક ગૃહસ્થો છે એ ખુશાલી તેમ મગરૂરી લેવાને કારણ મલે છે. આપણા ટોલાનું નામ વાયરૂં પડેલું છે તે સુધારા સાથેજ રહે છે, પણ જો કુધારાને તોડી સુધારો આગલ પાડનારા છે તેમાં પણ આપણાજ ટોલામાંથી આગેવાનો બાહેર આવ્યા છે. એટલે ઘણું દલગીરીનું કારણ રેહતું નથી. એ પાછલો વર્ગ વધતો જાય અને કોમના ખરા ફાયદા અને સચાઇ સાથે આપણે જોડાયલા રેહીએ એમ ઇચ્છાતું મારા જેવા ઉમરે પુગેલા સખસોનું કામ છે.

ભલી દુવાઓ સાથે

દોવાગો,

**કેરશાસપ રૂ. દાદાચાનજી.**

ખંબાલા હીલ.

મુંબઈ તા. ૧૪-૧૨-૧૯૧૯.